REGISTERED No. B. 876.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું



સૂચના:—પત્ર વ્યવહાર સઘળો વ્યવસ્થાપકના સરનામે કરવો.

સંપાદક:—મણીલાલ મોહનલાલ. પાદરાકર.

# बुद्धिप्रभा.

# LIGHT OF REASON.

કાવ્ય.

દિવ્ય પંથ પ્રતિ સંચરવાને, જન જીવન ઉન્નત કરવાને;
જ્ઞાન સુધારસ રેલવવાને, શારદ સહાય દે "બુદ્ધિપ્રભાને."

पुस्तक ६ ठुं. अप्रील १९१४. वीर संवत २४४०. अंक १ लो.

प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક—અમદાવાદ શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે રૂ. ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ.

શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# વિષયાનુક્રમણિકા.



## લવાજમ.

હમારા ગ્રાહકો જોશે કે હમે ગત વર્ષમાં હમારાથી બનતું કરી વાંચકોને સર્વોત્તમ વાંચન પુરૂં પાડ્યું છે. કદમાં લખાણોમાં ઘણોજ ફેરફાર કરવા છતાં પણ લવાજમ માત્ર એક રૂપીઓજ રાખીને અમે નફા તરફ ન જોતાં કર્તવ્ય તરફજ દ્રષ્ટિ રાખીને તે ચાલુ વર્ષમાં નવિન ફેરફારો કરી સામાજીક માસિકની હરોળમાં તેને મુકી વધુ સેવા બજાવવા નિશ્ચય કર્યો છે. માસિકની ઉન્નતિનો આધાર તેના વાંચકોની નુતન મદદ પર અવલંબે છે. માટે સર્વ સુજ્ઞ ગ્રાહકોને વિનંતિ છે કે તેમણે ગત વર્ષનું લવાજમ વિનાવિલંબે મોકલી આપવું અને ગ્રાહક તરીકે રહેવા ઇચ્છા ન હોય તો શરૂઆતથીજ અમોને લખી જણાવવું. જાહેર સંસ્થા નુકશાનમાં ન ઉતરે એ તરફ સર્વને દ્રષ્ટિપાત કરવા આગ્રહપૂર્વક વિનંતિ છે.

ઇતિશમ.

---


તૈયાર છે ! મંગાવો !! તૈયાર છે !!!

ડીમી ૧૦૧ ફોર્મ ૮૦૮ પાનાનો મહાન ગ્રંથ.

**આનન્દઘન પદ ભાવાર્થ સંગ્રહ.**

શ્રીમદ્ આનન્દઘનજીના આધ્યાત્મિક, વૈરાગ્યાદિક, ઉત્તમ રહસ્યવાળા ૧૮ પદો કે જેનો ભાવાર્થ સમજવા અનેક મનુષ્યોની તીવ્ર જિજ્ઞાસા હતી તે પદો ઉપર આચાર્ય બુદ્ધિસાગરસૂરિજી મહારાજે સ્પષ્ટ રીતે વિસ્તારથી વિવેચન કરી જીજ્ઞાસા પૂર્ણ કરી છે. તે સાથે શ્રીમદ્‌નું ચરિત્ર પણ ઉત્તમ રીતે દાખલ કર્યું છે. ઉંચા કાગળ, નિર્ણયસાગર પ્રેસની સુંદર છાપ ને મનોહર પાકી બાઇન્ડીંગ છતાં કીં. માત્ર રૂ. ૨-૦-૦.

ઠે. નાગોરીશરાહ. અમદાવાદ. } શ્રી જૈનશ્વેતાંબર મૂ૦ બોર્ડીંગ.

# બુદ્ધિપ્રભા.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.] તા. ૧૫ એપ્રીલ સને ૧૯૧૪. [અંક ૧ લો.


## *श्री मणिचंद्रकृत.

(સંગ્રાહક તથા વિવેચનકાર બુદ્ધિસાગરઃ)

चोपाई.

मिच्छत्त कहीए जे कुतत्त्ववासना, यथास्थिति भव नावे आसना ।
द्रव्य पज्जव विपर्यास धरावे, अनंतानुबंधी हठ करावे ॥ १ ॥
गुणवंत जाण्यो तुहे द्वेप आवे, मुहुर्तथी मांडी जावजीव कहावे ।
अनंतानुबंधीओ क्रोध ते थावे, भवानुबंधी ते दुर्गति पावे ॥ २ ॥
गुणवंत प्रति देखे आपथी हीणा, अवगुण आगलि करी जुई दीणा ।
मान चढ्यो निज पराक्रम बोले, दुर्गति तणुं बारणुं ते खोले ॥ ३ ॥
धर्म थोडो करी बहुत प्रकाशे, आप इम जाणे मोरो जस भासे ।
धर्म देखाडी ठगे बहु लोक, अनंतानुबंधी माया करे फोक ॥ ४ ॥

આ ચોપાઇવાળા પદમાં અધ્યાત્મજ્ઞાની શ્રી મણિચંદ્રજીએ સમકિતી અને મિથ્યાત્વીનાં લક્ષણો દર્શાવ્યાં છે. મિથ્યાત્વીને ગુણવંતપર દ્વેષ પ્રગટે છે અને તે મુહુર્તથી પ્રારંભીયાવજ્જીવ પર્યંત રહે છે. મિથ્યાત્વી જીવ પોતાને ગુણવંતો કરતાં મહાન દેખે છે અને ગુણવંતોને પોતાનાથી હીન

* શ્રી મણિચંદ્રજી મહારાજ અમદાવાદમાં સારંગપુર તળીયાની પોળમાં રહેતા હતા. અમદાવાદમાં પ્રસિદ્ધ નવી કાકી જે કહેવાય છે તેમના પતિએ શ્રી મણિચંદ્રજી પાસે અભ્યાસ કર્યો હતો એમ કહેવાય છે. શ્રી મણિચંદ્રજીકૃતની કેટલીક સજ્ઝાયો અને પદો છપાઇ ગયાં છે. અવશેષ કેટલાંક પદો મળી આવવાથી અત્ર તેનો ઉતારો કરવામાં આવે છે.

परवस्तु अपनी करीने माने, तनमें रंगाइ रह्यो नीच ठाणे ।
लोभसागर पूरो नवी थावे, तृष्णाए करी दुर्गति जावे ॥ ५ ॥
ए अनंतानुवंधी कह्या चार, एकनी मुख्यता गुणीता त्रण धार।
नरक निगोद प्होंचाडे भाइ, हारी जाइ आपणी ठकुराइ ॥ ६ ॥
यथास्थित भाव उपरे मनरंजे, गुण जाण्या पछी तेहने नवि गंजे ।
धर्ममां माया न करे पुण्यवंत, भणे मणिचंद्र परवस्तु म संच ॥ ७ ॥

राग केदारो.

चेतना चेतनकुं समजावे, अनादि स्वरुप जणावेरे ।
सुमति कुमति दो नारी ताहरे, कुमति कहे तिम चालेरे. चेतना. १
कुमति तणो परिवार छे वहुलो, रात दिवस करे डोहलोरे;
विषय कषायमां मीनो रहेवे, नवि जाणे ते भूलोरे. चेतना. २

---

દેખે છે, મિથ્યાત્વી અન્ય જીવોના અવગુણોને આગળ કરે છે અને તેઓના સદ્‌ગુણોને આચ્છાદે છે. મિથ્યાત્વી અલ્પ ધર્મ કરીને ઘણો કર્યો એમ અન્યોની આગળ પ્રકાશે છે. મિથ્યાત્વી કપટ ઉપર ઉપરથી ક્રિયાડંબરે ધર્મ દેખાડીને પરને વંચવા પ્રયત્ન કરે છે. સમકિતી ધર્માનુષ્ઠાનમાં કપટ કરતો નથી. સમકિતી અન્ય જીવોના સદ્‌ગુણોને ગ્રહણ કરે છે અને વસ્તુને વસ્તુપણે દેખે છે. ઇત્યાદિ.

આ પદમાં શ્રી મણિચંદ્રજી મહારાજે સુમતિ અને કુમતિના પાત્રપૂર્વક આત્માને ઉપદેશ કરીને સુમાતના ઘેર રહેવા આત્માને વિવેક કરાવે છે અને કુમતિની અસારતા અવબોધાવી તેના વશમાં ન રહેવું એમ આત્માને પ્રબોધે છે. શ્રી મણિચંદ્રજી પોતાના આત્માને સંબોધે છે કે હે આત્મન્! કુમતિનો બહુ પરિવાર છે અને તે તને રાત્રી દિવસ વિકલ્પ સંકલ્પ કરાવીને દુઃખી કરે છે, કુમતિનો પરિવાર તને વિષય કષાયમાં તન્મયતા કરાવે છે પણ તું તેના સંગે પોતે ભૂલ્યો છું એમ સંવેદી શકતો નથી કુમતિએ તને એવી રીતે વશમાં કરી લીધો છે કે તને સુમતિ સાથે મેળાપ પણ કરવા દેતી નથી. હે ચેતન! તને મોહની છાક એવી ચઢી છે કે તું સુમતિનું સ્વરૂપ અવબોધવા સમર્થ થઇ શક્યો નથી. કુમતિના સંગે અભક્ષ્ય ભક્ષણ તું કરે છે. આવી રીતે તારો અનન્તકાળ વહી ગયો. અવસર પામીને ચેતન પોતાના આત્માને કથે છે કે હે આત્મસ્વામિન્! તમારો વાસ હવે સુમતિના ઘેર રાખો. કુમતિના મુખે મીઠાઇ દઇને સુમતિના સદ્‌વિચારોમાં તલ્લીન બની આનન્દ રસ આસ્વાદો. આત્મસ્વામિન્! આ પ્રમાણે સુમતિની પાસે રહેવાનો અભ્યાસ સેવશો તો **विरति** તમારી પાસે આવશે અને તે તમને નિરૂપાધિમય સુખની વાનગી ચખાડીને તૃપ્ત કરશે કે જેથી તમો સત્ય સુખના માર્ગમાં અવધૂતયોગી બનીને રહેશો. હે ચેતનજી! **विरतिની** પાસે તન્મય બનીને રહેશો ત્યારે મુક્તિનો મેળાપ તમને અવશ્ય સુમતિ કરાવી આપશે. ચેતન પોતાના સ્વરૂપે શુદ્ધ થાય છે ત્યારે તે નિર્ભય સ્થાનક પ્રાપ્ત કરે છે એમ હે ચેતન! તમો પરિપૂર્ણ લક્ષ્યમાં રાખીને હવે પોતાના શુદ્ધ સ્વરૂપમાં તલ્લીન બનો. શ્રી મણિચંદ્રજી મહારાજ પોતાના આત્માને પ્રબોધે છે કે સુમતિ અને કુમતિનું આવું અંતર જાણીને પોતાના ગુણ જાણો અને તેમાં રમણતા કરો એટલે આપો આપ પરમાત્મારૂપ દેખાશો.

सुमति मिलवा नवि दिये तुजने, मोहनी छाके राख्योरे;
भक्ष्याभक्ष्य तुजने करावे, अनंतकाल तांइ राख्योरे. चेतना. ३
अवसर पामी चेतना बोली, प्रभु सुमतिने घेर राखोरे;
कुमतिने मुखे मीठाइ देइ, सुमति तणा गुण चाखोरे. चेतना. ४
इणे अभ्यासे देसि व्रती आवे, अवसरि कुमतिने छांडेरे;
सुमति तणुं वाध्युं जाणी, संयम स्त्री तव आणेरे. चेतना. ५
सुमति स्त्री परिवारे वाधी, तव मुक्तिवधू मेलावेरे;
आप स्वरुपे चेतन थावे, तव निर्भयस्थानक पावेरे. चेतना. ६
आप स्वरुप यथास्थित भावे, जोइने चित्त आणोरे;
कुमति सुमति पटंतर देखी, भणे मणिचंद्र गुण जाणोरे. चेतना. ७

---

ભાવાર્થ—અધ્યાત્મ રસમગ્ન શ્રી મણિચંદ્રજી મહારાજ આ સંસારની અસારતાનો પૂર્ણ નિશ્ચય કરીને વિવેક જ્ઞાનથી પ્રબોધે છે કે, આ સંસારમાં કોઇ કોઇના કાર્ય માટે નથી. મૂઢ જીવ મોહ વડે પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવે છે અને જે સુખનો માર્ગ છે તેનાથી પરાઙ્મુખ રહે છે. શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શ વિષયોમાં શુભ અને અશુભતાને માની પરવસ્તુમાં મિથ્યા મુંઝે છે. ચેતન એ પોતે ચૈતન્ય સ્વભાવ વિશિષ્ઠ છે છતાં જડના સ્વભાવમાં ચેતન મુંઝાયો એ પણ એક આશ્ચર્ય છે. ચેતન અજ્ઞાનયોગે જડસ્વભાવમાં મુંઝાઇને યથાસ્થિત વસ્તુ સ્વભાવને અવબોધી શક્યો નહિ તેમજ ચેતન પરવસ્તુઓમાં મારૂં તારૂં કરીને રાચી રહ્યો. અહો! ચેતન થઇને જડમાં મુંઝાયો અને પોતાનામાં રહેલા શાન્ત રસને તે જાણી શક્યો નહિ. જ્યારે ત્યારે પણ ચેતન સ્વભાવમાં આવ્યા વિના અનન્તાનન્દમય થઇ શકવાનો નથી. જડની સંગતિ કરવાથી આત્મામાં જડતા વ્યાપી રહી છે અને તેથી જ્ઞાન માર્ગ ઢંકાઇ રહ્યો છે. અહો આત્મા એવો જડ અજ્ઞાની બની ગયો છે કે જે મન–વચન અને કાયાના યોગે જે જે કરે છે તેમાં હું કરૂં છું એવી અહંવૃત્તિ ધારણ કરે છે અને તેથી પરભાવનો કર્તા હર્તા બનીને કર્મ ગ્રહણ કરે છે. અજ્ઞાનત્વથી યોગ અને કષાયથી પોતાને ભિન્ન જાણી શકતો નથી. યોગવડે અને રસવડે પોતાના આત્માના અસંખ્ય પ્રદેશોમાં કર્મરૂપ જડને બાંધે છે અને તેથી સ્વકૃત કર્મને ભવોભવમાં નાના અવતારો ધારણ કરીને ભોગવે છે. યોગથી પ્રદેશબન્ધ પડે છે અને કષાયથી રસ સ્થિતિ બન્ધ પડે છે. આત્મા પરસ્વભાવે રમણતા કરવાથી પરનો કર્તા હર્તા બનીને ભવભ્રમણ કર્યા કરે છે. જ્યારે આત્માને સત્ય વિવેક પ્રગટે છે ત્યારે સર્વ જડ પદાર્થોથી હું ભિન્ન છું અને બાજીગરની બાજી સમાન સર્વ દૃશ્ય પ્રપંચ ધૂળ જેવા છે એમ ભાસે છે. કર્મના ઉદયથી બાહ્ય શુભાશુભ સંબંધ પ્રગટે છે તેમાં કોઇ શુભાશુભ દશા તથા તેના સંબંધો સદા રહેતા નથી. આ પ્રમાણે આત્મા પોતાના સ્વરૂપમાં રમે છે ત્યારે તેને કામ ભોગની વાંચ્છના રહેતી નથી. શ્રી મણિચંદ્રજી જણાવે છે કે જ્યારે આત્મા અને જડવસ્તુને યથાસ્થિત ભાવે જાણવામાં આવે છે ત્યારે સુખને સુખરૂપ જાણે છે તથા દુઃખને દુઃખરૂપ જાણે છે અને સ્વભાવ રમણતામાં સુખ માની તેમાં રમે છે.

राग उपर प्रमाणे.

कोइ किनकुं काज न आवे, मूढ मोहे वेला गमावेरे;
शब्द रुपरस गंध फरसावे, शुभाशुभ दुःख सुख पावेरे. कोइ. १
जड स्वभाव चेतन मुझ्यो, यथास्थित भाव न बुझ्योरे;
तेरी मेरी करतो अलुज्यो, शान्तरस भाव न सुज्योरे. कोइ. २
जडकी संगते जडता व्यापी, ज्ञानमारग रह्यो ढांकीरे;
योग करे ते आपे जाणे, हुं करता कहे थापीरे. कोइ. ३
योग कषाय न जुदा जाणे, योगे प्रकृत प्रदेश जड बांधेरे;
कषाय रस स्थितिनो कर्त्ता, संसार स्थिति बहु वाधेरे. कोइ. ४
सर्व पदारथथी हुं अलगो, ए बाजीगरकी धूलि वाजीरे;
उदयागति भावे ए नीपजे, संसार वात नहुको छाजीरे. कोइ. ५
अन्तरातम ते नर कहीए, कामभोग नवी इच्छेरे;
भणे मणिचंद्र यथास्थित भावे, सुख दुःखादिकने प्रीछेरे. कोइ. ६

---

સારાંશ—જેણે પોતાના આત્માને અસ્તિત્વે અનુભવ્યો છે તે ચાર યમને દેખી શકે છે. ૧ ઇચ્છા, ૨ પ્રવૃત્તિ, ૩ સ્થિર અને ૪ સિદ્ધયમનું સ્વરૂપ અવબોધીને ધર્મ પ્રવૃત્તિમાં સ્વમનને જોડીને યોગના શબ્દાર્થને સિદ્ધ કરે છે. યોગીને પ્રથમ યમમાં અહિંસાદિકની વાર્તા કરતાં અને શ્રવણ કરતાં મીઠી લાગે છે. જિનની આજ્ઞા આરાધવાપર તે પ્રેમને ધારે છે અને અવશેષ અન્ય બાબતો તેને અનિષ્ટ લાગે છે. દ્વિતીયયમમાં પ્રવૃત્ત યોગી ઝાઝી એવી પ્રમાદ દશા તેને હોય છે તથાપિ તત્ પરિહાર કરવા અને યમ પાળવાને તત્પર બને છે તે જીનેશ્વરની આજ્ઞામાં મગ્ન રહે છે. ત્રીજા યમમાં યમી યોગી પોતાના આત્માની રતિમાં વિહરવા પ્રવૃત્તિ કરે છે અને પૌદ્ગલિક રતિ અને તેના હેતુઓથી નિવૃત્ત થઇ અપ્રમત શુભરૂપે બને છે અને બાવીશ પરિષહરૂપ શત્રુઓને અપ્રમત્તદશામાં રહીને જીને છે અને પોતે શાન્તસ્વરૂપ બને છે જ્યારે ચોથી યમની દશાને પ્રાપ્ત કરનાર યોગી બને છે ત્યારે પરમાત્માની શુદ્ધ દશા સાધવાને માટે પ્રવૃત્ત થઇને અપ્રમત્ત દશાએ શુદ્ધ પરમાત્મા સ્વરૂપ પોતાના આત્મામાં પ્રગટાવે છે અને પોતાના આત્માને પરમાત્મરૂપે બનાવે છે, પોતે કર્મ કલંકથી રહિત શુદ્ધ બને છે. इच्छा, प्रवृत्ति, स्थिर અને सिद्ध આ ચાર યમની જીવને અનુક્રમે આરાધના થાય છે. इच्छा વિના પ્રવૃત્તિ હોતી નથી અને પ્રવૃત્તિ વિના સ્થિરત્વ પ્રાપ્ત થતું નથી અને સ્થિર યમ વિના सिद्धयमની પ્રાપ્તિ થતી નથી. ઉત્તરોત્તર યમ પ્રતિ પૂર્વ યમને કારણતા છે એમ સિદ્ધ થઇ શકે છે. इच्छा, रुचि, प्रेम, राग, स्नेह, लगनी આદિ પર્યાયો છે. વીતરાગનાં વચનો શ્રવણ કરવાની ઇચ્છા થવી એ મહા પુણ્યોદયથી બને છે. શ્રી વીતરાગ પ્રભુનાં વચન શ્રવણ કરવાની ઇચ્છા થતાં સમ્યક્ત્વનો માર્ગ ખુલ્લો થાય છે. ઇચ્છા છે ત્યાં માર્ગ છે અને ત્યાં પ્રવૃત્તિ છે એ સૂત્ર વારંવાર માનનીય છે. ઇચ્છા યમની પ્રાપ્તિ થતાં પ્રવૃત્તિ યમની પ્રાપ્તિ થાય છે. ઇચ્છાની સાથેજ પ્રવૃત્તિ યમની પ્રાપ્તિ થવી એવો એકાન્ત નિયમ બાંધી શકાય છે. ઇચ્છા યમની સિદ્ધિની સાથે કેટલાક

राग आशावरी.

अनुभव सिद्ध आतम जे होवे, यम चतुष्टय जोवेरे;
इच्छा प्रवृत्ति स्थिर सिद्ध यममां, वीजे शक्ति चित्त जोडेरे. अनुभव. १
प्रथम यमे अहिंसादिक वार्ता, करतां सुणतां मीठीरे;
जाणे जिननी आण आराधक, वीजी वात अनीठीरे. अनुभव. २
वीजे यमे प्रवृत्त जिन आणा, प्रमाद दशा तस झाझीरे;
यम पालवाने तत्पर योगी, जिन आणमां माझीरे. अनुभव. ३
त्रीजे यमे यमिनी रतिचारी, अप्रमत्त शुभ रूपरे;
परिसहा परिवयरी ते पासे, होवे ते शान्त स्वरूपरे. अनुभव. ४
सिद्धयम ते चोथो कहीए, परार्थक साधक शुद्धरे;
भणे मणिचंद्र योग दृष्टान्तं, वचन श्री हरिभद्र बुद्धरे. अनुभव. ५

---

જીવોને પ્રવૃત્તિ યમની સમ્મુખતા પ્રાપ્ત થાય છે અને કેટલાકોને અવિરતિના ઉદયથી યતી નથી. પ્રવૃત્તિ યમની સિદ્ધિ થતાં સ્થિરતા આવે છે. ધર્મ પ્રવૃત્તિ એ કારણ છે અને સ્થિરતા એં કાર્ય છે. ધર્મ પ્રવૃત્તિના ગુણ સ્થાનકમાં વ્યવહારનયની અપેક્ષાએ અનેક ભેદો પડે છે. પ્રવૃત્તિ યમમાં પ્રમાદ દશા ઝાઝી હોય છે. છઠ્ઠા ગુણુ સ્થાનક પર્યંત પ્રવૃત્તિ છે. ધર્મ પ્રવૃત્તિ વડે જ્યારે સ્થિર યમ થાય છે ત્યારે સાધુ પંચ મહાવ્રતમાં સ્થિર રહે છે અને બાવીશ પરિષહોને જીતી ચોથા સિદ્ધ યમને પ્રાપ્ત કરી સુખમય થાય છે.

ભાવાર્થઃ—વસ્તુને વસ્તુના ધર્મ પ્રમાણે યથાસ્થિત દેખવાથી સમ્યકત્વ દર્શનની પ્રાપ્તિ થાય છે. જે વસ્તુ જે જે પર્યાયો વડે જેમ યુક્ત હોય તેને તેમ દેખવાથી સમ્યકત્વ દર્શન ગણી શકાય છે. જેવી રીતે જિને દ્રવ્ય પર્યાયોનું સ્વરૂપ દર્શાવ્યું છે તેવી રીતે દ્રવ્ય અને પ- ર્યાયોનું સ્વરૂપ અવગત કરવાથી સમ્યકત્વ પ્રાપ્ત થાય છે. કર્મ રૂપ પર્યાયોને શ્રી કેવલજ્ઞાનીએ જેવી રીતે જ્ઞાનમાં દીઠા છે તેવા તે ઉદયમાં આવે છે. કર્મવિપાકનાં બાહ્ય નિમિત્તો ખરેખર દ્રવ્ય ક્ષેત્રકાલ અને ભાવની અપેક્ષાએ વ્યવહારથી અનેક રીતે દેખાય છે પરંતુ તથા વિધ કર્મ રૂપ કારણુ તો પોતાની પાસે છે. તેનો વિપાક ભોગવતાં સમભાવે વર્તવાની જરૂર છે. સમ્યગ્દર્શની કર્મવિપાકને દેખી તેનાથી પોતાના આત્માને ભિન્ન માનીને આન્તરિકોપયોગથી ઉદાસીન રહે છે અર્થાત્ તટસ્થ ભાવથી હર્ષ શોક નહિ ધારણુ કરતાં તે તે કાળે પ્રાપ્ત થનાર કર્મવિપાકોને અદીનભાવે વેદે છે. બાહ્ય નિમિત્તે કેચિજ્જીવો દુઃખપ્રદ તરીકે દેખા- તા હોય તથાપિ તેઓનાપર દ્વેષાદિકને ધારતો નથી અને તેમને દોષ દેતો નથી. આવી સમ્યગ્દષ્ટિ જીવની આન્તરિક વિવેક શક્તિ હોય છે. કર્મવિપાકો ભોગવતાં છતાં સમ્યગ્- દૃષ્ટિ જીવની કેવી દશા હોય છે તે આ ઉપરથી અવબોધાઇ શકાશે. શ્રી મણિચંદ્રજી મહારાજ સમ્યગ્દર્શનની દશા જણાવીને આગળ જણાવે છે કે હું કર્તા છું એવું પરમાં મા- નતાં કર્મ બંધાય છે, અહંવૃત્તિ પ્રગટવાથી કર્મ બંધાય છે અને બંધાયલાં કર્મો સત્તાગત રહે છે અને ઉદયનાં નિમિત્તો પામીને ઉદયાગત થાય છે. કોઇ પણ ઉદીરણા કરીને કર્મને ઉદયમાં લાવી ભોગવે છે. બંધ વેળાએ કષાયથી જેવો રસ પડે છે તેવો કર્મોદયમાં રસ હોય

॥ अध्यात्मफाग ॥

समकित तेह यथास्थित भावे, जेह् यम पज्जव हुइ स्त्रभावे;
तेह पज्जव जिन देखे नाणे, उदय वेला ते आवे टाणे. समकित. १
बाह्य निमित्त घणी रीते भासे, पण तथाविध कारण छे पासे;
ते देखी उदासी न रहेवे, कोइने दोष तेह नवि देवे. समकित. २
हुं कर्त्ता माने कर्म बंधाय, तेह कर्मसत्ता वइ थावे;
उदय माफिक बंध उदय आवे, तेह विना केइ उदीरणा पावे. समकित. ३
निकाचना विण बंध खिरी जावे, निकाचनावण कोइ उदये आवे;
बंध वेलाए जेवो रस होइ, उदय वेलाए तेहवो तिहां सोइ. समकित. ४
द्रव्यक्षेत्र कालभाव मिले आवे, तव विपाकते पूरो थावे;
तेणे कारणे तुमे समता आणो, भणे मणिचंद यथास्थित जाणो. समकित. ५

---

છે અને તે વેઠવો પડે છે. ઉત્કૃષ્ટ ભંગે કર્મ નીકાર્યા ન હોય તો તે તપશ્ચરણ ધ્યાનાદિવડે બંધમાંથી ટળી જાય છે. ઉત્કૃષ્ટ ભંગે નિકાચિત કર્મ બાંધ્યાં હોય છે તો તે ભોગવ્યા વિના છૂટકો થતો નથી. નિકાચના વિના પણ કોઇ કર્મ ઉદયમાં આવે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ મળતાં કર્મ ઉદયમાં આવે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે વિપાક ભોગવીને પૂર્ણ કરાય છે. કર્મવિપાક પૂર્ણ થવાને યોગ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની પ્રાપ્તિ થાય ત્યાં સુધી કર્મવિપાક ભોગવવો પડે છે માટે હે ભવ્યજીવો ! તમે કર્મવિપાક ભોગવતાં મુંઝાઇ જાઓ નહિ. શુભાશુભ કર્મવિપાકો ભોગવતી વખતે હર્ષ અને શોકનો ત્યાગ કરીને સમભાવને ધારણ કરો અને કર્મના યથાસ્થિત ભાવને જાણીને મનને સમભાવમાં રાખો, એમ શ્રી મણિચંદ્રજી કથે છે. સમ્યક્ત્વ દર્શનની આવી દશા જાણીને આત્મજ્ઞાની મહાપુરૂષ સાંસારિક સંબંધોમાં સમભાવને ધારણ કરીને અંતરથી આત્મસ્વભાવમાં રમણતા કરે છે અને અધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરે છે.

ભાવાર્થ—શ્રી મણિચંદ્રજી મહારાજ પોતાના આત્માને સંબોધે છે કે હે ચેતનજી ! તમે આ દુનિયાની સર્વ વસ્તુઓથી ભિન્ન છો. પરદ્રવ્યરૂપ સર્વ વસ્તુઓ કદાપિ પોતાની થઇ નથી, થતી નથી અને થવાની નથી. જ્યારે આ પ્રમાણે વસ્તુ સ્થિતિ છે ત્યારે તું પરવસ્તુઓપર અહં મમત્વ કલ્પનાથી કેમ પ્રેમ ધારણ કરે છે ? અલબત્ત તારે પર જડ વસ્તુઓપર પ્રેમ ન ધારણ કરવો જોઇએ. જે કર્મ વડે ચેતનજી તમે બંધાયા છો તેથી તમે પોતાની ઠકુરાઇ અર્થાત્ પ્રભુતા હારી ગયા છો અને सर्वं परवशं दुःखं એ સ્થિતિને પ્રાપ્ત થયા છો મોહે તમને માયાવડે પાશમાં પાડયા છે એમ હે ચેતનજી તમે નિશ્ચયતઃ અવબોધો. હે ચેતનજી ! તમને મોહે મુખે મીઠાઇ દેઇને ભમાડયા છે-ભમાવ્યા છે. તમે જ્યારે મોહની નિદ્રાનો ત્યાગ કરશો ત્યારે જાણુશો કે અરે મોહમાં ફસાવાથી દુર્ગતિ ભ્રમણ કરવું પડે છે. જ્યાં સુધી મોહના વશમાં પડી રહેવાનું છે ત્યાં સુધી આગમોનો અભ્યાસ કરીને આગમી એવું નામ ધરાવવું અથવા માનરૂપ હસ્તિપર ચઢીને વાક્પાટવથી ઉપદેશ કરવો તે સર્વ મિથ્યા છે એમ ચેતનજી માનો. ક્ષયોપશમ વિના ધર્મની બહુ ક્રિયાઓ કરી તેનું ફળ એટલું થયું કે તેથી સુરપદવીની પ્રાપ્તિ થઇ પણ સિદ્ધ ગતિની પ્રાપ્તિ થઇ નહિ. સમ્યગ્દર્શન અને સમ્ય-

राग आशावरी.

चेतन तुम हो आपहि न्यारा, परवस्तु उपर धरे क्या प्यारा;
जिणे करी बंधाणा भाइ, हारी मूकी आपणी ठकुराइ. चेतन. १
माया करी पासमां तुम पाड्या, मुख मीठाइ देइ भमाड्या;
छांडशो निद्रा जब मोह केरी, तो जाणे शो ए दुर्गति फेरी. चेतन. २
आगम पढी आगमी नाम कीना, माने चढी उपदेश बहु दीना;
क्षयोपशम वीन किरिया बहु कीनी, ताको फल सुरपदवी लीनी. चेतन. ३
जब तांइ प्रमाददशा नवि जावे, तब तांही तुम संसार भमावे;
मोहपिशाच तुम दुःख देखावे, अप्रमत्त चावक रुडि हाथे आवे. चेतन. ४
उदयागत वस्तु यथास्थित भावो, बंध निकाचननो नहि कोइ दावो;
भणे मणिचंद्र इम कर्म खपाइ, जिम पामो अपनी ठकुराइ. चेतन. ५

---

ગુજ્ઞાનની પ્રાપ્તિ વિના ભૂતકાળમાં બાહ્ય ધર્મ ક્રિયાઓ વડે સુર પદવીઓ પ્રાપ્ત કરી અને ભવિષ્યમાં પ્રાપ્ત કરી શકાશે પરન્તુ તેથી ભવભ્રમણનો અંત આવનાર નથી એમ શ્રી મણિચંદ્રજી મહારાજ પ્રબોધે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરીને મોહથી વિરામ પામવારૂપ વિરતિ ચારિત્ર્યની પ્રાપ્તિ કરવી જોઇએ. પરવસ્તુઓમાં થતી ઇચ્છા રમણતારૂપ રતિથી વિરમીને આત્મ ધર્મ ચારિત્ર્યમાં આત્મ વીર્યને પરિણમવવાની જરૂર જ્ઞાનીઓએ સ્વીકારી છે. આત્મ ધર્મમાં રતિ કરવામાં પ્રમાદ નડે છે. જ્યાં સુધી પ્રમાદ દશા નડે છે ત્યાં સુધી પ્રમાદ પોતાના બળવડે જીવને સંસારમાં પરિભ્રમાવે છે અને અસહ્ય નાના દુઃખો વડે આત્માને પીડે છે. હે ચેતનજી! તમને મોહરૂપ પિશાચ દુઃખ દેખાડે છે અર્થાત્ મોહપિશાચના વશમાં થવાથી અનેકશઃ દુઃખો પોતાને દેખવાં પડે છે. જ્યારે અપ્રમત્તરૂપ ચાબુક વડે મોહપિશાચને મારવામાં આવે છે ત્યારે મોહપિશાચને જીતી શકાય છે. હે ચેતનજી! તમે કર્મોદય વસ્તુને યથાસ્થિત ભાવો અર્થાત્ વિચારો અને કર્મવિપાકો ભોગવતી વખતે આત્માને આત્મ સ્વભાવે જાણો અને તે પ્રમાણે સમભાવે વર્તો કે જેથી નિકાચિત કર્મ બાંધી શકાય નહિ. હે ચેતન! તમે સમભાવે વર્તોતો નિકાચિત કર્મ બાંધવાનો દાવો રહી શકે નહિ. શ્રી મુનિરાજ મણિચંદ્રજી કથે છે કે આ પ્રમાણે સમ્યગ્દર્શન જ્ઞાન અને સમભાવમાં વર્તવાથી કર્મનો નાશ થતાં ચેતનજી તમે પોતાની પ્રભુતા પામી શકો.

---

Help whoever, whenever you can;
Man for ever needs aid from man.
Let never a day die in the west
That you have not comforted some sad breast.

*Ella W. Wilcop.*

બાલકૃષ્ણ શર્મા. (સરસ્વતી).

અર્થઃ—જ્યારે જ્યારે તમારાથી બની શકે ત્યારે ત્યારે કોઇને ને કોઇને અવશ્ય સહાય કરો. એકની મદદની બીજાને હમેશાં જરૂર પડે છે. કોઈ પણ દુઃખી આત્માને થોડો અગર વધુ આરામ આપ્યા વગર એક પણ દિવસ વ્યર્થ જવા દેશો નહિ.

# मारुं नवीन वर्ष.

ત્રોટક.

ગત વર્ષ ગયું-નવું આવી મળયું,
ગત હા-ગત શું ? નવું બાજી રહ્યું;
ગત વર્ષ હતું, મુજ 'પંચમને,'
શિશુ ચાહતું હા! ઉત્કર્ષ અરે! ૧

મુજ બાળકના-મુજ પોષકના,
મુજ બાળકના-સત્ શોધકના;
અમિ વેરંતા-નમી ખેરંતા,
કુસુમો વિદ્વાન સુલેખકના. ૨

શુભ હીત ધરી, પ્રભુ માર્ગ સહી,
સત્ જ્ઞાન તત્ત્વનું આપ્યું સહી;
સાહિત્ય તણા રસ સાગરની,
કવિતા સવિતા રસ રેલી રહી. ૩

મન સંપ ધરી, નીતિ બખ્તરથી,
નય ન્યાયતણા હથીયાર ધરી;
પ્રભુ વચન તણી કુસુમાંજળીઓ,
મુજ વાંચક જે ઊર મ્હેંજ ધરી. ૪

ફુલડાં મધુરાં મમ માળતણાં,
અર્પો તમને આત્મક સુખડાં;
પ્રવાસી કરો પ્રભુના પથના,
તમ જીવનને મધુરાં-સુખડાં. ૫

મુજ વાંસળીમાં કડુ સુર હશે,
ઉદ્દેશ અપિ રસપૂર્ણ હશે;
વય મહારૂં શિશુ, હજી વર્ષ છનું,
મુજ કર્મ ક્ષેત્ર-વિષે હું ભમું. ૬

શિશુનાં વચનો-સ્વદિવ્ય ભર્યાં,
શિખવે પ્રભુતા-ભર સત્ય અહા-;
ગણી એમ અમી નજરો કરજો,
મુજ યત્ન વિષે સૌ સ્હાય યજો. ૭

વિદ્વાન્——સુલેખક—સાધુ——તણા,
કલરવ કલમો મુજ કુંજ-ઘણા;
કરજો ભરજો નવ ગીતલડાં,
ઉર વાંચકના નવ-તત્ત્વ ભર્યાં. ૮

બહુ શાંતિ હજો જગના પડમાં,
સહુ તત્વ તણા રસીયા બનજો;
નવા વર્ષ વિષે નવી સેવ હજો,
મુજ રંકથી 'બુદ્ધિપ્રભા' થા અહો. ૯

# મારું ગત અને નવિન વર્ષ પ્રવેશ.

સૃષ્ટિમાં દરેક વસ્તુમાં ફેરફાર એ સ્વાભાવિક છે. ફેરફાર એ જરૂરનો છે, અને ફેરફાર એજ કુદરતના નિર્ણીત હેતુને બર લાવનારૂં મુખ્ય સાધન છે. વિશ્વના વિશાળ ક્ષેત્રના ગર્ભમાં, કુદરતનો શો હેતુ અને શો મર્મ છે, તે કોણ જાણે છે ? કઈ ઘડીએ કુદરત કયું કાર્ય કરે છે તે કોણ સમજે છે ? કુદરતની સૃષ્ટ વસ્તુનો અચાનક ફેરફાર થાય છે, એનું પરિણામ મનુજ આશ્ચર્ય દૃષ્ટિથી નિહાળ્યા કરે છે, અને સમજીને અગર વિના સમજે, પોતાને ભાગે આવતો પ્રયોગ તેજ રંગભૂમિ પર ભજવે જાય છે. સામાન્ય રીતે મનુજનું જ્ઞાનક્ષેત્ર ઘણું પરિમીત હોવાથી તેને સૃષ્ટિના કાર્યનું સ્વરૂપ અગમ્ય છે. સૃષ્ટિના તંત્રની સાંકળો ક્યાં ક્યાં સંકળાઇ છે તેને જાણી શકતો નથી. માત્ર તે આ વિશ્વની રંગભૂમિ પર બનતા અનેક બનાવો સાનંદાશ્ચર્યથી નિહાળ્યા કરે છે. કોઇ પણ એવું મહાન્ રાજ્ય આ દુનયામાં હયાતી ધરાવતું નથી કે જે કુદરતના નિર્ણીત ફેરફારોને આગાહી બુદ્ધિથી જાણી, પોતાના બળથી તેને અટકાવી શકે. કુદરતનો માર્ગ નિષ્પક્ષપાતી-ન્યાયી, અને નિઃસ્પૃહી છે. તેથીજ તે સદા વિજયવંત છે. દરેક પળે સૃષ્ટિમાં બહુવિધ ફેરફારો થયા કરે છે. અસંખ્યાત ધરતી-કંપો, વરસાદ તથા પવનનાં તોફાનો, અનેક જાતના મહામારી જેવા રોગો, પ્રજા પ્રજા વચ્ચેનાં નાશકારક યુદ્ધો, પળે પળે નૂતન ચમત્કારોભર્યા અવનવા ફેરફારો અવશ્યમેવ કર્યાંજ જાય છે. આ બધા ફેરફારોમાં કુદરત પોતાના કાર્યકારણના અચળ નિયમો સહિત, અસ્ખલિત પ્રવાહથી અસ્તિત્વ ભોગવે છે. દરેક વસ્તુ પોતાના ઉદય કે અસ્તનું કારણ અંતરગૂઢ રીતે પોતાની અંદર જમા કરે જાય છે અને અંતે તે કારણ, કાર્યના રૂપે પરિણમે છે. દરેક જણ પોતાના અસ્તિત્વનો પોતે કારણભૂત છે, પણ અજ્ઞાનતાને લઇને તે આવેલા ફેરફારનું પરિણામ જોઇ વિસ્મિત થાય છે.

આનંદદાયક બનાવોમાં પેથાપુર ખાતે પુજ્યપાદ યોગનિષ્ઠ મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજીને વિદ્વાનો તથા ચતુર્વિધ સંઘ વિદ્યમાન આચાર્યપદવી આપવાનું સફલ કાર્ય એ એક મુખ્ય છે. અલબત્ત લાયક વિદ્વાનનું લાયક ગૌરવ કરવામાં આવ્યું છે. જેમની અતી ઉત્કૃષ્ટ સંસ્કારી લેખીનીએ ત્રીસ ઉપરાંત વિશ્વોપયોગી-સર્વમાન્ય ગ્રંથો આલેખ્યા છે, જેમની સ્યાદ્વાદયુક્ત મીષ્ટ વાણીએ રાજા રાણા-જૈનો ને જૈનેતરો-અને અનેક વિદ્વાનોને અસ્ખલિત જ્ઞાનસુધારસ પાન કરાવ્યું છે. અને છેલ્લે તેમની કલ્પનાથી પણ અધિક, તત્વજ્ઞાનના સર્વોત્કૃષ્ટ રસથી છલકાતાં આનંદઘન પદ ભાવાર્થ સંગ્રહ નામના ગ્રંથે સમગ્ર જૈન તેમજ જૈનેતર સમાજને મુગ્ધ કર્યું છે. જેમના શુદ્ધ ચારિત્રથી જનસમાજ સંતુષ્ટ છે એવા સત્પુરૂષનું યોગ્ય સન્માનજ જનસમાજે કર્યું છે. આ ઉપરાંત જૈન સમાજના હિતાર્થે વિહરતા અનેક સુસાધુઓને પન્યાસ ગણી આદિની ઉપાધિઓથી અલંકૃત કરવામાં આવ્યા છે.

પ્રો. હેમેન જેકોબી નામના જૈન ધર્મના અભ્યાસી-સંસ્કૃતના પ્રોફેસર જે પોતાની જીજ્ઞાસ ને અનુભવી જ્ઞાનવાળા વર્તનથી જૈનસમાજને મુગ્ધ બનાવનાર જર્મન વિદ્વાન તત્વજ્ઞાનીએ હિંદુસ્તાનને તથા હિંદુસ્તાનના સકળ જૈનોને પોતાની મુલાકાતનો લાભ આપ્યો છે. તે ઘણું નવું શીખી તથા શીખવી શકશે એવો અમને ભરૂસો છે. તેમના માનાર્થે જુદે જુદે સ્થળે જૈન કોમ તરફથી માન આપવામાં આવ્યું હતું ને તે ઇચ્છવા યોગ્ય હતું.

વળી જોધપુર ખાતે ગત વર્ષમાં જૈન સાહિત્ય સંમેલન થયું હતું. શ્રી ચોથી ગુર્જર સાહિત્ય પરિષદ્‌માં શ્રી યશોવિજયના જીવન ચરિત્રનો વિદ્વત્તા ભર્યો નિબંધ મોકલી સાહિત્યની દિશા તરફ જૈન પ્રજાનું લક્ષ ખેંચનાર આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી તથા બીજા કેટલાક જૈન બાંધવો પછી આવી દિશામાં આજ પ્રથમ પ્રયાસ હતો. જૈન કોમના વિદ્વાન્ સાધુઓ તેમજ જૈન વિદ્વાનોના ઐકસંપથી આવા મેળાવડાઓ ઘણા પામો એવું ઇચ્છીએ છીએ. આ સિવાય જૈન કોમમાં બનેલા અનેક સારા બનાવોની આ પત્ર નોંધ લે છે ને એવા ઉત્તમ બનાવો હમેશાં બનતા રહે એવી ઇચ્છા ધરાવે છે.

ગત વર્ષના લેખકોમાં શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિની જાહેર સેવાઓ જગવીદીત છે. તેમના ઉત્તમ લેખો પૈકી સાધર્મિઓની ભક્તિ, ક્ષમાપના પત્ર, ધર્મનું સંક્ષિપ્ત સ્વરૂપ, લેખકો ને લેખો આદિ લેખો ઉત્તમ હતા. લેખકો ને લેખો–નામના લંબાણ લેખ તથા પૂર્વાચાર્યોએ કરેલા સાધુઓ માટેના કાયદા, નામના લેખોએ બેશક વાચકોને ઉત્તમ વાંચન પુરૂં પાડયું છે. તેમનો પ્રાચીન જૈન ગુર્જર ભાષાનો શોખ કોનાથી અજાણ છે? શ્રી વિજનસેન સુરિશ્વરના સમયના સમર્થ લેખકની આત્મ શિક્ષાનું પાન તેમણે હમણાં વાંચકોને–પ્રાચીન ગુર્જર ભાષામાં જૈન સાહિત્ય–નામના મથાળા હેઠળ કરાવવા માંડયું છે. તેમની કલમ આ વર્ષમાં પણ તેવુંજ વાંચન પુરૂં પાડયા કરશે એવી આગ્રહપૂર્વક વિનંતિ છે.

અન્ય લેખકોમાં નૂતન સંખ્યાએથી લખતાં રા. પાદરાકરની સેવા અભિનંદનીય છે. તેમના ઘણા લેખો પૈકી–સ્મરણ શક્તિ, સૌંદર્ય પ્રાપ્તિનો સર્વોત્તમ ઉપાય, સ્વદારા સંતોષ સૂક્ષ્મ પ્રેમ અને સ્થૂળ પ્રેમ આદિ ઉપયોગી લેખો તથા સુલલિત કાવ્યોએ ઠીક ફાળો આપ્યો છે. તદુપરાંત શેઠ જેસિંગભાઇ પ્રેમાભાઇ, રા. શંકરલાલ ડા. કાપડીયા, રા. દિલખુશ, રા. પોપટલાલ કેવળચંદ, રા. લ. ક. દલાલ, રા. ગોધાવી નિવાસી માસ્તર ભોગીલાલ મગનલાલ શાહ. રા. માવજી દામજી, વકીલ વર્ધમાન સ્વરૂપચંદ, રા. વૈરાટી, રા. એક 'જૈન ગ્રેજ્યુએટ', મુનિ માણેક. આદિ લેખકોએ પોતાના લેખો દ્વારા સારી સેવા બજાવી છે. અત્યંત આનંદ વાર્તા છે કે અજ્ઞાનતાના અંધકાર ભર્યા સ્ત્રીસમાજ રૂપી વાદળામાંથી કેટલીક ભગીની લેખકાએ દેખા દીધી છે. "એક સ્ત્રી" નો મનુષ્ય નામનો મનન કરવા લાયક લેખ બહેન સમરથ ફુલચંદનો "સ્ત્રીઓએ શા માટે ભણવું જોઇએ." તે નામનો લેખ તેમજ બહેન વહાલી વીરચંદનો સ્વધર્મ બંધુઓ પ્રત્યે વિનંતિ, આદિ સ્ત્રીના લેખો વાંચી–આ પ્રયાસથી કયા જૈનસમાજ હિતેચ્છુ બાંધવને આનંદ નહિ થાય? ભગીનીઓનો આ દિશામાં પ્રયત્ન જોઇ હર્ષાશ્રુ આવે છે અને અમો તેવી ઉછરતી લેખક ભગીનીઓને ખાસ સહૃદય આમંત્રણ કરીએ છીએ તેમણે પોતાના લેખો હમેશાં અવશ્ય મોકલી આપવા.

આ માસિકે અખત્યાર કરેલી સમાન દષ્ટિની રીતનું ઘણે અંશે પાલન થયેલું વાંચકો જોશે. નિંદા વીકથા તથા ગાલીપ્રદાન કરવા જેવા આક્ષેપોથી તે દૂર થયું છે. નીતિ, દયા, પ્રેમ, સ્વધર્મ, તત્ત્વજ્ઞાનના ઉચ્ચ સિદ્ધાંતો, આધ્યાત્મિક જ્ઞાનનું ગુંજન તથા કથા વાર્તા તેમજ બોધપ્રદ સુલલિત કાવ્યો યથાક્રમે તે અવશ્ય આપતું રહી અકમ્પપણે પોતાની સેવા બજાવે ગયું છે ને નવીન વર્ષમાં તેવીજ, બલ્કે તેથી પણ વધુ પ્રમાણમાં પોતાની ફરજો બજાવે જાય એવું બળ પરમાત્મા પ્રત્યે માગે છે.

આ માસિક છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે એટલે તે એક બાળકજ છે. કાલુ કાલુ બોલી પડતું આખડતું બાળક જેમ દુનિયામાં આગળ વધવા પ્રયત્ન આદરે તેમ આ બુદ્ધિપ્રભા

રૂપી બાળક પોતાની ફરજ યથાશક્તિ બજાવી પોતાના કર્મક્ષેત્રમાં આગળ વધે છે. વાંચકોને તે સંપૂર્ણ આનંદ-તો નહિ આપી શકે, તો પણ—

તમ પાસ ધર્યું પ્રીય બન્ધુ ગણો,
અમ જીવન કોકીલ બાલક આ;
સુર "શૈશવમાં-ન મધુર હશે,
ગણજ્યો તદપિ, પ્રીતિ પાત્ર સદા—"

એમ જાણી તે પ્રત્યે અમી નજર રાખશો.

જેવી રીતે મહાસાગરમાં અનેક નાનાં મોટાં મોજાંઓ અને તરંગો ઉઠે છે તેવીજ રીતે સર્વ નાના મોટા વર્તમાનપત્રો તથા ચોપાનીઆંઓ સાથે સ્વધર્મ-આત્મધર્મના અંતર-ગૂઢ પ્રવાહથી એક નાના તરંગ સમાન આ બુદ્ધિપ્રભા પત્રનું સ્ફુરણ થવા પામ્યું છે. એ નાનું છતાં સ્વધર્મ, ન્યાય, નીતિ, તત્ત્વજ્ઞાન તથા સાહિત્યનું સ્ફુરણ છે. એ બાળક અને અપરિપકવ છતાં, તેની ભવિષ્યની સર્વે કળાઓ તેની અંદરજ અંતરભાવ પામેલી છે. એ નાનું મોઢુંએ કંઇક પોતાનો પાઠ ભજવી રહ્યું છે. ભારતવર્ષનાં ઉઠેલા મહાન ગંભીર ધ્વનીમાં પોતાના નહિ જેવા નાદથી પણ કંઇક ટહુકા કરી રહ્યું છે. ગત વર્ષમાં એણે શું કર્યું છે તે ગત વર્ષના તેના અપરિમીત-પરિશ્રમ પરથી સ્પષ્ટ સૂચન થશે. પોતાના ઉદ્દેશને અંગે જુદી જુદી પ્રકૃતિના લેખદ્વારા એણે જુદા જુદા નાના મોટા લેખો પ્રસિદ્ધ કર્યા છે. તેમાં કેટલીક અપરિપકવતા જણાઇ હશે પણ ક્રમે ક્રમે તે ગંભીરતા ધારણ કરતું જશે એવી આશા છે. અમને દૃઢ વિશ્વાસ છે કે એનું જીવન સત્યમૂલક હોવાથી દરેકના હૃદયમાં તેને માટે વ્હેલો મોડો પણ આદર ઉત્પન્ન થશેજ અને તેજ પ્રમાણે ગત વર્ષમાં કેટલેક અંશે બન્યું છે.

ગત એ ગત છે, હવે ભવિષ્યની કર્મભૂમિમાં તેને પ્રયાણ કરવાનું છે. દરેક વસ્તુની ઉત્પત્તિની સાથેજ તેનું ભાવિ નિર્માણ થયેલુંજ હોય છે. તે તે પ્રમાણે પોતાના પ્રયોગ ભજવે છે. chance અકારણ બનવા જેવું કંઇ છેજ નહિ. અજ્ઞાનતાને લઇનેજ આપણે chance કહીએ છીએ. વાસ્તવિક રીતે દરેક વસ્તુની જીવન ક્રિયામાં તેનો હેતુ હોય છે, અને તે હેતુ અનુસારેજ તે પોતાનું વર્તન કરે છે, બુદ્ધિપ્રભા પણ તે અનુસારે પોતાના નિર્ણીત માર્ગે ચાલ્યું જશે અને તેને સોંપાયલું કાર્ય (Mission) તે પૂરૂં કરશે.

ભારતવર્ષનો જૈન સમાજ જાણે નવિન યુગમાં સંચરે છે પણ નવિન સૃષ્ટિનો હજી આરંભ કાળ છે. ભારતભૂમિના આ સમાજના નવિન જીવનને નવિન રસાયણ સિંચતા રહેવાની જરૂર છે. અને તે કામ યથાશક્તિ ભાગે પડતું બુદ્ધિપ્રભા કરશે. વીરપ્રભુના સંતાનોના હૃદયને એ રસાયણના અનેક પ્રકારના પટ તે દેતું રહેશે. વૃંદાવનની લતાકુંજોની માફક જૈન બાંધવોનાં એક બીજાઓનાં હૃદય, એક બીજા સાથે દૃઢપણે ગુંથાય, એવી બન્ધુભાવની ઉંડી જડ તે બધામાં નાંખતું રહેશે. ધર્મ સિવાય જીવનનું પોષણ નથી, એવો અંતર નાદ કરી, તેની સાથેજ ધર્મ જીવન તે ઉચ્ચ ચારિત્રમાં રહેલું છે, આત્માના પૂર્ણ વિકાસમાં તે સમાયેલું છે, નીતિ નિયમોથી સુવર્ણ બેડીમાં તે ગુંથાયલું છે, અને સત્ય આત્મધર્મના પડે પડે તે વેરાયલું છે, એવું તે સર્વને કળાવશે. ભિન્ન ભિન્ન પ્રકૃતિની વ્યક્તિઓને માટે ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ બધાને માન્ય કરાવશે. તે બધાને દૃઢ કરાવશે કે યોગ્ય સંસાર સુધારણા એ જૈન સમાજનું આરોગ્ય છે. તે સર્વેને સ્વીકારાવશે કે આત્મરમણતાનો

ઉદ્યોગ એ જીવન યાત્રાનો મુખ્ય આધાર છે. સ્ત્રી અને પુરૂષ એ એક સરખી મહત્તાના વિશ્વતંત્રમાં બે અંગ છે. તેનું ભાન કરાવશે. તત્વજ્ઞાનનો સતત અભ્યાસ, સત્સંગ, પરોપકાર, દયા, નીતિ, પરમ શમતા–ચારિત્રને મુક્તિ એ દરેકના જીવનના અંતિમ હેતુ છે, અને તેને દરેક મોડા કે વહેલા પામવા પ્રયત્નવાન થવું એ મનુષ્યનો પરમ ધર્મ છે, એવું તે દરેક વીર બાળને શીખવશે. વર્તમાનકાળે પ્રચલીત કુસંપ-સ્વાર્થ અને કર્તવ્ય વીમુખતાથી પ્રતિક્રમણ કરાવી-જીવનના ધ્યેય તરફ દોરી જશે. આ તેના ટુંક જીવન રેખા અને તેની ભવિષ્યની કર્મભૂમિનું ટુંક દર્શન છે.

---

# अमारी नोंध.

---

**જૈન સાહિત્ય.**

એવો કોણ હશે કે જે સ્વધર્મની ઉન્નતિ અર્થે પોતાના સાહિત્યને પ્રકાશમાં લાવવાને શક્તિ અનુસાર પ્રયત્ન ન કરે? અને તે મુજબ સીધી દીશાએ કામ કરનારા પોતાની ફરજ બજાવે છે એમ કહેવું ઘટીત છે. ભૂતકાળમાં અનેક મહાપુરૂષોએ પવીત્ર કરેલાં અને તીર્થાદિ વડે ગર્વ પામેલા મરૂભૂમિમાં આવેલા જોધપુર ગામે-ગત માસમાં, જૈન સાહિત્ય સમ્મેલનની બેઠક પસાર થઇ છે. મુનિ શ્રી ધર્મવિજયજી અને ડૉ. હરમન જેકોબીની મુલાકાતનો પ્રસંગ હોઇ જોધપુરે તે કાર્ય ઉપાડી લઇ સૌજતના બદલે તેનો ગમે તેવા સંજોગોમાં પણ પાર પાડવાનો ગર્વ મેળવ્યો છે.

ત્યાં થયેલા ઠરાવો જોતાં ભિન્ન ભિન્ન દીશાએથી તથા પ્રકારના વિચારો ઉદ્ભવે એમ સંભવ છે.

થયેલા ઠરાવો પૈકી સન્માન અને ઉપકાર દર્શક ઠરાવો બાદ કરતાં બાકીના ૮ ઠરાવો જુદા જુદા કરવામાં આવ્યા છે જેમાં સાહિત્યનું રક્ષણ, પ્રકાસન, શોધખોળ, દીપણ, અને વાંચનમાળાની જરૂરીઆત વિગેરે સ્વીકારવામાં આવ્યું છે.

આપણી જયવંતી કૉન્ફરન્સની મુંબાઇની અને તે પછીની બેઠકો વખતે પુસ્તકોદ્ધારને લગતા ઠરાવના પેટા ભાગમાં તેવા ઠરાવો થયેલા છે જેનો અમલ ઘણાજ ઓછા પ્રમાણમાં થયો છે. મતલબ કે તેના ઉપર અમલ કેમ થાય છે તે હાલના સંજોગો વચ્ચે ચોકસ કહી શકાતું નથી. મુંબાઇની બેઠક વખતે મહુંમ શેઠો ફકીરભાઇ, વીરચંદભાઇ, લાલભાઇ અને મી. મોહનલાલ વિગેરેની લાગણીથી અને હોંશીઆરીથી કામ કરનાર વ્યક્તિઓ હતી અને તેને લઇ તે વખતે જે ઉત્સાહ વ્યાપ્યો હતો તેવો સમય હાલ નથી. કૉનફરન્સ તરફ ઘણી વ્યક્તિઓના પ્રેમે અને પ્રયત્ને જેસલમીલનો ભંડાર ખોલાવી શકાયો હતો તેમાં પણ સંપૂર્ણ ભંડાર જોતાં અડચણ નડી અને સંપૂર્ણ ટીપ થઇ શકી નથી. તેજ રીતે પાટણ વગેરેના ઘણા ભંડારોની ટીપ મેળવી શકાઇ નથી. (માત્ર ગ્રન્થવલીનો એકજ ભાગ બહાર પાડી શકાયો છે) જ્યાં ગ્રન્થો માટે આ દશા ત્યાં પ્રાચીનતા દર્શક શીલાલેખો, તામ્રપત્રો ઇત્યાદિના સંશોધન અને પ્રાકટ્ય માટે તો શું જ કરવું? કહેવાની મતલબ એ છે કે ભિન્ન ભિન્ન વ્યક્તિ બળના સંયુક્ત બળસુચક કૉન્ફરન્સ દેવીને સચેતન કરીશું અને તેનો અખં-

ડિત પ્રયાસ જનાભ્યુદય માટે કાયમ રહેશે તો આપણે આપણા ઇચ્છિત વિષયમાં ઘણુંજ સારૂં અજવાળું પાડી શકીશું.

થયેલા ઠરાવોમાં કાર્યને આગળ ચલાવવાને માટે ઑફીસની અને કમીટીની જરૂરીઆતના ઠરાવો અંતર્ગત છે પણ તેમાં કોણ કોણ વ્યક્તિઓ જાહેર કરાઇ છે તથા સ્થળ ક્યાં નક્કી થયું છે અને મૂળ કાર્ય કરનાર કોણ છે તે પ્રગટ થયેલા રીપોર્ટ ઉપરથી જોઇ શકાતું નથી. તે પ્રકાશમાં આવવાની જરૂર છે. તેમજ રજુ થયેલા નિબંધો કમીટીએ કેવી રીતે પાસ કર્યા અને તે ક્યારે પ્રગટ થશે તે પણ જાણવું આવશ્યક છે. બે વર્ષે બીજી બેઠક થાય તે વખતે રીપોર્ટ અને નિબંધો સાથે પ્રગટ થાય તો નિબંધોના લેખકોના પ્રયાસને ઉત્તેજન મળી શકે નહિ તેમ તે લેખકોએ શું વિચાર દર્શાવ્યા છે તે અન્ય લેખક અને સાક્ષાર બંધુઓ જોઇ ન શકે.

વાંચનમાળા તૈયાર કરવાની આવશ્યકતા આ સમ્મેલને પણ બતાવી છે જે દરેક વર્ષેથી ચર્ચાય છે અને ઠરાવો થાય છે પણ ચોક્કસ કમીટી વગેરેની ગોઠવણના અભાવે (જુદા જુદા પ્રયત્નો થયા છતાં) પસંદગી પામેલી વાંચનમાળા મેળવી શકાઇ નથી. સરકારી વાંચનમાળા કેટલા ખર્ચે અને કેવા વિદ્વાનોની કમીટી દ્વારા તૈયાર થાય છે અને તે ઉપર કેટલા ફેરફારો થાય છે તે આપણામાંના ઘણાઓ જાણતા હશે. મહૂમ શેઠ અમરચંદ તલકચંદે પોતાની હાજરીમાં એવી વાંચન સીરીઝ તૈયાર કરાવવા ઘણી મોટી રકમનો વ્યય કર્યો તે અમારી જાણમાં છે, પણ તેનો પ્રકાશ થયો નથી; તેને ચોકસ વ્યવસ્થા પૂર્વક તેઓએ સ્થાપેલ શ્રી મુંબઇ માંગરોળ જૈન સભા મારફતે પ્રગટ કરવામાં આવે તો વખત જતાં–આવૃત્તિઓ બદલાતાં–એક સારી વાંચનમાળા જોઇ શકાય તેમ છે.

**પાશ્ચાત્ જૈન સ્કૉલરો અને આપણે.**

પ્રાશ્ચાત્ દેશમાં જૈન સાહિત્યનો પ્રચાર કરનાર અને બીજા જૈન ધર્મના અભ્યાસી સ્કૉલરો તૈયાર કરનાર વિદ્વાન્ ડૉ૦ જેકોબીને જૈન પ્રજા ઘણા વખતથી જાણે છે પણ પ્રત્યક્ષ મુલાકાતનો લાભ આ વખતના આવાગમનથી અન્યોન્ય વધુ થવાનો સંભવ છે. કેમકે લગભગ ૪૦ વર્ષ ઉપર તેઓ પ્રોફેસર મૈકસમુલરની સાથે પધાર્યા ત્યારે જેસલમીર–પાટણ ઇત્યાદિના જૈન ભંડારો જોઇ તેમાંની રત્નરૂપ પ્રતો દષ્ટિગત થતાં જૈન સાહિત્યને વધુ જોવા પ્રેરાયા હતા અને કેટલીક પ્રતો લઇ જઇ ત્યાંની ભાષામાં ભાષાંતર પણ કર્યા હતાં; જે સમયે જૈનોએ આ સમયના પ્રમાણમાં મુલાકાત આપી કે લીધી નહોતી તોપણ માત્ર પોતાની સત્યશોધક વૃત્તિએ પોતાના દેશ ગયા પછી આજસુધી તે તરફ અભ્યાસ ચાલુ રાખી બીજા તેવા વિદ્વાનોને જૈન સાહિત્યની વિશાળતા દાખવી તદ્માર્ગે પ્રેર્યા છે તો આ વખતની મુલાકાતે તેઓને અનેક ખુલાસાઓ મેળવવાને પ્રસંગો આપવામાં આવ્યા છે અને તેઓએ ખુલ્લા દિલે સ્વીકાર પણ કર્યો છે તથા વધુ તપાસવા માટે ઘણી નોટ પણ કરી લીધી છે જેનું પરીણામ સારૂંજ આવવું જોઇએ, પણ આ પ્રસંગે જણાવવું આવશ્યક છે કે આ વખતના ભારત ભ્રમણમાં પોતાને ક્યાં ક્યાં કેવો અનુભવ થયો અને પોતાના વિચારોમાં શું શું પરિવર્તન થયું અને શું થવા સંભવ છે તે પોતે ભારતને છોડવા સમયે જણાવતા જાય અને મુંબાઇની કૉન્ફરન્સ ઑફીસ કે એસોસીએશન ઑફ ઇન્ડીયાએ તેની નોંધ કરી લઇ જરૂર જણાય તેના માટે પત્રવ્યવહાર ચાલુ રાખી

જૈનો અને જૈનસૂત્રો અંગે કોઇ પણ ભૂલ રહેવા ન પામે તેવી વ્યવસ્થા કરવી.

આ કાર્યમાં મુનિરાજોની સહાય સર્વથી અગત્યની છે પણ તેઓ દરેક જુદો પ્રયત્ન કરે તે કરતાં એક સંસ્થા મારફતે તેઓ શું કહે છે, ક્યાં ભુલે છે વગેરે વિદ્વાન્ મુનિરાજોની જાણમાં આણી તેનો ઘટતો ખુલાસો મેળવી તે વિદ્વાનોને જણાવવામાં આવે તો જલદી સુધારો થાય; કેમકે એક વખત લખાઇ ગયેલું ભલે બીજી આવૃત્તિ વખતે સુધરે પણ તેની વચ્ચે લાંબો સમય વીતી જતાં એકવાર થયેલી ભૂલ ઘણા મનુષ્યોના મગજમાં ભરાઇ રહે છે તે જો તરત ધ્યાન ખેંચવામાં આવે તો નીકળી જવા સંભવ છે કારણ સત્યના શોધકો સત્ય જણાતાં પોતાના વિચારો ફેરવી શકે છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર હોઇ ભૂલ નજ થવા પામે એમ ધારવું તે ઉદ્ધતપણું કહેવાય. પુજ્ય મુનિરાજોની માફક ગુરૂગમની-તેઓને ચાલુ સગવડ ન હોવાથી પારિભાષીક શબ્દોમાં સમજ ફરક થાય તે બનવા જોગ છે અને તેથી આપણે તે ભુલ સુધરાવવાનો પ્રયત્ન કરવો જોઇએ અને તેમ કરતાં જેમાં જેટલા ગુણ જણાય તેટલા પુરતું તેઓને અવશ્ય માન આપવું જોઇએ. તેઓ ખાલી માન અને માનપત્રથી રાજી થશે તે કરતાં પ્રેમપૂર્વક આપણા ધર્મ અને સાહિત્ય સંબંધી પોતાના જ્ઞાનમાં વધારો કરાવવાના પ્રયત્નથી વધુ આનંદી અને ઉમંગી થશે એમ સમજી શકાય છે.

એક ગૃહસ્થ હવે હિંદ ભૂમીને છોડવાની અણી ઉપર છે ત્યારે બીજા વિદ્વાન ડૉ. ટેસીટોરી પધારવાના સમાચાર બહાર આવ્યા છે અને વધુ ખુશી થવા જોગ છે કે તેઓ ગુજરાતી ભાષા વગેરે વધુ ભાષાઓ જાણે છે જેથી વધારે છુટથી આપણા ગૃહસ્થ વિદ્વાનો અને પુજ્ય મુનિરાજોની છુટથી મુલાકાત લઇ શકશે.

ઉપર જણાવ્યું તેમ પ્રેમપુર્વક સીધી રીતે પ્રયત્ન કરાય તો આશા રાખવાને કારણ છે કે તેઓને માત્ર જૈન સાહિત્ય પ્રેમી અને વિદ્વાન સ્કોલરો તરીકે માન આપીએ છીએ તેના બદલે વેજીટેરીઅન બનાવી ક્રમે કરી જૈન તરિકેનું માન આપવાને પ્રેરાઇએ અને તેવા ૨-૩ વિદ્વાનો થયા તો યુરોપના મોટા ભાગમાં જૈન ધર્મ અને અહિંસાનો પ્રચાર પ્રબળ વેગે થાય.

---

# संसारमां स्वर्ग.

(લે. વિનય.)

સંસારમાં પ્રાણી માત્ર જ્ઞાની અગર મૂર્ખ, નિર્બળ કે બળવાન, અમીર કે ફકિર, સર્વ કોઇનો ઉદ્દેશ સુખ મેળવવાનો છે અને તે સુખ નિચે મુજબ વર્તન કરવાથી સંસારમાંજ મેળવી શકાય છે.

મોટા મહેલ હોય અગર ગરીબ ઝુંપડી હોય પરંતુ સ્વચ્છ અને સુંદર આંગણું હોય, ગૃહની વ્યવસ્થા ઉત્તમ હોય, જ્યાં વિદ્વાન અતિથીઓને આદરસત્કાર થતો હોય, લોક નિંદા ને નકામી કુથલી ન સંભળાતાં જ્ઞાન અને જનસમાજના લાભની કથાઓ શ્રવણ પુટપર અથડાતી હોય, જ્યાં ઉત્તમ ઉપદેશ મળતો હોય, સુધર્મિ, સંસ્કારી, અને શીલગુણ યુક્ત સાક્ષાત ગૃહલક્ષ્મિ સમાન પત્નીનાં સુમધુર વચનો પતિનું મન રીઝવતાં હોય, તંદુરસ્ત અને

સુંદર ભાર્યા, પોતાના પતિની પ્રસન્નતા મેળવવા–સુખ દુઃખની સાથી હોય, ત્યાં આગળ સ્વર્ગનાં સુખો શાં હીસાબમાં છે? અરસપરસ યોગ્ય ગુણવાળાં દંપતી (યુગલ)ના સુખની અદેખાઇ સ્વર્ગમાં વસનાર દેવોને પણ પળભર થવી જોઇએ.

મધુર શબ્દો બોલતાં–નિર્દોષ આનંદમાં કલ્લોલ કરતાં–સ્વચ્છ અને સંસ્કારી સુંદર બાળકોને આંગણામાં રમતાં જોઇ કોની આંખો ઠરતી નથી? કોનો અંતરાત્મા પ્રસન્ન થતો નથી? કોના હૃદયમાંથી પ્રેમના ધબકારા થઇ સ્નેહમૂર્ત્તિ–બાળકોના ઉપર આશિર્વાદ ઢળતો નથી? કોણ પિતા અને માતાનાં નેત્રો નિર્દોષ–ભવિષ્યની પ્રજાને સંસ્કારી જોતાં, છૂપી રીતે પ્રેમ સુચવતાં નથી?

જ્યાં ઉત્તમ રીતે શણગારામલા ગૃહમાં પ્રેમદેવતાનાં દર્શન થાય છે, દુઃખીઆનાં દુઃખ દુર જાય છે. અનાથોની યથાશક્તિ રક્ષા થાય છે, પરોપકાર જીવનમંત્ર ગણાય છે, અજ્ઞાનતા દુર જાય છે, તે ગૃહ શું સ્વર્ગ નથી? જ્યાં પૂર્ણ પ્રેમ વસે છે ત્યાં સાક્ષાત સ્વર્ગની જ લીલા થઇ રહે છે.

આ સંસારને સુખધામ કરવાનો કોનો પ્રતાપ છે? જેના ખોળામાં રામ, કૃષ્ણ, મહાવીર સ્વામી, અર્જુન અને ભીમ રમ્યા હતા. વાલ્મીક, વિશ્વામીત્ર, ગૌતમ, વ્યાસ, કણાદ, પતંજલી અને મનુ સમાન બુદ્ધિમાન અને પરોપકારી ઋષિ મુનીઓ–મહર્ષિઓએ નિર્દોષતાથી બાળપણમાંજ સંસ્કારી માતાઓના સંસ્કારો ગ્રહણ કર્યા હતા.

મહાત્મા વીર, બુદ્ધ, શંકર, જીસસ ક્રાઇસ્ટ, મહમદ પેગંબર, વિવેકાનંદ, કબીર, નાનક, આદિ ધર્મ વીરો કે જેમણે તેમને સ્વર્ગ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કર્યો તેમને સ્ત્રીઓએ જ જન્મ આપ્યો હતો.

આ સુખધામના ચિત્રોનો સઘળો પ્રતાપ સ્ત્રીઓનોજ છે, જે કુટુંબમાં અગર ગૃહમાં સ્ત્રીઓ હમેશાં આંસુ સારી શ્રાપ વરસાવે છે ત્યાં કુદરતની અવકૃપા ઉતરે છે. જ્યાં સ્ત્રીઓ પ્રેમમયી અને સુખી હોય છે, ત્યાંજ સ્વર્ગનો આનંદ છે.

આપણું સ્વર્ગ આપણા સંસારમાંજ છે. સ્ત્રીઓ પ્રત્યે પ્રેમને માનની દૃષ્ટિથી જોઇ તેમના પ્રત્યેના હલકા વિચારોને દુર કરો. જેના ઉદરમાંથી જ્ઞાની પ્રજા ઉત્પન્ન કરવી છે, તે માતાઓને અજ્ઞાન રાખવાનો આંધળો વ્હેમ ભુલી જાઓ. કડવાં મૂળમાંથી મીઠાં ફળ કવચિતજ થશે, કેળવણીથી ઉદ્ધત થઇ, ગૃહ સંસારમાં નિરૂપયોગી થશે તેમ ન માનતાં ગૃહોને સુખધામ બનાવવાં હોય, તો સ્ત્રીઓનાં સંકુચીત જીવનોને ખીલવો. "માતાના જીવતાં દિક્ષા લઇશ નહિ" એવા માતૃપ્રેમ ભર્યા અમૃત વચનો, જે માવડીની માયાળુ લાગણીએ, શ્રી વીર પ્રભુ પાસે ઉચરાવ્યાં હતાં. એવી માતાઓજ તમોને સંપૂર્ણ શાંતિ–સુખ–ને સ્વર્ગ આપશે.

સ્ત્રીઓનાં શરીર જીતવા કરતાં, તેમનાં હૃદયો જીતવા પ્રયત્ન કરો. અખુટ પ્રેમનો ઝરો વહન કરશે. જેમાં અમૃતનાં પાન સમાશે, એક વિદ્વાન જણાવે છે જે "સ્ત્રીઓ નીરંતર પ્રેમ દ્વારા શીક્ષણ આપે છે, પુરૂષ એ જન મંડળનું બુદ્ધિમાન મન છે પણ સ્ત્રી તેનું પ્રેમસ્થાન હૃદયો–પુરૂષ જનમંડળનું બળ છે પણ સ્ત્રી તેનું લાવણ્ય આભૂષણ તથા સુખ છે.

સુશીલ માતાઓ અને ચારિત્રવાન ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરશો તો સ્વર્ગ શોધવાની પીડા પતી જશે. દેશ નંદનવન થશે, પ્રજા વીહાર કરનાર દેવતા થશે અને અસાર મનાતો સંસાર–પુનઃ સુખધામ–સ્વર્ગ થશે.

# काव्यकुंज.

## कलंकीचन्द्र !

### एक ठपको ! !

વસંતતિલકા વૃત્ત.

રે ! ચન્દ્ર તું અનૂલ શીતલતા ધરંતો,
ને વર્ષતો અમિ તણા બહુ બિન્દુડાંને;
વીકસાવતો કંઇક પોયણી ભૂપરેની,
જીવાડતો જગતના બહુ જન્તુઓને.
ધારે છ સૌમ્ય અતિ ઉજ્વળતું પ્રભાતે,
અજવાળતો અખિલ તું જગના પ્રદેશો;
એમાં શું ! તારક પતિ ! તુજ શું કહીએ !
છે ગુણ બહુ—અપિય એક કલંક મોટું !
ડાઘો હૃદયનું, બહુ કૃષ્ણવર્ણો,
ને રૂપ રાહુ બની જાતું, અતિશે કુરૂપ.
જ્યારે નિહાળુ તુજને, તુજ રૂપ રાચી,
મોટું કલંક નજરે પડતું–તું–માંહી !
હા ! તું વધે તુજ કળા તણી વૃદ્ધિ પામી,
ને રાત્રીઓ પણ સખા અજવાળી તો તું !
તો એ અલ્પાક્ષય થયો અવળી કૃતીથી,
જે રૂપ સુંદર છતાં હૃદયે જ કાળો.
રે! આત્મ ઉજ્વળ ધરે ગુણનું અનંતા,
જે શક્તિ સિદ્ધ સમ તું ધરતો રસાળ;
તોયે ત્યજે ન પ્રણુતી બહુ રાગ દ્વેષી,
રે ! આત્મ ચંન્દ્ર ઉજળા જબરૂ કલંક !
છે ! જ્ઞાન, દર્શન, મહા ગુણ આત્મ કેરા,
ને ચેતના સુમતિ છે, તુજ તો રૂપાળી,
તેને ત્યજી રખડતો કુમતી પછાડી,
રે ! ધિક્ ચંન્દ્ર તુજ હો કૃતીએ નઠારી,
તું પારકું ગણી ફરે નીજનું સદાએ,
ના ! ના ! તને રખડતો કરશે સવારે,
તું રાચના હૃદયથી મન મોહ પામી,
તારૂં નથી, તુજ થશે નવ, નાખ વામી !
છે કુમતિ તુજ સરે દુખમાં ઝુરંતી,

ને વાટ જોઇ મુરખા, તુજ ઘેર બેઠી;
તું તો ફરે રખડતો, કુમતિ પછાડી,
નાખ્યા અસ્થા ઉભય લેં ભવને બગાડી.
રે ! આત્મ ચન્દ્ર રમજે, સુમતિ સતીથી,
તે ત્યાગના તુજ સ્વભાવ. સખારતિથી;
ત્યાગી સદા કુમતિ, સુમતિથી વહો જા,
ને ચન્દ્ર પામ સુખ અક્ષર મુક્તિ કેરાં.

## सुबोधक सातवार.

આદિ તે અકલંક, જીવન ગાળોરે,
ધરી સાડી શીયળને હાર, નીતિ વાળોરે;
વીંટી વિવેકની લાલ, માણેક વાળીરે,
જડી વિનય કુંદનથી બેશ બહુ રૂપાળીરે. ૧

શોમે સરસ સુવાસ, ધર્મની ધારેરે,
જેમ પામો ભવજળ પાર, કર્મ નીવારેરે;
મન મંદિરની માંહ્ય, પ્રભુ પધરાવોરે,
કરી સેવા પૂજા રોજ, લેરો લહાવોરે. ૨

મંગળમાળા બેશ, ધરજો સજનીરે,
ઉત્તમ શીલ સુવાસ, દે દિન રજનીરે;
ઉઠી સવારે નામ પ્રભુનું લઇએરે,
નીજ નાથને કરી પ્રણામ પાવન થઇએરે. ૩

બુધ બંગડીઓ બેશ—નીતિ નીયમનીરે
તમે પહેરો કાઢી કલેશ, મોટા મનનીરે;
કજીઆ ને કંકાસ—બહેની સાગોરે,
સૌ સંપ વસે નરનાર—પ્રભુથી માગોરે. ૪

ગુરૂવારે ગુણવંત ભણતર ભણીએરે,
નીજ દેહ સફળ કરનાર ગ્રંથને ગણીએરે;
કરવાં સામાયીક સાર—સુખકર સારરિ,
આપો સહુને પચખાણુ, નીત્ય રૂપાળોરે. ૫

શુકરવાર શ્રીખંડ સમકીત જમજોરે,
સૌ કાવ્ય લતાની કુંજ, કુંજે બમજોરે;
સુમતિ નાગરવેલ પાન રૂપાળુરે,
ચાવીને એ તંબોળ—થા મર્માળુરે. ૬

શની સુખદાયક વેશ ખેશ મલાઝેરે,
પરપુરૂષ થકી એકાંત, બહેની ન છાજેરે;
ચાલંતા નીચી આંખ, બહેની રાખોરે,
અજવાળો કુળ માબાપ-સાચું ભાખોરે. ૭
એમ સમજો સાતે વાર-સૌ કૃપાળારે,
ગુણીયલ બહેનો માટ બહુ રઢીયાળારે;
પહેરો સારો શણગાર, ગુણીયલ ગોરીરે,
જેમ પામો ભવનો પાર-મણિમય ધોરીરે. ૮

## વિશ્વાસ ઘાતીને.

(લેખકઃ—એક બગિની)

ગઝલ.

ધરી ગરદન તને હરદમ, ઝુકાવી શીર શ્રદ્ધાથી;
હુલાવી ટુકડા કીધું, અરે વિશ્વાસઘાતી તેં. ૧
ન રીતિ એહ નીતિની, બુઝર્ગો એમ બોલે છે;
હરામી હીચકારો છે, ખરો વિશ્વાસઘાતી એ. ૨
બિરાદર ચંદ્ર તું માટે, ગણી ના આબરૂ પ્યારી;
દગો દઇને દુઃખી કીધું, અરે વિશ્વાસઘાતી તેં. ૩
પટુતાથી પટાવીને, પ્રપંચી પાસ બાંધીને;
દુઃખી દરિયે ધકેલ્યું છે, અરે વિશ્વાસઘાતી તેં. ૪
ગુનેગારી ન તારી એ, બધી અજ્ઞાનતા મારી;
કૃપાળુ ઇન્દ્રવર્ણું મ્હેં, ગણ્યું વિશ્વાસઘાતી મ્હેં ! ૫
ફણીધર પ્રીતથી પાળી, કરાવી દુધથી તૃપ્તી;
ગળે આવી મને બાઝયો, ગયો ઉપકાર સૌ ભૂલી. ૬
પ્રભુના માર્ગને ભૂલી, અભિમાને રહો ઝૂલી;
પશે હડધુત જગમાંહિ, અરે વિશ્વાસઘાતી તું. ૭
ડુબાવ્યું મ્હેં જીવન મારૂં, નહિ એકે હવે બારૂં;
કથીરને મન માન્યું કંચન, પ્રભુના માર્ગને ભૂલી. ૮
તમારૂં કોઇ-હું કોનું ? હવે પસ્તાવું શાને ? હા !
ગળીને ઝેર કાતીલ હા, હમેશાં જીવવું ના-ના ! ૯
હવેતો સુક્ષ્મ સમજાયું, ગયો અંધાર આંખોનો;
જીવન જાશે-પ્રભુ પંથે, બધું એ ભુતને ભૂલી. ૧૦
હવે નહિ સત્યને ચુકું, હવે વિશ્વાસઘાતી હું;
હૃદયને ઉચ્ચ પટ દેવા, પ્રભુ દે સ્હાય જીવનને. ૧૧

## बन्धु विरह.

(લેખક બ્હેન મણિ અમદાવાદ.)

ઓ બન્ધુ તું મારા ઉડી ક્યાં ગયો,
તુજ વિણુ આનંદ ઉર્મિ નહિ દેખાયજો;
જ્યોતિના આધારે સઘળે ફરીવળી,
સુરત તારી કોઇ સ્થળે ન જણાયજો. ઓ૦
વાતો કરતાં દશ સંવત્સર વહી ગયા,
પણ ન ભૂલાયે અંતરમાંનું દસ્યજો;
સુરત સ્મૃતિમાં આવી બન્ધુ સતાવતી,
ચીર વિરહનું ખુચે ભારી શલ્યજો. ઓ૦
લાખ ચોરાશી યોનિમાં ચવિ ઉપની,
માત પીતાદિક થયાં અનંતિ વારજો;
બંધુ એનો તે પણ સાથે થઇ ગઇ,
સમજું છું પણ, દીલડું નીત્ય દુભાયજો. ઓ૦
વૈશાખે આનંદજ આવ્યો આંગણે,
સગા સંબંધી સાથે સૌ પરિવારજો;
બંધુ વિણુ સૌ સુનુ સુનુ લાગતું,
ક્યાં જઇને પોકારૂં અમૃત નામજો. ઓ૦
ઉત્તમ કુળને ઉત્તમ જાતિ પામીયો,
વળી પામ્યો તું ધર્મગુરૂનો સાથજો;
કાળચક્રે ઓચિંતો આવી ઘેરિયો,
કર્યો પલકમાં તુજ જીવિતનો નાશજો. ઓ૦
તું ચાલ્યો હું ચાલીશ તેનું કંઇ નથી,
પણ ગુણ તારા કદીએ ન ભુલાયજો;
પુજા ભક્તિભાવ રૂદય વસીયાં હતાં,
જૈન ધર્મની શ્રદ્ધા પણ નિરધારજો. ઓ૦
મુરતી તારી નજરો આગળ આવતી,
તાકી તીર ભોંકાતું હૃદય મોઝારજો;
આંસુની ધારાએ દિવસ વહી ગયા,
ક્યાં ગયો ઓ ભગિનીનો સહૃ ભ્રાતજો. ઓ૦
મોહ વશે હા! મનડું તો મારૂં બળે,
કોઇ દેખાડો નિરમળ અમૃત વાસજો;
બંધુ બંધુ કરતી જગ ફરતી ફરૂં,
પણ ક્યાં બંધુ હૃદય મુકે નિશ્વાસજો. ઓ૦
પ્રભુ કૃપાએ માગું હું મનથી એટલું,
હૃદય તણા બાંધવનો સ્વર્ગ નિવાસજો;
આધિ ઉપાધિ જે સ્થળ નહિ સંતાપતી,
મણિમય દિવ્ય સ્થળે હો અમૃત વાસજો. ઓ૦

## બિચારા પંખીને.

( મી. હરિ. )

( ગઝલ. )

અરે ઓ મધુરાં પંખીઆ તુને, કર્યું મેં શું અરે આજે;
ન જાણ્યો મેં તમારો પ્રેમ, દીધો છે છોહ વિના કાજે.
હતા આનંદના હ્હેરે, અને શું ગેલ કરતાં'તા;
મઝામાં ને મઝામાં, એક બીજા ચાંચ દેતા'તા.
તમારી પાંખ સોનેરી, હવામાં ઉડતી'તી જે;
તમારા બાળને ચારો, અને મીષ્ટાન્ન દેતી જે.
મને તે શું થયું જેથી, દીધો આ પ્હાણુ તમને રે;
તમારી પાંખ વીખરાઇ, અને ઓ! હાય શું થાશે?
મને ભરમાવ્યો ભૂતે કે, મ્હારો વાંકો શું દહાડો?
ન કરવાનું કરી દીધું, નિરાધારી આ પંખીને!
બિચારા પાંખના વિના, કરે શું હાય! હાવાં રે?
હવે તે તો નિરાધારી, નિરાકાર થયાં આજે!
અરે તે બાળ પંખીડાં, કરે શું મ્હોટાના પિતા;
અરે તે તો રહ્યા છેટા, અને આ વિખુટાં પડીયાં!
નહિ આધાર કોનો રે, હવે તે બાળ પંખીને;
બધી સૌ બાળની હાયો, મ્હારે શીર શું પડશે!—
અહા! આ પંખી તરછોડે, શું શાની દુનીયા આ જે?—
ગયાં તે તો ગયાં હાવાં— રહ્યો શું શાપ શીર મ્હારે?

---

# जैन कोममां गोखले तुल्य मनाता मर्हुम सरदार शेठ लालभाइ दलपतभाइना जीवनमांथी अनुकरणीय दृष्टांत.

( લેખકઃ-સત્યવાદી. અમદાવાદ. )

આપણા મર્હુમ સરદાર શેઠ લાલભાઇની બાહોશી તથા દીર્ઘદર્શીપણું, વેપારી કુનેહ, કામ કરવાની નિયમિતતા, સતત્ ઉદ્યોગીપણું, હાજરજવાબીપણું અને સમયસુચકતા વિગેરે ઘણા પ્રશસ્ય ગુણો જે તેમનામાં ઓતપ્રોતરૂપે રહેલા હતા તે તેમના સંબંધમાં આવનારાઓ તેમજ તેમના જીવનના અભ્યાસીઓ ઘણી સારી રીતે જોઇ શક્યા હશે. આપણા ઇન્ડીઅનોને માટે તેમાં મુખ્યત્વે કરીને જૈન કોમને માટે એક મોટી અફસોસ ભરેલી વાત એ છે કે આવા ચળકતા કેળવણીના જમાનામાં પણ આપણે જે ફરજો બજાવવાની છે, શોધન કરી અનુભવ ગમ્ય સિદ્ધાંતો શિખવાના છે તે આપણે વસ્તુસ્થિતિ પ્રાપ્ત છતાં ગુમાવીએ છીએ. આપણામાં મગજની કીંમતનો ઘણે ભાગે અંધારે વહેંચાઇ છે, એમ સ્પષ્ટ લાગે છે. યુરોપની અંદર જો કોઇ તત્ત્વવેત્તા કે કોઇ શોધક કે કોઇ વિદ્વાન મરણ પામે તો ત્યારે ત્યાંથી

તેના અનુયાયીઓ-તત્વ જ્ઞાનના રસિકો-વિદ્યાભિલાષીઓ તેમની કારકીર્દીની નોંધો જ્યાંથી ત્યાંથી મેળવી કાઢે છે અને પછી તે દુનિયાના ભલાને માટે જનસમુહ આગળ રજુ કરે છે: અને બીજા જીવોને તેમની જીંદગીરૂપી નૌકા સંસાર સાગરમાં સુખમય રીતે ચલાવવામાં એક અગત્યના ભાજન થઈ શકે છે. યુરોપમાં તો ઠેઠ એટલે સુધી આ બાબતમાં પ્રવૃતિ વધેલ છે કે મરનાર તત્વજ્ઞાનની સ્થૂલ ખોપરી વિગેરેના પણ સહસ્રો રૂપીઆ ઉપજી શકે છે. તેમના શબની રક્ષા પણ દાબડીઓમાં રાખે છે. આ મુજબ જ્યારે યુરોપમાં પ્રવૃત્તિ ચાલે છે, ત્યારે આપણા દેશીઓમાં તેમાં વિશેષ કરીને આપણા જૈનોમાં તો મગજની કિંમતો ઘણેભાગે બીલકુલ નથી એમ કહેવું આ સ્થળે અયોગ્ય નહિ થઇ પડે. આપણામાં કેવા કેવા વિદ્વાનો, કેવા કેવા મહાન્ પુરૂષો થઇ ગયા છે અને થાય છે પણ જો આપણે યથાતથ્ય તેમની જીવનની કારકીર્દી જોવા માગીશું તો આપણને ભાગ્યેજ મળી શકશે. જમાનો જેમ જેમ આગળ વધે છે તેમ તેમ આપણે પણ હવે જમાનાનું અનુકરણ કરી ચેતવું એ અગત્યનું છે. ન હોય તે તો ક્યાંથી લાવે પણ જે દૈવવશાત્ પૂંજી આપણને પ્રાપ્ત થાય છે તેને તો ગુમાઇ જતી બચાવવી જોઇએ. **महाजनो येन गतः इति सर्पयाः** મોટા પુરૂષો જે રસ્તે ગયા હોય, મોટાએ જે જે માર્ગો પોતાની જીંદગી વહન માટે રચ્યા હોય તેનું પ્રત્યાલોચન કરવું, તોલન કરવું અને તેમાંથી જોઇતો લાભ લેવો એજ જીંદગીનું ઉત્કર્ષ છે. આટલું વાસ્તવિક કહેવાની જરૂર એટલા માટે પડી કે આપણે મગજોની કીંમતો કરવામાં બહુંજ પછાત છીએ તેમજ જીવન ચરિત્રોના જે મહાન્ ઉદ્દેશો છે તે એક કીંમતીમાં કીંમતી વસ્તુ હોવા છતાં આપણે તેનાથી બેનસીબ રહીએ છીએ.

મારા સાંભળવા પ્રમાણે શેઠ લાલભાઇ પોતાની પાસે ડાયરી બુક રાખતા અને દરેક પોતાના સંબંધમાં બનતા મુખ્ય મુખ્ય બનાવોની નોંધ લેતા. જો આ ખરૂં હોય તો તે જૈન કોમને બલ્કે સ્વદેશી બંધુઓને તેમનું જીવન એક અમૂલ્ય અને ઉપયોગી થઇ પડે તેવું છે એ કોઇ પણ એકી અવાજે કહી શકશે, માટે અમો આશા રાખીએ છીએ કે તેમના સુપુત્રો તેમજ તેમના સહોદર ભાઇઓ તેમની કારકીર્દીનો સંગ્રહ કરી તેમાંથી નીકળતાં ગુણ પુષ્પોની માળા કરી તે જૈન સમાજના કંઠે સમર્પણ કરશે અને સર્વને કૃતાર્થ કરશે. શેઠ લાલભાઇના સંબંધમાં ઘણી બાબતો મનન કરવા જેવી, જ્ઞાન લેવા જેવી છે, તે પૈકી જે બેચાર દાખલા મારા જાણવા અને અનુભવવામાં આવ્યા છે તે આ સ્થળે પ્રગટ કરવા તક હું હાથ ધરૂં છું.

એક વખતે મારો એક મિત્ર હેમ્પસુઝ ફેકટરીનો મેનેજર તેમની પાસે કંઇ અમુક હિસાબી કામને માટે તેમની મીલમાં ગયો હતો તે પ્રસંગે તેના એક બીલમાં અમુક રૂપીઆ આના ને બે પાઇ થતી હતી તેમાંથી બે પાઇ કાઢી નાખવાને તેણે શેઠને કહ્યું કે "શેઠ સાહેબ! આ બીલમાંથી જે બે પાઇ છે તે ઓછી કરો?" ત્યારે શેઠે કહ્યું કે "મને શેઠ કહેવું રહેવા દો પણ બે પાઇ જે હીસાબે થાય છે તે હું ઓછી કરી શકીશ નહિ." આ ઉપરથી ઉપર ચોટીઆ જોનારને થાતો ઉપલક વિચાર કરનારને તો આ એક નજીવી બીના લાગશે. પરંતુ હીસાબી કામના ઉંડા અભ્યાસીને અને નેક નીતિથી અને વફાદારીથી કામ કરનારને તો તેનો સહજ ખ્યાલ આવી શકયા વિના રહેશે નહિ.

આપણે ગવર્નમેન્ટના હીસાબો જોઇશું તો કોઇ પણ એન્ટ્રીમાં કોઇ પણ પ્રકારે છુટ એ વસ્તુ આપણને ભાગ્યેજ માલુમ પડશે. શેઠની હીસાબી કામમાં કેટલી ચોખવટ અને

ચોકસપણું હતું તે આપણને આ ઉપરથી સ્પષ્ટ જણાય છે. મીલો શેરહોલ્ડરની ગણાય છે. એજન્ટોને ગુજરાતીમાં કહીએ તો તેના વડા મુનીમો છે. જેમ કોઈ શેઠ મુનીમ રાખી પોતાની પેઢીનો સઘળો કુલ મુખત્યાર મુનીમને સોંપે છે તેમ જે મીલોના એજન્ટો છે તે શેરહોલ્ડરના મુનીમો છે. બલ્કે તેના નોકર છે. એમ શેઠ પોતે સારી પેઠે સમજતા હતા અને પોતાને માટે જે એજન્ટપણાની-મુનીમપણાની, જે જે અમલદારીની ફરજો બજાવવાની મુકાઇ હતી તે તેઓ સારી પેઠે જાણતા હતા અને તેથીજ તેમણે મારા તે મિત્રને કહ્યું કે મને શેઠ ન કહો પણ હીસાબે જે બે પાઇ થાય છે તે હું ઓછી લઇ શકીશ નહિ. જે એજન્ટો પોતાના "રાઇટ" સિવાય પોતે જે સત્તા ભોગવે છે યાતો સત્તાનો દુરૂપયોગ કરે છે તે તેમની શેરહોલ્ડરો પ્રત્યે કૃતજ્ઞતા નહિ પણ કૃતઘ્નતાજ છે. જે શેઠ બે પાઇને માટે આટલી સંભાળ રાખતા તેમના સઘળા કારભારમાં કેવી ચોખવટ હશે તેનો ખ્યાલ વાંચકવૃંદને હસ્તક સોંપું છું. ભુલવીને વધારે લેવું એ જેમ દૈવિક ગુન્હો છે તેમ પારકાની પૂંજીનો વહિવટ કરતાં હિસાબે થતી રકમમાંથી ધણીની સંમત્તિ સિવાય ઓછું લેવું એ પણ દૈવિક ગુન્હો છે. આપણે સ્વાભાવિક રીતે જનસમાજમાં એક ઉક્તિ સાંભળીએ છીએ. અને તે એજ કે "હીસાબ કોડીનો અને બક્ષીસ લાખની" આ સૂત્ર શેઠશ્રીના મનમાં સંપૂર્ણ રમી રહેલું હોવું જોઇએ. આ લખવાનું પ્રયોજન એટલા પુરતું છે કે દરેક મીલ માલેકો તેમજ મ્હોટા વેપારીઓ, મુનીમો આનું અનુકરણ કરશે. જીવનના પ્રેકટીકલ (અનુભવગમ્ય) સિદ્ધાંતોમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે એ આ ઉપરથી કોઇ પણ દીર્ઘદર્શી બધુ જોઇ શકશે. શેઠ લાલભાઇએ સારી રીતે કેળવણી લીધી હતી. તેમને નામદાર વૉઇસરોય લોર્ડ કર્ઝન સાથે આબુ સંબંધમાં જે વાતચીત થઇ હતી તેમજ પાલીતાણાના કેસ બદલ જે જે મગજ તેઓશ્રીએ વાપરેલું છે તેના શબ્દોની જો આપણને ટુંક નોંધ મળે તો તે આપણને તેમના માટે ઘણુંજ સન્માન ઉપજ્યા વિના રહેશે નહિ. અત્રેની કોન્ફરન્સમાં સબજેકટ કમીટી વખતે રસાકસીના પ્રસંગે તેઓએ કહેલા શબ્દો તેમજ મહાન્ કોન્ફરન્સ વખતે બોલેલા શબ્દો એ તેમનું હાજર જવાબીપણું તેમજ દીર્ઘદર્શીપણું બતાવવાને પુરતા હતા.

વેપારી કુનેહતા પણ તેમનામાં ઘણીજ હતી, તેઓ સટ્ટાના કટ્ટા દુશ્મન હતા. સટ્ટોરીઆ ઉપર તેઓ કોઇ પણ રીતે કોઇ પણ જાતનો વિશ્વાસ મુકી શકતા નહોતા. એ મને જાત અનુભવ છે. હાલમાં અમદાવાદનો ઘણો ભાગ સટ્ટાની જાળમાં સપડાયલો જોવામાં આવે છે એ બહુ ખેદની વાત છે. વિના મુશીબતે ગાડી ઘોડા ફેરવવા એ કોને ના ગમે? બિલાડી સન્મુખ પડેલા દુધ ઉપર તકાસવા જાય છે પણ પાછળથી ધણીની સોટી પડશે તેનો વિચાર કરતી નથી. પણ બકરૂં કાઢતાં ઉંટ પેસે તેનો વિચાર કોણ કરે છે. આપણા બંધુઓ સટ્ટાથી કેટલા ખરાબ થયા છે અને થાય છે તેના દાખલા સર્વેની દૃષ્ટિ મર્યાદા આગળ મોજુદ છે એટલે તે સંબંધમાં કંઇ વધુ લખવા માગતો નથી પણ એટલુંજ જણાવવા માગું છું કે જે જાત પરસેવાથી અને પ્રમાણીકપણે મેળવેલું ધન સુખોપભોગમાં ઘણો વખત આવી શકે છે, તેટલું સટ્ટામાં કમાયેલું ધન આવી શકતું નથી એ નિર્વીવાદ છે અને નિઃશંક છે. સટ્ટામાં જાય છે તે તો નુકશાન છે પરંતુ તેનાથી આવેલું ધન તે પણ લાંબો વખત ટકી શકતું નથી. તેનું કારણ સંકલ્પ બળ સિદ્ધિના આધારે મને તો એમ જણાય છે કે જે ખુએ છે તેના દુઃખી નિશ્વાસો કમાનારના સુખની આડે આવે

છે. જેવી રીતે ચોરીનું ધન ટકી શકતું નથી તેવીજ રીતે સટ્ટાનું ધન પણ ઘણો વખત ટકી શકતું નથી. તેનું મુખ્ય કારણ એ છે કે જે હરામી ચસકો-ટેવ પડેલી હોય છે તે તેને તે રસ્તો મુકાડયા સિવાય રાખતી નથી. માટે સમજુ, ડાહ્યા અને જાતી ઉધમીઓએ તો તે રસ્તે કદાપી જવું એ યોગ્યજ નથી. સટ્ટો કહો કે એક પ્રકારનું જુગાર કહો તે બન્ને સરખાં છે. શાસ્ત્રમાં જુગારને સાત પ્રકારના વ્યસનમાંનું એક વ્યસન ગણ્યું છે. વળી એકની દોલત બીજા પાસે જવાથી અર્થશાસ્ત્રના નિયમ મુજબ કંઇ પણ દેશમાં આર્થિક ઉન્નતિ વધતી નથી, પરંતુ તાર વિગેરેમાં હજારો રૂપીઆ બરબાદ જાય છે ને કેટલાક ચાહ, પુરીઓ, શીખંડ અને ભજીઆં અને નાટકો વિગેરેમાં પાણી થાય છે: સટ્ટોરીઆ છે તે પોતાની જાતીને નુકશાન કરનારા છે તેટલુંજ નહિ પરંતુ તેઓ દેશને પણ એક પ્રકારનું ઘણું નુકશાન કર્તા છે. સટ્ટામાં નુકશાન થાય છે એ તો ભોગવવું પડે છે પણ તેમાંથી જે લાભ મળે છે તે પૈસો એક પ્રકારની ખોનારની હાય હાયનો હોવાથી કદી લાંબો વખત ટકી શકતો નથી. તેનો વધારે ખ્યાલ સટ્ટો નહિ કરનાર કરતાં તેને જે કરે છે તેજ બાંધી શકશે.

આપણા પરોપકારી પરમપૂજ્ય શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગર સૂરિજીનું સને ૧૯૦૭ ની સાલનું ચોમાસું અત્રે હતું તે વખતે સટ્ટાની બદીનું વાતાવરણ ઘણું ફેલાયલું જોઇ પોતે તત્સંબંધી એક ઉપદેશીક પદ બનાવેલું જે આ નીચે આલેખ્યું છે.

સટ્ટામાં બટ્ટો છે સજ્જન સાંભળો,
ચિંતાતુર મનડું રહેવે નિશ દીનજો;
આશા તૃષ્ણા વૃદ્ધિ દુઃખડાં સંપજે,
રૂપિયા માટે મુરખ પર આધીનજો. સટ્ટામાં. ૧
લોભ તણો નહિ થોભ જુગારે જાણીએ,
ઘડી ઘડીમાં રંગ ઘણા બદલાયજો;
બીજો ધંધો સુઝે નહિ સટ્ટા થકી,
સર્વે વાતે પૂરો વ્યસની થાયજો. સટ્ટામાં. ૨
મળે નહિ શાંતિ એ સટ્ટા સંગથી,
જાઓ અવસ્થા સટ્ટાની અવધારજો;
જોય જુએ કોઇ સટ્ટાના વ્યાપારમાં,
ભિક્ષા હાંલ્લુ સીંકે ચટે નહિ પારજો. સટ્ટામાં. ૩
ચંચલ લક્ષ્મી સટ્ટાના વ્યાપારથી,
સમજો સમજુ મનમાં નરને નારજો;
સજો વ્યસન સટ્ટાનું સમજી સત્યને,
કરો પ્રતિજ્ઞા ગુરુ પાસે નિરધારજો. સટ્ટામાં. ૪
લોભી લક્ષ્મી લાલચથી લૂટાય છે,
ત્યાગો જુગટું સટ્ટાના વ્યાપારજો;
બુદ્ધિસાગર ન્યાયોપાર્જિત વિત્તથી,
ધર્મ બુદ્ધિ પ્રગટે સુખ મંગળમાળજો. સટ્ટામાં. ૫

(ભજન પદસંગ્રહ ભાગ પહેલો.)

આ ઉપરથી સાર માત્ર એટલોજ લેવાનો છે કે સટ્ટાની બદીમાં ભાગ લેતા અમારા બંધુઓ ઓછા થશે. શેઠ લાલભાઇને સટ્ટાને માટે ઘણોજ તિરસ્કાર હતો. જાત મહેનત કરવી અને રળવું એજ તેમનો સિદ્ધાંત હતો. તેઓ બનતા સુધી સટોરીઆને નાણું ધીરતા નહિ અને કદાચ ધીરે તો સારી સીક્યુરીટી લેતા, કારણ કે સટોરીઆ ઉપર તેમને પુરો અણવિશ્વાસ હતો. સટ્ટાને માટે મર્હુમ દાનવીર શેઠ મનસુખભાઇને પણ તિરસ્કાર હતો અને પોતાની મીલમાંનો કોઇ મુખ્ય માણસ સટ્ટો કરવા જતું તો તેને તેઓ વારતા અને સખ્ત ઠપકો આપીને સટ્ટાની બદીમાંથી બચાવતા. આવા આવા વેપાર કરાવવામાં આગળ વધેલ અને જાત મહેનત વડે લાખો રૂપીઆ પેદા કરેલ શ્રીમંતો પોતાના વર્તનથી જન સમાજને બતલાવી આપવા છતાં તેનું અનુકરણ ન કરે અને ઉલટા માર્ગે જાય તો તેમાંથી શું સારૂં ફળ દેખી શકાય! શેઠ લાલભાઇના તેમજ શેઠ મનસુખભાઇના જીવનમાંથી આપણને ઘણું શીખવાનું અને જાણવાનું મળે તેમ છે. તેમનાં જીવનચરિત્ર લખાવવાની ઘણીજ જરૂર છે. અમો તેમના સુપુત્રોને તેમજ તેમના સહોદર બંધુઓને તેમની કારકીર્દિની ટુંક નોંધો એકઠી કરી કોઇ વિદ્વાન પાસે લખાવી જનસમુદ આગળ રજુ કરશે એવી આશા રાખીએ છીએ. તે એક વ્યવહારીક-વ્યાપારી જીવનને અદ્વિતીય લાભકારક થઇ પડશે એમ ચોક્કસ રીતે લાગે છે.

---

# તીર્થ પ્રવાસ વર્ણન.

## શ્રી ગીરનાર તીર્થ.

(લેખક—વકીલ નંદલાલ લલ્લુભાઈ વડોદરા.)

આ પવિત્ર તીર્થ જ્યાં વર્તમાન ચોવીશીના બાવીશમા તીર્થંકર શ્રી નેમીનાથ ભગવંતના ત્રણ કલ્યાણ થયાં છે. જે તીર્થ ઉપર આવતી ચોવીશીના તમામ તીર્થંકર ભગવંતના મોક્ષ કલ્યાણક થવાનાં છે અને જેનું માહાત્મ્ય શાસ્ત્રમાં ઘણું વર્ણવેલું છે એવા તીર્થની જાત્રા કરવાથી કંઇ પણ આત્મિક લાભ થશે, એ હેતુથી મારા સ્નેહી અને ધંધાના ભાગીદાર મી. છોટાભાઇ ઝવેરભાઇ સુતરીયા બી. એ. એલ. એલ. બી. જેઓનો કુટુંબીક ધર્મ જૈન છે. તથા મી. વામન આપાજી નિકળે બી. એ. એલ. એલ. બી. ની સાથે ચાલુ સાલના ફાગણ શુદ ૧૧ ના રોજ જુનાગઢ ગયા હતા. અને આ તીર્થ અને ભગવંત નેમીનાથનાં દર્શન કર્યાં. તે દરમ્યાન જે કંઇ જોયું અનુભવ્યું એ સંબંધી કંઇ પણ સુચના કરવી યોગ્ય લાગવાથીજ વાંચકોનો કીમતી વખત રોકવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે.

### કારખાના સંબંધી.

શ્રી શત્રુંજય તીર્થના વહીવટના માટે સંઘ તરફથી જેવી રીતે શેઠ આણંદજી કલ્યાણજીના નામની પેઢી સ્થાપન કરવામાં આવેલી છે, તેવીજ રીતે આ તીર્થના રક્ષણ અને દેખરેખ માટે શેઠ દેવચંદ લક્ષ્મીચંદ નામની પેઢી સ્થાપન કરવામાં આવેલી છે. આ પેઢી તરફથી જુનાગઢ સ્ટેશન ઉપર દરેક ટ્રેનના વખતે એક સીપાઇ જાત્રાળુઓની તપાસ માટે મોકલવાનો રીવાજ જોવામાં આવ્યો. તે સિવાય જાત્રાળુઓ કોણ આવેલા છે તેની

તપાસ કરે છે. તેમને ઘટતી મદદ અને સુચના આપીને કયાં ઉતારો કરવો વિગેરે બાબતોની માહીતી આપે છે. આ રીવાજ જાત્રાળુઓના માટે ઉપયોગી છે, તપાસ કરવા આવનાર સીપાઇ પણ જાત્રાળુઓ ઉપર પ્રેમ રાખનાર જણાયો, તેથી ત્યાં જનારને ઘણી બાબતમાં તેનો ઠીક ઉપયોગ થાય છે. આ રીવાજનું અનુકરણ દરેક તીર્થના વહીવટ કરનારાઓએ કરવા જેવું છે.

કારખાનાની ઑફીસ શહેરમાં છે, ત્યાં મુખ્ય મુનિમ તરીકે મી. ગુલાબભાઇ કામ કરે છે એવી માહીતી મળી. અમો જેટલી વખત ઑફીસમાં ગયા તેટલામાં કોઇ પણ વખતે ઑફીસમાં તેમની મુલાકાત થઇ નહિ. મુખ્ય મુનિમની હાજરી કારખાનાની ઑફીસમાં વધુ રહે તેથી કારખાનાને અને જાત્રાળુઓને બન્નેને અરસપરસ વિશેષ લાભ થાય એમ મને લાગે છે.

દરેક તીર્થના કારખાનાની ઑફીસમાં એક જાહેર સુચના (વીઝીટ) બુક રાખવી જોઇએ અને જાત્રા દરમ્યાન જે કોઇ જાત્રાળુને પોતાને જે કંઇ સુચવવું હોય તો તે સુચના કરે અને કરેલી સુચના કારખાનાના વહીવટ કરનાર ટ્રસ્ટી સાહેબોએ ધ્યાનમાં લેવી અને તે બાબત ઘટીત વ્યવસ્થા કરવી, એ પ્રમાણે કરવાથી સુધારા વધારા કરવા જેવું શું શું છે, તે ટ્રસ્ટી સાહેબોના લક્ષ ઉપર આવશે, અને તેથી ભવિષ્યમાં ફાયદો થશે એમ મારૂં માનવું છે.

તપાસ કરતાં એમ જણાયું કે કારખાનાના નોકરોને નિયમીત પગાર મળતો નથી. ફેબ્રુવારી માસનો પગાર માર્ચ માસની તા. ૧૫ મી સુધી મળેલો નહોતો. હલકા પગારના નોકરોને આવી રીતે મોડો પગાર મળવાથી હાડમારી ભોગવવી પડે છે એમ તપાસ કરતાં જણાયું. થા કારણથી આટલો મોડો પગાર મળે છે તેનું કંઇ પણ કારણ માલમ પડયું નહિ. કારણમાં ફક્ત પગાર પત્રકો અમદાવાદથી ટ્રસ્ટી સાહેબો તરફથી મંજુર થઇને આવ્યાં નથી એટલી માહીતી મળી. આ સંબંધી મારી એવી સુચના છે કે કારખાનાના અંગે જે કાયમ નોકરો છે, અને જેના પગાર મુકરર થઈ ગયા છે. એવા નોકરોના માસીક ખર્ચની રકમ વહીવટ કરનાર ટ્રસ્ટી સાહેબોએ મુકરર કરી આપવી અને તે પ્રમાણે દર મહીનાનો પગાર બીજા મહીનાની તારીખ પાંચમી સુધીમાં પગારપત્રક બનાવીને આપવાની સત્તા મુખ્ય મુનીમને આપવાથી કારખાનાને કંઈ નુકશાન થવાનો સંભવ નથી અને હલકા પગારના ગરીબ નોકરોને નિયમીત રીતે પગાર મળવાથી નોકરીમાં કાયમ રહેવાનું તેમને ઉત્તેજન મળશે.

**નોકરોને ઈનામ**—જાત્રાળુઓ જાત્રા કરીને જતી વખતે તીર્થ ઉપરના નાના નોકરોને ઉત્તેજન તરીકે કંઈ પણ ઈનામની રકમ ખુશીથી આપે છે, એ રીવાજે ઉલટુ સ્વરૂપ પકડી અન્ય દર્શનીના તીર્થોની માફક વિદાય થતી વખતે નોકરો હેરાન કરે છે. એ વહીવટ આ તીર્થમાં બંધ કરવામાં આવેલો છે. જો કોઈ જાત્રાળુ પોતાની ખુશીથી નોકરોના ઇનામના માટે કંઇ રકમ આપે છે, તો તે મુખ્ય ઑફીસમાં નોકરોના ઇનામ ખાતે જમે કરવામાં આવે છે; અને વર્ષ આખરે દરેક નોકરને વરાડ પ્રમાણે ઇનામની રકમ વહેંચી આપવામાં આવે છે, એમ જણાયું. આ રીવાજ સારો છે, અને અનુકરણીય છે. આ ઠેકાણે જાત્રાળુઓને એક ભલામણ એવી કરવાની છે કે ડુંગર ઉપર થોડા પગારથી સારા નોકરો રહેનારા મળતા નથી અને વધારે પગાર કારખાના ખાતેથી લખીને આપવો એ કારખાનાને પરવડે નહિ, તેથી જાત્રાએ જનાર નોકરોના ઇનામ ખાતે પોતાની ખુશી પ્રમાણે કંઇ પણ રકમ આપે તો તેથી નોકરોને વધુ ઉત્તેજન મળશે અને થોડા.

પગારથી સારા નોકરોને રહેવાનું મન થશે, અને પોતાના અંગતું કામ સારી રીતે કરી જાત્રાળુઓ સાથે સારી રીતે વર્તશે. માટે તે તરફ ખાસ લક્ષ રાખવા વિનંતિ છે. આ તીર્થ ઉપરના **નોકરોની રીતભાત સારી** છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

### સ્વચ્છતા.

સ્વચ્છતા સંબંધી કારખાના તરફથી ઠીક દેખરેખ રાખવામાં આવે છે. પેહલી ટુંકમાં દાખલ થવાનો મુખ્ય દરવાજો જ્યાં થઇને અન્યદર્શની જાત્રાળુઓ અને નોકરોને પોતપોતાના ધારેલે સ્થળે જવાનો રસ્તો છે, એ દરવાજા આગળ તથા જે રસ્તાને હાલમાં જાહેર રસ્તાનું રૂપ આપવામાં આવ્યું છે તે રસ્તામાં તે લોકો ઘણી ગંદકી કરે છે, તે લોકોના ઉપર કારખાનાના નોકરોની કંઈ સત્તા નહિ એટલે તેમના માટે કહેવા જેવું નથી પણ બંદોબસ્તના સારૂ સ્ટેટ તરફથી નોકરો રહે છે, તે નોકરો કંઇ પણ બંદોબસ્ત રાખતા નથી એમ કહેવાને કંઇ અડચણ નથી. એ ત્રણ પોલીસના સીપાઇઓ જોવામાં આવ્યા, તે જાતના સીંધી જેવા જણાયા, તેઓ દેવતા સળગાવી ધુણી કરી તાપવાનું કાર્ય કરતા હતા અને ગપો ઉડાવતા જણાયા. સ્ટેટે જૈન તીર્થના વહીવટમાં હાથ નાખ્યો તેથી પોતે ઘણા મગરૂર જણાયા અને તેટલાંમાંજ તેમની નોકરીનું તમામ કામ પુરૂ થતું હોય એમ તેમની માન્યતા માલુમ પડી. સ્ટેટ તરફથી આ થતી ગંદકી અટકાવવા તજવીજ કરવી જોઇએ. જૈનોના પવિત્ર ધામમાં સ્ટેટ પોતાની સત્તાથી જાહેર રસ્તો કાઢે, એ વિષય રાજ્યદ્વારી હોવાથી અત્રે લખવાનું કંઇ પ્રયોજન નથી પણ એટલું તો કહેવાને અડચણ નથી કે કોઇ પણ ધર્મના પવિત્ર સ્થાનમાં સ્ટેટ પોતાની સત્તા ચલાવે તો પછી તે ધર્મના લોકોની લાગણી ન દુખાય તેવી સ્થિતિ રાખવી એ તેમની ફરજ છે. પવિત્ર જગ્યામાં ગંદકી કરવામાં આવે અને તેનો બંદોબસ્ત ન થાય એ રાજ્યના અમલદારો માટે ઉંચો મત બતાવનારૂં નથી. આ બાબત એ રાજ્યના મુખ્ય અમલદારો સાહેબ જરૂર લક્ષમાં લેશે અને ત્યાં સ્વચ્છતાના નિયમોનું બરાબર પાલન કરાવવાની તજવીજ કરશે એવી આશા છે.

તલાટીની ધર્મશાળાના પાછલા ભાગમાં જાત્રાળુઓને રસોઇ કરવાનું રસોડું છે. તેજ રસોડાની નજીકમાં ખુલ્લી જગ્યામાં એક જાજરૂખાના જેવી જગ્યા રાખવામાં આવેલી છે. તેથી સ્થિતિ બહુ કઢંગી થાય છે. જ્યાં આગળ રસોઇ થાય, અને જાત્રાળુઓને જમવાની જગ્યા તેનીજ નજીકમાં જાજરૂખાના જેવી જગ્યા રાખવામાં આવે તે તો એક મોટી ભૂલ જેવું જણાય છે. તેમજ તે જગ્યા ખુલ્લી રાખવામાં આવેલી છે. એ વળી વિશેષ ભૂલ જેવું જણાય છે.

ધર્મશાળાના એ પાછલા ભાગમાં બારણું છે. તે બારણું રાત્રે બંધ કરવામાં આવે છે, ધર્મશાળાના મુખ્ય દરવાજે રાત્રે તાળુ રહે છે. એટલે રાત રહેનાર જાત્રાળુઓને રાત્રે લઘુ નીતિ તથા વડીનીતિ કરવાના પ્રસંગે ધર્મશાળાના પાછલા ભાગનો ઉપયોગ કરવાની ફરજ પડે છે, અને તેથી ગંદકી થાય છે. એને માટે જો પાછલા બે ભાગમાં જે બારણું છે તે બારણા બહાર મજબુત કંપાઉન્ડ કરી ત્યાં સવડ કરી આપવામાં આવે તો આ ગેરવ્યવસ્થાનો અંત આવશે એમ મારૂં માનવું છે, તો આ બાબત મુનીમ તથા કારખાનાના ટ્રસ્ટી સાહેબો જરૂર લક્ષમાં લેશે.

શેરશાવંનની પવિત્ર જગ્યામાં હાલ જે સ્વચ્છતા રહે છે, તેના કરતાં વધુ સ્વચ્છતા

રાખવાનો જ'રૂરીખરત થવાની જરૂર છે, અને તે બાબત મુખ્ય મુનીમ જો લક્ષ આપશે, તો નોકરોથી તેમ કરાવી શકશે. પવિત્ર જગ્યાએ જેમ સ્વચ્છતા વધુ હોય છે, તેથી જાત્રાળુઓને વધુ આનંદ થાય છે. આ વાત હમેશ લક્ષમાં રાખવા જેવી છે.

મુળનાયક ભગવાનના મુખ્ય ગભારાની બહારના રંગમંડપમાં કેસર ઘસવાનો ઓરસીયો રાખવામાં આવે છે, તથા તેના અંગે હાથ ધોવાનું પાણી ત્યાં રાખવામાં આવે છે, તેથી ત્યાં ઘણી જગ્યા રોકાય છે, તથા સ્વચ્છતાનો ભંગ થાય છે. રંગમંડપની બહાર વિશાળ ભમતી છે, તેમાં અથવા હાલમાં ધોતીયાં રાખવાની ત્યાં ગોઠવણ રાખવામાં આવેલી છે તેની નજીક તેને માટે જગ્યા કરવામાં આવશે તો તેથી પૂંજા કરનારાઓને કંઇ અડચણ આવે તેમ નથી અને રંગમંડપની શોભામાં વધારો થશે એમ લાગે છે.

પ્રાચીન પવિત્ર તીર્થો ઉપર જાત્રાળુઓ તીર્થ ઉપર કંઇ પણ સત્ કાર્ય કર્યા સિવાય મંદિરની ધર્મશાળાની અથવા ગભારાની ભમતીની દીવાલો ઉપર કોયલાથી-યા પેનસીલથી પોતાનાં નામ લખી પોતે જાત્રાએ આવી ગયાની યાદગીરી કાયમ રાખવા પ્રયત્ન કરે છે, અને તેને પરીણામે સ્વચ્છ દીવાલો, ભીંતો વગેરેની એવી તો નઠારી સ્થિતિ થએલી જણાય છે કે તે જોતાં બહુ દીલગીરી થાય છે. અમારા જૈન ભાઇઓમાંથી આવી રીતે નામના કરવાની અને યાદગીરી કાયમ રાખવાની જીજ્ઞાસા ઉદ્દભવે છે, એ ઉપરથી તેમની અજ્ઞાનતા જણાઇ આવે છે. આવી રીતે કોઇનાં નામ રહ્યાં છે અથવા રહેશે? ઉલટું આશાતના થાય છે અને જાત્રા કરી પોતે જે મહત્ પુન્ય ઉપાર્જન કરવાની ધારણા રાખી હોય છે તે આવી આશાતના કરી પુન્ય ધન હારી જાય છે એ વાત તેમણે લક્ષમાં રાખવા જેવી છે. તીર્થની આશાતનાથી માઠા કર્મ બંધાય છે, અને તેના વિપાક માઠા ઉદય આવે છે, એ વાત જાત્રાળુઓએ લક્ષ બહાર કાઢવા જેવી નથી.

તળ જુનાગઢમાં કારખાનાના દેખરેખ નીચે જે ધર્મશાળાઓ છે તે ધર્મશાળાઓની આજથી વીશ વર્ષ ઉપર જે સ્થિતિ હતી તેના કરતાં હાલમાં સારી સ્થિતિ છે, એમ તો કહ્યા સિવાય ચાલે તેમ નથી તો પણ હજુ સ્વચ્છતાનું કામ હાલ કરતાં પણ વધુ સારી રીતે થવાની આવશ્યકતા છે અને તે કામ નોકરોથી થઇ શકે તેવું છે. ફક્ત મુખ્ય મુનીમની દેખરેખની ખામી જેવું છે, ને વધુ દેખરેખ રાખવામાં આવે તો જાત્રાળુઓને વધુ આનંદ થવા જેવું થશે.

મુળનાયક ભગવંતના દહેરાસરમાં પુજા, આરતી, પખાલ વગેરેનું ઘી બોલાય છે, તેમાં કેટલીક બાબતના ઘીની ઉપજ બારોટને મળે છે, અને કેટલીક બાબતના ઘીની ઉપજ ભંડારમાં જાય છે, તેથી કંઇ બાબતનું ઉત્પન્ન કોણે લેવાનો રીવાજ છે, તે બતાવનારૂં એક બોર્ડ ત્યાં રાખવું જોઇએ કે દેરાસરમાં પેસતાંજ યાત્રાળુને તે બાબતની માહિતી મળે.

દરેક ગભારા આગળ તે ગભારાની અંદર પધરાવેલ મુળનાયક ભગવંતનું નામ તથા દેરાસર કોણે કઇ સાલમાં બંધાવેલું અને જીર્ણોદ્ધાર કોણે કઇ સાલમાં કરાવ્યો, એ બાબત જેટલી માહીતી મળે તેની સંક્ષિપ્ત હકીકત દર્શાવનારાં બોર્ડ રાખવાં જોઇએ કે જેથી યાત્રાળુને અજાણ્યા માણસોની કિંવા બારોટોની વાતો ઉપર આધાર રાખવો પડે નહિ.

મુળનાયક ભગવંતને લેપ કરાવેલો છે તેથી તેની આશાતના ન થવાને માટે દરરોજ ચઢાવવાની એક ચાંદીની હલકા પતરાંની આંગી બનાવવામાં આવે તો ફાયદાકારક છે એમ

મને પોતાને લાગે છે, ટ્રસ્ટી સાહેબોએ એ બાબત વિચાર કરવો ને ઘટીત લાગે તો તે તરફ લક્ષ આપવું.

કેટલાક દેરાસરો ઉપર ધ્વજા દંડશાસ્ત્ર મર્યાદા પ્રમાણેના જોઇએ તેવા જણાતા નથી. તેને કરાવવાની અને વિધિપૂર્વક ચઢાવવાની આવશ્યકતા મને લાગે છે.

તલાટીથી દરેક ટુંક અને પવિત્ર જગ્યાએ જવાને માટે પગથીઆં કરાવવામાં આવેલાં છે તેથી કેવળ ફાયદો થયો છે, એમ મારૂં પોતાનું માનવું નથી એ વિષય મતભેદનો છે, અને પગથીઆં થઇ ગએલાં છે, એટલે તે વિષે વાદ ચલાવનો નિરર્થક છે પણ શેરશાવનથી તલાટીએ જવાનો જે પરભાર્યો રસ્તો છે, એ તમામ રસ્તો હજુ પગથીઆંથી તૈયાર કરવામાં આવેલો નથી. માટે તેને એજ સ્થિતિમાં કાયમ રાખવો. ફક્ત જ્યાં સાધારણ પથરાઓની ગોઠવણીમાં ફેરફાર કરી સરળતા કરી આપવા જેવી જગ્યાઓ છે, તેટલી જગ્યાઓમાં તેટલી પુરતી તજવીજ કરવી. ડુંગરના રસ્તાની અસલ ખુબી અને તે જાણવાનો, અને તેનો અનુભવ મેળવવાનો જે યાત્રાળુઓ અને ઇતિહાસના અભ્યાસીઓને લાભ આપવાનું કાયમ રાખવા મારી ખાસ ભલામણ છે. એટલુંજ નહિ પણ શેરશાવનની જે કુદરતી શોભા હાલ કાયમ કરેલી છે, તે જો કાયમ રાખવાની અને એ મહાન પવિત્ર જગ્યાનું સ્મરણ કાયમ રાખવાની જરૂર છે, તે જરૂર એ રસ્તો હાલ જેવી સ્થિતિમાં છે તેવી સ્થિતિ કાયમ રાખવાથીજ રહેશે. તેના કારણો બતાવવાની અત્રે જરૂર નથી. કારણો જાણવાની જરૂરવાળાએ પત્રથી પુછવું કે તે બતાવવામાં આવશે.

---

## *" श्री महावीर जयन्ती."

कृतापराधेऽपि जने कृपा मंथर तारयोः ।
इषद्बाष्पार्द्रयोर्भद्रं श्री वीर जिन नेत्रयोः ॥

પ્રિય સ્વધર્મી બંધુઓ:—

આજે એક પરમ માંગલિક પ્રસંગ ઉજવવાને આપણે સઘળા અત્રે એકત્ર મળ્યા છીએ. આજથી ૨૪૪૦ વર્ષ ઉપર જે મહાન્ પુરૂષે પોતાના ચરણકમળના સ્પર્શથી આ આર્યાવર્તને પવિત્ર બનાવ્યો, જેણે પોતાના પવિત્ર જીવનથી અને પોતાના સંપૂર્ણ જ્ઞાનથી લોકોને જ્ઞાન અને પવિત્રતાના માર્ગ તરફ દોર્યા અને જેણે યજ્ઞોમાં થતી પશુહિંસાનો નિષેધ કરાવી સર્વત્ર દયાનો પરમ ધર્મ પ્રવર્તાવવા પ્રયત્ન કર્યો તે મહાન્ આત્મા આપણા પરમ પૂજ્ય ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુની આજે જન્મ તિથિ હોવાથી આપણે બધા તેમના ભક્તો તે ઉજવવાને એકત્ર મળ્યા છીએ.

છેલ્લા પાંચ સાત વર્ષથી દેશના જુદા જુદા ભાગોમાં આ જયન્તી ઉજવવામાં આવે છે, પણ આ રાજનગરમાં આજે પ્રથમજ ઉજવાય છે, તેથી આ બાબત નહિ જાણનારાના લાભાર્થે જયન્તી એટલે શું તે જણાવવું જરૂરનું છે.

---

* આ ભાષણ શ્રીયુત દોશી મણીલાલ નથુભાઈ બી. એ. એ અત્રે મહાવીર જયંતી નિમિત્તે થએલા ઉત્સવ પ્રસંગે આપ્યું હતું.

આપણે હાલમાં પશ્ચિમ દેશના સંસર્ગમાં આવ્યા છીએ અને તેથી કરીને તેમનામાં જે કાંઇ સારૂં હોય તેનું અનુકરણ કરવામાં આવે તો તેમાં કાંઇ આપણે ખોટું કરતા નથી. રાજકીય, સાંસારિક, ધાર્મિક અથવા કોઇ પણ વિષયમાં જેણે પોતાની શક્તિનો પરોપકારાર્થે ઉપયોગ કર્યો હોય, અને જેણે પોતાના આત્મભોગથી જગતને જરા પણ ઉચ્ચ સ્થિતિએ લાવવાનો પ્રયત્ન સેવ્યો હોય તેવા મહાન પુરૂષની જયન્તીઓ તેમની જન્મ તિથિને દિવસે અથવા તો તેમની મરણ તિથિને દિવસે ઉજવાય છે. પણ ઘણું કરીને જન્મ તિથિએ ઉજવાય છે. જયન્તી એ जि ધાતુ ઉપરથી નીકળેલું રૂપ છે, અને તેનો અર્થ જયવંત થવું એવો થાય છે. મોટા પુરૂષો પોતાના કામથી તેમજ પોતાના ગુણોથી હમેશાં જયવંતા વર્તે છે અને તેથીજ આપણે કહીએ છીએ કે जय वीतराय जगगुरु હે વીતરાગ ! હે જગદ્‌ગુરૂ ! તમે જયવંતા વર્તો.

વળી જો કે આ જયન્તી ઉજવવાની પદ્ધતિ પાશ્ચાત્ય લોકોની છે, છતાં તેવો વિચાર તો આપણા આ દેશમાં પરાપૂર્વથી ચાલ્યો આવેલો છે. આપણે પ્રભુના જન્મદિવસને કલ્યાણક તરીકે લેખીએ છીએ. કલ્યાણક એટલે પવિત્ર દિવસ અને તે દિવસે આપણે તે પ્રભુના નામનું સ્મરણ કરીએ છીએ, તેમના ગુણનું યશોગાન કરીએ છીએ. માટે આમાં કાંઇ નવીન નથી; અને આવી જયંતી ઉજવવામાં આપણે આપણા પૂર્વજોના વિચારોનું અનુકરણ કરીએ છીએ.

આવા મેળાવડાથી અનેક લાભ છે. આપણને તેમના ગુણનું કીર્તન કરવાનો વખત મળે છે, અને બીજા લોકોને પણ તેમના ગુણો અને તેમના ઉમદા કર્તવ્યો જાણવાનો પ્રસંગ મળે છે.

હવે આપણે મુખ્ય વિષય પર આવીએ તે અગાઉ જણાવવું જોઇએ કે કેવળ ગુણોનું વર્ણન મનુષ્યો પર ભારે અસર કરી શકતું નથી. તમે હજારો વાર સત્ય બોલવાનો ઉપદેશ આપો તેના કરતાં એક હરિશ્ચંદ્રનું દૃષ્ટાન્ત વધારે અસર કરી શકશે. તમે વિષય વાસનાથી બચવાનો ગમે તેટલો બોધ આપો તેના કરતાં મહાત્માશ્રી સ્થુલિભદ્રનું દૃષ્ટાન્ત વધારે પ્રબલ છાપ પાડનાર નીવડે તેમાં કાંઇ નવાઇ નથી. અભિમાન ત્યાગો, માનને છોડી દો એવું વારંવાર પોકારવાનો જે બોધ અસર કરે તેના કરતાં બાહુબલીને તેમની બહેન સુંદરીએ કહેલું એક વચન-વિરા ગજથી ઉતરો-એ વધારે સચોટ છાપ પાડી શકશે. અગ્નિની સગડી વડે પોતાના જીવિતનો નાશ કરવા આવનાર સસરા ઉપર પણ જેણે જરા સરખો પણ ક્રોધ કર્યો નથી એવા ગજસુકુમારનું દૃષ્ટાંત કોનાપર ક્ષમાની અસર નહિ કરી શકે ?

આ ઉપરથી સહજ જણાશે કે મહાપુરૂષો એ જ્વલંત દૃષ્ટાંતો છે અને તેમના ગુણનું કથન કરવામાં આપણે આપણી કૃતજ્ઞતા બતાવીએ છીએ, અને જો તે ગુણોનું યથાશક્તિ અનુકરણ કરવામાં આવે તો લાભ આપણનેજ છે.

મહાન્ પુરૂષનો એકાદ ગુણ પણ આપણા પર સ્થાયી અસર કરે છે, તો પછી જે મહાન્ આત્મા સર્વાંગ સંપૂર્ણ હોય તેનું ચરિત્ર આપણને ઉચ્ચ માર્ગ તરફ જવાને પ્રેરે એ સ્વાભાવિક છે.

મહાવીરપ્રભુ જ્ઞાનમાં, પવિત્રતામાં, દયામાં, સ્વાર્થત્યાગમાં, આત્મસંયમમાં, માતાપિતાની ભક્તિમાં અને વિશ્વ ઉપર ઉપકાર કરવામાં વિગેરે સર્વ ગુણમાં સંપૂર્ણ હતા. તેમનું સંપૂર્ણ ચરિત્ર આ ટુંક સમયમાં આપણે શી રીતે જણાવી શકીએ ? આજે તો તેમના ઉચ્ચ ચારિત્રમાંથી આપણે થોડાક મુદ્દા વિચારીશું.

પણ તે અગાઉ એક અગત્યનો પ્રશ્ન આપણે ચર્ચીશું, શું તેમને આ બધા ગુણો એકજ ભવમાં પ્રાપ્ત કર્યા ?

આપ સારી રીતે સમજો છો કે બીજ વાવ્યા વગર ફળ કદાપિ ઉગી શકે નહિ. કિંમત સિવાય કંઇ પણ વસ્તુ મળી શકે નહિ. તીર્થંકર જેવી જગતમાં ઉચ્ચમાં ઉચ્ચ પદવીને વાસ્તે પણ પુરૂષાર્થની જરૂર હતી. તેમજ તેને વાસ્તે બીજ રોપવાનાં હતાં. શ્રી મહાવીર પ્રભુના ૨૭ ભવથી તમે જાણીતા છો. તેમના પ્રથમ ભવમાં પોતે નયસાર નામના એક કઠીઆરા હતા. તે જંગલમાં કામ કરતા હતા. એવામાં એક સાધુ પોતાના સાર્થથી જુદા પડેલા ત્યાં આવી પહોચ્યા. આ નયસારે પૂર્ણ ભાવથી આ સાધુને પોતાના ભોજનમાંથી થોડો ભાગ વેરાવ્યો અને તે ભુલા પડેલા સાધુને માર્ગ બતાવ્યો. આ પ્રમાણે નિઃસ્વાર્થ સેવાનું કામ આરંભ્યું તેનું પરિણામ ઘણા વર્ષ પછી–ઘણા જન્મો પછી તીર્થંકરના રૂપમાં આવ્યું. પ્રથમ ભવમાં તેમણે બીજ રોપ્યું. જે બીજને તેમણે પોતાના વચલા ભવમાં પોતાના પવિત્ર જીવનથી અને નિઃસ્વાર્થી સેવાથી પોષણ આપ્યું.

આ ઉપરથી આપણે શું શિખવાનું છે ?

**अप्पा सो परमप्पा**–આત્મા તેજ પરમાત્મા. તેમનામાં જેવો આત્મા હતો તેવોજ મારામાં છે એવો ખ્યાલ રાખો, અને જે કામ તે કરી શકયા તે આપણે પણ કરી શકીએ. પણ તે વાસ્તે તેમણે બતાવેલે માર્ગે આપણે ચાલવું જોઇએ. કારણ કે **आणाए धम्मो** પ્રભુની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ પરમ ધર્મ છે.

આટલી પ્રસ્તાવના પછી આપણે હવે મુખ્ય વિચાર ઉપર આવીએ. મહાવીર પ્રભુનું ચરિત્ર પરોપકાર અને આત્મસંયમના અપૂર્વ દૃષ્ટાન્ત રૂપ હતું. તેમણે જે વસ્તુઓનો આપણને બોધ આપ્યો છે, તે બોધ તેમણે સમ્પૂર્ણ રીતે પોતાના જીવનમાં ઉતાર્યો હતો. સૂત્રકૃતાંગમાં તેમણે કહ્યું છે કે "કોઇ પણ જીવતા પ્રાણીની હિંસા નહિ કરીને મનુષ્ય શાન્તિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરે છે." આ અહિંસા કેવળ શરીરથીજ કરવાની છે એમ નથી, પણ મનથી કે વચનથી પણ કોઇના પ્રાણને નહિ દુભવવા એ પરમ અહિંસા–પરમ દયા છે; અને એમાં જૈન ધર્મનો સાર એક વાકયમાં સમાઇ જાય છે. જેમ બને તેમ શાંતિ ફેલાવો, સર્વની દયા કરો, સર્વનું કલ્યાણ કરો, અને કોઇ પણ નાના સરખા જીવને પણ કલેશ ન થાય તેમ જીવન ગાળવાનો બોધ આપ્યો હતો, અને તે બોધ પ્રમાણે તેમનું પોતાનું ચરિત્ર પણ હતું.

ધર્મના ઉંડાં રહસ્યો મનુષ્યો કદાચ પોતાની બુદ્ધિબળની ખામીને લીધે ન સમજી શકે તો ભલે, પણ તેવાઓ પણ પોતાનું જીવન પવિત્ર અને ઉન્નત બનાવી શકે, તે માટે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ તેમણે પ્રબોધ્યો, અને તે ચારે પ્રકારનો ધર્મ તેમણે આચારમાં મુકી બતાવ્યો.

દીક્ષા લીધા પૂર્વે એક વર્ષ અગાઉ તેમણે દાન આપવાનું શરૂ કર્યું હતું અને તેમણે ૩,૮૮,૮૦,૦૦,૦૦૦ (ત્રણ અબજ અઠયાસી કરોડ એંસી લાખ) સોનૈયાનું દાન દીધું. જો કે પોતાના માતાપિતાની ઇચ્છા રાખવા તેમણે લગ્ન કર્યું હતું છતાં તેમનું મન અંતરથી નિર્લેપ હતું અને યોગ્ય અવસરે દીક્ષા લઇ અખંડ શીલ જીવન પર્યંત ત્રિકરણ શુદ્ધિએ પાળ્યું. તેમણે બાર વરસ સુધી જે અનેક પ્રકારની તપશ્ચર્યા કરી તે જૈન આલમને એટલી સુવિદિત છે કે તે સંબંધમાં વિશેષ કહેવાની જરૂર નથી અને તેમના ભાવવિષે શું કહી

શકાય? તેમની ભાવના નિરંતર ઉંચા પ્રકારની હતી. શુક્લધ્યાનમાં તેઓ નિરંતર રમતા હતા અને "સવી જીવ કરૂં શાસન રસી એવી ભાવ દયા મન ઉલસી." જગતના તમામ જીવો આ પવિત્ર માર્ગના રસિક થાય અને તેમનો આત્મા નિર્મળ થાય એવી ભાવના તેઓના ચિત્તમાં રમતી હતી. આ રીતે જેનો પોતે ઉપદેશ આપ્યો તે પોતે વર્તનમાં કરી બતાવ્યું અને આ પ્રમાણે ઉપદેશની સાથે પોતાના ચરિત્રનો અદ્વિતીય પ્રભાવ જગતના જીવો ઉપર પાડવા તે સમર્થ થયા.

તેમનું ચરિત્ર સર્વથા વિશ્વના ઉપકાર માટે હતું, કારણ કે તીર્થંકરપણુંજ સુચવે છે કે તે વિશ્વના ઉપકાર માટે છે. કહ્યું છેઃ **विश्वोपकारकीभूत तीर्थंकरकृन्नामनिर्मितिः** તીર્થંકર નામ વિશ્વના ઉપકાર માટે છે.

જેના મનમાં નિરંતર એવો ભાવ રહે છે કે વિશ્વનું કેવી રીતે કલ્યાણ કરૂં? જગતના દુઃખી જીવોને દુઃખમાંથી કેવી રીતે મુક્ત કરૂં? જગતમાં શાંતિ શી રીતે ફેલાવું? એવી ભાવના જેની એક નહિ પણ અનેકભવ સુધી રહે છે તે તીર્થંકરપણું પામે છે અને તે જગતનો ઉદ્ધારક મહાન્ પુરૂષ ગણાય છે.

આવા એક મહાન્ પુરૂષના ચરિત્રનો વિચાર કરતાં આપણા હૃદયમાં અપૂર્વ આનંદ તથા ભક્તિભાવ સ્ફુરે છે. તેમનો જન્મજ જગતને આનંદકારી થાય છે. તે જન્મે છે ત્યારે આખા વિશ્વમાં આનંદ વ્યાપી જાય છે. અરે! છેક નરકના જીવોને પણ ક્ષણવાર શાંતિ મળે છે.

જ્યારે મહાવીર પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે પોતાની માતાને દુઃખ ન થાય તેટલા માટે વિચાર કર્યો કે હું ગર્ભમાં હાલીશ નહિ. પણ માતાને લાગ્યું કે મારો ગર્ભ ગળી ગયો તેથી ત્રીશલા માતા અત્યંત દુઃખી થયાં. પ્રભુએ વિચાર્યું કે મારી માતાએ મને જોયો નથી તો પણ મારાપર આટલો સ્નેહ છે તો મને જ્યારે જોશે ત્યારે તો તેનો સ્નેહ કેટલો વધી જશે માટે આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી મારાં માતપિતા જીવતાં હશે ત્યાં સુધી હું દીક્ષા ગ્રહણ કરીશ નહિ. માતૃપિતૃ ભક્તિનો આ અનુપમ દૃષ્ટાંત આપણા હૃદય સન્મુખ રાખી આપણે પણ આપણા માતપિતાની પૂર્ણ મનથી ભક્તિ કરવી અને તેમને હરેક રીતે સંતોષ આપવો.

પ્રભુ જ્યારે સાત વર્ષના થાય છે ત્યારે ગુરૂને ત્યાં ભણવા જાય છે. પોતે તો ત્રણ જ્ઞાન સહિત જન્મ્યા હતા છતાં જે પ્રમાણે મોટાઓ ચાલે તે પ્રમાણે નાનાઓ તેમનું અનુકરણ કરે એવો નિયમ હોવાથી જગતના જીવોને ગુરૂનો વિનય કરવાનો બોધ આપવાને પોતે ગુરૂને ત્યાં ગયા. વિનય એ ધર્મનું મૂળ છે વિનયથી ગુરૂ પ્રસન્ન થાય છે અને ગુરૂની પ્રસન્નતાથી ગુરૂના હૃદયમાંથી જ્ઞાન પ્રવાહ વહે છે જેની અસર શિષ્યપર સ્થાયી અને લાભકારી નીવડે છે. આ ઉપર શ્રેણિક રાજાનું દૃષ્ટાંત સર્વને જાણીતું છે. ચાંડાળ પાસેથી વિદ્યા શીખવાને જ્યારે શ્રેણીક રાજાએ ઇચ્છયું ત્યારે પોતે સિંહાસન ઉપર બેઠા હતા ને ચાંડાળ સામે બેઠો હતો તેથી વિદ્યા સફળ થઇ નહિ. આ સમયે બુદ્ધિનિધાન પ્રધાન અભયકુમારે રાજાને જણાવ્યું કે ગુરૂને માન આપ્યા સિવાય વિદ્યા કદાપિ ફળતી નથી. **विनयेनगुरोस्तोषः सम्यग्ज्ञानं ततो भवेत्** વિનયથી ગુરૂને સંતોષ થાય છે, અને જેથી સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રભુ પણ જગતના જીવોને વિનયનો બોધ આપવાને ગુરૂને ત્યાં ગયા હતા.

૨૮ વર્ષની વયે જ્યારે એમનાં માતપિતા મરણ પામ્યાં ત્યારે તેમણે ગર્ભાવાસમાં લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે દીક્ષા લેવાનો સંકલ્પ કર્યો. તે વખતે તેમના વડીલ બંધુએ કહ્યું "ભાઇ! આપણાં માતપિતા હમણાંજ મરણ પામ્યાં છે. તેમના મરણની દીલગીરી તાજી છે, એવામાં જો આપ પણ મારો ત્યાગ કરી ચાલ્યા જશો, તો પછી મારી કેવી દુઃખમય સ્થિતિ થિશે?"

આ પ્રમાણે પોતાના જ્યેષ્ઠ બંધુની આજ્ઞાને અનુસરી પોતે બે વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં રહ્યા. વડીલ બંધુની ભક્તિનો અનુપમ નમુનો હાલની આલમે ખાસ મનન કરવા યોગ્ય છે. દીક્ષા લીધા પછી તરતજ ચોથું જ્ઞાન મનઃ પર્યવજ્ઞાન પ્રાપ્ત થાય છે; અને પોતે બાર વર્ષ સુધી જુદે જુદે સ્થળે વિહાર કરે છે.

તે દરમ્યાન—છદ્મસ્થ અવસ્થામાં-પોતે મૌન ધારણ કરે છે; અને જ્યારે કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારેજ પોતે બોધ આપે છે; અને જગદ્દ્ધારકનું કામ બજાવે છે.

એક સમયે પેઢાલ નામના ગામ સમીપ વનમાં શ્રી મહાવીર પ્રભુ કાયોત્સર્ગ કરી ધ્યાનમાં મગ્ન બન્યા હતા. તેઓશ્રીની ધ્યાનની સ્થીરતા અને મનની દ્રઢતા અવધિજ્ઞાનથી નિહાળી દેવાધીશ ઇંદ્રે પોતાની સભામાં તેમની પ્રશંસા કરી ત્યાંથીજ તેમને નમસ્કાર કર્યો અને પછી કહ્યું કે અહા! મહાવીર પ્રભુનું ધૈર્ય કેટલું બધું અનુપમ છે! તેમના મનની સ્થિરતા કેટલી અસાધારણ છે! તેમની વિચાર શ્રેણી કેટલી ઉચ્ચ છે! ધન્ય છે પ્રભુને! જગતમાં કોઇ એવો દેવ કે મનુષ્ય નથી કે જે પ્રભુની સમાધિનો ભંગ કરી શકે. આ પ્રશંસાના શબ્દો એક સંગમ નામના શુદ્ર દેવને અતિશયોક્તિ ભરેલા લાગ્યા અને તેથી તે પ્રભુની કસોટી કરવાને ત્યાંથી ચાલી નીકળ્યો. જગતમાં પ્રાણી માત્રને હેરાન કરી શકાય, સંતાપી શકાય, અને ઉદ્વેગ પમાડાય તેના દરેક સાધનવડે તેણે પ્રભુને સંતાપવામાં જરા પણ ક્યાશ રાખી નહિ. કોઇ કટ્ટો શત્રુ પણ જેવાં કામ ન કરે તેવાં નિર્દય અને ત્રાસ ઉપજાવનારા ઉપદ્રવો વીર પ્રભુપર કર્યા. આમાં જ્યારે તે ન ફાવ્યો અને પ્રભુના મનની નિશ્ચળતામાં જરાપણ ભંગ ન થયો ત્યારે તેણે પ્રભુને મોહ ઉપજે એવા શૃંગારાદિ પ્રયોગો અજમાવ્યા, પણ જલ ઉપર થતા પ્રહારની માફક તેની સઘળી કોશીસો વ્યર્થ ગઇ.

આ રીતે એક બે દિવસ નહિ પણ છ માસ પર્યંત તેણે શ્રી વીરપ્રભુને દરેક પ્રકારના ઉપસર્ગો કર્યા. પણ પ્રભુ તે પ્રભુજ રહ્યા. તેમનો પ્રભાવ જરા પણ ડગ્યો નહિ. છેવટે તે અધમદેવ થાકીને પ્રભુને નમસ્કાર કરી ચાલ્યો ગયો.

બંધુઓ! આ સમયે પ્રભુના દિલમાં કેવા ઉમદા વિચારો જન્મવા પામ્યા હશે, તેનો કદાપિ તમે ખ્યાલ પામ્યા છો? પ્રભુની તે સમયની વિચાર શ્રેણીનું રહસ્ય સમજવા તમે કદી પ્રયત્ન કર્યો છે? જો આ બાબતમાં તમે અજાણ્યા હો તો મારી સાથે તમે વિચાર પ્રદેશમાં ચાલો અને હું તમને તે વખતના પ્રભુના હૃદયનું સંપૂર્ણ ચિત્ર તમારાં મનચક્ષુ આગળ રજુ કરવા કોશીશ કરીશ.

તે કરૂણા મૂર્તિ શ્રી વીરપ્રભુએ સંગમદેવના સંબંધમાં જે ઉદ્ગાર કહાડયા તે દરેક માનવે હૃદયમાં કોતરી રાખવા જેવા છે. તેમણે તે વખતે વિચાર્યું હતું કેઃ—

"અહો! નિષ્કારણ બીજા જીવોને દુઃખ દેનાર આ બિચારા જીવની શી ગતિ થશે?

ખેદની વાત છે કે મ્હારા જેવા જીવો જેમને બીજા જીવોનું હિત કરવાનું છે અને બીજા જીવોને દુઃખથી મુક્ત કરવાનું છે, તેવાઓ પણ આવા જીવોનું હિત કરી શકતા નથી. મારા મનમાં એકજ સ્ફુર્ણા થાય છે કે મારા હાથે તેનું હિત થવુંજ જોઇએ પણ તેમ થવાને બદલે મને દુઃખ આપવાના તેના ઘાતકી વિચારો અને કાર્યોને લીધે તે કર્મથી બંધાયો છે. અફસોસ! તે બિચારા જીવનું આ અવસરે કાંઇ પણ હિત મારા હાથે થવા પામતું નથી." આવા વિચારો તેમના હૃદયમાં સ્ફુરતાં તેમની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો અને આ કારણથીજ સકલાર્હતમાં શ્રી **વીર**પ્રભુની સ્તુતિના સંબંધમાં લખાએલું છે કેઃ—

कृतापराधेऽपि जने कृपामंथरतारयोः ।
ईषद् बाष्पार्द्रयोर्भद्रं श्रीवीरजिननेत्रयोः ॥

અપરાધ કરવાવાળા જીવો ઉપર પણ દયાથી નમ્ર અને અશ્રુથી આર્દ્ર એવાં શ્રી **વીર** ભગવાનનાં નેત્રો સર્વના કલ્યાણ માટે થાઓ.

**વીર**પ્રભુ વિહાર કરતાં કરતાં એક સ્થળે આવી પહોંચ્યા. જ્યાંથી બે માર્ગના ફાંટા હતા. લોકોએ પ્રભુને જે માર્ગમાં ચંડકોશીઓ નાગ વસતો હતો તે માર્ગે નહિ જવાને ઘણી રીતે વિનવ્યા પણ તે દયા સાગર મહાત્મા જેમની પ્રબળ ભાવના જગતનું હિતજ કરવાની હતી તેમણે તે ચંડકોશિઆનો ઉપકાર કરવાની બુદ્ધિથી તે માર્ગ લીધો.

ચંડકોશીઓ નાગ એવો પ્રબળ હતો કે તેની દૃષ્ટિમાંથી નીકળતા વિષના વેગથી સર્વ પ્રાણીઓને બેભાન કરી દેતો હતો. તે ચંડકોશીઓ તેના સ્વભાવ પ્રમાણે **વીર**પ્રભુને ડસ્યો પણ **વીર**પ્રભુએ તેના ઉપર ક્રોધ નહિ કરતાં અત્યંત ક્ષમા કરીને કહ્યું કે, હે ચંડ કોશિક! બોધ પામ, બોધ પામ. આ રીતે અપકાર કરનાર પર પણ ઉપકાર કરનાર તે મહાત્માએ તેને પ્રતિબોધ આપ્યો. જેના પ્રતાપથી તે નાગને પૂર્વભવનું સ્મરણ થયું. પોતાના દુષ્ટ કૃત્યો વાસ્તે પશ્ચાત્તાપ થયો અને ત્યાંથી મરી તે સ્વર્ગલોકમાં ગયો. **વીર**પ્રભુની ક્ષમાનું આ અદ્ભુત દૃષ્ટાંત છે.

તેમની શક્તિ એટલી પ્રબળ હતી અને તેમની ભાવના એટલી ઉત્તમ હતી કે તેમના સંબંધમાં આવનાર દરેક ઉપર તે પ્રબળ અસર કરવા સમર્થ હતા. રોહણીઓ નામે એક ચોર હતો તેના પિતાએ મરતી વખતે તેને શિખામણ આપી હતી કે તારે **વીર** નામના ઉપદેશકના વચન સાંભળવાં નહિ કારણકે તેનો પિતા સારી રીતે જાણતો હતો કે જો એકવાર પણ તેમના વચન રોહિણીઓ સાંભળશે તો તે ધંધો છોડી દેશે. રોહણીઓ પોતાના ચોરીના ધંધામાં ઘણોજ નિપુણ હતો. એક વાર બીજે માર્ગ નહિ જડવાથી જે સ્થળે **વીર**પ્રભુ દેશના દેતા હતા તે માર્ગે થઇને તેણે જવા માંડયું.

તેણે કાનમાં આંગળીઓ નાંખી હતી. એવામાં તેના પગમાં કાંટો વાગ્યો. કાંટો કાઢવા નીચે બેઠો તેવામાં **વીર** પ્રભુનાં નીચેનાં વચનો તેના શ્રવણમાં પડયા કેઃ—" દેવોની આંખો સ્થિર હોય. તેમના પગ પૃથ્વીને અડે નહિ. તેમની પુષ્પની માળા કરમાય નહિ અને તેમને પ્રસ્વેદ થાય નહિ. " અનિચ્છાએ આટલાં વચનો સાંભળીને તે ચાલ્યો ગયો. અભયકુમારે તેને યુક્તિથી પકડયો. પણ તેની પાસે ચોરીનો માલ નહિ હોવાથી તેને મદ્યપાન કરાવ્યું અને તેને એક છત્રપલંગપર સુવારી આસપાસ વારાંગનાઓને સુંદર વસ્ત્રો પહેરાવી ઉભી રાખી. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે વારાંગનાઓ જાણે કે દેવીઓ ન હોય તેમ કહેવા લાગી " હે સ્વામીનાથ! તમે દેવ થયા છો તમે એવાં શાં શાં કામ કર્યાં કે જેના પ્રભાવથી સ્વર્ગ મળ્યું ?" રોહણીઆએ વિચાર્યું કે આ મને પકડવાની અભયકુમારની યુક્તિ તો નહિ

હોય! આ સ્વર્ગ છે કે કેમ અને આ દેવાંગનાઓ છે કે કેમ તે સંબંધમાં શંકા પડી. પણ તે વખતે **વીર** પ્રભુનાં વચનો સ્મરણમાં આવ્યાં " અહો! આ સ્ત્રીઓના પગ ભૂમિને અડકેલ છે. તેમની પુષ્પની માળા કરમાએલ છે, તેમની આંખો અસ્થિર છે માટે જરૂર આ દેવાંગનાઓ નથી." આ ઉપરથી તેણે જણાવ્યું કે " મેં પૂર્વભવમાં સારાં કૃત્યો કર્યાં હતાં જેના પ્રભાવથી મને આ સ્વર્ગ પ્રાપ્ત થયું." આ પ્રમાણે તેને પકડવાની યુક્તિ નિષ્ફળ નીવડી. રોહણીઆએ વિચાર્યું કે જે સત્પુરૂષના અનિચ્છાએ શ્રવણમાં પડેલા શબ્દોથી પણ મારો જીવ બચ્યો, તેમનો બોધ જો ભાવપૂર્વક ખરા અંતઃકરણથી ગ્રહણ કરવામાં આવે અને તે પ્રમાણે વર્તવામાં આવે તો કેટલો બધો લાભ થાય? આમ વિચારી તે વીરપ્રભુ પાસે ગયો, તેમનો ઉપદેશ સાંભળ્યો, પોતાનાં બધાં પાપ જણાવ્યાં, સર્વ ધન જેનું હતુ તેને પાછું આપી દીધું, દીક્ષા લીધી અને તે સ્વર્ગે ગયો. આ શું એ મહાન આત્માની શક્તિનો ઓછો પ્રભાવ છે?

કોઇ પણ રીતે જીવો ધર્મ માર્ગ તરફ વળે એવા હેતુથી, તેમજ જીવો ભિન્ન ભિન્ન સ્થિતિના હોવાથી દરેકને વાસ્તે એક સરખો બોધ લાગી શકે નહિ, માટે જીવો આશ્રયી અધિકાર ભેદે પરમ કૃપાળુ પરમાત્માએ વિવિધ માર્ગ બતાવ્યા છે. જે જીવાત્માઓ એટલા આગળ વધેલા છે કે પોતાનો સઘળો પુરૂષાર્થ કર્મને ખપાવવામાં અને આત્મશક્તિ પ્રકટ કરવામાં વાપરી શકે તેમને માટે સાધુ ધર્મના પાંચ મહાવ્રતનો બોધ આપ્યો. જે લોકો અત્યારે સાધુ ધર્મ પાળવાને અશક્ત હોય તેમને વાસ્તે પાંચ અણુવ્રત ભગવાને બતાવ્યાં. સાધુને વાસ્તે મહાવ્રત ત્યારે શ્રાવકને વાસ્તે અણુવ્રત અને તે પણ પાળવાની શક્તિ જેનામાં ન હોય તેને માટે માર્ગાનુસારિપણાનો બોધ આપ્યો. સાધુમાં પણ આગળ વધેલાને માટે પૂર્વનાં રહસ્યો આપ્યાં કે જેથી જીવાત્માની ઉન્નતિ ત્વરાથી થાય. આ પ્રમાણે દરેક જીવ વાસ્તે કાંઇ નહિ ને કાંઇ બોધ આ તેમના ઉપદેશમાં મળી આવ્યા વગર રહેશે નહિ. કોઇ પણ રીતે જીવો ધર્મ માર્ગ તરફ વળે અને તેમના આત્માનું કલ્યાણ થાય એજ તેમની શાશ્વત અને સ્થિર ભાવના હતી અને તેમના ઉપદેશમાં તે સર્વત્ર નજરે પડે છે.

તેમની સ્યાદ્વાદ વૃત્તિ અનુપમ અને અસાધારણ હતી. He who knows all forgives all જે સર્વ બાબત જોઇ શકે છે તે સર્વને ક્ષમા આપી શકે છે, મનુષ્યોની માનસિક શક્તિ અને બુદ્ધિ અલ્પ હોવાથી તેઓ અમુક બાજુ જોઇ શકે છે, અને તેથી તે સત્યની બીજી બાજુઓ જોનાર અને કહેનાર પર દ્વેષ રાખે છે માટે તેવા દ્વેષનો નાશ કરવાને અને સર્વત્ર શાંતિ ફેલાવવાને સ્યાદ્વાદ જેવો એક પણ માર્ગ નથી. તે અનેકાંત માર્ગ છે. જુદાં જુદા દર્શનો અમુક અમુક અપેક્ષાને માન આપે છે; તે બધી અપેક્ષાઓ ભેગી કરવાથી સ્યાદ્વાદ દર્શન બને છે, માટે સ્યાદ્વાદ દર્શન એ સર્વેની માતા સમાન છે; અને એ દૃષ્ટિથી જોનાર સર્વત્ર મૈત્રીભાવ રાખી શકે, કારણ કે તે વિરોધનું કારણ સમજી શકે છે, અને અમુક પક્ષમાં સત્ય ક્યાં છે તે જાણી શકે છે. આ દૃષ્ટિ મોટે ભાગે હાલ જૈન કોમમાંથી નાબુદ થવાથી નજીવી બાબનો સાર આપણે લડી મરીએ છીએ, અને તે પવિત્ર પિતાના નામને લજવાવીએ છીએ કે જેમ કરવું તે વીરના પુત્રોને કદા પ ઉચિત હોઇ શકે નહિ.

આ સ્યદ્વાદને અમલમાં મુકવાને નિરંતર સત્ય શોધક વૃત્તિ રાખવી; અને ભગવાને પ્રરૂપેલી ચાર ભાવનાઓ હૃદયમા રાખી વર્તવું કારણકે આ ચાર ભાવનાઓ એવા પ્રકારની છે કે જેમને હૃદય સન્મુખ રાખી વર્તન કરવામાં આવે તો હૃદય હમેશાં પ્રસન્ન અને નિર્મળ રહે. સરોવર જ્યારે શુદ્ધ હોય છે, ત્યારે સૂર્યનો પ્રકાશ તેના પર યથાર્થ પડે છે, તેજ રીતે

જ્યારે મન નિર્મળ અને શાન્ત હોય છે, ત્યારે આત્માની જ્યોતિ તેના પર પડે છે; અને જીવ સદ્‌જ્ઞાન મેળવી શકે છે. આ ચાર ભાવનાઓમાં પણ દયા-પ્રેમ સર્વત્ર ઝળકી રહ્યો છે. પૂજ્ય પુરુષો તથા વડીલો તરફ પ્રેમ તે પ્રમોદ કહેવાય છે, ગુણમાં તથા જ્ઞાનમાં આપણા સમાન બંધુઓના પ્રેમને મૈત્રી કહે છે. અને આપણાથી જ્ઞાનમાં તથા ગુણમાં ઉતરતા મનુષ્યો તથા પશુ વર્ગ વગેરે ઉપરનો પ્રેમ તે કરૂણા કહેવાય છે. તે ઉપરાંત જે કોઇ પણ રીતે ન સમજી શકતા હોય એવા જીવો પર પણ દ્વેષ ન કરતાં માધ્યસ્થ ભાવના રાખવાને શ્રી મહાવીર પ્રભુ ઉપદેશ આપે છે, અને આપણે જૈનો જો આ ચાર ભાવના રાખી આપણું વર્તન ચલાવીશું તો જ્યાં ત્યાં શાંતિ પ્રસરાશે.

હલકી વર્ણના તેમજ ઉચ્ચ વર્ણના રાજા તેમજ રંક, સર્વ પ્રકારના જીવો, જેમને તેમનો બોધ સાંભળવાનો પ્રસંગ મળ્યો, તેમના સર્વના ઉપર તેમની સ્થાયી અસર થઇ હતી, કારણ કે તેમના ચરિત્રનો અને આત્મશક્તિનો પ્રભાવ અપૂર્વ હતો.

તેમણે જુદે જુદે સ્થળે ફરીને યજ્ઞોમાં થતી હિંસાનો નિષેધ કરાવ્યો અને લોકોને જણાવ્યું કે, જેવા આપણા પ્રાણ આપણને વહાલા છે, તેવા પશુ માત્રના પ્રાણ તેમને પ્રિય છે. માટે પશુ હિંસા બંધ કરો. તેમનો મહાન ઉપદેશ એ હતો કે "દર્ભના ઘાસ ઉપર રહેલા જળબિંદુ સમાન આયુષ્ય અતિ ચંચળ અને અસ્થિર છે, માટે હે ગૌતમ! તું ક્ષણવાર પણ પ્રમાદ કરીશ નહિ." નિરંતર જાગૃત રહો, નિરંતર સાવધ રહો, અને પ્રાપ્ત થયેલા સમયનો આત્મશુદ્ધિમાં આત્મસંયમમાં અને પરોપકારમાં સદુપયોગ કરો. આ તેમનો બોધ લક્ષમાં રાખી આપણે નિરંતર આ કામમાં મંડયા રહેવું એ આપણું પરમ કર્તવ્ય છે.

બંધુઓ! શ્રી મહાવીર પ્રભુના પરમ પવિત્ર જીવનમાંથી જે થોડા ઘણા પ્રસંગો આપની સન્મુખ મુકવાને મને આ પ્રસંગ મળ્યો છે. તેથી મારી જાતને ભાગ્યશાળી માનું છું; અને પ્રાર્થના કરૂં છું કે આપ સર્વે મારી સાથે તે પ્રાર્થનામાં જોડાશો કે તે પરમ આત્માની કૃપાથી આપણું અજ્ઞાન દુર થાય અને આપણામાં સંપૂર્ણ શાંતિ ફેલાય. આ પવિત્ર માર્ગનો પ્રકાશ જગતમાં વિસ્તરો અને જૈનધર્મનો અભ્યુદય થાઓ. છેવટે તે શાસન ઉપકારી વીરપ્રભુને મનથી, વચનથી અને શરીરથી નમસ્કાર કરી મારૂં કથન પુરૂં કરૂં છું.

---

# श्री महावीर जयंती प्रत्ये बे बोल.

અત્યારના જમાનામાં શ્રી મહાવીર પ્રભુની જયંતી ઉજવવાનો આનંદિત વાયુ ચારે તરફ જોસભેર ફુંકાઇ રહ્યો છે તે જોઇ કોને હર્ષાનંદ નહિ થતો હોય? કદાચ કોઇ પ્રશ્ન કરે કે આ તહેવાર નવો વધારવાની શી જરૂર હશે? તો તે બંધુઓએ જાણવું જોઇએ કે આ કંઇ નવીન યોજના કે નવીન વસ્તુનું પ્રતિપાદન નથી. આપણા સર્વે બંધુઓ તેમજ બ્હેનો ભગવાન વીરનો જન્મ તિથિનો દિવસ કલ્યાણક તરીકે વરસોનાં વરસો થયાં ઉજવતાં આવ્યાં છે ને ઉજવે છે તે કોઇથી પણ અજાણ્યુ તો નહિ હશે. આ ફક્ત આપણે તેનું જમાનાનુસાર રૂપાંતર કરીએ છીએ. બાકી મૂળ વસ્તુ સ્થિતિમાં કંઇ ફેરફાર કરતા નથી. વળી કોઇ પ્રશ્ન કરે કે પર્યુષણ પર્વમાં મહાવીર-પ્રભુનો જન્મ વંચાય છે તો તે સંબંધમાં કહેવાનું કે કલ્પસૂત્રના અધિકારે તે દિવસે વંચાય છે અને વંચાવો પણ જોઇએ પણ તેથી કરી પ્રભુની ખરી જન્મ તિથિએ તેમના ગુણનું યશોગાન કરવું, તેમની ભક્તિમાં તલ્લીન થવું, આનંદી થવું-ઘેર ઘેર મંગળ વાજાં વગડાવવાં, ઉપાશ્રયે, દેરાસરે,

જાહેર રસ્તે તોરણો બંધાવવાં, ઉત્સવ કરવો એનો કંઇ નિષેધ થતો નથી. વળી તે દિવસોમાં જે કલ્પસૂત્રમાંથી ભગવાનનું ચરિત્ર વેચાય છે તે જે પ્રમાણે કલ્પસૂત્રમાં લખાણુ છે તે મુજબ પ્રતિ વર્ષ વંચાય છે પરંતુ જો તે સત્યને આવા પ્રસંગે વિધવિધ જાતના રૂપમાં વિધવિધ જાતના દાખલા દલીલો આપી વિધવિધ વિદ્વાનોદ્વારા સમજાવવામાં આવે તો તે સમજનારને ઘણો આનંદ થઇ પડે એટલું નહિ પરંતુ તેથી લાભ પણ અદ્વીતીય થઇ પડે એ નિર્વિવાદ છે. આપણે જ્યારે સ્વાભાવિક રીતે આપણા જન્મના દિવસે સનાથ ભણાવવાં આદિની ધર્મક્રિયા કરીએ છીએ– ઘેર કંસાર કરાવીએ છીએ. હરેક રીતે દિવસ આનંદમાં ગાળીએ છીએ તો પછી આપણા પિતાના પિતા, દેવના દેવ; દયાળુ ત્રિલોકના નાથ પરંમોપગારી સર્વજ્ઞ મહાપ્રભુની જન્મ તિથિને દિવસે શું કંઇ પણ ન કરવું જોઇએ? શું તે આપણી કૃતજ્ઞતા ગણી શકાસે? જૈન શાસન પ્રવર્તાવવાની ખાતર જે મહાપ્રભુએ બાર વર્ષ ઉગ્ર તપશ્ચર્યા કરી કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું અને અખંડિત અને અનુપમ અમૃતમય ઉપદેશ દુનિયાના જીવોને દેશવિદેશ વિચરી દીધો, તે શું આપણી સ્મરણ શકિતની બહાર છે? તેવા જગતનાથની જન્મતિથિને દિવસે શું આપણે આપણી લાગણી પ્રદર્શિત ન કરવી જોઇએ? તે દિવસે તેમનું અવશ્યે યશોગાન કરવું જોઇએ. તે દિવસ ઉત્સવ તરીકે ઉજવવો જોઇએ.

ભગવાનની જયંતી ઉજવવાથી ભગવાનના ઉદાત ગુણો અને સત્ય તત્વો પબ્લીકમાં જાહેર કરવાની આપણને એક સોનેરી તક મળશે તેમ આપણા દરેક ફિરકાઓમાં સંપવૃદ્ધિનું બીજ રોપાશે. આ સિવાય જો કે તેથી ઘણા લાભો નિષ્પન્ન થાય તેમ છે પરંતુ તેમાં આ બે મુખ્ય છે. આપણે આપણી આસપાસ અન્ય કોમો તરફ નજર કરીશું તો આપણને સ્હેજ જણાશે કે આપણે આ કંઇ નવીન કરતા નથી. સત્યની કીંમત સત્યમાંજ–અજવાળામાં અંકાશે. સત્યને અંધારે રાખવાથી યા તો તે ઉપર ઢાંક પીછોડો કરવાથી તેની કીંમત વધતી નથી. માટે સર્વજ્ઞ મહા પ્રભુ મહાવીરે જે સત્ય પ્રતિપાદન કર્યું છે તેનાથી શા માટે દુનિયાના જીવોને આપણે અજ્ઞ રાખવા જોઇએ? ખુદ આપણા ભગવાનના શબ્દો વિચારો અને તે ઉપર ખ્યાલ કરો. "સવીજીવ કરૂં શાસન રસી, એસી ભાવ દયા મન ઉલસી."

બંધુઓ! શું આ ભાવનાનો અમલ ઘરમાં પેસી રહેવાથી કે અમુક કુંડાળામાં ભાવના ભાવવાથી થઇ શકશે? કદિ નહિ. તેનો તો પડઘો દુનિયાના સર્વે ખંડોમાં અવિચ્છિન્નપણે પાડવો જોઇએ; અને સત્ય તો ત્યારેજ પ્રકાશશે. તેમજ દરેક વર્ષે જયંતી ઉજવવાથી સર્વજ્ઞ મહા પ્રભુનું નામ દરેકને ચીર સ્મરણીય રહેશે. માટે આ જે જયંતીની હીલચાલે રૂપ લીધું છે તે જો કાયમ રહેશે તો આપણી ઘણે અંશે ધારેલી મુરાદો બર આવશે માટે દરેક બંધુઓએ તેને વધાવી લેવી જોઇએ અને અત્યારે જે થોડે થોડે સ્થળે દૃશ્ય થઇ છે તે જ તે દિવસે સમસ્ત ભારતવર્ષમાં જૈનોમાં ઘેરે ઘેર ઉજવાવવી જોઇએ અને તે દિવસે સર્વજ્ઞ પ્રભુના ઉદાત ગુણોનું–તત્વોનું સ્ફુટ વિવેચન કરી દુનિયાના સર્વે જીવોના ભલાની ખાતર સર્વે પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં–માસિકોમાં તે પ્રગટ કરાવવું જોઇએ જેથી દુનિયાના સર્વે જીવો પ્રભુના મહાન્ ગુણોનો–તેમજ તત્વોનો આસ્વાદ લેવાને ભાગ્યશાળી થાય અને જે અન્ય ધર્મના લોકો અજ્ઞતાને લીધે જૈન ધર્મ ઉપર આક્ષેપો મુકે છે તેમની અજ્ઞાનતા દુર થાય અને ફરી એક વખત પાછો જૈન ધર્મ–ભાનુ સર્વે દુનિયાને પોતાના તેજથી અલંકૃત કરે એવું જોવા કોણ નહિ ઇચ્છતું હોય? છેવટ અમારા જૈન બંધુઓ વીરના પુત્ર તરીકે પ્રભુની જન્મ તિથિને દિવસે તેમની જયંતી ઉજવવા ભાગ લેશે અને મહત્ પુણ્ય ઉપાર્જન કરી પોતાના આત્માનું સાર્થક કરશે એવું અમે ઇચ્છીએ છીએ. ૐ શ્રી ગુરુઃ

# બોર્ડીંગ પ્રકરણ.

## આ માસમાં આવેલી મદદ.

૧૫-૦-૦ મોદી મનસુખભાઈ હુકમચંદ હે બબાભાઈ ગટાભાઈ. અમદાવાદ પાછીઆની પોળ.
૫-૦-૦ શા. નગીનદાસ અનોપચંદ. અમદાવાદ-લાલભાઇની પોળ.
૩૫૧-૦-૦ શા. કચરાભાઇ ખુશાલીદાસ. દર વરસે જે મદદના સાત વર્ષ સુધી આપવાના કહ્યા હતા તે અગાઉથી હે. કસ્તુરભાઇ ભીખાભાઇ.
૧૬-૦-૦ શા. મનસુખભાઇ અનોપચંદ. અમદાવાદ-લાલભાઇની પોળ.

૩૮૧-૦-૦

## માસિક મદદ ખાતે આવેલી રકમો.

૨-૦-૦ ઝવેરી મોહનલાલ ચુનીલાલ બા. બે માસના.
૨૫-૦-૦ શેઠ લક્ષ્મીચંદ લલ્લુભાઇ બા. વરસ એકના અગાઉથી-અમદાવાદ.
૨-૦-૦ શા. કેશવલાલ મગનલાલ-અમદાવાદ. બા બે માસના.
૩૦-૦-૦ શેઠ દલપતભાઇ ભગુભાઇ હે. શેઠ જગાભાઇ દલપતભાઇ બા. માસ ત્રણની મદદના.
૨૫-૦-૦ દોશી રેવાજી સાકળચંદ વડાલીના વરસ એકના અગાઉથી.
૨-૦-૦ રાજેશ્રી મણીલાલ મગનલાલ બા. બે માસના.
૪૦-૦-૦ સટ્ટાના માઝન તરફથી હે માસ્તર ગટાભાઈ ઉમેદભાઇ બા. ચાર માસના.

૧૨૬-૦-૦

## આમંત્રણ.

ચાલુ વર્ષમાં આ માસિકમાં સર્વોત્તમ વિષયો આપવા હમે નિશ્ચય કર્યો છે ઉચ્ચ વિષયના લેખો તથા સુલલિત સુબોધપ્રદ કાવ્યો લખી મોકલવા લેખકો અને લેખક ભગીનીઓને ખાસ આમંત્રણ કરવામાં આવે છે મોટા પ્રમાણમાં લેખો આવે છે, માટે તારીખ પહેલી અંદર લેખો મળે તેમ મોકલવા ભલામણ છે કારણ માસિક હવેથી નિયમીત પ્રકટ કરવાનો દ્રઢ સંકલ્પ છે

**ડૉ. જેકોબીનું સ્વદેશ પ્રયાણ**—તા ૧૫ મીએ તેઓ મુબાઇ છોડી ગયા છે તે દરમીઆન તા. ૧૩ મીએ હમોએ હમારી નોંધમાં ઇચ્છા મુજબ જૈન એશોશીએશન ઑફ ઇન્ડીઆ તરફથી ડૉ જેકોબીએ "મારો ઇન્ડીઆનો અનુભવ ખાસ કરી જૈન ધર્મ વિષેનો" એ વિષય ઉપર પબ્લીક ભાષણ મુંબાઇ મધ્યે આપ્યુ છે.

છપાય છે ! દીવ્યજ્ઞાન સંગ્રહ ! છપાય છે !!

# શ્રી દેવચંદજીની ચોવીસી.

શ્રી દેવચંદજીનું નામ જૈન આલમને એટલું પરિચિત છે કે તેમના સંબંધમાં વિશેષ લખવાની જરૂર નથી. તે ૧૮ મા સૈકાની આખરમાં વિદ્યમાન હતા; અને તેમણે લખેલા ગ્રન્થોમાં હાલમાં બે સંસ્કૃત ગ્રન્થો તથા ૧૦-૧૨ ગુજરાતી ગદ્ય તથા પદ્યના લખાણો મળી આવે છે. તેઓશ્રીનો ગુજરાતી ભાષાપરનો કાબુ એવો તો અસાધારણ હતો અને તેમનું ષડ્ દ્રવ્ય તથા અધ્યાત્મવિદ્યા-સંબંધીનું જ્ઞાન એટલું વિશાળ અને ઉંડું હતું કે તેમણે લખેલી વર્તમાન તીર્થંકરોની ચોવીસી, તથા અતીત તીર્થંકરોની ચોવીસી, તથા મહાવિદેહ-ક્ષેત્રમાં બીરાજતા વીશ વિહરમાન તીર્થંકરોની વીસી લોકોનું ધ્યાન ખેંચી રહી છે. આ ચોવીસીઓ તથા વીસીઓમાં ભક્તિભાવ, જ્ઞાન, દ્રવ્યાનુયોગ, હૃદયના ઉદ્દગારો વગેરે અનેક બાબતો સમાયેલી હોવાથી અમે વર્તમાન જીન ચોવીસી જનસમાજ આગળ સસ્તી કિંમતે મૂકવા ઉચિત ધાર્યું છે. વળી ચોવીસીમાં કેટલીક ગહન બાબતો આવે છે. તે સામાન્ય જૈનો સમજી શકે નહિ તેથી તે પર રચેલી ગુજરાતી ટીકા પણ સાથે આપેલી છે. જે તેમણે પોતેજ જનહિતાર્થે રચેલી છે. તે ટીકા મૂળના આશયને બહુજ સારી રીતે સમજાવે છે. આ પુસ્તકનાં લગભગ રૉયલ ૩૨ પેજીનાં ૫૦૦ ઉપરાંત પૃષ્ઠ થશે. અને તે છતાં આવા ઉત્તમ પ્રકારના જ્ઞાનનો જૈન સમાજમાં ફેલાવો થાય એવા ઉચ્ચ હેતુથી તેની કિંમત માત્ર નામની ૦-૬-૦ રાખી છે, જેથી દરેક જૈન, અમને આશા છે કે, આવું પુસ્તક ખરીદી શ્રી દેવચંદજી મહારાજની વાણીનો લાભ લેશે અને ભક્તિ સાથે જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના આત્માનું કલ્યાણ કરી શકશે.

પુસ્તક મંગાવનારે પોતાનું નામ ઠેકાણું તથા પ્રત વિગેરે લખી જણાવવું.

નાગોરીસરાહ,—અમદાવાદ.
તા. ૧૫-૩-૧૪. } શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ.

---

## ભેટ આપવાની છે.

રા. રા. શેઠ જગાભાઇ દલપતભાઇ બી. એ. તરફથી 'જૈન ધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ' નામના પુસ્તકની ૩૦૦ નકલો, દરેક જૈન લાયબ્રેરી, જૈનશાળા તથા પૂજ્ય મુનિ મહારાજોને પોતાના ટપાલ ખરચથી ભેટ આપવા માટે અમને મળી છે. માટે જેમને જોઇએ તેઓએ નીચેના સ્થળેથી પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવી. હવે ફક્ત ૫૦ નકલો બાકી રહી છે.

વ્યવસ્થાપક "બુદ્ધિપ્રભા."

ઠે. નાગોરીસરાહ—અમદાવાદ.

REGISTERED No B 876.

શ્રી જૈનશ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતુ



સૂચના:—પત્ર વ્યવહાર સઘળો વ્યવસ્થાપકના નામે કરવો

# बुद्धिप्रभा.

સંપાદક —મણીલાલ મોહનલાલ. પાદરાકર.

# LIGHT OF REASON.

કાવ્ય

દિવ્ય પથ પ્રતિ સંચરવાને જન જીવન ઉન્નત કરવાને,
જ્ઞાન સુધારસ રેલવવાને, શાન્ત સ્વાપ ? "બુદ્ધિપ્રભાને"

पुस्तक ६ ठ्ठुं   मे १९१४ वीर संवत २४४०   अङ्क २ जो.

प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક—અમદાવાદ શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બૉર્ડીંગ—
તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શા કરસલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.
મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોષ્ટેજ સાથે રૂ ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

## વિષયાનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ટ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|---|
| ૧. વાચક શ્રી યશોવિજયજી કૃત. ... | ૩૭ | ૭ તીર્થપ્રવાસ વર્ણન. ... | ... ૬૦ |
| ૨. વૈરાગ્ય ભાવના. ... | ... ૪૫ | ૮. અત્રેના નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઈનું પરદેશગમન.... | ... ૬૨ |
| ૩. સ્વીકાર અને અવલોકન. | ... ૪૮ | ૯. કાવ્ય કુંજ... ... | ... ૬૪ |
| ૪. જાણવા જોગ. ... | ... ૫૦ | પ્રવાસીનો પ્રશ્ન. ... | ... ૬૬ |
| ૫. દુઃખનો નાશ. ... | ... ૫૩ | ભાઇ કરેલે. ... | ... ૬૬ |
| ૬. જૈનોનુ પદાર્થ વિજ્ઞાન ... | ... ૫૫ | ૧૦. માસિક સમાલોચના... | ... ૬૮ |

### લવાજમ.

અમારા ગ્રાહકો જોશે કે અમે ગત વર્ષમાં અમારાથી બનતું કરી વાંચકોને સર્વોત્તમ વાંચન પુરૂં પાડયું છે. કદમાં લખાણોમાં ઘણોજ ફેરફાર કરવા છતાં પણ લવાજમ માત્ર એક રૂપીઓજ રાખીને અમે નફા તરફ ન જોતાં કર્તવ્ય તરફજ દ્રષ્ટિ રાખીને તે ચાલુ વર્ષમાં નવિન ફેરફારો કરી સામાજીક માસિકની હરોળમાં તેને મુકી વધુ સેવા બજાવવા નિશ્ચય કર્યો છે. માસિકની ઉન્નતિનો આધાર તેના વાંચકોની નુતન મદદ પર અવલંબે છે. માટે સર્વ સુજ્ઞ ગ્રાહકોને વિનંતિ છે કે તેમણે ગત વર્ષનું લવાજમ વિના વિલંબે મોકલી આપવું અને ગ્રાહક તરીકે રહેવા ઇચ્છા ન હોય તો શરૂઆતથીજ અમોને લખી જણાવવું. જાહેર સંસ્થા નુકશાનમાં ન ઉતરે એ તરફ સર્વને દ્રષ્ટિપાત કરવા આગ્રહપૂર્વક વિનંતિ છે.

ઇતિશમ્.


તૈયાર છે ! મંગાવો !! તૈયાર છે !!!

ડીમી ૧૦૧ ફોર્મ ૮૦૮ પાનાનો મહાન ગ્રંથ.

## આનન્દઘન પદ ભાવાર્થ સંગ્રહ.

શ્રીમદ્ આનન્દઘનજીના આધ્યાત્મિક, વૈરાગ્યાદિક, ઉત્તમ રહસ્યવાળા ૧૮ પદો કે જેનો ભાવાર્થ સમજવા અનેક મનુષ્યોની તીવ્ર જિજ્ઞાસા હતી તે પદો ઉપર આચાર્ય બુદ્ધિ-

# બુદ્ધિપ્રભા.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.] તા. ૧૫ મે સને ૧૯૧૪. [અંક ૨ જો.

## वाचक श्री यशोविजयजी कृत.*

( વિવેચનકાર મુનિ બુદ્ધિસાગર સૂરિ. )

पद.

गुरुप्रशाद आतिमरति पाइ । तामें मनभयो लीन ॥
चिदानन्दघन अवहुइ बेठे । काहुके नहि आधीन ॥ १ ॥
घट प्रगटी सविसंपदाहो । इंद्राणी समता पविधीरज जसघट ज्ञानविमान ॥
जव समाधिनंदन वनमें खेले । तब हम इंद्र समान ॥ २ ॥
चक्ररत्न आयतहे जयणाविस्तृत । शिरपर ज्ञानहि छत्र ॥
चक्रवर्तिकी चालि चलतु है । कहा करिहे मोहआमित्र ॥ ३ ॥

* શેઠજી લલ્લુભાઈ કીશોર વીશનગરવાળાની જુની પોથીમાં વર્ષ ઉપરની ચોપડી માંથી શ્રી મણિચન્દ્રજીના પદો તથા ઉપાધ્યાયનું પદ લખેલું હતું તેનો અત્ર ઉતારો કરવામા આવ્યો છે.

ભાવાર્થ:—શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પોતાના હૃદયમાં પ્રગટેલા ઉભરાઓને બહાર કાઢતા છતાં કથે છે કે, મેં ગુરૂની કૃપાએ આત્માની સહજાનન્દરિતિ પ્રાપ્ત કરી છે. આત્માના સ્વરૂપમાં મારૂં મન લીન થઇ ગયુ છે. આત્માના સ્વરૂપમાં રમણતા કરવી એજ મને હવે ગમે છે. હવે તો અમે ચિદાનન્દઘન થઇ બેઠા છીએ, હવે અમે કોઇના અધીન નથી. કોઇની દરકાર રાખીએ એવા અમે નથી. શ્રીમદ્ ઉપાધ્યાય કથે છે કે, અમારા હૃદયમાં સર્વ સંપદાઓ પ્રગટી છે. અમે આત્મારૂપઇન્દ્ર છીએ અને સમતારૂપ અમારી ઇન્દ્રાણી છે. ધૈર્યરૂપ વજ્રને અમે ધારણ કરીએ છીએ. બાહ્યનું વજ્ર જેમ પર્વતના ચૂરે

ચૂરા કરી નાખે છે તેમ આત્મારૂપ ઈન્દ્રનું ધૈર્યરૂપ વજ્ર અનેક પ્રકારના ચિંતા, ભય, વિકલ્પ સંકલ્પ વગેરે પર્વતોને છેદી નાંખે છે. આત્મારૂપ ઇન્દ્રનું જ્ઞાનરૂપ વિમાન છે તે ઉંચું ઉડે છે તેના પર અમે બેઠા છીએ. અમારો આત્મા ઇન્દ્રરૂપ હોઇને તે સમાધિરૂપ નન્દન વનમાં ખેલે છે. આવી દશામાં અમે સદ્વિચારો અને સદાચારો વડે અમે ઇન્દ્રસમાન છીએ.

सुधाकुंड समान ब्रह्मवचनके । आए अनुभव भोग ॥
नागलोक ठकुराइ पाइ । ताथे अधिक कुंन जोग ॥ ४ ॥
भए निस्तेज कुदर्शन तारा । नाठे दुर्जन चोर ॥
हृदय विवेक दिवाकर उदयो । मिटगयो मदनको जोर ॥ ५ ॥
शुकलपक्ष अध्यातम उदयो । समकित चंद अमंद ॥
सकलकलामृत अमृतविलासी । वरसत हर्षके बिन्दु ॥ ६ ॥
द्रव्यभाव परिणाम चरणके । दक्षिण उत्तरश्रेणि ॥
जसकर विद्याधरपद पायो । यागति पाइ केणि ॥ ७ ॥
दर्शन ज्ञानचंद्र रविलोचन । थिरता कमला कंथ ॥
सुखसागरमें मगन रहतुहे । हम हरिलच्छनवंत ॥ ८ ॥
अध्यातम कैलासविराजे । वृषभसभा उत्तंग ॥
विरति चतुरता गंगागोरी । सेवित शंकर रंग ॥ ९ ॥

---

ઉપાધ્યાય કહે છે અમે ચક્રવર્તિ છીએ. ભાવ ચક્રવર્તિની રીતિ પ્રમાણે વર્તતાં મોહરૂપ શત્રુ અમારૂં કંઇ પણ અહિત કરી શકનાર નથી. વિસ્તારવાળી છજીવ યતના તેજ અમારૂં ચક્ર રત્ન છે અને અમારા આત્મારૂપ ચક્રવર્તિ પર જ્ઞાનરૂપ છત્ર ધારણ કરવામાં આવે છે. આવી આત્માની ચક્રવર્તિ દશામાં અમારે કોઇ વાતની કમીના નથી. સુધા અર્થાત્ અમૃત કુંડ સમાન આત્મ જ્ઞાન વચનથી અમને અનુભવ યોગ પ્રાપ્ત થયો છે તેથી અમોને નાગ લોકની ઠકુરાઇ પ્રાપ્ત થઇ છે. આત્મજ્ઞાનરૂપ અમૃત પીનારા એવા અમારા કરતાં નાગલોક કંઇ વિશેષ નથી કારણ કે અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃત પાનથી અજર અમર રૂપ થઇ શકાય છે.

અમારા હૃદયમાં આત્મજ્ઞાનરૂપ સૂર્ય પ્રગટતાં કુદર્શનરૂપ તારાઓ નિસ્તેજ બની ગયા, અને દુર્જનરૂપ ચોરો દૂર ભાગી ગયા. કામદેવનો જોર ભાગી ગયો. અમારા હૃદયમાં શુકલ પક્ષરૂપ અધ્યાત્મ જ્ઞાનનો ઉદય થયો છે અને અમન્દ સમ્યકત્વરૂપ ચંદ્રનો ઉદય થયો છે અને તેથી સકલ કળાને ધારણ કરનાર અમૃત વિલાસી હર્ષનાં બિન્દુઓ અમારા અસંખ્ય પ્રદેશમાં વર્ષી રહ્યાં છે.

અમે ભાવવિદ્યાધરની પદવીને ધારણ કરનારા બન્યા છીએ. ચારિત્રના દ્રવ્ય અને ભાવ પરિણામ તે દક્ષિણ અને ઉત્તરશ્રેણિયો જાણવી. શ્રી યશોવિજયજી કહે છે કે મેં ચારિત્રના દ્રવ્ય અને ભાવ પરિણામની દક્ષિણ અને ઉત્તર શ્રેણિયોવડે મારા હસ્તમાંજ વિદ્યાધર પદ પ્રાપ્ત થયું છે. આવી પદવી કહો-આવી દશા વિના કહો અન્ય કોણે પ્રાપ્ત કરી છે? અર્થાત્ અન્ય કોઇએ એવી પદવી પ્રાપ્ત કરી નથી. સારાંશ કે અધ્યાત્મ જ્ઞાનવિના અન્ય કોઇએ એવી પદવી પ્રાપ્ત કરી નથી.

અમે શ્રીકૃષ્ણ અર્થાત્ હરિરૂપ છીએ. અમારો આત્મા હરિ છે. દર્શન અને જ્ઞાનરૂપ ચંદ્ર અને સૂર્યરૂપ લોચનને ધારણ કરનાર અને સ્થિરતા રૂપ લક્ષ્મીના અમે સ્વામી છીએ અને સુખ સાગરમાં સ્થિરતારૂપ લક્ષ્મીની સાથે આનન્દ કરીએ છીએ. આવી દશાએ હરિના લક્ષણવાળા અમે છીએ.

बाह्यभाव रचनाको ब्रह्मा । इसकारण मुखहोति ॥
अंतरंग रचनाके ब्रह्मा । हम भए आप उद्योत ॥ १० ॥
तीनभुवन विभुता अति अद्भुत । जिनपद तो नहीं दूर ॥
सिद्धयोग अध्यातमशक्ति । प्रगटित पुण्य अंकुर ॥ ११ ॥
चिंतामणि सुरतनु सुरधेनु । कामकलश भयो पास ॥
अष्टमहासिद्धि नवनिधि निरखे । आपमें आपविलास ॥ १२ ॥
ए प्रसाद सवि सुगुरु भजनको, जिनदिनो व्यवहार ॥
ज्ञानयोग गर्भित शुभ किरिया, धरमको परमाधार ॥ १३ ॥
व्यवहारी निश्चय पद पावे, ज्युं नृप लंछन राज ॥
व्यवहारे निश्चय अनुसरतां, सीजे सकलहित काज ॥ १४ ॥
वाचक जस विजये इम दाखी, आतमसाखि रुद्धि ॥
भाखी सद्गुरु अनुभव चाखी, राखीये करि घन वृद्धि ॥ १५ ॥

ઉપાધ્યાય કથે છે કે અમારો આત્મા મહાદેવ છે. અધ્યાત્મજ્ઞાનરૂપ કૈલાસ પર્વતપર અમારો આત્મારૂપ શિવ વિરાજે છે. સંતોષરૂપ વૃષભના ઉપર અમે બેસીએ છીએ. વિરતિ રૂપ ગંગાને અમે ધારણ કરીએ છીએ અને ચાતુર્યરૂપ ગોરી (પાર્વતી) ના અમે ધારક છીએ. આ સ્થિતિથી અમારો આત્મારૂપ મહાદેવ આનન્દમાં લયલીન રહે છે. બાહ્ય ભાવની રચનાનો કર્ત્તા બ્રહ્મ છે અને અમારા આત્માના અન્તરંગ ગુણ સૃષ્ટિના કર્ત્તા છીએ માટે વસ્તુતઃ અમારો આત્મા બ્રહ્મા છે. સ્વયં આત્માજ અમારો પ્રકાશ રૂપ થયો અને અમારો આત્માજ બ્રહ્મા છે એમ પ્રકાશીએ છીએ. ત્રણ ભુવનની પ્રભુતા જ્યાં અત્યંત અદ્ભુત છે એવું જિનપદ દૂર નથી. સિદ્ધયોગ રૂપ અધ્યાત્મ શક્તિ છે અને તે અનન્ત પુણ્યાંકુરથી પ્રગટે છે. ચિન્તામણિ, કલ્પવૃક્ષ, કામકુંભ, અને સુરધેનુ ઇત્યાદિ સર્વ અમારામાં છે એમ હવે અવબોધાયું. શ્રીમદ્ કથે છે કે અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ આત્મજ્ઞાની અષ્ટસિદ્ધિ અને નવનિધિને પોતાના આત્મામાં દેખી શકે છે.

આ પ્રમાણે જે અમારામાં સર્વ ભાસ્યું તે શ્રી સદ્ગુરૂના પ્રતાપે જાણવું. જેણે આ સર્વનું કારણ જે ધર્મ વ્યવહાર તેને સમર્પ્યો. શ્રીમદ્ કથે છે કે જ્ઞાનયોગ ગર્ભિત શુભ ક્રિયાઓ ખરેખર ધર્મના પરમ આધારભૂત છે, જે ધર્મના વિચારો અને આચારોવડે સમ્યગ્ વ્યવહારી થયો તે નિશ્ચય પદને પ્રાપ્ત કરે છે. તત્સંબંધમાં ઉપાધ્યાયજી કથે છે કે નૃપ લંછનો જેનામાં હોય છે તે મનુષ્ય રાજ્યને પામી રાજા બને છે તદ્વત્ જે સમ્યગ્ ધર્મ વ્યવહારી બની આત્માના સદ્ગુણોને ખીલવે છે તે શિવ રાજ્યને પ્રાપ્ત કરે છે. વ્યવહાર વડે નિશ્ચય ધર્મને અનુસરતાં સકલહિત કાર્યની સિદ્ધિ થાય છે. વાચક શ્રી યશોવિજયજીએ આત્મ સાક્ષીએ આત્માની ઋદ્ધિને દેખાડી છે. શ્રી સદ્ગુરુ મહારાજની પાસે રહી

અનુભવ જ્ઞાનનો રસ સ્વાદીને આત્મહિત શિક્ષા બાપી છે તે હિત શિક્ષાને હૃદયમાં મેઘની વૃદ્ધિની પેઠે ધારણ કરીએ તો આત્માના ગુણોની ઘણી વૃદ્ધિ થાય.

શ્રીમદ્ ઉપાધ્યાયના પદ્યમયોદ્ગારથી અવબોધવાનું કે અધ્યાત્મજ્ઞાન દૃષ્ટિથી પોતાના આત્માની ઉચ્ચતા કરી શકાય છે અને પોતાના આત્મામાં અનન્ત સુખ છે એનો અનુભવ કરી શકાય છે. પોતાના આત્મામાં વાસ્તવિક સુખ છે એવો અનુભવ પ્રગટતાં દુનિયાની મોહ દશાથી પોતાનું મન પાછું હઠે છે અને પર વસ્તુઓની પ્રાપ્તિ માટે અનેક પ્રકારની ઇચ્છાઓ, ચિન્તાઓ, ભય, અને શોક વગેરે જે જે મોહ ચાળાઓ થાય છે તે પશ્ચાત્ થતા નથી. અને આત્મામાં પરમ સંતોષ પ્રગટે છે. ધર્મ વ્યવહાર સાધક સન્તો અધ્યાત્મ જ્ઞાનવડે આત્મધર્મમાં રમણતા કરી સહજ સમાધિ સુખ પ્રાપ્ત કરી શકે છે. અધ્યાત્મ જ્ઞાનીઓને આવી અધ્યાત્મ દશાનો અનુભવ આવે છે તેથી તે ઉપર પ્રમાણે ગાય છે.

ॐ शान्तिः ३

### वासुपूज्य स्तवन.

वासुपूज्य जिनवासव पूजित, ध्याओ मनने रंगेरे ।
जयाराणीए जिन जन्म्यो, उद्योत भयो सब लोगेरे. वासु. ॥ १ ॥
छपनदिशी कुमरी मिली गायो, इंद्रे मेरु स्नात्र करायोरे ।
आनंद उलटि अचिव समायो, पाप पडल फडायोरे. वासु. ॥ २ ॥
वरस अढार लाख गृहवासे वसीयो, संयम लेवा धसीयोरे ।
घाति करमकुं दूरि करीने, शुद्ध नाण दर्शननो रसियोरे. वासु. ॥ ३ ॥
तीरथ थापी उपदेश दीधा, बहुत जीव बुजायारे ।
लाख बहुत वर्ष पूरण थए, चंपानयरी आयारे. वासु. ॥ ४ ॥
श्री चंपाइ पंचकल्याणक, शिवरमणीने वरीयारे ।
सेवक मणिचंद्र जिन गुण गावां, काज सवे तस सरीयारे. वासु. ॥ ५ ॥

(विवेचनकार मुनि બુદ્ધિસાગર સૂરિ.)

### पञ्च प्रकारनां अनुष्ठान.

दुहा.

सिद्धतणी सुख आसिका, अनंत अनंती होय ।
ते स्तवना किम करी शकुं, मुज अल्पबुद्धि छे जोय ॥ १ ॥
ब्रह्मसुता तुजने स्तवुं, करो मुज बुद्धिप्रकाश ।
जिम अनुष्ठान पांचे कहुं, पहुंचे मनतणी आश ॥ २ ॥
विषगरल अन्योअन्या, तद्धेतु अमृत जेह ।
त्रण तजे दोइ आदरे, सिद्धगति पहुचे तेह ॥ ३ ॥
विषगरल अनुष्ठानजे, इह परलोककी आश ।
अलपसुखने कारणे, चिहुगति पूरे वास ॥ ४ ॥

हवे त्रिजौ अन्योअन्य, शून्यकार अनुष्ठान ।
कोइक जीव भद्रकपणे, लहे फल पुण्यनिदान ॥ ५ ॥
तद्धेतुने कारणे, जिन आज्ञाक्रिया ध्यान ।
गुरुसेवाए ते लहे, छेदे कर्म निदान ॥ ६ ॥
सिद्ध द्रव्य अरूपी तणो, रूपातीत धर्म ध्यान ।
तेहपणे परगुण आसिका, स्वद्रव्य अतिइ निदान ॥ ७ ॥
अभेदरूप ध्यातांथकां, स्वद्रव्य निरखे जोय ।
शुक्लध्यान वलतो लहे, ए पद्धते इम होय ॥ ८ ॥
सन्तपदादिप्ररूपणा, लहे द्रव्यगुण पर्यवरूप ।
नयनिक्षेप प्रमाण करि, भावे आतमस्वरूप ॥ ९ ॥
निज पर्यायमें चित्त रहे, न लहे परयाइरूप ।
पुण्यानुबंधी करे क्रिया, इहतवे तसरूप ॥ १० ॥
हवे अमृत अनुष्ठानकुं, आवे आतमस्वभाव ।
हुं कर्त्ता ते नविग्रहे, निरखे उदासीन भाव ॥ ११ ॥
थिरा कांता दो दृष्टि थाइ, होय आतम अमृत समान ।
आत्मयोग हुने अमृता, नुष्ठान प्रभापरा दृष्टि जाण ॥ १२ ॥
उदयागति वेइ खेपवे, पण राता न ताता होय ।
योग शुभाशुभ उपजे, खेद राग नहि कोय ॥ १३ ॥
जेहने अंत क्रिया हुइ, ते आतमा अमृत समान ।
अशुभ दोइ गति तस टली, ते निश्चय लहे निर्वाण ॥ १४ ॥
अमृत स्वभाव सुख आसिका, सप्तधातु रस भेद ।
स्वेत मांस लोहीत सहुआ, ए जिनपदकुं खेल ॥ १५ ॥
अनंत संबंधी दूरे रह्या, खेले पुद्गल खेल ।
पूरवभवना बंधथी, पणि न गणे चित्तको मेल ॥ १६ ॥
आल्हादने सुख आसिका, वांछा पज्जव जेह ।
शुद्ध द्रव्यगुण पज्जवा, तिणे अनादि तुज तेह ॥ १७ ॥
जब संजलणा माफिके, कर्म रहे जव जाण ।
तव ते जिनादि संयम लीए, अमृतयोग अनुष्ठान ॥ १८ ॥
स्वद्रव्य शुद्ध गुण पज्जवा, ते स्वभाव जिन राख ।
परद्रव्य अशुद्ध गुण पज्जवा, तेह भाव तुज नाखि ॥ १९ ॥

भाव अनुकंपा आपणी, आस्तिक आतम स्वभाव ।
जे तनमें ते थइ रह्यो, न भजे परगुण भाव ॥ २० ॥
जब अमृतमय आतमा, वास्यां योग अनुष्ठान ।
तब ते तनमें थइ रह्यो, क्षायिकतणो निदान ॥ २१ ॥
शुद्ध द्रव्य गुण पज्जवा, ताहरा तुज कहे जोय ।
माज्जपर द्रव्य पज्जवा, तेह साधे स्युं न होइ ॥ २२ ॥
अमृतयोगसे आतमा, हुआ दोइ एकी भूत ।
घोर उपसर्ग परिसहा, सहतां नहीं कोइ दुःख ॥ २३ ॥
इणि विधि कर्म खपावीने, पामे केवलज्ञान ।
भव्य जीव प्रतिबोधिने, पुहुचे शिवपुर स्थान ॥ २४ ॥
पंच अनुष्ठान सुख आसिका, रचीते उत्तम काम ।
भणे मणिचंद भावे सुणे, लहे ते मंगल ठाम ॥ २५ ॥



શ્રી મણિચંદ્રજી મહારાજ પંચ પ્રકારના અનુષ્ઠાનનું સ્વરૂપ વર્ણવે છે. તેનો સામાન્યતઃ સાર નીચે મુજબ છેઃ-વિષ-ગરલ-અન્યોઽન્ય, તદ્ધેતુ અને અમૃત એ પંચ પ્રકારનાં અનુષ્ઠાનમાં વિષ-ગરલ અને અન્યોઽન્ય એ ત્રણનો ત્યાગ કરીને આત્મજ્ઞાની તદ્ધેતુ અને અમૃત એ બે અનુષ્ઠાનને આદરે છે. તદ્ધેતુ અને અમૃતાનુષ્ઠાનથી સિદ્ધગતિની પ્રાપ્તિ થાય છે. આ લોક અને પરલોકનાં સુખોની આશાએ વિષ અને ગરલ અનુષ્ઠાનને અજ્ઞાની જીવો સેવે છે. અજ્ઞાની જીવો વિષ અને ગરલાનુષ્ઠાન સેવીને અલ્પસુખ હેતે ચતુર્ગતિ પરિભ્રમણની વૃદ્ધિ કરે છે. હૃદયની શૂન્યતાએ અન્ય મનુષ્યોની દેખાદેખીએ જે અનુષ્ઠાન કરવામાં આવે છે તેને અન્યોઽન્યાનુષ્ઠાન કહે છે. કોઇક જીવ ભદ્રક પરિણામથી ધર્મ સંબંધી અન્યોઽન્યાનુષ્ઠાન સેવીને પુણ્યફલની પ્રાપ્તિ કરે છે. જિનેશ્વરની આજ્ઞાઓના હેતુઓને પરિપૂર્ણ જાણનાર જિનેશ્વરની આજ્ઞાએ જે જે ધાર્મિક અનુષ્ઠાનો સેવે છે. અને ગુરૂની સેવાવડે ધર્મ ક્રિયાઓનાં રહસ્ય સમજીને વિધિપૂર્વક જે જે ધર્માનુષ્ઠાનોને ભવ્યજીવ સેવે છે તે તેને તદ્ધેતુનું અનુષ્ઠાન પ્રાપ્ત થયું એમ અવબોધવું. તદ્ધેતુ ક્રિયાનો કરનાર ભવ્યજીવ કર્મના હેતુઓને છેદે છે. અરૂપી એવા સિદ્ધ દ્રવ્યનું રૂપાતીત ધ્યાનના સેવનપતિ લક્ષ રાખે છે. પરદ્રવ્યમાં સુખની આશા રાખતો નથી. પોતાના આત્મદ્રવ્યમાં સહજ સુખ છે અને તેને પ્રાપ્ત કરવું એજ ધર્મક્રિયાઓ કરવાનો મુખ્યોદ્દેશ છે એમ અવબોધીને તદ્ધેતુક્રિયાઓને સેવે છે. તદ્ધેતુક્રિયા કરનાર યોગી પોતાના આત્માને અભેદપણે ધ્યાવે છે અને સ્વાત્મદ્રવ્યને દેખે છે. તદ્ધેતુ ક્રિયામગ્ન યોગી શુક્લધ્યાનને પ્રાપ્ત કરી શકે છે. તદ્ધેતુ ક્રિયા કરનારાવાળો યોગી સાત નય અને ચાર નિક્ષેપાથી આત્મદ્રવ્યનું સ્વરૂપબોધક ભવ્યજીવ પોતાના શુદ્ધગુણોને પ્રગટાવવા જે જે અનુષ્ઠાનો સેવે છે તે તદ્ધેતુક્રિયાઓ અવબોધવી. સત્પદપ્રરૂપણાદિ નવદ્વારથી આત્મદ્રવ્યના ગુણપર્યાયોનો જ્ઞાતા તદ્ધેતુક્રિયાઓનાં રહસ્યોને અવબોધીને ચિત્તની તલ્લીનતાએ ધર્માનુષ્ઠાનને સેવી પરમાત્મપદ પ્રાપ્ત કરે છેઃ-આત્માના નિજ પર્યાયમાં ચિત્તની રમણતા થવાથી વૈભાવિક વિકલ્પ

સંકલ્પો સ્વયમેવ શાન્ત થાય છે અને આત્મા પરભાવ પરિણતિએ પરિણમતો નથી. આવી તદ્ધેતુ ક્રિયાની યોગ્યતા પ્રાપ્ત કરનાર જીવ સંવર અને નિર્જરાતત્ત્વની પ્રાપ્તિ કરી શકે છે અને શુભ ધર્મપ્રવૃત્તિએ પુણ્યાનુબન્ધિ પુણ્યનો બંધ કરે છે.

અમૃતાનુષ્ઠાનની યોગ્યતા આત્માના સ્વભાવ પ્રમાણે વર્તતાં પ્રાપ્ત થાય છે. અમૃતાનુષ્ઠાનીયોગી હું કર્તા આદિ અહંવૃત્તિથી રહિત હોય છે. અમૃતાનુષ્ઠાનકારક યોગી ઉદાસીન ભાવે અર્થાત્ રાગદ્વેષ રહિત પરિણામે સર્વને દેખે છે. તેને દુનિયાની વસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટત્વ રહેતું નથી. અમૃતાનુષ્ઠાનની પ્રાપ્તિવાળા જીવને સ્થિરા અને કાન્તા એ બે દૃષ્ટિયોની પ્રાપ્તિ થાય છે. પોતાનો આત્મા તેને અમૃતસમાન લાગે છે અર્થાત્ ધર્માનુષ્ઠાનમાં આનંદરૂપામૃતનો પ્રકટ ભાવ થાય છે. આત્મયોગની ઉચ્ચકોટીપર ચઢતાં અમૃતાનુષ્ઠાન કરનાર યોગીને પ્રભા અને પરા દૃષ્ટિ ખીલે છે અને તેથી તે સ્વયમેવ પરમાત્મરૂપ બને છે.

અમૃતાનુષ્ઠાનકારક યોગી ઉદયમાં આવેલાં કર્મને સમભાવે વેદીને ખપાવે છે પણ શુભાશુભ યોગે શુભાશુભ કર્મ વિપાકો ભોગવતાં હર્ષ શોક ધારણ કરતો નથી. અમૃતાનુષ્ઠાનકારક યોગી કર્મ ક્રિયાનો અન્ત કરે છે અને તેને માત્ર પોતાનો આત્માજ અમૃત સમાન લાગે છે. અમૃતાનુષ્ઠાનકારકને શુભ અને અશુભ ગતિ એ બે ગતિયો ટળે છે અને તે નક્કી મુક્તિપદ પ્રાપ્ત કરે છે. અમૃત સ્વભાવ સુખ યોગે સાત ધાતુઓ ભેદાય છે અને તીર્થંકરોને બાલ્યાવસ્થાથી માંસ રક્ત વગેરે શ્વેત પ્રકટે છે. જિનેશ્વરને અમૃતાનુષ્ઠાન યોગ પ્રભાવે આવી દશા તો બાલ્યથી એક ખેલની પેઠે થાય છે. ગૃહાવાસમાં જિનેન્દ્રોને અનન્તાનુબંધિકષાયો નહિ હોવાથી તેઓ ભોગાવલી કર્મના ઉદયથી પુદ્‌ગલ ખેલને ખેલે છે તો પણ તેને સુખરૂપ ગણતા નથી. તેઓ ચિત્તમાં મેલ ઉત્પન્ન કરનાર એવાં ભોગાવલી કર્મો જાણીને તેનાં સુખ બુદ્ધિવડે રાગાદિક ભાવે પરિણામ પામતા નથી. અન્તર્દૃષ્ટિથી તેઓ ન્યારા રહે છે. ગૃહસ્થાવાસમાં અમૃતાનુષ્ઠાન મગ્ન તીર્થંકરો આત્માનો આનન્દ કે જે જે આલ્હાદ સુખ આદિ પર્યાયોરૂપ જાણે છે તે અનાદિકાલથી પોતાનામાં રહ્યા છે એમ અવબોધીને તેઓ આત્મદ્રવ્યના શુદ્ધ પર્યાયરૂપ આનન્દમાં ઝીલે છે. સંજ્વલ કષાય જ્યારે બાકી રહે છે અને જ્યારે અનન્તાનુબંધિ આદિ શેષ કષાયો ટળે છે ત્યારે જિનો સંયમ અંગીકાર કરે છે અને તેઓ અમૃતાનુષ્ઠાન સેવે છે. આત્મદ્રવ્યના ગુણ પર્યાયોએ આત્મસ્વભાવ છે એમ નિશ્ચય કરીને તેને ધારણ કર અને પરપુદ્‌ગલાદિ દ્રવ્યોના પર્યાયો પરસ્વભાવ છે એમ જાણીને તેમાંથી ચિત્તને દુર કર કે જેથી અમૃતયોગાનુષ્ઠાન કે જે જ્ઞાનીઓને પ્રાપ્ત થાય છે તેની તને પ્રાપ્તિ થાય. પોતાના આત્માના સ્વભાવમાં રમણતા કરવી એ ભાવદયા છે. આત્મદ્રવ્યના સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી જે જે અસ્તિ પર્યાયરૂપ ધર્મો છે તેનું સંરક્ષણ કરવું. તેના ઉપર આવેલું કર્માવરણ દૂર કરવું એ માત્ર અનુકંપા છે. અમૃતાનુષ્ઠાન યોગીને ભાવ અનુકંપા પ્રગટે છે તેથી તે તનમાં રહેલા આત્મામાં સ્થિર થઇ રહે છે અને પરપુદ્‌ગલ ભાવમાં રાગદ્વેષ કરતો નથી. શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ પણ અધ્યાત્મ ગીતામાં અધ્યાત્મ યોગીને અમૃતાનુષ્ઠાન સંબોધના છતાં કથે છે કેઃ—

**स्वगुण रक्षणा तेह धर्म, स्वगुण विध्वंसना ते अधर्म.**
**भाव अध्यात्म अनुगत प्रवृत्ति, तेहथी होय संसार छित्ति ॥१॥**

પોતાના આત્માના ગુણોનું રક્ષણ કરવું તે ધર્મ છે અને આત્માના ગુણોનો ઘાત

કરવો તે અધર્મ છે. આવા ભાવાધ્યાત્મની અનુગત અમૃતાનુષ્ઠાન પ્રવૃત્તિથી સંસારનો છેદ થાય છે. આવી ભાવાધ્યાત્મગતામૃત ક્રિયાથી મુનિવરો અલ્પ કાળમાં સંસારમાંથી સર્વ પ્રકારના બંધનોથી મૂકાય છે અને આત્મામાં રહેલા અપરંપાર આનન્દને પામે છે. અમૃતાનુષ્ઠાની યોગી શુક્લધ્યાનવડે પોતાના આત્મામાં સ્થિર થઈ જાય છે ત્યારે ક્ષાયિકભાવે આત્માની અનન્ત જ્ઞાન દર્શન ચારિત્રાદિ લબ્ધિયોને પામી પરમાત્મા થાય છે.

શ્રી મણિચંદ્રજી મહારાજ અમૃતાનુષ્ઠાનનું સ્વરૂપ દર્શાવીને તે અમૃતાનુષ્ઠાનમાં સ્થિર રહેવા માટે પોતાને શિખામણ આપે છે કે હે આત્મન્! હારા આત્માના શુદ્ધ ગુણ પર્યાયો ત્હારામાં છે, ત્હારી પાસે છે એમ જાણીને બાહ્ય પુદ્ગલ પર્યાયોની સાધનાનો ત્યાગ કર. કારણ કે પુદ્ગલ પર્યાયોને જોતા કરતાં અને તેમાં રાચતાં માચતાં ત્હારૂં કલ્યાણ થવાનું નથી.

અમૃતાનુષ્ઠાન યોગથી આત્મા અને પરમાત્માની એકતા થાય છે અને ઘોર પરિષહ સહન કરતાં કોઈ જાતનું દુઃખ વેદાતું નથી. ગજસુકુમાલ સ્કંધક સૂરિના પાંચસે શિષ્યો વગેરેને જે ઘોર પરિષહો થયા અને તેમાં તેઓ સ્થિર રહ્યા તેનું કારણ એ હતું કે તેઓ અમૃતાનુષ્ઠાન યોગમાં સ્થિર થયા હતા. અમૃતાનુષ્ઠાન યોગી આત્માના ગુણ પર્યાયોનું ધ્યાન ધરીને ગુણસ્થાનકે આરોહતો આરોહતો અનુક્રમે સર્વ કર્મ ખપાવીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવલજ્ઞાની થઈને ભવ્ય જીવોને ધર્મ દેશના દેઈ અઘાતિક કર્મનો છેવટે નાશ કરીને શિવપુર સ્થાન પ્રાપ્ત કરે છે. પંચાનુષ્ઠાનનું સ્વરૂપ આ પ્રમાણે શ્રી મણિચંદ્રજીએ ભવ્ય જીવોના હિતાર્થે પદ્યમાં રચ્યું છે. શ્રી મણિચંદ્રજી કહે છે કે આ પંચાનુષ્ઠાનનું સ્વરૂપ જે ભણે અને સાંભળે તેનો ભાવાર્થ વિચારે અને તદ્ધેતુ તથા અમૃતાનુષ્ઠાનને સેવે તે મંગલ સ્થાનને પ્રાપ્ત કરે છે.

શ્રી મણિચંદ્રજીએ ઉપરના પદ્યમાં પંચાનુષ્ઠાનનું સ્વરૂપ દર્શાવ્યું છે તેનો ભાવાર્થ વિચારીને પોતાની સ્થિતિને પ્રત્યેક મનુષ્યે વિચાર કરવો જોઈએ. વિષ ગરલ અને અન્યોન્યાનુષ્ઠાનનું સ્વરૂપ સમજીને તેનો વિવેક કરવો જોઈએ. વિષગરલાનુષ્ઠાનના પરિણામ પોતાના આત્મામાં વર્તે છે કે નહિ તેનો સ્વયમેવ પ્રત્યેક ભવ્ય મનુષ્યે વિચાર કરી લેવો. ભવ્યજીવોએ ધર્માનુષ્ઠાનોમાં થતા ક્રોધ, માન, માયા, લોભ, નિન્દા, વિકથા, મિથ્યાત્વ વિચાર, આશા, ભય, ખેદ, અને દ્વેષના પરિણામોને વારવા. પ્રીતિ અને ભક્તિવડે કરેલાં ધર્માનુષ્ઠાનો પોતાના આત્માની શુદ્ધિ કરે છે. ગાડરીયા પ્રવાહની પેઠે ચિત્ત વિક્ષેપાદિ વડે સેવતાં ધર્માનુષ્ઠાનોથી જે ફળ મળવાનું છે તે મળતું નથી. ધર્માનુષ્ઠાનોનો ત્યાગ ન કરવો જોઈએ. પરંતુ ધર્માનુષ્ઠાનોમાં થતા એવા દોષોનો પરિહાર કરવો જોઈએ. જે મનુષ્યો ધર્માનુષ્ઠાનો કરવામાં દોષો થાય છે તે માટે ધર્માનુષ્ઠાનો ન કરવાં એવો વિચાર કરીને ધર્માનુષ્ઠાનો સેવતા નથી તેના કરતાં જે મનુષ્યો ધર્માનુષ્ઠાનો સેવે છે અને ધર્માનુષ્ઠાનો સેવતાં જે દોષો લાગે છે તેનો પરિહાર કરવા પ્રયત્ન કરે છે, દોષો ટાળવાનો ખપ કરે છે અને ધર્માનુષ્ઠાનો સેવવા અત્યંત રૂચિ તથા પ્રવૃત્તિ કરે છે તેવા મનુષ્યો ધર્મ તત્ત્વના વિશેષ પ્રકારે આરાધક છે. જે મનુષ્ય ધર્માનુષ્ઠાન સેવવાની ઇચ્છા ધારણ કરે છે પણ કર્મયોગે ધર્માનુષ્ઠાનને સેવી શકતો નથી તે મનુષ્ય ધર્મનો આરાધક છે પણ જે મનુષ્ય ધર્માનુષ્ઠાન કરવાની રૂચિ ધારણ કરતો નથી અને ધર્માનુષ્ઠાન સેવવાની પ્રવૃત્તિ પણ કરતો નથી તે વિરાધક છે પણ આરાધક નથી. જે મનુષ્ય યોગ્ય એવું ધર્માનુષ્ઠાન સેવે છે તેમાં જે કંઇ

દોષ લાગે છે તેની મનમાં દાઝ રાખે છે અને દોષોનો નાશ થાય એવી કાળજી રાખે છે તે મનુષ્ય આરાધક છે. ધર્માનુષ્ઠાન સેવનાર શ્રીવીતરાગ દેવની આજ્ઞાનો વિચાર કરીને પરમાં પડતો નથી અર્થાત્ પારકી પંચાતો, ઝઘડા, ટંટા, બખેડા, નિન્દા, પારકાં મર્મ ખોલવાં વગેરે દોષોને સેવતો નથી અને આત્માના ગુણોનો ઉપયોગ રાખીને ધર્મક્રિયામાં પ્રવૃત્ત થાય છે તે મનુષ્ય ધર્મની ક્રિયાનો આરાધક અવબોધવો. ધર્માનુષ્ઠાનો સેવનારાઓએ કોઇની નિન્દા ન કરવી જોઇએ, તેમજ પોતાની બડાઈ ન કરવી જોઇએ. "ક્રિયાનું અજીરણ નિન્દા" એ કહેવતના સારને હૃદયમાં ધારણ કરવો જોઇએ. ધર્માનુષ્ઠાનવડે આત્મહિત કરવું જોઇએ, જે અનુષ્ઠાનો કરતાં હિંસા, જૂઠ, અસ્તેય, મૈથુન, વિશ્વાસઘાત, પ્રપંચ, દગાફટકા, ધૂર્તતા, પરજીવોને દુઃખવવા વગેરે દોષો થતાંજ વારવા જોઇએ. દેવ, ગુરૂ અને ધર્મનાં વ્યાવહારિક ધર્માનુષ્ઠાનો એકાગ્રચિત્ત-પ્રેમ-ભક્તિ અને ઉત્સાહ અને વિધિ પ્રમાણે કરવાં જોઇએ. ધર્માનુષ્ઠાનોમાં જે ગળીયા બળદ જેવા થઇ ગયા હોય છે તેઓ ધર્માનુષ્ઠાનોમાં પ્રવૃત્તિ કરતા નથી. તેઓ આત્માની ઉચ્ચ દશા કરવાને સમર્થ થતા નથી. વ્યાવહારિક ધર્મદૃષ્ટિએ અને આધ્યાત્મિક ધર્મદૃષ્ટિએ જે જે ધર્માનુષ્ઠાનો સેવવાં ઘટે તે વિવેકપુરસ્સરજ કરવા માટે શ્રી મણિચંદ્રજી મહારાજે અનુષ્ઠાનોનું સ્વરૂપ દર્શાવ્યું છે તેનો ભાવ વિચાર કરીને યોગ્ય અનુષ્ઠાનો સેવવાં જોઇએ.

## वैराग्य भावना.

સ્મશાન ! ભયંકર, શાંત, ગમગીન, ઉદાસિન, ઘોર સ્થળ ! અનેક નેત્રોમાંથી નીકળતા ઉષ્ણ વારીથી ભીંજાયેલ જગ્યા ! અનેક જનોને સંસારની અસારતા જણાવી વૈરાગ્યવાળા કરનાર શાંત સ્થળ ! તારૂં ચિત્ર સંપૂર્ણપણે શી રીતે ચિત્રી શકું ?

અહીંઆં આવ્યાથી બધા એક સરખા થઇ જાય છે. રાય-રંક, પંડિત-મુર્ખ, સુંદર-કદરૂપ, મોટા-નાના, બ્રાહ્મણ-શૂદ્ર, બાલ-વૃદ્ધ, અંગ્રેજ-ગુજરાતી, અહીંઆં એક સરખાજ છે. નૈસર્ગિક-અનૈસર્ગિક અહિંતીરોહિત થાય છે. ગમે તો શાક્ય સિંહ કહો કે શંકરાચાર્ય કહો, ઇસુખ્રિસ્ત કહો કે રૂસો કહો, રાજારામ મોહનરાય કહો, આધ્યાત્મિક મસ્ત વૈરાગી કહો કે પ્રબળ ચક્રવર્તિ કહો પણ એવું શાંતિસામ્ય, સ્થાપનાર બીજું આ પૃથ્વી પર નથીજ.

આ બજારમાં સર્વની એકજ કિંમત છે. અતિ મહત્ અને અતિ શૂદ્ર, મહાકવિ કાલિદાસ ને આજના કવિશ્વરોમાં ખપાતા બે બદામના કવિશ્વરો અહીં એકજ કિંમતે વેચાય છે ને તેથીજ આ સ્થળ અર્થભાવ પૂર્ણ છે. ઉપદેશક-પવિત્ર છે. અહીં બેસીને જરા વિચાર કરવાથી મનુષ્ય મહત્વનું અસારપણું સમજાય છે, અહંકારના ચુરા થાય છે, સ્વાભિમાન સંકુચીત થાય છે, સ્વાર્થપરાયણતાની નીચતા જોઇ શકાય છે. સંસારની બાહ્ય વસ્તુની ને પુદ્દગલ માત્રની અનિશ્ચલતા પૂર્ણપણે અનુભવાય છે. ગમે તો આજે હો-દશ દીવસ પછી હો કે ત્યાર પછી હો, પણ સર્વને આવીને આ સ્મશાનની માટી થવુંજ પડશે. અતુલ-વીર્યવાન-અહંકારમાં ત્રણ ભુવનને તૃણવત્ લેખવનાર પણ આ માટીમાં મળી ગયા છે. લક્ષાવધિ તત્વવેત્તાઓ, ને સમરાંગણના કેસરિ-યોદ્ધાઓ આ માટીમાં ગળી ગયા છે. પૈસાને

મસળી નાંખનાર ને પોતાની મૂછને હમેશાં ટાઈટ રાખનાર ઘણાઓ આ સ્મશાનમાં રગદોળાઈ બળી ગયા છે તો હું ને તમે તે શા બિસાતમાં? જે રૂપની આગમાં પુષ્કળો બળ્યા છે, સૌંદર્ય તરંગમાં વિપુલ રાવણવંશ તણાઇ ગયો છે, જે લાવણ્ય રજ્જુમાં જુલીયસ્ સીઝરને બંધાવું પડયું હતું, જે પવિત્ર સૌકુમાર્યથી પાપી હૃદયમાં કાલાનલ બળ્યું હતું. તે સુંદરી દેવી વિલાસવતી, તે **અનિર્વચનીયા** આ માટીમાં મળી ગઇ છે. બળી ગઇ છે તો તમે ને હું તે શા હીસાબમાં? કેટલા દહાડાને માટે આ સંસાર છે? કેટલા દિવસને માટે આ જીવિત છે? જીવીત, તે આ નદિપટમાંના જળ બિંબની પેઠે છે. હવામાં મળી જાય છે. પુનઃ કોટી યત્ને પણ દષ્ટિગોચર નહિજ થવાનુ. આજે અહંકારમાં મસ્ત થઇ એક માણસ પોતાના ભાઇને પગ નીચે ખુંદે છે, પરંતુ કાલે એવો દિવસ આવશે કે તેને શિયાળ, કુતરાંના પગ નીચે છુંદવામાં આવ્યા છતાં પણ કોઇ છોડાવવા જશે નહિ. ત્યારે શામાટે અહંકારી થાઓ છો? શા માટે છળ પ્રપંચ ને દગા ફટકા આચરો છો? શા માટે દુષ્ટ વિષયવાસનાના પાસમાં જકડાવ છો? અહા! આ ચૌદ રાજલોકમાં-આ અનંત વિશ્વમાં હું તે કોણ? આ માટીના પુતળામાં અહંકાર શોભતો નથી. તેથીજ કહું છું કે આ સ્થળે આવ્યાથી સર્વ અહંકાર-વિદ્યાનો, શેઠાઇનો, ધનનો, શક્તિનો કે રૂપનો, સર્વ અહંકારના ચુરા થઇ જાય છે. માટેજ આ સ્થળ ઉપદેશક છે, પવિત્ર છે, શાંત છે.

વળી સ્વાર્થપરાયણતા અહીંની માટીથી પણ તુચ્છ છે એવો સ્મશાન ભૂમિનો સત્ય ઉપદેશ છે. સામે અસીમ પાણી અનંત પ્રવાહમાં પ્રવાહીત થાય છે. પગ નીચે વિપુલ ધરિત્રી પડેલી છે. માથા ઉપર અનંત આકાશ ફેલાવલું છે. તેમાં અસંખ્ય સૌરમંડળ-સંખ્યાબંધ ધુમકેતુ, નાચતા ફરે છે. અંદર અનંત દુઃખ શાંતસાગર પ્રમાણે ફરે છે. જે તરફ નજર ફેંકીએ તે તરફ અનંત-હું કેટલો નાનો છું? કેટલો સામાન્ય છું? આ શુદ્રને માટે કેટલાં પાપ? કેટલો યત્ન-કેટલી ગડબડ? વિષયો! તે કેન્દ્ર ને કેન્દ્ર કરીને જે જીવન ગયું છે તે જીવનનું વળી મહત્પણું કયાં?!! એક એક માણસ લઇનેજ મનુષ્ય જાતિ ઉત્પન્ન થઇ છે, પરંતુ જાતિ માત્રજ મહત્ છે. ટીપુ ટીપુ પાણી લઇને સમુદ્ર-કણી કણી વરાળ લઇ મેઘ કણી કણી રેતી લઇ મરૂભૂમિ-નાના નાના નક્ષત્રોને આ છાયા પથ પરમાણું પરમાણુંથીજ આ અનંત વિશ્વ થયું છે. એકતાજ મહત્વ છે, મનુષ્ય જાતિ મહત્ છે, મહત્ કાર્યમાં આત્મસમર્પણ કરવું એજ મહત્વ છે. અવસ્ય મનુષ્યની પેઠે મનુષ્ય જાતિનો પણ નાશ છે એવું પ્રમાણ મળે છે કે ઘણીક પ્રાચીન જાતી પૃથ્વીમાંથી લુપ્ત થઇ છે ને ઘણીક નવી ઉત્પન્ન થઇ છે તોપણ જાણે અમરપટો લાવ્યા હોય તે પ્રમાણે અહંકાર-સ્વાર્થપરાયણતામાં પડેલો મનુષ્ય ધર્મમાં પ્રવૃત્ત થતો નથી, એ આશ્ચર્ય છે.

અહીં આવ્યાથી સર્વ વસ્તુની સમાધિ થાય છે. સારૂ, નરસુ, સત્-અસત્, સર્વ આ રસ્તાથી સંસારને છોડી જાય છે. આ સુખની જગ્યા છે-અહીંઆં સુવાથી શોક તાપ જાય છે, જ્વાલા-યંત્રણા સર્વ જાતનું દુઃખ-આધ્યાત્મિક, આધિભૌતિક, અધિદૈવિત, સર્વ દુઃખ દુર થાય છે. માટેજ આ સ્થળ સુખનું તેમજ દુખનું છે. અહિં જે આગ બળે છે તે આખા જન્મમાં હોતી નથી. તેમાં સૌદર્ય બળે છે, પ્રેમ સળગે છે, સરળતા-કોમળતા ભસ્મિભૂત થાય છે, પવિત્રતા પ્રજળે છે, અને બળવા જેવું નથી તે પણ બળી ખાખ થાય છે અને તેની જોડે બીજાની આશા-ઉત્સાહ-પ્રફુલ્લતા-સુખ-ઉચ્ચાભિલાષ-માયા સર્વ લુપ્ત થાય છે.

આ સંસાર એક મોટી શ્મશાન ભૂમિ છે. સર્વદા વહેતો કાળ સ્રોત છે. દિવસે-દિવસે, ઘડિયે-ઘડિયે, પળે-પળે, સર્વને ખેંચીને વિસ્મૃતિના તલીએ નાંખે છે. આ અખિલ સંસારમાં થોડીવાર પહેલાં હતું તે હાલ નથી જણાતું. હમણાં જે છે, તે પછી રહેશે નહિ. અખિલ સંસાર શોધી વળો પણ તે મળશે નહિ! તે ક્યાં જાય છે? તે હું જાણતો નથી. તમે જાણો છો તેટલુંજ હું જાણું છું ને તેથી વિશેષ કોઇ જાણતું નથી. સર્વે જાય છે. કોઇ રહેતું નથી. કીર્તિજ રહે છે. તે અક્ષય છે. કાલિદાસ ગયો છે તેની શકુંતલા છે, શેકસપીયર ગયો છે તેની હેમ્લેટ છે. વૉશિંગ્ટન ગયો છે પણ અમેરિકામાં સ્વતંત્રતાની ધ્વજા હજી ઉડે છે. રૂસો મરણ પામ્યો છે પણ સામ્યતા શંખનો આજે પણ પૃથ્વીમાં અવાજ થાય છે! તેથી કીર્તિ રહે છે. વૉશિંગ્ટનનો સ્વદેશ પ્રેમ ને શેકસપીયરનો ચરિત્ર દોષ તેમની સાથે ગયા છે પણ તેમણે લોકોનું જે ભલું કર્યું તે તેનો સુગંધ દહાડે દહાડે વધે છે. માટેજ બધું જશે પણ ભલું-ભલાઇ-રહી જશે. કોઇનું બુરૂં ન ઇચ્છો-શત્રુતા ન ઇચ્છો-જગતની વ્યક્તિ માત્રની મીત્રતા ઇચ્છો-ભલું ઇચ્છો તે કર્તવ્ય છે.

આ સંસાર એક શ્મશાન છે. જે ચીતાનલ એમાં ગર્જે છે તેમાં સળગે એવો કોઇ પણ પદાર્થ નથી. સંસારમાં કઇ જગાએ આગ નથી? પેલાં નક્ષત્રો અંધકારમાં ચળકે છે. તે સર્વ આ વિશ્વ વ્યાપી મહા આગના તણખા માત્ર છે.

આ સંસારમાં કઇ જગોએ આગ નથી? નિર્મળ ચંદ્રિકામાં, પ્રફુલ્લ મલ્લિકામાં, કોકિલ સ્વરમાં, પુષ્પના પરાગમાં, મૃદુલ પવનમાં, પક્ષીના માળામાં, રમણીના સુખમાં, પુરૂષની છાતીમાં, કઇ જગ્યાએ આગ નથી? પ્રેમથી બળવું? પ્રેમ કરશો ના. તોડતાં બળવું પડશે. પુત્રાદિ નહિ હોવાથી ગૃહશૂન્ય થઈ બળવું પડશે, હોવાથી પણ સંસાર જ્વાળાથી બળવું પડશે, ફક્ત મનુષ્યજ નહિ પણ સંસાર માત્ર બળે છે. પ્રકૃતી નિર્વાચનમાં બળે છે. યૌવન નિર્વાચનમાં બળે છે. સામાજીક નિર્વાચનમાં બળે છે. એકમેનકા જુલમથી બળે છે. કોણ બળતો નથી. આ સંસારમાં આવીને સ્વસ્થ મનથી-અક્ષત શરીરથી કોણ ગયું છે? વળી દુઃખના ઉપર દુઃખ એ છે કે આ સંસારમાં સુહૃદયતા નથી. સહાનુભૂતિ કે કરૂણા નથી. આ અનંત જીવો મહા અગ્નિમાં બળે છે. જડ પ્રકૃતી ફક્ત મશ્કરી કરે છે. ચંદ્રના સદા હસતા મોંપર કદિ શું વિષાદનું ચિન્હ જોયું છે? નક્ષત્રોના હસવાના મૃદુકંપનમાં વધતા ઓછાપણું જોયું છે? કલ્લોલિની (નદિ)ના કલકલ અવાજમાં શું તાલભંગ જોયો છે? સંસારી બળે છે પણ પેલાં વૃક્ષો તો તાલીઓ પાડી હસે છે! પેલો હસવાનો અવાજ સાંભળો. હો-હો-હો!

સંસારના બહારથી દેખાતા સુખમાં-સુખના કેટલા અણુ માત્ર હોય છે તે તો બતાવો! સંસારમાં સુખ હતુંજ ક્યાં?-છેજ ક્યાં? બાલ્યાવસ્થામાં પણ દુઃખ હતું. એક દિવસે માના ખોળામાં બેસી નાની આંગળીઓ ચંદ્રને 'આવ આવ' કહી બોલાવતો હતો, પણ તે આવતો નહોતો. "મનુષ્ય હૃદય સદા સર્વદા સૌંદર્યનું ભીખારી છે." ઉમ્મરના વધવા સાથે રૂચીમાં ફેરફાર થાય છે તે સત્ય છે. એકવાર ચંદ્રનેજ વધારે સુંદર જાણતો. ચંદ્રના કરતાં પણ વધુ સુંદર ચીજ આ દુનીયામાં છે એમ જાણતો પણ નહતો. ઉંચા હાથે બોલાવતાં-ધારતો કે ચંદ્ર આવશે-બોલશે પણ આવ્યો નહિ. ત્યારે પણ દુઃખ હતું. રોતાં રોતાં સુઇ જતો. પાળેલી બીલાડીને રમવા બોલાવતાં તે પણ મ્યાઉં મ્યાઉં કરતી નાસી જતી ત્યારે પણ દુઃખ હતું. ચોખા ખાવા આવતાં પક્ષીને રમવા બોલાવતાં તે પણ ઉડી જતાં ત્યારે પણ દુઃખ-મનસ્વી રમતો રમતાં માએ બધી રમત ખોળામાં લઇ ભાગી નાખી ત્યારે પણ દુઃખ કોણ કહે છે કે નહોતું?!

માનવી ! આ સંસારમાં-જ્ઞાની આત્મજ્ઞાની-વૈરાગી સિવાય કોણ સુખી છે? તેઓ કેવી મસ્ત દશા અનુભવે છે? સંસારના વિષયો-ઐશ્વર્ય સંપન્ન વૈભવો કે તરૂણીઓને જેણે તૃણવત્ લેખવી-સંસારને નિઃસાર માન્યો તે સિવાય કોણ સુખી છે? જેને આ શ્મશાનની માટીમાં ને રેતીના રજકણોમાં તદ્રૂત્ થવું બહુ ગમે છે. મહેલ ને શ્મશાન સરખું છે તેવા જ્ઞાનમસ્ત-મહાત્માઓજ આ દુઃખમય સંસાર સાગરમાંના શાંતિના બેટપર આત્માનંદની ખુમારીમાં-નીડરપણે વિચરે છે. બાકી બધું-દુઃખ-આધિવ્યાધિ-ઉપાધિમયજ.

કેટલા બધા સત્યજ્ઞાનથી અજ્ઞાન મનુષ્યો બહુ જાણપણાનો દાવો કરે છે.* સર્વે કરતાં જે વધારે જાણે છે તે એટલુંજ જાણે છે કે તે કંઇજ જાણતો નથી. "ન્યુટન" જાણતો હતો કે તે જ્ઞાનસાગરના કીનારા ઉપર ફક્તકોડાંજ એકઠાં કરે છે પણ સત્ય ઢંકાયેલું રહી જાય છે. કવિગુરૂ હોમર મુઠી અનાજને માટે દરવાજે દરવાજે ભીખ માંગતો જેની જન્મભૂમી માટે આજ સાત જગ્યાઓ દાવો કરે છે. લોર્ડ બાયર્ન રખડતો રવડતો પરદેશમાં-મુસિબતીમાં મરી ગયો. જેનો કીર્તિસ્થંભ સ્થાપવા માટે પાર્લામેંટમાં તે દિવસ માંગલિક ગણાયો. આનંદઘનજી મહારાજ કે જેઓનાં પદો આત્મજ્ઞાનીઓને કોહીનુરથી વધારે કીમતી થઇ પડયાં છે. આ બધા ઉપરથી એમજ અનુભવાય છે કે જ્યાં સુધી મનુષ્યનું અસ્તીત્વ હોય છે ત્યાં સુધી તેનો-મર્મ-સ્વરૂપ-કીંમત સમજી શકાતું નથી. તેના અદ્રસ્ય થવા બાદજ ઘણાંક હૃદયો દુઃખી થાય છે. માટે આ સંસારમાં બાલ્યાવસ્થા-યુવાવસ્થા-વૃદ્ધાવસ્થા બધી અવસ્થાઓ દુઃખ ભરપુરજ છે. રાયપણામાં કે રંકપણામાં ને સંસારની દરેક સ્થિતિ દુઃખ દુઃખ ને દુઃખજ દગોચર થવાનું ને તે દર્શન કરતાં કરતાંજ આ શ્મશાનની માટી થવાનું એ નક્કીજ, તોપણ મનુષ્યો સંસારના ક્ષણીક સુખવાળા વીષયોમાં હું-મારૂના જખડામાં બંધાઇને સત્ય ધર્મ માર્ગે ચુકી જાય છે પણ હીમથી બળી ફલ-ફૂલ-શોભા રહિત વૃક્ષની જેમ આ સંસાર ફક્ત ઉભો રહેશે ને તમે બધા જવાના માત્ર આત્મજ્ઞાનીઓ-મસ્ત અધ્યાત્મ જ્ઞાનીઓ-સત્ય વૈરાગીઓના અલખના પડઘાની ગર્જના-જ્ઞાન સુગંધ ને બલાઇ એજ રહેવાનાં. માટે શ્મશાનમાંથી આ સંસારની પુદ્ગલ માત્રની અસારતા-સમજી અનુભવી-સત્ય ધર્મ માર્ગમાં સતત ઉદ્યમવંત થવું એજ સારભૂત છે-બાકી બધું શ્મશાનની માટી. ॐ શાંતિ. શાંતિ. શાંતિ.

---

# स्वीकार अने अवलोकन.

---

**શ્રી મુંબઇ જૈન મહિલા સમાજનો રીપોર્ટ**—તેના પ્રવર્તકો તરફથી પ્રાપ્ત થયો છે; જે નિહાળતાં માત્ર ત્રણ વર્ષની ટુંકી મુદતમાં શ્રી મુંબઇમાં જૈન સમાજે નીમેલ સુપરવાઇઝરોની દેખરેખ તળે તે સમાજ સારી રીતે આગળ વધતી જણાય છે. પંદર બહેનોની બનેલી વ્યવસ્થાપક કમીટી તેનો વહિવટ ચલાવે છે. પ્રમુખ તરીકે મશહુર શેઠ પ્રેમચંદ રાયચંદનાં વયોવૃદ્ધ અને સદ્ગુણી પુત્રી બેન શીવકોર બેન છે. જેઓ અને બહેન હીરાકુંવર પાનાચંદ વગેરેની શુભેચ્છાથી રીપોર્ટવાળા વર્ષની આખરે તેમાં દાખલ થયેલ સ્ત્રી સભાસદોની સંખ્યા ૨૩૪ ઉપર ગઇ છે જેમાં પેટ્રનો, લાઇફ અને વાર્ષિક લવાજમ આપ-

---

* Socraties knew that he knew nothing.

નારાઓનો સમાવેશ થાય છે. આ સંખ્યા જૈનોની કોઇ પણ સંસ્થા કરતાં વધુ જણાય છે; ઇચ્છીશું કે તેથી પણ વધવા પામે-અને સમાજ તરફથી ચાલુ અપાતાં ભાષણોનો લાભ સ્ત્રી સમુદાય વધુ પ્રમાણમાં લે અને તેઓમાં સદ્જ્ઞાનનો પ્રકાશ થાય. ભાષણ સ્થળમાં હમેશાં ઘણી બ્હેનોને ઉભા રહેવું પડે છે અને જગ્યા મળતી નથી તેથી આ સમાજે મુંબાઇની જૈન બ્હેનોનો સારો પ્રેમ મેળવ્યો જણાય છે. ગતવર્ષના સર્વે ભાષણોમાં પ્રમુખ અને વક્તા સ્ત્રીઓજ છે એ પણ ખુશી થવા જોગ છે; પણ આરોગ્યતા અને વૈદકીને લગતા વિષયો તેના અનુભવીઓ તરફથી અપાય તો તે ઇચ્છવા જોગ છે.

સમાજે એક મહિલા પુસ્તકાલય ખોલેલ છે અને તેનો લાભ ગયા વર્ષે ૧૨૭ બ્હેનોએ તો પુસ્તકો ઘેર વાંચવા લઇ જઇને લીધો છે. ખરેખર સગવડતા હોય તો સ્ત્રીઓમાં પણ વાંચનનો લાભ લેવાની જીજ્ઞાસા પ્રગટી છે એમ આ દ્દષ્ટાંત કહી આપે છે. સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ વધુ થાય અને તેઓમાં જ્ઞાનનો વિશેષ પ્રકાશ થાય તો પુરૂષના અર્ધા અંગને જે પક્ષઘાત લાગ્યો છે એમ કહેવાય છે તે નિર્મૂળ થાય અને ખરેખર તેમ થયા વિના આપણો સંસાર સુધરે તેમ નથી. સમાજનો સં. ૧૯૬૯ નો રીપોર્ટ અને હીસાબ તથા તેના બંધારણના નિયમો જે રીપોર્ટ સાથેજ આપવામાં આવ્યા છે તે અમો અમદાવાદમાં કેળવણી પામેલ જૈન બ્હેનો ઘણી છે તેઓને વાંચી જવા અને અમદાવાદ મધ્યે એક જૈનમહિલા સમાજ સ્થાપવાને ભલામણ કરીશું તો યોગ્યજ જણાશે. અમદાવાદ મધ્યે આપણી કોન્ફરન્સ મળી હતી જે વખતે મહિલા સમાજનો મેળાવડો થયો હતો અને કેટલુંક દ્રવ્ય પણ એકઠું થયેલું છે જે વપરાયા વિના પડેલું છે તે જો સમાજ સ્થાપન થાય તો ઉપયોગમાં આવી શકે. જુઓ સૌ. બ્હેન જમના બ્હેન અને તેઓની મંડળી શું શું કામો કરી રહ્યાં છે. બ્હેન મગન બેન વિધવાશ્રમ જેવાં ખાતાં ચલાવી રહ્યાં છે; તે તરફ ખ્યાલ કરી અમદાવાદની સુશિક્ષીત સન્નારીઓએ પોતાની ફરજથી પાછું પડવું જોઇતું નથી.

× × × ×

ભાવનગર પાંજરાપોળ લોટરીનો રીપોર્ટ તેના સેક્રેટરી તરફથી મળ્યો છે. તે જોતાં રૂ. ૧૦૨૧૨૫) ની આવક થઇ હતી તેમાંથી રૂ. ૪૦૮૫૦) ઇનામમાં જતાં રૂ. ૬૧૨૭૫) નો વધારો થવા પામ્યો છે. રૂ. ૮૧૨૫) ઇનામ જીતી જનારાઓએ પાંજરાપોળને ભેટ આપ્યા છે. ખર્ચ અને કમીશન વગેરે જતાં ભાવનગર પાંજરા પોળને રૂ. ૬૨૬૩૪) અર્પણ થયા છે. કમીટી ઘણા સંભાવીત ગૃહસ્થોની જણાય છે. ત્યાંના નામદાર મહારાજા અને દીવાન સાહેબની અમીદ્દષ્ટિનું અને શેઠ કુંવરજીભાઇના લાગવગવાળા સ્થળોએ જાતે પરીભ્રમણનું આ પરીણામ છે. જેઓ કુશળ છે અને દ્રવ્ય મેળવવામાં જશકર્મવાળા છે તેઓ કોઇ પણ રીતે ગમે તે સંસ્થાને ચાહે તો દ્રવ્યવાન કરી શકે છે. ભાવનગર પાંજરાપોળનું વાર્ષીક ખર્ચ રૂ. ૧૨૦૦૦) નું છે અને તે માટે મકાનોનું ભાડું તથા વ્યાપાર ઉપર લાગા અને વ્યાજ વગેરેથી ઉપજની ગોઠવણ સારી કરી છે. આખા કાઠીઆવાડ માટે એક વેટેનરી ડૉક્ટર રોકવાને આ પાંજરાપોળ નકી કરે તો પશુઓના રક્ષણમાં ઘણો વધારો થઇ શકે.

× × × ×

મુંબઇ જૈન વિદ્યાશાળાનો રીપોર્ટ—મજકુર સંસ્થાનો સંવત ૧૯૬૯ ની સાલનો ૨૮ મો રીપોર્ટ તેના સેક્રેટરી તરફથી મળ્યો છે. તે જોતાં મી. સારાભાઇ મ. મોદી B. A. સેક્રેટરી થયા બાદ આવકમાં વધારો થયો છે તેમજ વિદ્યાર્થીઓને ધાર્મિક જોડે અંગ્રેજીનો

પણ અભ્યાસ કરાવવાની સગવડ થઇ છે. ધાર્મીકમાં સંસ્કૃત પણ ચાલે છે. મુંબાઇના શ્રીમંતોનો તે તરફ પ્રેમ છે પણ તે પ્રમાણે પોતાના બાળકોને ધાર્મીક સંસ્કારો પાડવાનો ઓછો પ્રેમ છે એમ તે વિદ્યાશાળામાં શિક્ષણ લેતી અને હાજરી આપતી સંખ્યા ઉપરથી જણાય છે. ખરેખર માબાપોની ઓછી કાળજીના પરીણામે ઘણી સંસ્થાઓમાં ખર્ચાતા દ્રવ્યના પ્રમાણમાં લાભ લેવાતો નથી એમ તેના વ્યવસ્થાપકોને બોલવું પડે છે. આવસ્યક ક્રિયાઓ શીખવવાને દર શુકલ પંચમીએ પ્રતિક્રમણ કરાવાય છે તે રીતે અન્ય ક્રિયાઓ પણ કરાવાય અને સુત્રોનું રહસ્ય પણ સમજાવાય તો વધારે સારૂં. કેમકે પ્રતિક્રમણાદિક ક્રિયાઓ કરનારા અને કરાવનારાઓની સંખ્યા દીનપરદીન ઘટતી જોવાય છે માટે દરેક વિદ્યશાળાએ તે તરફ લક્ષ આપવું આવશ્યક છે. એક સુચના કરવાની જરૂર જણાય છે કે મહીનામાં એક દિવસ ધાર્મિક ક્રિયાઓનું રહસ્ય અને સુત્રોનું રહસ્ય વિદ્યાર્થીઓ બરોબર સમજી શકે તે માટે તેના અનુભવીઓ પાસે બોધ અપાવવાની ગોઠવણ કરવી.

× × × ×

**પંચાગ**—શ્રી મુંબઇ માંગરોળ જૈનસભા તથા શ્રી મુંબઈ જૈન મહિલા સમાજ એ બન્ને સંસ્થાઓ તરફથી રંગીન કલરોમાં છાપેલ સુંદર પંચાંગો તેના સભાસદોને ભેટ આપવામાં આવે છે તે મળ્યાં છે.

× × × ×

**અહિંસા ધર્મગીતા** નામનું ૧૩૨ પૃષ્ટનું એક ઉત્તમ પુસ્તક તેના પ્રગટ કર્તા નાનુ શર્મા જોશી—યાજ્ઞિક તરફથી મળ્યું છે જેમાં અહિંસા તત્વનું જુદી જુદી રીતે સારૂં પ્રતિપાદન કર્યું છે. વેદ, પુરાણ, આદીના શ્લોકો તેમાં આપવામાં આવ્યા છે તે સાથે પેટભરૂઓ અને મતલબીઓ તરફથી જે શ્લોકોના ખોટા અર્થ કરવામાં આવ્યા છે તેના ખરા અર્થો શું છે તે સમજાવામાં આવેલ છે. તદુપરાંત જૈન, બૌદ્ધ, ઇસ્લામ, જરતોસ્ત અને ઇશુઆઇ, ઇત્યાદિ ધર્મનાં સુત્રોમાં અહિંસાનું પ્રતિપાદન કરનારા અને હિંસાનો નિષેધ કરનારાં વાક્યો ઘણાં છે જેમાંનાં કેટલાંક રજુ કર્યા છે. જે ઉપરથી જોઇ શકાય છે કે હિંદુ શાસ્ત્રો તો શું પણ બાઇબલ અને કુરાન પણ હિંસાનો નિષેધ કરે છે. આ પુસ્તકની કીંમત રૂ. ૧) રાખવામાં આવી છે તે ઘણી છે. આવાં પુસ્તકો માત્ર નામની કિંમતે વેચાય તો તેનું વાંચન મોટા પ્રમાણમાં થાય આ માટે અમો અમારા શ્રીમંત વર્ગનું લક્ષ્ય ખેંચીએ છીએ.

## जाणवा जोग.

મુંબાઇ પોર્ટ ટ્રસ્ટના પ્રમુખના ભાષણ ઉપરથી જણાય છે કે સને ૧૮૦૫ ના અગાઉના ત્રીસ વર્ષમાં મુંબાઇના બારાનો વ્યાપાર ૪ કરોડ ૮૦ લાખ પૌંડનો હતો તે ૧૯૦૫ માં વધીને ૫ કરોડ ૮૦ લાખ પૌંડનો થયો હતો, જે ૧૯૧૩ માં ૧૪ કરોડને ૨૫ લાખ પૌંડનો થયો છે. ટ્રસ્ટની આવક ૧ લાખ ૩૪ હજાર પૌંડ ઉપરથી વધી ૬ લાખ પૌંડની થઇ છે. નામદાર વાઇસરૉયે તા. ૨૧ મી માર્ચે ખોલી મુકેલી નવી ગોદી માટે પોર્ટ ટ્રસ્ટે ૧૦ કરોડ રૂપીઆ ખર્ચ્યા છે.

× × × ×

(૧) લંડનમાં પૌર્વાત્ય ભાષાઓનો અભ્યાસ—લંડન કાઉન્ટી કાઉન્સીલની કેળવણી કમિટીએ કાઉન્સીલને ભલામણ કરી છે કે, લંડન ઇન્સ્ટીટ્યુટમાં પૂર્વ તરફની ભાષાઓના અભ્યાસ માટે એક શાળા સ્થાપવા માટે દર વર્ષે બે હજાર પૌંડની ગ્રાંટ આપવી. આ શાળાની કારોબારી કમિટીમાં કાઉન્સીલના પ્રતિનિધિઓ તરીકે લોર્ડ એલ્મ્સફર્ડ અને સર હેનરી કોટનને નીમવામાં આવ્યા છે.

× × × ×

(૨) પુરીમાં સંસ્કૃત કૉલેજ—દરભંગાના મહારાજાના પ્રમુખપદ નીચે બાંકીપુર ખાતે સંસ્કૃત કમિટીની એક બેઠક થઈ હતી તે વેળા સંસ્કૃત કેળવણી પાછળ દેખરેખ રાખવા માટે એક સુપ્રિન્ટેન્ડેન્ટ અને ચાર ઇન્સ્પેકટરોની બનેલી એક બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી. એ ઉપરાંત મુઝફ્ફરપુર અને પુરી ખાતે સંસ્કૃત કૉલેજો સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મુઝફ્ફરપુર ખાતે આયુર્વેદિક ઢબ પ્રમાણે વૈદકને લગતો એક પ્રોફેસર પણ નીમવામાં આવશે. ઉપરાંત પ્રતિવર્ષ સંસ્કૃત પંડિતોનો પદવીદાન સમારંભ પણ કરવામાં આવશે.

× × × ×

( ૩ ) હિંદી સરકારે એક ગણિતશાસ્ત્રીની કરેલી કદર:—મદ્રાસના બારાંના ટ્રસ્ટની ઑફીસમાં મી૰ એસ. રામાજામ નામના રૂ. ૨૦ ના એક કલાર્કને ના. સરકારે હાલમાં ૨૫૦ પૌંડની સ્કૉલરશિપ આપી, ગણિતના ચઢતા અભ્યાસ માટે કેંબ્રિજ મોકલવા સારૂ પસંદ કર્યો છે. આ મદ્રાસીનું વય ફક્ત ૨૬ વર્ષનું છે. તે અજબ જેવી હિસાબી શક્તિ ધરાવે છે. સરકારે તેને કેમ પસંદ કર્યો તેને લગતી વિગત જાણવા જેવી છે. કેંબ્રીજની ટ્રીનીટી કૉલેજ તરફથી નીકળતા મેગેઝીનમાં આવેલા ગણિતને લગતા કેટલાક ગુંચવાડા ભરેલા કોયડાઓ ઉકેલીને તેણે તે કૉલેજ ઉપર શોધને ખાતર મોકલી આપ્યા હતા. આ કોયડાઓ એવા હતા કે જે માટે કેટલાક વિદ્વાન ગણિતશાસ્ત્રીઓ પણ ગોથાં ખાતા એમ કહેવાય છે. કેમ્બ્રીજવાળા પ્રોફેસર નેવિલનું ધ્યાન આ કોયડાઓ ઉકેલનાર તરફ ખેંચાયું હતું તેથી હિંદી સરકારને સિફારસ કરવાથી આ ગૃહસ્થને ઉચ્ચ અભ્યાસ માટે મોકલવામાં આવ્યો છે.

× × × ×

( ૪ ) કલકત્તા યુનિવર્સિટીના નવા મદદનિશ હિંદી પ્રોફેસરો:—કલકત્તા યુનિવર્સિટીની ગઇ તા. ૭ મીએ મળેલી સભામાં દર મહિને રૂ. ૧૦,૦૦૦ ના ખર્ચે પોસ્ટ-ગ્રેજ્યુએટશિપ માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવા માટે ૨૭ દેશીઓની, મદદનિશ પ્રોફેસરો તરીકે નિમણુંક કરવાની, સીંડીકેટે કરેલી ભલામણ બહાલ રાખવાની દરખાસ્ત વાઇસ ચાન્સેલર ઑન. સર આસુતોષ મુકરજીએ મુકી હતી જે વખત સભામાં જુસ્સાદાર વિવેચન થયાં હતાં. પ્રેસીડેન્સી કૉલેજના પ્રિન્સિપાલ મી૰ જેમ્સ તથા બીજા બે પ્રોફેસરોએ આ પ્રશ્ન નાણાંને લગતો હોવાથી તેને વધુ વિચાર માટે મુલતવી રાખવાનો સુધારો મુકયો હતો પરંતુ આખરે સિંડિકેટની ભલામણ એવા ફેરફાર સાથે પસાર કરવામાં આવી હતી કે સિંડિકેટ સુચવ્યા પ્રમાણે આ નિમણુકો ૭ વર્ષને બદલે ૫ વર્ષ માટે કરવી.

× × × ×

(૫) કસાઈખાનામાંની ગાયો—સર વસનજી ત્રિકમજી અને કરીઆણા બજાર, ખાંડ બજાર અને ઘી બજારના કેટલાક વેપારીઓએ મ્યુનિસિપલ કમિશનર ઉપર એક અરજી કરીને જણાવ્યું કે ધાર્મિક કારણોને લીધે કસાઇખાનામાંથી અમો ગાયો છોડાવીને પાંજરાપોળમાં મોકલીએ છીએ. આ માટે અમોને તે ગાયોની કિંમત ઉપરાંત એક ગાય દીઠ ૫ રૂપિયાનો કર મ્યુનિસિપાલિટીને આપવો પડે છે. ૫ રૂપીઆનો આ કર બહુ મોટો છે અને અમો આશા રાખીએ છીએ કે આ કર કહાડી નાખવામાં આવશે કે જેથી વધુ ગાયો કપાતી અમો બચાવી શકીશું. મ્યુનિસિપલ કમિશન આ સંબંધી સ્ટેન્ડીંગ કમિટીને ભલામણ કરે છે કે પાંજરાપોળની સર્ટીફીકેટ અપવા તો સામાવાળાઓની ઘટતી ખાત્રી કરી આપવામાં આવે કે આ છોડાવેલી ગાયો શહેરના બીજા ભાગોમાં કાપી નાંખવામાં નહિ આવે તો તે કર પાછો આપવાની ગોઠવણ કરવી.

નોટ (૧) લંડનમાં આ ઈન્સ્ટીટયુટ સ્થપાવાથી પુર્વની ભાષાના જાણકારો ત્યાં વધુ થવાથી પુર્વ અને પશ્ચિમના વિદ્વાનોને વખત જતાં વિશેષ જોડાવાનો લાભ થવા સંભવ છે.

(૨) ખરેખર દરભંગા નરેશ વિદ્યા વૃદ્ધિ અર્થે સારી પ્રવૃત્તિ કરતા જણાય છે. જાણવા મુજબ સંસ્કૃત કૉલેજની શરૂઆત આ પહેલ વહેલીજ છે અને તે ઉપયોગી થઈ પડશે; મૂળ ભાષા નહિ સમજવાની અથવા સમજનારા ઘટી પડવાથી ખરું રહસ્ય જાણવામાં ભૂલો થતી જોવાય છે અને ભાષાંતરો ઉપર પ્રેમ દોડે છે તેમ ન થવા બદલ સંસ્કૃત ભાષાનો અત્યંત પ્રચાર થવાની આવશ્યકતા છે.

(૩) માણસોએ ઉદ્યમવંત રહેવાથી કેવી રીતે લાભ થાય છે. તે માટે તથા યોગ્યતાની કિંમત ગમે તે રીતે થાય છેજ એની ખાત્રી માટે આ દૃષ્ટાંત કંઇ જેવું તેવું નથી. દરેક માણસે કોઇ પણ એક કાર્યમાં પુરતું લક્ષ રાખી તે વિષયમાં પોતાની યોગ્યતા વધારવી જોઇએ.

(૪) નામદાર હીંદી સરકારનું અર્થાત્ કલકતા યુનીવર્સીટીના સભ્યોનું આ પગલું હીંદી વિદ્વાનોની કદર કરવા માટે વખાણને પાત્ર છે, કારણ કે પ્રોફેસરો તરીકેની લાયકાત પુરવાર કરી આપવાનો ચાન્સ મળવાની ઉમેદે ઘણા વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસમાં અટકી પડવાના બદલે આગળ વધશે.

(૫) મુંબઇ મધે ઘણી ગાયો કસાઇઓના હાથથી અને ખુદ કસાઇખાનામાંથી છોડાવાય છે તે જોતાં રૂ. ૫) નો દર ગાય દીઠ બચાવ ઘણોજ મોટો કહેવાશે. આ રીતે બીજાં જનાવરો માટે સર વસનજીએ પ્રયત્ન કરવાની જરૂર છે. તેમજ રેલવેમાં આવતાં જનાવરો કેવી દયાજનક સ્થિતિમાં આવે છે તેનો પણ તપાસ કરી બનતો બંદોબસ્ત કરાવવાની જરૂર છે.



# દુઃખનો નાશ.

( લેખક:—શેઠ જયસિંહ પ્રેમાભાઇ. કપડવણજ. )

દુઃખનો નાશ કરવા માટે બાહ્ય સાધનની અનુકૂળતા રચ્યા કરતાં જેમ બને તેમ આંતર સાધનનો વધુ ઉપયોગ કરવો. દુઃખનો નાશ કરવા માટે બહારનાં સાધન તે પૂર્ણ નથી. જગતનાં સ્થૂલ સાધન અપૂર્ણ છે તેથી તે દુઃખ માત્રનો નાશ કરવા સમર્થ નથી. વિવેકી પુરૂષો તો પોતાને પ્રાપ્ત થતાં શારીરિક, માનસિક કે અસામાન્ય દુઃખનો આંતર સાધનવડેજ નાશ કરે છે. બાહ્ય સાધન તો સર્વદા મળી શકે તેમ હોતાં નથી અને અંતર સાધન તો સર્વદા આપણાજ કબજામાં હોય છે અર્થાત્ જે વખતે જોઇએ તે વખતે મળી શકે તેમ છે. જે ક્ષણે દુઃખ આવી પ્રાપ્ત થાય તે ક્ષણે બાહ્ય સાધન મેળવી દુઃખનો નાશ કરવો એ આગ લાગ્યા પછી કુવો ખોદવા બરાબર છે. બાહ્ય સાધનથી દુઃખ બહુ વિલંબે નાશ થાય છે. ત્યારે આંતર સાધનથી દુઃખનો સત્વર નાશ થાય છે. બાહ્ય સાધનથી કાંઇ દરેક દુઃખ દૂર થવાનો સંપૂર્ણ સંભવ નથી અને આંતર સાધન વડે તો ગમે તે પ્રકારનું દુઃખ દૂર થવા સંપૂર્ણ સંભવ છે. મનની અમુક પ્રકારની સ્થિતિ થવી તે દુઃખ અને મનની તે પ્રકારની સ્થિતિ ટાળવી તે સુખ. મનની તેવી સ્થિતિ બાહ્ય સાધનથીજ સર્વદા નાશ થઇ શકે એમ ચોક્કસ નથી. સુખને અર્થે આંતર સાધનનેજ ગ્રહણ કરી રાખવાં તેજ કૃતાર્થ છે. બહારથી સુખની અનેક સામગ્રી તૈયાર હોય પણ તેજ એકલી યથાર્થ સુખને આપી શકતી નથી. અંતરથીજ જ્યારે ગ્રહણ થાય છે ત્યારે સુખ વૃદ્ધિ ઉત્પન્ન થાય છે.

જગતમાં અનેક મનુષ્યો દુઃખનો નાશ કરવાને માટે સ્થૂલ સાધનોની રચના કરે છે અને દુઃખના અનેક પ્રસંગે તેઓ આ સ્થૂલ સાધનોથી દુઃખનો લય કરી શકતા નથી હોતા એવું માલમ પડે છે. જો કે આવી રીતે નાશ નથી કરી શકતા તોપણ સ્થૂલ સાધનોનેજ અનેક પ્રસંગે ઉપયોગમાં લે છે.

મનુષ્યો જ્યાં સુધી દુઃખનો નાશ કરવા સ્થૂલ સાધનનોજ ઉપયોગ કરશે ત્યાં સુધી દુઃખનો સંપૂર્ણ રીતે લય થશે નહિ.

શાસ્ત્ર અને સત્પુરૂષો એમજ કહે છે કે દુઃખ માત્રનું મૂળ એ મન છે. મનજ દુઃખને ઉત્પન્ન કરે છે અને એથી જો મન સુખ સ્વરૂપ થઇ રહે તો મનુષ્યને દુઃખની પ્રાપ્તિ સંભવતી નથી અર્થાત્ મન જો સુખ સ્વરૂપનેજ જુએ તો દુઃખ સંભવતું નથી. મનને આમ કરવામાં કેવળ આંતર સાધનજ ઉપયોગી છે તેથી આંતર સાધન સેવવાની પ્રત્યેક મનુષ્યને અગત્ય છે. આંતર સાધનવડે મનુષ્ય ગમે ત્યારે દુઃખનો નાશ કરી સુખ પ્રગટાવી શકે છે. આંતર સાધનથી દુઃખનો નાશ કરવા પ્રયત્ન કરવો એ સરળ અને સુગમ છે. સ્થૂલ સાધન વડે કરેલ પ્રયત્ન નિષ્ફળતાને દેવાવાળો નિવડે છે. જો કે આંતર સાધનો સિદ્ધ કરવાં કઠિન છે, પણ તેની સિદ્ધિથી અનેક ફાયદા થાય છે માટે તે સિદ્ધ કરવાં અત્યંત ઉપયોગી છે. શારીરિક, માનસિક તેમ આત્મિક સુખની પ્રાપ્તિ અર્થે આંતર સાધનનેજ પ્રયોજો. સ્થૂલ સાધન કદાચ કોઇક પ્રસંગે સહજ દુઃખનો નાશ કરશે પણ સંપૂર્ણ રીતે નહિ. સ્થૂલ સાધનો વિશેષે કરીને ધનવાન તેમજ સત્તાવાનજ મેળવી શકવા સમર્થ થઇ શકે છે તેથી સામાન્યતઃ સર્વને તે

સિદ્ધ હોઇ શકતાં નથી અને આંતર સાધન તો સર્વ કોઇ ગરીબ કે રાજા સિદ્ધ કરી શકવા સમર્થ છે. દુઃખનો નાશ કરવામાં આંતર સાધનનેજ ખડ્ગ સમાન માનો. જેને જેને બહારનાં સ્થૂલ સાધનથીજ દુઃખ ટાળવાનું નક્કી માનેલ છે તેવા મનુષ્યો જોઇએ તેવી રીતે દુઃખનો નાશ કરી શક્યા નથી અને જેને આંતર સાધનોને સાધીને કાર્યમાં પ્રયોજ્યાં છે તેઓ તેમના કાર્યની સિદ્ધિ કરી શક્યા છે. સુખાભિલાષી બંધુઓ–આંતર સાધનવડે દુઃખનો નાશ કરવાનો અને સુખને મેળવવાનો પ્રયત્ન અવશ્ય સિદ્ધ કરો. સ્થૂલ સાધનથી તાત્કાલિક દુઃખના નાશને જોઇ તેમાં મોહને ન પામો. એક મનુષ્યને એક વખતે વિશેષ ટાઢ પડી ત્યારે કહ્યું કે–આપણે તો આજે ઘાસના જોડા પહેરી જમવા બેસીશું. કહો આથી તેને સદા ટાઢ વાયા વિના રહેવાની કે? નહિજ. તેને બદલે જો શરીરને કસરતથી કસ્યું હોત તો તેને ટાઢ ન લાગત. દાખલા તરીકે–મજુર લોકો ગમે તેવી ટાઢના વખતમાં પણ ખુલ્લા મેદાનમાં પડ્યા રહે છે કારણ કે તેમને તેમના શરીરને પુષ્કળ કસેલ છે. ગરમ કપડા પહેરી અથવા તો સગડી આગળ બેસી રહી ટાઢ ખાળી શકાય તેમ છે, પણ સર્વ મનુષ્યને તે એક સરખી રીતે લાગુ પડે તેમ નથી. જો શરીરને યોગ્ય કસરતથી કસવામાં આવે તો ટાઢ ઓછી લાગે અને કામમાં પણ કોઇ જાતની અટકાયત ન નડે. હવે આ ઉપરથી સહજ સમજાયું હશે કે બાહ્યના સ્થૂલ સાધન કરતાં અંતરનું સાધન કેટલું ઉપયોગી છે. આજ પ્રમાણે શરીર નબળું હોય કે રોગવાળું હોય તેને દવાના રગડાથી રોગની શાંતિ નબળાઇની શાન્તિ કર્યાથી શું સદા તેમ થતું અટકીજ શકે? નહિજ. પણ જો આંતર સાધનને ઉપયોગમાં લેવામાં આવશે એટલે કે જો યોગના અમુક સાધન જેવાં કે પ્રાણાયામ આદીને ઉપયોગમાં લેવામાં આવશે અગર દીર્ઘ શ્વાસ પ્રશ્વાસની ક્રિયાથી તે ટાળવામાં આવશે તો ફરી થતું અટકશે. નબળાઇ સદાની નાશ થશે. રોગ પણ બનતા સુધી ઉપદ્રવ નહિ કરી શકે તેમજ તેથી મન શાન્તિમાં રહેશે તે કદાચ વ્યાધિ થશે તોપણ તેની અસર વધુ લાગશે નહિ. દુર્બળ શરીરવાળો કાંઇ પણ કાર્ય નહિ કરી શકે પણ બળવાન શરીરવાળોજ ગમે તે કાર્ય કરી શકવા સમર્થ થઇ શકશે. આવીજ રીતે જગતનો મોટો ભાગ ફક્ત બાહ્યના સ્થૂલ સાધન ઉપરજ આધાર રાખતો દ્રષ્ટિએ પડે છે. તેજ રીતે મન સુધારવાને પણ મનુષ્યો બાહ્ય 'સાધનનોજ ઉપયોગ કરે છે. પુસ્તક વાંચવાથીજ, સંગતિમાં રહેવાથીજ મન વ્યવસ્થિત રહે એવું કેટલાક માને છે પણ તેથીજ કાંઇ મન વ્યવસ્થિત રહે એમ નથી. અનેક આંતર સાધન પ્રયોગથી પણ મનની અમુક ટેવો નષ્ટ કરી શકાય છે. જેવી રીતે એક મનુષ્યને શોકનો પ્રસંગ પ્રાપ્ત થયો છે હવે તેને આનંદ આપવાને વાસ્તે એક ગાયકને બોલાવ્યો છે તો તે ગાયન ગાશે ત્યાં સુધી તો કદાચ તેને શોક ટળી આનંદ જેવું લાગશે પણ પછી પાછો શોકનો શોકજ. પણ જો તેના મનમાંજ તે આધ્યાત્મ વિચારના ઉચ્ચ વિચારના વિચારોને સેવતો હોય છે તો તેને શોક કોઇ પણ વખત અસર કરી શકતો નથી. તેવીજ રીતે ભય, ચિંતા, ગ્લાની, નિર્બળતા આદિની બાબતમાં પણ સમજવું, મનના વિકારો બહારના સ્થૂળ સાધનથી ટળતા નથી: કદાચ થોડાક પ્રસંગે તેમ માલુમ પડે છે પણ સંપૂર્ણ સત્ય નહિજ. માટે વિકારોનો જય કરવામાં ખરેખર ઉપયોગી સાધન તો સદ્‌વિચારોજ છે. માટે દુઃખના નાશને અર્થેજ સદ્‌વિચારોનુંજ શાન્તિ–ધૈર્ય–ઉત્સાહથી પાલન કરો. સદ્‌વિચારોને સેવી, તમારા પોતાના બળવડે, તમારા આંતર સાધનવડે, મનના વિકારોનો, દુઃખનો નાશ કરો. નિત્ય હું 'સુખ સ્વરૂપ, પ્રેમ સ્વરૂપ, આનંદ સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, અને પૂર્ણ સ્વરૂપ છું એવાજ વિચારોને

સેવો. એવીજ રીતે ઉન્નતિના વિચારોને સેવો અને તેજ પ્રમાણે તમારૂં વર્તન પણ શુદ્ધ રાખો. આત્મ સત્તા એ પરમાત્મા છે માટે પરમાત્મ તત્વનીજ ભાવના તમારા હૃદયમાં રાખો. તેથી તમારા અનંત કર્મોનો પણ નાશ થશે અને એજ પ્રમાણેનુંજ વર્તન રાખવાથી અનેક દુઃખનો નાશ થશે. બંધ ખરેખર રીતે દુઃખને વધારનાર ભ્રાંતિ અને તર્કજ છે માટે તેવા ખોટા તર્કને કદિ પણ મનમાં સ્થાન આપતા નહિ. અમુક થશે કે અમુકનું આમ થશે કે તેમ થશે એવા વિચાર તેજ ભ્રાંતિ આવી ભ્રાંતિનેજ મનમાં સ્થાન આપ્યાથી દુઃખની પ્રાપ્તિ થાય છે. આમ છે તો આ પ્રકારના સર્વ વિચારોને તજી દો.

પ્રિય વાંચક! તમારી શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિ ખરેખર રીતે બહારના સ્થૂલ સાધનના સેવનથી નહિ પણ આંતર સાધનના સેવનથીજ સિદ્ધ થાય તેમ છે. માટે તેનુંજ સેવન કરો અને ઇપ્સીતાર્થને સિદ્ધ કરો.

# જૈનોનું પદાર્થવિજ્ઞાન.

(લેખકઃ—મર્હુમ ઝવેરી માણેકલાલ ઘેલાભાઇ-વડોદરા).

જગતમાં ચાલતા અનેક ધર્મો અને ફીલોસોફીઓમાં મનુષ્યને સુખ કેમ થાય અને તે હમેશ કાયમ શી રીતે રહે, તેને માટે જુદી જુદી રીતો બતાવી, તે પ્રમાણે ચાલવાથી જરૂર સુખ થશે, એવો સિદ્ધાંત બતાવી, તે સિદ્ધાંત પ્રમાણે વર્તનારને સુખ થયું છે, તેનાં દૃષ્ટાંતો પણ બતાવ્યાં છે.

આ દૃષ્ટાંતોને જૈનો કથાનુયોગ અથવા કથાઓથી માણસને લાભ થયેલા તે બતાવી તે પ્રમાણે પોતાની શક્તિ પ્રમાણે વર્તન કરવાનું શીખવનાર ગણે છે. આવી કથાઓ દરેક ધર્મમાં હોય છે અને લોકો શ્રદ્ધાપૂર્વક વાંચે છે, અને સામાન્ય બુદ્ધિના લોકો ઉપર આ કથાઓ ઘણી સારી અસર કરે છે. આવી કથાઓમાં અલંકારિક ભાષા હોય છે અને વખતે પ્રસંગને દૃઢ કરવા લેખકો અતિશયોક્તિ ભેળવે છે અને તેથી કુબુદ્ધિમાનો અગર અશ્રદ્ધાળુઓ આવી કથાઓને ગપાષ્ટક કહી નિંદે છે, પણ જનસમુદ્ર તેવી નિંદાની દરકાર કરતો નથી. દરેક ધર્મમાં આવી કથાઓ છે અને તેમાં પ્રમાણ તપાસતાં જૈન ધર્મની કથાઓ બુદ્ધિગમ્ય અને પ્રાયઃ બધી સપ્રમાણ જેવી છે અને નીતિથી ભરપુર છે.

હવે વર્તન કરવાનું, જે બતાવવામાં આવે છે તેને ચર્ણાનુયોગ કહે છે અને તેમાં ક્રિયાકાંડ આવેલાં હોય છે. દરેક ધર્મમાં આવા ક્રિયાકાંડ થોડે કે ઘણે અંશે હોય છે અને તે પ્રમાણે વર્તનારની જરૂર સદ્ગતિ યા મુક્તિ થાય અથવા બેહસ્ત મળે કે સ્વર્ગાદિ મળે એવું વર્ણવેલું હોય છે. આ ક્રિયાકાંડમાં વિચિત્રતા અને ભિન્નતા હોવાથી જગતમાં અનેક ઉત્પાતો અને લડાઇઓ થાય છે. અને જો કે મૂળ સુખ મેળવવાની ઇચ્છા બધાની એક સરખી હોવા છતાં તે મેળવવાની રીતમાં અપેક્ષાઓથી ફરક જણાતો હોવાથી ધર્મનો ઝગડો કોઇથી ચુકતો નથી, એમ કરીને આગળ પણ ઘણા મહાત્માઓ જગતથી ઉદાસ થઇ એકાંત સેવન કરનાર થઇ ગયાના દાખલાઓ ઇતિહાસ અને કથાઓમાં મળી આવે છે. આ ચર્ણા-

કર્ણાનુયોગ અથવા ક્રિયાકાંડમાં પ્રવર્તનાર માણસો જેમ પોતાને યોગ્ય લાગે તેમ વર્તન કરવામાં બીજા કોઇ વિઘ્ન નાંખે અને તેથી પોતાને દુઃખ થાય તેમજ બીજાના પ્રવર્તનમાં પોતે આડ, આવવાથી તેમને દુઃખ થશે, એમ માની પ્રવૃત્તિ કરે, તો જગતના લગભગ આડધોઅડધ કજીઆઓનો અને ખુનો મરકીનો નાશ થાય, પણ તેમ મનોવૃત્તિ ન રાખતાં પોતે કરે છે તેજ સત્ય અને ભગવાન કે ખુદાના ફરમાન પ્રમાણે છે; અને બીજાઓ કરે છે તે અજ્ઞાની અને ખુદાના કિંવા ઇશ્વરની કે આગમની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલનાર ગણાય છે. આ ક્રિયાઓને લઇને જુદા જુદા ધર્મવાળા તકરારો અને લડાઇઓ કરે છે, એટલુંજ નહિ પણ એક ધર્મને માનનારાઓમાં પણ ભિન્ન ભિન્ન મતો થઇ તેની શાખા પ્રશાખાઓ થઇ જગતમાં મનુષ્યો કુસંપનું બીજ રોપી બેઠા છે.

ઇશુખ્રીસ્ત ( ક્રાઇસ્ટ ) ને માનનારા ક્રિશ્ચિયનો અને બુદ્ધ ભગવાનની આજ્ઞા પાળનાર બૌદ્ધોમાં પણ આવી ક્રિયાની ભાંજગડમાં અનેક મતો નીકળ્યા છે. આર્યાવર્ત તો આવા ક્રિયાના ભેદથી લગભગ નાશ પામવાની સ્થિતિ પર છે.

આ દોષથી જૈનધર્મ કાંઇ મુક્ત નથી. ભગવાન નિગ્રંથ જ્ઞાત પુત્રને અથવા મહાવીરને દેવાધિદેવ માનનાર અને તેની આજ્ઞાને શિરસાવંધ ગણનાર જૈનધર્મીઓ પણ આ ક્રિયાકાંડની મારામારીમાં છિન્ન ભિન્ન થઇ ગયા છે અને ભગવાન મહાવીરનું પદાર્થ વિજ્ઞાન સર્વોત્કૃષ્ટ છતાં અને તેનો ધર્મ માનનારને બીજાઓ કરતાં વિશેષ સરલપણે સુખની પ્રાપ્તિ થાય એવું સિદ્ધ થયેલું છતાં આ ક્રિયાકાંડના ઝગડામાં જૈનો અંદર અંદર લડયા કરે છે અને તેથી અન્ય ધર્મીઓને જૈનધર્મ સમજાવવાનું અને તેમને જૈન બનાવવાનું કાર્ય કરી શકતા નથી.

આ ક્રિયાકાંડના ઝગડા પ્રથમ સ્થૂળ વાતપરથી થાય છે અને પછી એવી સુક્ષ્મ વાતોપર લઇ જવામાં આવ્યા છે કે જ્યારે કોઇ અન્ય મતના વિદ્વાનો આવી વાતો સાંભળે છે ત્યારે આપણી ( જૈનોની ) મુર્ખાઇ ઉપર હસે છે. અને જ્યારે તેમને આપણું પદાર્થ વિજ્ઞાન જાણવામાં આવે છે ત્યારે આવા સંપૂર્ણ જ્ઞાનવાન ભગવાનની તથા આચાર્યોની પ્રશંસા કરે છે. પોતે કરે છે તેજ ગચ્છની ક્રિયા સત્ય છે અને તેનાથીજ મુક્તિ પ્રાપ્ત થશે એવો દુરાગ્રહ કરે છે. જેમ મને મારી મરજી પ્રમાણે ક્રિયા કરવાનો અને વર્તવાનો હક છે, તેમજ બીજાઓને પણ તેવો હક છે, તો પછી મારાથી જુદી રીતે ક્રિયા કરનાર અગર માનનાર મારા ધર્મબંધુ ઉપર ગુસ્સો કે તિરસ્કાર કરવાથી મને દોષ લાગશે અને મારૂં ધારેલું થશે નહિ તેથી દૂર ધ્યાન થવાથી હુંજ પાપનો કરનાર થાઉં છું એમ સમજી વર્તવાની જરૂર છે.

દયાથી આવા વિધર્મીને પોતાના, પોતાનાથી જુદી ક્રિયા કરનારને પોતાને જે સત્ય લાગ્યું હોય તે સમજાવી પોતે જે ધર્મ માનતા હોય તે ધર્મમાં લાવવો યા તેને ખરો માર્ગ સમજાવવો હોય તો જેમ પોતાના ભાઇને અથવા પુત્રને પ્રીતિપૂર્વક સમજ આપવાનું કરે તેમ વર્તવાનું કરવાથી આપણા ધર્મની અને દેશની ઉન્નતિ થોડા વખતમાં થાય તેમ છે. આમ થવાને માટે પ્રથમ દરેક ધર્મનું પદાર્થ વિજ્ઞાન જાણવાની જરૂર છે અને તે જાણ્યાથી સમતા પ્રાપ્ત થતાં પોતાનો તેમજ પારકો ઉદ્ધાર કરવાની માણસમાં શક્તિ આવવા સંભવ છે.

માટે મિત્રો, દેશ બાંધવો, ધર્મ બાંધવો તમે કોણ છો તેનો વિચાર કરો અને તેની સાથે તમારા સંબંધમાં આવતી વસ્તુઓ શું છે, તે પણ વિચારો કે જેથી તમારા રાગદ્વેષ ઘટશે. ખરેખરો વિચાર કરશો અને તે પ્રમાણે વર્તશો તો તમને મોક્ષનો આનંદ જીવતાં આ દેહમાંજ મળશે અને તમે અનેક પ્રાણીઓનું કલ્યાણ કરી શકશો.

ધર્મો અને ફીલોસોફીઓમાં અમુક પ્રકારની ગણત્રી કરવા માટે સંખ્યાઓ વગેરે હોય છે. આ બાબતમાં વાંધા ઉઠતા નથી, કારણકે ગણીતનો વિષય પોતેજ પ્રમાણ રૂપ છે. જૈન ધર્મમાં પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો, વિમાનો વિગેરેનાં વર્ણન છે અને તેને અંગે ગણીતશાસ્ત્રનો ઉપયોગ થયો છે. અનેક વિષયોમાં ભમતા મનને આ ગણીતના વિષયમાં રોકયું હોય, તો તે સરળતાથી તદાકાર થઇ જાય છે, અને પછી તેને આત્મામાં લગાડતાં કે જોડતાં તે સરળતાથી જોડાય છે. આ વિગેરે હેતુથી જૈનોમાં ગણીત સંબંધી શાસ્ત્રોનો પણ મોટો જથ્થો છે અને તેવા શાસ્ત્રોને ગણીતાનુયોગ કહેવાય છે.

આ પ્રમાણે કથાનુયોગ-ચર્ણાનુયોગ-ગણીતાનુયોગનું ટુંકમાં વિવેચન કરી હવે આ લેખનો વિષય જે પદાર્થવિજ્ઞાન તે સંબંધી વિચાર કરતાં જેનો સમાવેશ દ્રવ્યાનુયોગમાં થાય છે તે યોગનું વર્ણન કરીએ છીએ. દ્રવ્યનો સામાન્યપણે અર્થ કહીએ તો પદાર્થ એવો થાય છે અને શાસ્ત્રીય રીતે અર્થ કરીએ તો ઉત્પાદ, વ્યય અને ધ્રુવયુક્ત સલક્ષણવાળું દ્રવ્ય કહેવાય છે અથવા ગુણ અને પર્યાયવાળું દ્રવ્ય કહેવાય છે વિગેરે. દ્રવ્યની જુદે જુદે પ્રકારે જૈનોએ વ્યાખ્યાઓ કરી છે. આ વ્યાખ્યાઓ એટલી સરસ છે કે જે લક્ષણશાસ્ત્રમાં કહેવામાં આવે છે તેને ગમે તે પ્રકારે તપાસતાં પણ અતિવ્યાપ્તિ અવ્યાપ્તિ અને અસંભવ વિગેરે દોષો લાગી શકતા નથી. હવે જૈનોમાં દ્રવ્યો કેટલાં માન્યાં છે તે જોઇએ.

બીજા ધર્મો કરતાં અને ફીલોસોફીઓ કરતાં જૈનોનું પદાર્થવિજ્ઞાન કેટલું વધારે છે, તે કહેવા કરતાં, જૈનોની પદાર્થ સંબંધી સમજુતી કેવા પ્રકારની છે તે દર્શાવ્યું છે અને તે પરથી સરખામણી કરવાનું સહજ બની શકે તેમ છે.

જૈનો છ દ્રવ્યો અથવા પદાર્થોથી જગતની રચના અને જગતનો વહેવાર ચાલે છે એમ માને છે. આ છ પદાર્થો નીચે પ્રમાણે છેઃ—

(૧) ધર્માસ્તીકાય—આ પદાર્થ ચૌદ રાજલોક જેટલો મોટો છે અને તે આત્માને અને જડને ગતી કરવા સહાય આપે છે. ચૌદ રાજલોક એ જૈનોનું જગત છે.

(૨) અધર્માસ્તીકાય—આ પદાર્થ પણ તેટલોજ મોટો છે અને આત્માને અને જડને (પુદ્ગલને) સ્થિતિ કરવામાં સહાયક છે.

બીજા કોઇ પણ ધર્મમાં આ બે પદાર્થોની હસ્તી માને જણાઇ નથી. આ બે પદાર્થો એક એકથી વિરૂદ્ધ ધર્મવાળા હોવા છતાં અને એકજ સ્થળમાં રહેવા છતાં પોતાનું કામ કરે જાય છે, અને આ જગતમાં વ્યવસ્થા સાચવનારા અને ખરેખરા ઉપયોગી છે. જોકે આપણે ઇંદ્રિયોથી દેખી શકતા કે જાણી શકતા નથી, પણ જ્ઞાનીઓને પ્રત્યક્ષ અને બીજાઓને તેમના કાર્યથી પ્રત્યક્ષ અનુભવમાં તે આવે એવા છે-માત્ર વિચાર કરવાની તસ્દી લેવી જોઇએ.

સર આઇઝેક ન્યુટને ઝાડપરથી ફળને નીચે પડતું જોઇ તેના કારણની શોધ કરી—ગ્રેવીટેશન ગ્રેવીટી એટલે ગુરૂત્વાકર્ષણ શક્તિની આકર્ષણ શક્તિની શોધ કરી જગત પર ઉપ-

કાર કર્યો છે, તેના પહેલાં ઘણા સૈકાઓ બલ્કે હજારો વર્ષ પહેલાં આ બે પદાર્થોનું જ્ઞાન જૈનધર્મી મહાત્માઓને હતું એ નિર્વિવાદ વાત છે, અને તે તેમના ગ્રંથોથી જણાય છે.

આ પછી (૩) આકાશાસ્તિકાય નામનો પદાર્થ જૈનો તેમજ બીજા બધા ધર્મવાળા માને છે અને એ આકાશમાં આખા જગતના પદાર્થો રહે છે અને ગતી કરે છે તથા સ્થિતિ કરે છે એવું ઘણે ભાગે બધા માને છે. જૈનેતર વેદાદિક શાસ્ત્રો આકાશને પંચભૂતમાનું એક ભુત માને છે અને તેનું કાર્ય ઉપર બતાવ્યું તે પ્રમાણે અવકાશ આપવાનું છે. જૈનો આકાશના બે ભેદ માને છે. એટલે કે જેટલા ભાગમાં ઉપરના ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય વ્યાપક છે અને જ્યાં આત્મા (જીવો) અને જડ ફરી હરી શકે છે તેટલા આકાશના ભાગને લોકાકાશ કહે છે અને બાકીના ભાગને અલોકાકાશ કહે છે. આ આકાશ અનંત છે.

આ આકાશ નામના પદાર્થ પછી જૈનોમાં પુદ્‌ગલાસ્તીકાય જીવાસ્તીકાય અને કાળ નામના ત્રણ દ્રવ્યો છે. તેમાં આ દ્રવ્ય જગત તથા અદ્રશ્ય ચૈતન્યની રચના, ઉપરના બે દ્રવ્યથી થયેલી છે તેથી અનુક્રમ પ્રમાણે વર્ણન ન કરતાં કાળ, જીવ અને છેવટે પુદ્‌ગલનું વર્ણન કર્યું છે.

કાળ—તમામ પ્રજા કાળને માને છે. વસ્તુતઃ કાળ એ પદાર્થ નથી, પણ લોકોએ પોતાની સગવડને માટે કુદરતી બનતા બનાવો પર તેની કલ્પના કરી છે. આ પૃથ્વીમાં સૂર્ય અને ચંદ્રના ઉદયથી થતા વિભાગને અમુક સંજ્ઞા (દિવસની) આપી આ દિવસના પણ પછી વિભાગો કલ્પાયા અને દરેક પ્રજાએ પોતાની બુદ્ધિ અનુસાર આ વિભાગોના અતિ સૂક્ષ્મ ભાગ અને અતિ મોટા ભાગ કલ્પી તેને સંજ્ઞાઓ આપી આ બધી વાત કલ્પના રૂપ હોવાથી અથવા સંકેતીક હોવાથી આ કાળને ઉપચારિક દ્રવ્ય માનવામાં આવ્યું, પણ જેમ બીજા દ્રવ્યો (પદાર્થો)ની પાછળ અસ્તીકાય શબ્દ વાપરવામાં આવે છે, તેમ આ કાળની પાછળ અસ્તીકાય શબ્દ વપરાયો નથી. બીજા દર્શનકારોએ કાળના સંબંધમાં અતિ દીર્ઘ અને અતિ સુક્ષ્મકાળની કલ્પના કરી છે, તેનાથી જૈનોની કલ્પના અતિશય સૂક્ષ્મ અને અતિશય દીર્ઘકાળની બાબતમાં પણ જૈનોએ કરેલી ગોઠવણથી વધારે સ્થૂલ કિંવા વધારે સૂક્ષ્મકાળના વિભાગ કરી શકાય એવી સ્થિતિ દેખાતી નથી મતલબ કે આ ઉપચારીક પદાર્થ માટે પણ જૈન શાસ્ત્રોએ પુરતું વિવેચન કરેલું છે—

આત્મા અથવા જીવ—બૌદ્ધો અને નાસ્તિકો સિવાય દુનિયાના તમામ ધર્મો અને ફીલોસોફીઓ આ પદાર્થનું અસ્તિત્વ સ્વીકારે છે. અને તે પણ આ દ્રશ્ય દેહથી ભિન્ન આંખે ન દેખાય તેવું માને છે. વેદાંત માત્ર એક આત્મા (બ્રહ્મ) માને છે અને તેમ છતાં પણ જ્યાંસુધી સંપૂર્ણ (બ્રહ્મત્વ) જાણવામાં ન આવે અથવા પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી અનેક આત્મા માનનારની પેઠે વ્યક્તિઓને શાસ્ત્રદ્વારા બોધે છે. મતલબ કે તેમને પણ જગતમાં રહી જગતની રીતે વર્તવું પડે છે.

અનતા-અનાત્મા કહેનાર બૌદ્ધ પણ નિર્વાણ પ્રાપ્તિ સુધી આત્માનું અસ્તિત્વ અને જન્માંતરમાં પ્રથક્ પ્રથક્ ઇચ્છાનુસાર દેહો ધારણ કરવાનું માને છે અને આ દેહોમાં કરેલાં કર્મો (શુભાશુભ) દેહ છુટયા પછી પણ જન્માંતરમાં ભોગવવાં પડે છે એવું કહે છે. બુદ્ધ ભગવાને નેવુમાં ભવમાં એક પુરૂષને ભાલાથી વીંધેલો, તે કર્મ અવશેષ રહેલું તે છેવટના

ભવમાં કાંટો વાગવા રૂપ ફળ આપીને નાશ પામ્યું, એવી વાત ભવાંતરમાં જનારા દેહથી ભિન્ન એવા આત્માને સૂચવે છેઃ—

ભગવાનના પુત્ર જીસસ ક્રાઇસ્ટને માનનારા ક્રિશ્ચીયનો જેમણે પોતાના પ્રયાસથી–ધનથી આજે જગતમાં સૌથી મોટી મનુષ્ય સંખ્યામાં ક્રાઇસ્ટનું શાસન ફેલાવ્યું છે, તેઓ પણ આત્માને માને છે.

પેગંબર સાહેબ મહમદે પણ આત્માનું અસ્તિત્વ સ્વીકાર્યું છે. આમ આખી દુનિયામાં થોડા માણસો સિવાય બધા આત્માને માને છે, પણ આત્માની શક્તિમાં અને તેના સ્વરૂપમાં બધા જુદા પડે છે. આત્મા ઇંદ્રિયોથી પ્રત્યક્ષ નહિ હોવાથી જેની ધ્યાનમાં આવ્યું તે પ્રમાણે તેણે આત્માનું વર્ણન કર્યું છે. આ બધા દર્શનકારોના વર્ણન અને તે સંબંધી ચર્ચા કરતાં મોટો ગ્રંથ થાય તેવું છે અને આ વિષય પર જુદા જુદા દર્શનકારોએ જે લખ્યું છે તેની સાથે આ વિષય વાંચનાર મહાશય જૈન દર્શનમાં આત્મા નામના પદાર્થનું વર્ણન સરખાવશે, તો ટુંકાણમાં અને આત્માનો ખરેખરો અનુભવ કરી જૈનોએ વર્ણન લખ્યું છે તે સત્ય છે એમ તેમની ખાત્રી થશે.

મનુષ્યમાં આત્મા માનનાર ક્રિશ્ચિયનો અને ઇસ્લામીઓ વિગેરે પણ સાયન્સથી થતી શોધ પ્રમાણે પ્રાણીઓ, વનસ્પતિ અને છેવટે પથ્થરમાં અને પૃથ્વીમાં આત્મા જેવું હોવાનું જોઇ શકે છે. આ બધો ઉપકાર સાયન્સ અને પાશ્ચાત્ય શોધકોનો છે કે તેમણે વીસમી સદીમાં પણ પ્રયોગોદ્વારા ઉપરની વસ્તુઓમાં ચૈતન્ય જીવ છે એવું સિદ્ધ કર્યું છે. પણ તે પહેલાં માત્ર શાસ્ત્રને માનનારાજ આવા સુક્ષ્મ પ્રાણીઓની વાત માનતા અને તેમને બચાવવાને પ્રયત્ન કરતા. મતલબ કે હાલમાં જે સાયન્સે શોધી કાઢયું છે તે જૈનોના આગમમાં આજથી હજારો વર્ષ પહેલાં લખેલું જણાય છે.

દૂધ અને દહીંમાં થતા બેક્ટીરીયા (ઝીણા) જંતુની શોધ નવી છે પણ આ દૂધમાં જુદી જુદી વસ્તુઓ ભેળવવાથી તથા અમુક વખત રાખવાથી તેમાં જંતુઓ ઉત્પન્ન થાય છે એમ જૈનો હજારો વર્ષ પહેલાંથી જાણે છે. દહીં અને બીજા ભક્ષ્ય પદાર્થોમાં કેટલે વખતે ક્યા સમયમાં જીવોત્પત્તિ થશે તેનું જ્ઞાન જેવું જૈનોને છે તેવું કોઈ પણ દર્શનમાં તો શું પણ સાયન્સથી પણ હજુ પ્રયોગ કરી સિદ્ધ કરાયું નથી. જેમ બીજા મતના ગ્રંથોના ભાષાન્તરો થઇ બહાર પડયા છે, તેમ જૈનોના આ અપૂર્વ જ્ઞાનના ગ્રંથોના ભાષાન્તરો થયા નથી. તેથી આખા જગતના જીવોને જાણવું થવા યોગ્ય બાબતો માત્ર થોડા લાખ જૈનોના જાણવામાં આવી છે. ગમે તેવું સત્ય હોય પણ જ્યાં સુધી માણસના જાણવામાં ન આવે, ત્યાં સુધી તે તેને ગ્રહણ કરી શકતો નથી. આ જમાનો બોલે તેનાં બોર વેચાય એવો છે–મતલબ કે જેમ બાઇબલના લગભગ ૯૦૦ ભાષામાં ભાષાન્તરો થયાં છે અને તેથી જેમણે જેમણે તે ભાષાન્તરોનો લાભ લીધો છે તેમણે પોતાના કરતાં બાઇબલને શ્રેષ્ઠ ગણી ખ્રીસ્તી મત અંગીકાર કર્યો છે. પરિણામે આજે આખી દુનિયામાં સૌથી વધારે માણસો ખ્રીસ્તી ધર્મ પાળનાર થયા છે.



# तीर्थप्रवास वर्णन.

## શ્રી ગીરનાર તીર્થ.

( લેખકઃ—વકીલ નંદલાલ લલ્લુભાઇ વડોદરા. )

યાત્રાથી આત્મિકલાભ—જે વખતે રેલવેની સવડ ન હતી અને યાત્રાળુઓ પગરસ્તે મુસાફરી કરતા હતા તેના કરતાં હાલમાં તીર્થના દર્શનનો લાભ લેનારની સંખ્યા ઘણી વધી છે. પણ જે વખતે રેલવેની સવડ નહતી અને યાત્રાળુઓ પગ રસ્તે જાત્રાનો લાભ લેતા હતા, તે વખતના યાત્રાળુઓના વિચાર અને હાલના વખતમાંના યાત્રાળુઓના આશય એક સરખા છે કે તેમાં કંઇ ભિન્નતા છે, એ એક વિચાર કરવા જેવો પ્રશ્ન ઉદ્ભવે છે. પૂર્વના તે કાળના માણસોનો આપણને સમાગમ થએલો નથી કે તેમના વિચારના માટે આપણને પ્રત્યક્ષ કંઇ ભાન થાય, પણ પૂર્વાચાર્યોએ જે પ્રણાલિકા બાંધેલી જણાય છે તે ઉપરથી આપણને તે વખતની વસ્તુસ્થિતીનો કંઇ ખ્યાલ આવે છે.

પૂર્વના તે કાળમાં હાલના વખતની પેઠે એકલો માણસ કે એકાદ કુટુંબ યાત્રા માટે જવાને હિંમત કરી શકતું નહિ, પણ ઘણો સમુદાય યાત્રા માટે તૈયાર થાય તે વખતે યાત્રા કરી શકતા હતા. એવો જે સમુદાય—સંઘ યાત્રા માટે તૈયાર થતો અને યાત્રાએ જતો હતો તે હાલમાં જેટલી દોડાદોડી અને ટુંક વખતમાં યાત્રા કરી જલદી ગૃહ કાર્યમાં લપટાવાની જીજ્ઞાસા ધરાવતા નહતા એમ અનુમાન થઇ શકે છે, તે વખતમાં જેઓ ઘર મુકી યાત્રાર્થે જતા હતા તે ઘરની ફીકર ઘેર મુકી નિશ્ચિંતાથી જતા, જ્યારે હાલના સુધરેલા જમાનામાં ઘર મુક્તી વખતેજ વખત મુકરર કરવામાં આવે છે, આટલા ટુંક વખતમાં અમે યાત્રાએ જઇને પાછા આવીશું. પહેલાંના વખતમાં લાંબા કાળમાં જુદા જુદા તીર્થોની યાત્રા નિશ્ચિંતાથી કરનાર ભાગ્યશાળી ગણાતા ત્યારે હાલના જમાનામાં થોડા વખતમાં ટાઇમસર ઘણા તીર્થોની યાત્રા કરનાર અને નિમેલે ટાઇમે તરત ઘેર આવનાર હુંશિયારની કોટીમાં આવે છે.

પગ રસ્તે યાત્રા કરનાર ઘણાભાગે બે વખત પ્રતિક્રમણ કરી સચિત્ત વસ્તુનો ત્યાગ કરતા. એક વખત ભોજન કરતા અને બ્રહ્મચર્ય પાળતા અને રસ્તામાં જ્ઞાન ગોષ્ઠિ કરી આત્મિક ઉન્નતિના રસ્તા શોધતા, રસ્તામાં આવતા વિવિધ સ્થળોની મુલાકાત લેતા, અને જૈન મંદિરના દર્શનનો લાભ મેળવવા ઉપરાંત પુણ્યશાળી અને ગુણવંત માણસોની મુલાકાત અને સહવાસનો લાભ મેળવતા એટલુંજ નહિ પણ જૈનોમાં સ્વામી ભક્તિનો કેટલો મહીમા અને પાદુર્ભાવ છે, તેનો સાક્ષાત્ અનુભવ થતો અને તેના પરિણામે પોતામાં એ કંઇ જાતનો ભેદ ઉત્પન્ન થયો હોય તો તે મીથ્યા છે, એવું ભાન થતું.

હવે પુરાણાકાળને યાદ કરી વર્તમાનમાં થએલી સગવડોનો લાભ ન લેવો અને પુરાણી રીતેજ વર્તવાનું શરૂ રાખીએ તો જમાનાની પાછળ પડેલા ગણાઇએ, ત્યારે હવે આપણે એટલું કરવાનું કે વર્તમાન સમયમાં રેલવે વીગેરેની થએલી સવડોનો લાભ લેવાની સાથે જમાનાને અનુસરતા આપણા વિચારોમાં શુભ કેવી રીતે થાય અને યાત્રાનો યથાર્થ લાભ કેવી રીતે લેઇ આત્મિક ઉન્નતિ કરી શકીએ તે જોવું જોઇએ.

તીર્થંકર ભગવંતના દહેરાસર અને પ્રતિમાજીના દર્શનનો લાભ તો જે ગામમાં આપણે રહેતા હોઇએ તે ગામમાં લેઇએ, અને યાત્રાએ જઇએ ત્યાં પણ દહેરાસર અને તીર્થંકર ભગવંતની પ્રતિમાજીના દર્શનનો લાભ મળે ત્યારે યાત્રાએ જવાથી કંઇ વિશેષ લાભ લેવાય તોજ, આત્મિક લાભ પ્રાપ્ત કર્યો કહેવાય અને યાત્રાનો હેતુ સિદ્ધ થાય.

પ્રથમ તો યાત્રાળુઓએ પોતાના ઘરના કરતાં યાત્રા નિમિત્તે મુસાફરી શરૂ કરે ત્યારથી તે યાત્રા કરી પાછા આવે ત્યાં સુધીમાં કષાયની ન્યુનતા કરવા ખપ કરવો જોઇએ, ઘર આગળ જેટલા પ્રમાણમાં કષાય–ક્રોધ, માન, માયા, અને લોભ, વર્તતા હોય તેટલાજ અંશમાં તે કાયમ રહે અને યાત્રાના વખતમાં તે કમતી ન થાય તો પછી યાત્રાળુ તીર્થે જઇને વિશેષ ધર્મ આરાધન શી રીતે કરી શકે એ ખાસ વિચાર કરવા જેવું છે તેથી યાત્રાળુએ કષાય ઓછા કરી ઘર કરતાં વિશેષ પ્રમાણમાં ધર્મ આરાધનમાં કાળ જાય તેને માટે ખાસ કાળજી રાખવી જોઈએ.

તીર્થની ભૂમિનો મહિમા અને તીર્થાધિપતિના ગુણોનું શ્રવણ અને મનન અને તે ઉપરથી આપણે શું શીખવું જોઇએ એ બાબત યાત્રાળુઓએ ખાસ ધ્યાન આપવા જેવી છે– પ્રાયે ઘણા ભાગે આ વાત તરફ યાત્રાળુઓ લક્ષ આપતા જણાતા નથી. યાત્રાએ નિકલ્યા પછી કષાય નિંદા અને પ્રમાદ જો ઓછા ન થાય તો પછી તેઓ તે ક્યારે ઓછા કરશે માટે તે તરફ ખાસ લક્ષ રાખવા વિનંતિ છે.

યાત્રાના પ્રયાણની શરૂઆત જે રેલવેમાં ક્રોધના નિમિત્તો ઉત્પન્ન થાય છે, ગાડીમાં ઘણી ગીરદી હોય પ્રથમના બેસારૂઓ ડબામાં દાખલ થવા દેવાની અને જગ્યા આપવાની આનાકાની કરે, તે વખતે તેમજ આપણે બેઠા પછી અને બેસવાની સવડ નહી છતાં બીજા સ્ટેશનોએ નવીન બેશવા આવનારાઓની ધમાધમી એ પ્રસંગનો અનુભવ સર્વેને છે. ક્રોધ ઉત્પન્ન થવાનો એ પ્રસંગ છે. એવે પ્રસંગે યાત્રાળુએ ક્રોધ ઉત્પન્ન ન થવા દેવો અને પોતે ક્યાં જાય છે, તે લક્ષ્યબિંદુ મન ઉપરથી દૂર ન જવા દેવામાં આવે તો આત્મિક લાભ પ્રાપ્ત કરી શકે નહીતો ઘાંચીનો બળદ ઘેરનો ઘેર એ ન્યાય લાગુ પડે.

ટીકીટો કરાવવા પ્રસંગે જે છોકરાંઓને માટે રેલવેના કાયદાથી ટીકીટની પુરી કિંવા અરધી માફી લેવાની ઠરાવી છે. તે માફીનો લાભ લેવાને કાયદા મુજબ હકદાર નહિ છતાં તેનો લાભ લેવાની ઇચ્છા લોભવશાત્ ઉત્પન્ન થતી જોવામાં આવે છે, યાત્રાળુએ એ વખતે ન્યાય માર્ગનું ઉલંઘન નહિ કરતાં અને લોભને વશ નહિ થતાં રીતસર વર્તવાને જરા પણ મન પાછું વાળવું નહિ જોઇએ. યાત્રાના વખતમાં જુઠું બોલવાનો, અન્યાયથી ધન બચાવવાનો, અને જાનવરો અને ગરીબ માણસોને દુઃખ ન થાય તેવી રીતની પોતાની વર્તણૂક રાખવાનો પ્રયાસ કરવાની ખાસ આવશ્યકતા છે. જો તે બાબત ખાસ ઉપયોગ રાખવામાં આવે તોજ કંઇ આત્મિક લાભ પ્રાપ્ત કરી આવે માટે એવા પ્રસંગે યાત્રાળુઓએ ખાસ ઉપયોગ રાખવો જોઇએ.

અનાદિકાળના વિરૂદ્ધ સ્વભાવથી આ યાત્રાના વખતમાં ઉપરની બાબતો ઉપર લક્ષ રાખ્યા છતાં પણ જુની પ્રકૃતિ હૃદયમાં આવી જતી હતી તોપણ વખતો વખત તેના ઉપર લક્ષ રાખવામાં આવે તો કંઈ અંશે સુધારો થાય એમ અનુભવે જણાય છે.

# अत्रेना नगरशेठ कस्तुरभाइ मणीभाइनुं परदेशगमन.

પાશ્ચિમાત્ય પ્રજાના વિશેષ સંબંધમાં જ્યારથી આપણો આર્યાવર્ત-ભારતદેશ આવ્યો ત્યારથી દેશાટન કરવું કે કેમ-પરદેશગમન કરવું કે કેમ એ સવાલ આપણી હિંદુ જ્ઞાતિની અન્ય કોમોમાં વિશેષ ભાગે ચર્ચાવા લાગ્યો ત્યારે તે સવાલનું દેખાદેખી રૂપ આપણી પ્રથમની તે તરફની પ્રવૃતિ મંદ પડી ગએલી હોવાથી ચોડું ઘણું આપણી જૈન કોમમાં પણ પેઠું બાકી જે બંધુઓએ આપણા ઐતિહાસિક વિષયનું અધ્યયન કર્યું છે તેઓ સારી પેઠે જાણે છે કે આપણા પૂર્વજો સમુદ્રવાટે વહાણદ્વારા તેમજ જમીન માર્ગે લાખો ગાઉના અંતરે પણ મુસાફરીઓ કરી છે. અને તેના વિશેષ પુરાવાના માટે અમો સર્વે જૈનબંધુઓને આપણા પરમોપકારી પરમ પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ટ બુદ્ધિસાગરસૂરિજીકૃત જૈનોની પ્રાચીન અર્વાચીન સ્થિતિ વાંચવાની ભલામણ કરીએ છીએ. જૈન કોમ એ વેપારી કોમ છે. આપણા નેકનામદાર માજી વૉઇસરાય લૉર્ડ કરઝનના શબ્દોમાં કહીએ તો "**હિંદુસ્તાનનો અહોળો વેપાર જૈનોના હાથમાં છે**" આપણા ઘણા પૂર્વજોએ મોટી મોટી અને લાંબી જલમાર્ગે, તેમજ જમીનમાર્ગે વેપારાર્થે મુસાફરીઓ કરી છે અને તેના સેંકડો દાખલા પણ હાલના સમયમાં આપણી દ્રષ્ટિમર્યાદા આગળ જો આપણે આપણા ઐતિહાસીક વિષયના વાંચનનું પરીશીલન કરીશું તો દ્રષ્ટિગોચાર થશે. જ્યારથી આપણી તે તરફ પ્રવૃતિ ઘટી ત્યારથી આપણી દરેક રીતે અધોગતિ શરૂ થઇ. આપણા અનુયાયીઓની સખ્યા ઘટી તેમજ શારિરીક, માનસિક, અને આર્થિક સ્થિતિ પણ ઘટી છે, તેનું મુખ્ય કારણ પણ પરદેશગમનનો અભાવજ છે. દેશદેશના વેપાર વણજની ખુબીઓ, રીત રિવાજોનું અવલોકન, હુન્નરકળાની ખીલવણી, અને શારીરિક સંપતિની પ્રાપ્તિ વિગેરે સઘળું આપણે પરદેશગમનના અભાવે ગુમાવ્યું છે. એ જોઇ કોણે દીલગીરી નહિ થતી હોય!

ક્યાં પહેલાંની આપણી જાહોજલાલી ને ક્યાં હાલની આપણી સ્થિતિ? માટે પરદેશગમનને માટે એવો તે કયો અક્કલમંદ હશે કે તે તરફ વિરૂદ્ધતા દર્શાવશે.

પરદેશગમનથી જે સુખની પરાકાષ્ટા-જ્ઞાનની અભિવૃદ્ધિ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે તેનો આદર્શની માફક આપણી પ્રતાપિ બ્રિટિશ શહેનશાહતનો દાખલો આપણી દ્રષ્ટિમર્યાદા આગળ મોજુદ છે.

પરદેશગમન એ મનુષ્યને પોતાની ઉન્નતિ માટે જરૂરનું છે એટલુંજ નહિ પરંતુ તે કોમની દેશની ટુંકાણમાં કહીએ તો સર્વની ઉન્નતિને માટે જરૂરનું છે. પરદેશગમનમાં સ્પર્શાસ્પર્શનો દોષ થવાનો સંભવ છે, પરંતુ જો તેનાથી (પરદેશગમનથી) થતા લાભનું કારણ આપણે વિચારીએ છીએ ત્યારે તે તેના કંઈ હિસાબમાંજ નથી. પરદેશગમનમાં એક અગત્યની બીના ઉપર વિશેષ લક્ષ આપવાનું છે અને તે આહારની બાબત છે. પરંતુ જેઓ ધર્મચુસ્ત છે જેમના ખોળીઆમાં ધર્મના પવિત્ર સંસ્કારોએ વાસ કરેલો છે યા પવિત્ર સંસ્કારો પરંપરાથી ઉતરી આવેલા છે તેઓ તો કદી શાસ્ત્રથી મુખ્ય રીતે બાધિત વસ્તુઓનો આહાર કરતા નથી અને તે યાવત્ મરણાંત તક પણ તેવી વસ્તુઓને અડકતા પણ નથી. તેવા અભક્ષ્ય આહારો નહિ વાપરવાનું કારણ શાસ્ત્રવેત્તાઓએ જણાવ્યું છે કે આપણામાં સત્વ-રજસ-અને તમોગુણ રહેલા છે તેમાં જે અભક્ષ્યનું સેવન છે તે રજસ અને

તમસ ગુણને પોષક છે તેમાં વિશેષ ભાગે રજસ ગુણને વધારે પોષક છે. તેથી જેમ ઉકરડામાં પડેલું રતન કંઇ શોભા આપી શકતું નથી તેમ શોભાના કામમાં પણ આવી શકતું નથી અને કીંમતમાં પણ કોડીનું ગણાય છે તેવી રીતે આ અખંડ આનંદમયી ચિદાનંદ રૂપ આત્માના સાત્વિક ગુણોનું-રજસ અને તમસના ગુણોથી અભક્ષ્ય આહારે આચ્છાદન થાય છે, માટેજ શાસ્ત્રકારે તેવી વસ્તુઓ ખાવાની ભાર મૂકીને મના કરી છે અને તેવા આહાર કરનારને બહુલકર્મી જીવ અને નરકના અધિકારી અને પાપના ભાગી અને અનંત સંસારી જીવ ગણ્યા છે.

પરદેશગમનની આડે આવનાર બંધુઓનો મુખ્ય ઉદ્દેશ પણ મારા વિચાર પ્રમાણે એ હોવો જોઇએ પરંતુ એ તો વાસ્તવિક છે અને આપણે ઉપર બતાવી પણ ગયા કે જેઓ ધર્મી છે તેઓ કદિ શાસ્ત્રથી મુખ્ય રીતે બાધિત વસ્તુઓનું ચહાય તો દેશમાં હોય કે પરદેશમાં હોય ક્યાંયે ત્યાં હોય પણ સેવન કરતાજ નથી અને જેઓ ધર્મથી વિમુખ છે તેઓ તો દેશમાં હશે તોએ કરશે અને પરદેશમાં હશે તોએ કરશે માટે તે બિના પરદેશગમનની આડે લાવવી એ તદન અયોગ્ય છે. યુરોપમાં વેજીટેરીઅનનો ઘણો ભાગ આપણા સંસર્ગથી વધતો જાય છે અને ભવિષ્યમાં વધશે એ નિઃશંક અને નિર્વિવાદ છે. માટે તેથી તો આપણે ખુશી થવા જેવું છે.

નગરશેઠ કસ્તુરભાઇએ પોતાના કુટુંબસહ વિલાયત તરફ પ્રયાણ કર્યું છે તેની તરફ અમો ઘણા માનની નજરથી જોઇએ છીએ અને તે વિશેષે કરીને તેટલાજ માટે કે તેઓ આપણી કોમના છત્ર તુલ્ય છે અને જ્યારે તેઓશ્રીએ વિલાયત જવાનું પગરણ કર્યું છે એટલે હવે **પરદેશગમન નહીં** કરવું એ વિચારનું તો મૂળ આપણી કોમમાંથી હમેશને માટે નિરમૂળ થઇ જશે અને જે ઉત્સાહી બંધુઓ હુન્નરકળા માટે, વેપાર વણજની ખીલવણી વિગેરે માટે પરદેશગમન કરવાનો ઇરાદો રાખતા હશે તેમને દરેકને હવે તક મળશે ( એ જોઇ કોને આનંદ નહિ થતો હોય ) તેમના વિજયગીરીના માનમાં અત્રેના ઓશવાળ જ્ઞાતિના સમસ્ત શેઠીઆ તરફથી તેમજ બીજા કેટલાક લાગતા વળગતાઓ તરફથી તેમના પ્રત્યે પ્રેમની લાગણીથી અને તેઓની મુસાફરીની સફળ ઇચ્છવા મુબારકબાદી આપવા એક ઇવનીંગ પાર્ટી આપવામાં આવી હતી. તેમજ મુંબાઇમાં પણ તેઓશ્રીના લાગતા વળગતાઓ તેમજ આપણી કોમના કેટલાક નેતાઓ તરફથી પણ તેમની મુસાફરીની સફળ ઇચ્છવા એક મીટીંગ મળી હતી. અમો પણ તેઓશ્રીની મુસાફરી સુખશાંતિ ને સલાહ ભરી નીવડો એવું ઇચ્છીએ છીએ. અને શેઠશ્રીએ મેળવેલો તે દેશનો અનુભવ આપણી જૈનકોમની આર્થિક, નૈતિક, અને સામાજીક સુધારણાની વૃદ્ધિ કરવામાં મદદગાર થાઓ એમ ઇચ્છીએ છીએ !

સત્યવાદી.



# काव्यकुंज.

## એક દુઃખી બાળકનું મૃત્યુ શયન.

(લેખક મી. હરિ.)

અહો શાન્તી મધુર મીઠી શું રહી છે પ્રકાશી;
જાણે આખી સૃષ્ટી બધી આ ઘોર નિદ્રામાં સુતી.
ભાનુ જ્યોતી નભ ભણી જો ધીમી ધીમી પ્રકાશે,
લીલા પીળા રંગ બેરંગી તેજ તેના જણાયે.
એવી વેળા ભર નિંદ્રામાં બાળ પેલું જણાય,
પાસે બેઠી શોક ભરેલી લલનાઓ જણાય.
નહિ બોલે કોઇ જન ત્યાં સર્વ શાંતિ રહી છે,
જાણે બેઠા નિર્જનવનમાં પાસ કોઇ નહિ છે.
નારીમાં છે એક લલના માત તે બાળનીરે;
નયનમાંથી અશ્રુ ધોધ જાય છે ચાલતું રે.
નહી જણાય પુરૂષવર્ગ આટલી માંદગીમાં,
શું કરે ત્યાં એકલી નારી અશ્રુ કાઢ્યાં વિના હા?
બાળક સુતો છે ભુલી સર્વ જંજાળ,
ન બોલે ન ચાલે કરે સૌકો પંપાળ.
રૂધિર માંસ ન જણાય છે શું?
વપુ હાડપીંજર થયું હાય! પેલું?
બિચારી શોકના ભરિ અશ્રુ ખાળી ના રહે,
ક્ષણે રોતાં ક્ષણે રોતાં વસ્ત્ર ભીનું થઈ રહે!
ચિંતા તજીને માતા ઉઠે છે,
સુશ્રુષા મા બાળની કરે છે;
નથી પાસ કોડી ઔષધી માટે,
ગરીબી આવરચા હવે ખૂબ સાટે!

* * * * *

ઘણા દિનો વહ્યા છે હા! ગરીબી માંદગીનારે,
હજુ સારૂ થયું છે ના બીચારા બાળ પેલાને.
સૌ કોઇ મુખે બોલે, 'હવે સારૂં નહિ થાશે,'
વચન તે સાંભળી માના હૃદયમાં જ્વાળા પ્રકાશે.
જઈ બેઠી અરે! એકાન્ત હૃદયને મોકળું કરવા,
હૃદય ને મન તણા ઉભરા થયા છે ત્યાં હવે ઠાલા.
અરર! બાપુડાં, બાળુડાં હવે,
જનનીને મુકી, ક્યાં તુરે જશે?

નહિ થતો હુંથી જરા તું વેગળો,
અરર હાય ! તું, જતો હવે રહ્યો ?
બાળુડાં અહહા ! પ્રેમ છોડીને,
માતને તજી ક્યાં હવે જશે ?
હરિ કૃપાળુ તેં શાને એ દીધો ?
વાંક મુજ શું તેં હરી લીધો ?
હું નિર્ધની તણું એ ધન જાયરે,
ક્યમ કરી જીવાય, સૃષ્ટીમાં હવે ?
પ્રાણુ માહરો જીવન તે હતો,
તે વિના વિભુ મુજ દેહ ના રહ્યો ?
મધુર ફુલડાં ! તું મિત્ર જાય છે,
કદી નહિ હવે તે સીંચશે તને ?
વિસરી શે જવું હાય ! બાપલાં,
મુંજ હૃદય તણી તું હતી આશા ?"

કહીને ડુંકવો મુકયો બિચારી બાળ માતાએ,
અખંડ અશ્રુ વહે ચાલે, નયનમાં પૂર જોસેરે.
સૌ ઉઠયાં ગયાં વેરાઇ રહી તે માત એકલી,
બિચારા બાળનો હાવાં પ્રભુ, વિણ કોણ છે બેલી ?

સહેજ નયન ઉઘાડે બાળ માતા સમીપે,
ટગર ટગર જુવે કાંઇ મુખે ન બોલે.
કરી ચિહ્ન કાંઇ હાથે: માતને તે જણાવે,
"મુજ જીવ હવે જાશે, મુકી પીંજર તું પાસે.?

'નહિ નહિ હા ! ધરતી, માત મ્હારો તું શોક,
'સૌ નિર્મ્યું છે જવાને, કાદય અશ્રુ ન ચોક:
'રહી સ્વર્ગ વિશે હું વાટય ત્હારી મા જોવું,
'હળી મળી સૌ આપણુ પ્રેમમય ત્યાં રહીશું !"

ફરી નયન મીંચે છે બાળ તે ઘેનમાંરે,
હૃદય ન શોક માતો માત મુઝાઇ મરે છે.
નગર તણી ઘડીમાં, ટકોરો એક વાગે છે,
સમય છે રાત્રીનો ભયાનક ઘોર ભાસે છે.

પ્રભુના પ્રેમમય પાદે નમીને બાળ છે બેઠો,
સુખ તણા શ્વાસ વાટેથી, જીવ હા ! બાળનો ચાલ્યો !
સુંદરી શીશ કુટી બેઠી કલ્પાંત કરવા,
નહિ જન કો પાસે નારને શાન્ત કરવા ?

## " પ્રવાસીને પ્રશ્ન. "

(લેખક-રતનલાલ નાગરદાસ. વકતા બોરસદ.)

ગઝલ.

મુસાફર તું કરે મસ્તી, કહે ક્યાં શાંત પડવાનો?
ઉકેલેલી બધી બાજી, નથી શું? બંધ કરવાનો?
સમુદ્રો બહુ મથન કરતો, હજુ પણ માલ ભરવાનો?
બધો સોદો ખપાવીને, ફરી કહે ક્યાં ઉતરવાનો?
માયિક પ્રેમને છોડી, વિભુના સમ થાવાનો?
અગર મસ્તી અધુરીમાં, હતો શું તેમ રહેવાનો?
નથી થાક્યો નથી બેઠો, હજુ ક્યાં ક્યાં તું જાવાનો?
કરી છે કેટલા અંકો, અદા શું? ખેલ થાવાનો?
કસીને કેડ બાંધી લે, કર્યાં કર્મો ખપાવાને?
સૂરો સંયમ સાધીલે, અમોલો માલ લેવાને.

## " माफ करजे. "

(શિખરિણી.)

ઝુંટાવ્યું વિધીએ, રસભર દઇ પાત્ર મુજને,
ઢળ્યું ઓષ્ઠેથીએ, અમૃત, ઘુંટડા રહેજ ભરતે;
નઠુંએ વિશ્વે જરીય નવ છાજ્યું ગરીબને,
સખા! પ્રેમી! વ્હાલા! પ્રિયતમ! મને માફ કરજે! ૧

નથી મ્હારે માટે પ્રણય સરિતે સ્નાન કરવાં,
નથી મ્હારે માટે ઉરઉર મળી ઐક્ય બનવાં;
નથી મ્હારે માટે જીવન રસ નિમ્યો જગદીશે,
સખા! પ્રેમી! વ્હાલા! પ્રિયતમ મને માફ કરજે! ૨

શુભેચ્છા ત્હારી હું સમજુ મુજ માટે ઉછળતી,
દયાની છોળોએ હૃદય મુજ માટે ઉપડતી;
ઘરાનો પ્રીતિના ડગર તુજ ડોળે પ્રજળને,
સખા! પ્રેમી! મ્હારા! પ્રિયતમ મને માફ કરજે. ૩

અજાણ્યું હું થી ના, જખમ તુજને કારી પડશે,
નિરાશામાં ત્હારૂં જીવન સઘળું વ્યર્થ નડશે!

થશે ખારૂ આખું, જગત નીરસને શુન્ય તુજને !
સખા ! વ્હાલા ! પ્રેમી ! પ્રિય ! પ્રિય ! મ્હને માફ કરજે. ૪

નકી શબ્દો મ્હારા જીગર કુમળું તુજ ચીરશે !
અરે ! શબ્દો ખુની મરણુ વશ અન્તેજ કરશે !
પ્રીતિનું પંખિડુ પ્રણયહીન દેશે પ્રજળશે !
અભાગી જે માટે, પ્રિયતમ ! મને માફ કરજે. ૫

પ્રીતિ કાર્યે ત્હારી વિમલ પ્રીતડી સ્પષ્ટ દીસતી,
ઉડી શબ્દે, નેત્રે, અવયવ દરેકે ટપકતી;
હું માટે હોમ્યું ત્હેં, સુખ સહુ સખે તુચ્છ ગણીને !
અરે ! વ્હાલા ! મ્હારા ! પ્રિયતમ ! મને માફ કરજે ! ૬

અભાગી હું ક્યાંથી ! હૃદય ધરવાને મળી ગઈ,
સરીતા પ્રીતિની રણમહીં વહી ક્યાં ઉલટથી ?
સુકાયેલે હૈયે, જળ સહુ શમી ધૂળ ઉડશે,
સખા ! પ્રેમી ! વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૭

અરે નિર્માયું આ કંમનસીબ મ્હારા નસિબમાં !
ઉંડી આશા ત્હારી, વિફળ કરીને ઘાવ કરવા !
અરે ! પાપી મ્હારા કર, કતલ એ કાન્ત કરશે !
સખા ! પ્રેમી ! વ્હાલા ! પ્રિયતમ ! મને માફ કરજે. ૮

દિધાં છે વિશ્વેશે રૂદન કરવા નિત્ય સુજને !
પ્રભુની ઇચ્છા ને ઉર, વશ થવા યત્ન કરશે !
વિધિએ નિર્મ્યુંના હસવું હિનભાગી હૃદયને !
સખા ! વ્હાલા ! પ્રિયતમ, મને માફ કરજે ! ૯

મને દોરી જાવા પ્રણય પથમાં, યત્ન ત્યજજે,
નહિ મ્હારાં કોદી' પતિત પગલાં ત્યાંજ પડશે;
પ્રભુએ નિર્મેલા નિયમ વશ આખું જગત છે,
અને તેથી વ્હાલા ! પ્રિયતમ મને માફ કરજે. ૧૦

દશા વિશ્વે મ્હારી વિપરીત બની છે પ્રણયને,
હદો ઓળંગીએ હૃદય ડગલું નાજ ભરશે;
વિધિના નિર્મેલા વિકટ પથ માંહે ગતિ થશે,
ન ટુટે હુંથીએ ! પ્રિયતમ મને માફ કરજે ! ૧૧

મનુષ્યો વિશ્વે શું ! ફરી જરી શકે આત્મબળથી !
વિધિ ચાવી આપે જન તણી, થતી તેમજ ગતિ !
કુદે, નાચે, બેસે, પરવશ બધાં છેજ પુતળાં,
રડી યાચું વ્હાલા ! પ્રિયતમ મને માફ કરજે ! ૧૨

બને આ સ્હેજે તું, સુખકર પડે જેમ તુજને,
સુખેથી સ્હેવું એ પરમ પ્રભુ સેવા વિદિત છે,
કરૂ થારી આખું, જગત કડવું ઝેર બનશે,
વિના ઇચ્છા મ્હારી, પ્રિયતમ ! મ્હને માફ કરજે ! ૧૩

ત્યજું હારે માટે સકળ ઉપભોગો જગતના—
ઉલેચું હાથે હું ઉદધિ જળ કાળાં અસિમ હાં !
પરંતુ તેથી શું ? તુજ શુભ સખે લેશ બનશે ?
અરે પ્યારા પ્રેમી ! પ્રિયતમ ! મને માફ કરજે. ૧૪

અહો ! આવી આગે, હૃદય તુજ શું તુચ્છ ગણશે ?
સખે શ્રદ્ધા મ્હારી અવર ભવ માંહે અમર છે.
વિના એ આશાના ! જગત દવમાં આશ્રય બીજે,
ગ્રહી એ આશા તે પ્રિયતમ મને માફ કરજે. ૧૫

"નિરાશા."

---

# मासिक समालोचना.

( લેખકઃ—એક જૈન મુનિ. )

---

**ધન્વંતરી:**—ધન્વન્તરિ વૈદ્યની પેઠે વિશ્વમાં આરોગ્યતાના વિચારો અને આચારોને દર્શાવનાર અનેક લેખોથી સુશોભિત ધન્વન્તરિ માસિક છે. જૈનધર્મના આચારોમાં નૈસર્ગિક આરોગ્યતાના હેતુઓ સમાયલા છે એમ ધન્વન્તરિ માસિકે સામાન્ય લેખોવડે જાહેર કર્યું છે. ઔષધોપચાર વિના નૈસર્ગિકજીવન ગાળવાથી અનેક રોગો ઉદ્ભવતા નથી એમ વિજય ડિંડિમવાદ્ય વગાડીને ધન્વન્તરિએ આર્યલોકોને જણાવ્યું છે. અનેક પ્રકારના રોગો થવાના હેતુઓને પ્રદર્શિત કરીને જનસમાજને રોગના ભોગ ન થવાય એવા નિગમય નૈસર્ગિક ઉપાયો જણાવીને જનસમાજની સેવામાં ધન્વન્તરિ માસિકે પ્રશસ્ય લાભ આપ્યો છે. શારીરિક પુષ્ટિનું પોષક અને રોગરૂપ ગંદકીનું શોધક ખરેખર ધન્વન્તરિ માસિક સૂર્યપ્રભાની પેઠે વિચાર પ્રભાને ધારણ કરી જગતના શારીરિક હિતમાં પ્રવૃત્ત થયું છે. ધન્વન્તરિ માસિકે આસ્વાદરથાથી મનુષ્યોની શારીરિક નિરામય સ્થિતિ સંરક્ષાઈ રહે એવા લેખો લખીને પોતાની ઉત્તમના જાળવી રાખી છે. ધન્વન્તરિ માસિકે નૈસર્ગિક જીવન ગાળવાના ઉપાયો દર્શાવવામાં ગુર્જરત્રા ભૂમિમાં પહેલ કરી છે એમ અપેક્ષાએ કથવામાં આવે તો તેમાં અતિશયોક્તિ નથી. ધન્વન્તરિ માસિક આ પ્રમાણે પ્રાચીન વૈદક શાસ્ત્રોના પ્રશસ્ય નિરવદ્ય રોગ નાશક ઉપચારોનો પ્રકાશ કરીને જગતમાં આદર્શભૂત માસિક બનો એવી આશીઃ છે. વૈદક શાસ્ત્રાદિ સાર ગ્રાહક ગુણ દૃષ્ટિએ પ્રશંસકો, વાચકો અને શ્રોતાઓના હૃદયને આનન્દ સંતોષ આપે એવા સુવિચારોથી ધન્વન્તરિ માસિક અલંકૃત થઇને ભવિષ્યની આર્ય પ્રજાની ઉન્નતિમાં સુલાભ આપો એવું ઇચ્છવામાં આવે છે.

---

## સુચના.

માસિકમાં આવતા જુદી જુદી સહીઓવાળા સઘળા લેખો સાથે અમો સંમત છીએ અગર એ વિચારો અમારા છે એમ માનવું નહિ. લેખક પોતે તેના વિચારોને માટે જવાબદાર છે.

× × × × ×

જે લેખક મહાશયોએ ગત અંક વખતે તથા આ અંકમાં પ્રગટ કરવાને અમોને લેખો મોકલ્યા છે. પરંતુ સ્થળ સંકોચને લઈને અમો તે સર્વે પ્રસિદ્ધ કરી શક્યા નથી. ધીમે ધીમે તેને પ્રગટ કરીશું

## બોર્ડીંગ પ્રકરણ.

૧૫-૦-૦ શા. કેશવલાલ રીખબદાસ હ. ધનજી જગમલ
૧-૦-૦ બોર્ડીંગના એક હિતેચ્છુ તરફથી.
------ શ્રી મુંબઈના મોતીના કાંટાના ટ્રસ્ટીઓ તરફથી હ. શેઠ હીરાચંદ ભાઈ નેમચંદ ભાઈ બા. દરમાસે કાયમ રૂ. ૧૫૦) બોર્ડીંગને મદદના આપવાના ઠરેલા તે મુજબ માસ.
હ. ઝવેરી વાડીલાલ વખતચંદને હાથી આવેલા તે.

૬૧૬-૦-૦

## બોર્ડીંગને માસિક મદદ

૨-૦-૦ શેઠ કાળીદાસ ઉમાભાઈ બા. બે માસના.
૩-૦-૦ શા. પ્રેમચંદ કેવળદાસ બા. માસ ત્રણના.
૧-૦-૦ શા. હસમુખભાઈ છોટાલાલ બા. એક માસના.

૬-૦-૦

## કપડાં.

રા. રા. અત્રેના ઝવેરી કેસરિસંગ વાડીલાલ તરફથી બોર્ડીંગના ૬૫ ગરીબ વિદ્યાર્થીને કીંમત આશરે રૂ. ૩૦) ના કોટ કરાવવામાં આવ્યા છે તેમજ ટોપીઓ અપાવવામાં આવી છે. હ. ઝવેરી ખુબાલાલ.

## આમંત્રણ.

ચાલુ વર્ષમાં આ માસિકમાં સર્વોત્તમ વિષયો આપવા હમે નિશ્ચય કર્યો છે. ઉચ્ચ વિષયના લેખો તથા સુલલિત સુબોધપ્રદ કાવ્યો લખી મોકલવા લેખકો અને લેખક બગીનીઓને ખાસ આમંત્રણ કરવામાં આવે છે. મોટા પ્રમાણમાં લેખો આવે છે, માટે તારીખ પહેલી અંદર લેખો મળે તેમ મોકલવા ભલામણ છે. કારણ માસિક હવેથી નિયમિત પ્રગટ કરવાનો દ્રઢ સંકલ્પ છે.

## છપાય છે ! દીવ્યજ્ઞાન સંગ્રહ ! છપાય છે ! !

# શ્રી દેવચંદજીની ચોવીસી.

---

શ્રી દેવચંદજીનું નામ જૈન આલમને એટલુ પરિચિત છે કે તેમના સબંધમાં વિશેષ લખવાની જરૂર નથી. તે ૧૮ મા સૈકાની આખરમાં વિદ્યમાન હતા, અને તેમણે લખેલા ગ્રન્થોમા હાલમા બે સસ્કૃત ગ્રન્થો તથા ૧૦-૧૨ ગુજરાતી ગદ્ય તથા પદ્યના લખાણો મળી આવે છે તેઓશ્રીનો ગુજરાતી ભાષાપરનો કાબુ જેવો તો અસાધારણ હતો અને તેમનું, ષડ્ દ્રવ્ય તથા અધ્યાત્મવિદ્યા સબધીનું જ્ઞાન એટલુ વિશાળ અને ઉંડુ હતું કે તેમણે લખેલી વર્તમાન તીર્થંકરોની ચોવીસી, તથા અતીત તીર્થંકરોની ચોવીસી, તથા મહાવિદેહ ક્ષેત્રમાં બીરાજતા વીશ વિહરમાન તીર્થંકરોની વીસી લોકોનુ ધ્યાન ખેચી રહી છે. આ ચોવીસીઓ તથા વીસીઓમા ભક્તિભાવ, જ્ઞાન, દ્રવ્યાનુયોગ, હૃદયના ઉદ્ગારો વગેરે અનેક બાબતો સમાયેલી હોવાથી અમે વર્તમાન જીન ચોવીસી જનસમાજ આગળ સસ્તી કિંમતે મૂકવા ઉચિત ધાર્યું છે વળી ચોવીસીમા કેટલીક ગહન બાબતો આવે છે, તે સામાન્ય જૈનો સમજી શકે નહિ તેવી તે પર રચેલી ગુજરાતી ટીકા પણ સાથે આપેલી છે. જે તેમણે પોતેજ જનહિતાર્થે રચેલી છે તે ટીકા મૂળના આશયને બહુજ સારી રીતે સમજાવે છે. આ પુસ્તકના લગભગ રોયલ ૩૨ પેજીના ૫૦૦ ઉપરાંત પૃષ્ટ થશે અને તે છતાં આવા ઉત્તમ પ્રકારના જ્ઞાનનો જૈન સમાજમાં ફેલાવો થાય એવા ઉચ્ચ હેતુથી તેની કિંમત માત્ર નામની ૦-૬-૦ રાખી છે, જેથી દરેક જૈન, અમને આશા છે કે, આવું પુસ્તક ખરીદી થી દેવચંદ્ર મહારાજની વાણીનો લાભ લેશે અને ભક્તિ સાથે જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના આત્માનુ કલ્યાણ કરી શકશે.

પુસ્તક મગાવનારે પોતાનુ નામ ઠેકાણું તથા પ્રત વિગેરે લખી જણાવવું.

નાગોરીશરાહ,—અમદાવાદ.
તા. ૧૯-૩-૧૪.
} શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ.

---

## ભેટ આપવાની છે.

રા. રા. શેઠ જગાભાઇ દલપતભાઇ બી. એ. તરફથી 'જૈન ધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ' નામના પુસ્તકની ૩૦૦ નકલો, દરેક જૈન લાયબ્રેરી, જૈનશાળા તથા પૂજ્ય મુનિ મહારાજોને પોતાના ટપાલ ખરચથી ભેટ આપવા માટે અમને મળી છે. માટે જેમને જોઇએ તેઓએ નીચેના ઠેકાણેથી પોસ્ટ કાર્ડ લખી મગાવી લેવી. હવે ફક્ત જુજ નકલો બાકી રહી છે.

વ્યવસ્થાપક " બુદ્ધિપ્રભા.
ઠે. નાગોરીસરાહ—અમદાવાદ.

REGISTERED No B. 876

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું



સુચનાઃ—પત્ર વહેવાર મહેલો વ્યવસ્થાપકના સરનામે કરવો.

સંપાદક —મણીલાલ મોહનલાલ. પાદરાકર.

# बुद्धिप्रभा.

# LIGHT OF REASON.

કાવ્ય

દિવ્ય પંથ પ્રતિ સંચરવાને, જન જીવન ઉન્નત કરવાને,
જ્ઞાન સુધારસ રેલવવાને, શારદ રહાય દે 'બુદ્ધિપ્રભાને"

पुस्तक ६ ठुं. जुलाइ १९१४ वीर संवत २४४० अंक ४ थो.

प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક-અમદાવાદ શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બૉર્ડીંગ-
તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.
મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે રૂ ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

## વિષયાનુક્રમણિકા.



## લવાજમ.

હમારા ગ્રાહકો જોશે કે હમે ગત વર્ષમાં હમારાથી બનતું કરી વાંચકોને સર્વોત્તમ વાંચન પુરૂ પાડયું છે. કદમાં લખાણોમાં ઘણોજ ફેરફાર કરવા છતાં પણ લવાજમ માત્ર એક રૂપીઓજ રાખીને અમે નફા તરફ ન જોતાં કર્તવ્ય તરફજ દ્રષ્ટિ રાખીને તે ચાલુ વર્ષમાં નવિન ફેરફારો કરી સામાજીક માસિકની હરોળમા તેને મુકી વધુ સેવા બજાવવા નિશ્ચય કર્યો છે. માસિકની ઉન્નતિનો આધાર તેના વાંચકોની તુરત મદદ પર અવલંબે છે. માટે સર્વ સુજ્ઞ ગ્રાહકોને વિનંતિ છે કે તેમણે ગત વર્ષનું લવાજમ વિના વિલંબે મોકલી આપવું અને ગ્રાહક તરીકે રહેવા ઇચ્છા ન હોય તો શરૂઆતથીજ અમોને લખી જણાવવું. જાહેર સંસ્થા નુકશાનમાં ન ઉતરે એ તરફ સર્વેને દ્રષ્ટિપાત કરવા આગ્રહપૂર્વક વિનંતિ છે.


તયાર છે ! મંગાવો ! ! તયાર છે ! ! !

ડીમી ૧૦૧ ફોર્મ ૮૦૮ પાનાનો મહાન ગ્રંથ.

# આનન્દઘન પદ ભાવાર્થ સંગ્રહ.

શ્રીમદ્ આનન્દઘનજીના આધ્યાત્મિક, વૈરાગ્યાદિક, ઉત્તમ રહસ્યવાળા ૧૮ પદો કે જેનો ભાવાર્થ સમજવા અનેક મનુષ્યોની તીવ્ર જિજ્ઞાસા હતી તે પદો ઉપર આચાર્ય બુદ્ધિસાગરસૂરિજી મહારાજે સ્પષ્ટ રીતે વિસ્તારથી વિવેચન કરી જીજ્ઞાસા પૂર્ણ કરી છે. તે સાથે શ્રીમદ્નું ચરિત્ર પણ ઉત્તમ રીતે દાખલ કર્યું છે ઉંચા કાગળ, નિર્ણયસાગર પ્રેસની સુંદર છાપ ને મનોહર પાકી બાઇન્ડીંગ છતાં કી. મા ૩ ૨-૦-૦.

ઠે. નાગોરીશરાહ. અમદાવાદ. } શ્રી જૈન શ્વેતાંબર મૂ૦ બોર્ડીંગ.

# બુદ્ધિપ્રભા.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.] તા. ૧૫ જુલાઇ સને ૧૯૧૪. [અંક ૪ થો.

## *अध्यात्म स्तुति.

( વિવેચનકાર મુનિ બુદ્ધિસાગરસૂરિ—વિહાર સ્થળ-માણસા. )

( થોયો. )

उठी सवारे सामायक लीधुं, पण बारणुं नवी दीधुंजी;
काळो कूतरो घरमांहि पेठो, घी सघळुं तेणे पीधुंजी.
उठीने वहुअर आळस मूकी, ए घर आप संभाळोजी;
निजपतिने कहे वीरजिन पूजी, समकितने अजुवाळोजी. १

વિવેચન—શુભ વિચારણા રૂપ શ્વશ્રુ પોતાની સુમતિ રૂપ વધૂને કથે છે કે તમે પ્રાતઃકાળમાં મિથ્યાત્વ રૂપ નિદ્રાનો ત્યાગ કરીને સમભાવ રૂપ સામાયિક અંગીકાર કર્યું એ ઉત્તમ કાર્ય કર્યું કારણકે સમભાવ એજ મુક્તિની નિસરણી છે. **सेयंवरो वा आसंवरो वा, वुद्धो वा अहव अन्नो वा, समभाव भावी अप्पा, लहइ मुखं न संदेहो ॥** શ્વેતાંબર હોય, દિગંબર હોય, બુદ્ધ હોય, વેદાન્તી આદિ ગમે તે ધર્મી હોય પરંતુ યદિ સમભાવ વડે પોતાના આત્માને ભાવીને સમતાભાવે પરિણમે તો મુક્ત થાય એમાં કિંચિત્ સંદેહ નથી. સર્વ જીવો પર રાગદ્વેષના અભાવે સમભાવ ધારણ કરવો એ બોલ્યાં કરતાં,

---

*. આ અધ્યાત્મ થોયના કર્તા શ્રી ભાવપ્રભસૂરિ પુનમીયા ગચ્છના હતા. તેમણે અંબડ રાસ રચ્યો છે. તે કઇ સાલમાં થયા તે રાસની પ્રશસ્તિ વાંચ્યા વિના નક્કી કરી શકાય તેમ નથી. પ્રાયઃ તેઓ અઢારમા સૈકામાં થએલા લાગે છે. તેમના ગુરૂનું નામ મહિમાપ્રભસૂરિ છે. શ્રી ભાવપ્રભસૂરિએ અન્ય કંઈ રચના કરી છે કે કેમ તેનો પરિપૂર્ણ તપાસ કર્યા વિના ચોક્કસ કંઇ કથી શકાય તેમ નથી. અન્ય બંધુઓ આ સંબંધી સાહિત્યક્ષેત્રમાં પ્રકાશ પાડશે તો તેઓને ધન્યવાદ ઘટશે.

વિચાર્યા કરતાં અનન્ત ઘણું કાર્ય મુશ્કેલ છે. **जो समो सव्वभूएसु तसेसुथावरेसुवा, तस्स सामाइयं होइ इइ केवलीभासियं ॥ १ ॥** જે આત્મા સર્વ પ્રાણીઓમાં સમભાવ વડે પરિણામ પામીને સમીભૂત થએલ છે. ત્રસ અને સ્થાવર જીવોમાં રાગદ્વેષના પરિણામ વિના સમભાવે વર્તે છે તેને કેવળી અર્થાત્ સર્વજ્ઞ ભાષિત સામાયિક હોય છે. સમભાવ રૂપ સામાયિક બે ઘડી પર્યન્તનું વ્યવહારની અપેક્ષાએ લેઇ શકાય છે. સુવિચારણા કહે છે કે સમભાવ રૂપ સામાયિક લેઇને આત્માના અસંખ્ય પ્રદેશ રૂપ ઘરને સંવર રૂપ તાળુ દેવું જોઇએ પણ હે સુમતિ વધૂ! તેં સમભાવ રૂપ સામાયિક લેઇને આત્માના અસંખ્ય પ્રદેશ રૂપ ઘરને સંવર રૂપ તાળુ દીધું નહિ તેથી મિથ્યાત્વ રૂપ વા આશ્રવરૂપ વા મોહ રૂપ કાળો કૂતરો ઘરમાં પેસી ગયો અને તેણે સ્થિરતા રૂપ સઘળું ઘી પી લીધું. સારાંશ કે સામાયિકમાં સંવર રૂપ બારણું દીધા વિના બેસવામાં આવ્યું તેથી સામાયિક પરિણામે આત્મામાં સ્થિરતા રૂપ ઘૃત જે કંઇ પ્રકટાવ્યું હતું તે મોહ અર્થાત્ આશ્રવ રૂપ કાળો કૂતરો પેસીને પી ગયો. માટે સુવિચારણા રૂપ સાસુ કથે છે કે એ સુમતિ રૂપ વધૂ! હવે તમે આલસ્યનો ત્યાગ કરીને ઉઠો અને આત્માના અસંખ્ય પ્રદેશ રૂપ ઘરને સંભાળો. આલસ્યાદિ પ્રમાદના વશમાં પડી રહેવાથી આત્મગૃહની સકલ ઋદ્ધિ લુંટાઇ જાય છે માટે આત્મોપયોગે જાગીને સ્વઘરનું રક્ષણ કરો. શુભવિચારણા પોતાની સુમતિ વધૂને કથે છે કે તું પોતાના આત્મપતિને કે વીરપ્રભુને પૂજીને સમ્યક્ત્વ અજુવાળવાને કહે. શ્રી વીતરાગ દેવના ગુણોની બહુ માન ભક્તિ પરિણતિએ ગુણોની પ્રાપ્તિ અર્થે શ્રી વીરપ્રભુને પૂજવાથી મિથ્યાત્વ પરિણતિનો નાશ થાય છે અને સમ્યક્ત્વની નિર્મળતા થાય છે. અતએવ આત્મા જ્યારે વીરપ્રભુના ગુણોમાં લયલીન થઇને શ્રી વીરપ્રભુનું પૂજન કરે છે ત્યારે શુદ્ધ સમ્યક્ત્વની પ્રાપ્તિ કરીને આત્મા પરમાત્મા થાય છે. શ્રીમદ્ દેવચંદ્રજી કથે છે કેઃ **स्वामी गुण ओळखी स्वामीने जे भजे दर्शन शुद्धता तेहपामे, ज्ञानचारित्र तपवीर्य उल्लासथी कर्म जीते वहे मुक्ति धामे.** શ્રી વીર પ્રભુના ગુણો ઓળખીને ગુણોની સાધ્ય દૃષ્ટિએ જે વીરપ્રભુને સેવે છે તે દર્શનની શુદ્ધતા પ્રાપ્ત કરે છે. વીરપ્રભુને સેવીને સમ્યક્ત્વ પામ્યા પશ્ચાત્ જ્ઞાનચારિત્ર તપ અને વીર્યોલ્લાસથી અષ્ટ કર્મને જીતી તેનો ક્ષય કરીને પરમમુક્તિ સ્થાનમાં સાદિ અનન્તા ભાંગે રહે છે. શુભ વિચારણા રૂપ સાસુ કહે છે કે આવી મોક્ષ દશાની પ્રાપ્તિ કરાવી આપનાર પ્રભુપૂજા છે. માટે તમે તમારા આત્મરૂપ સ્વામીને કહો કે તેઓ શ્રી વીરપ્રભુને પૂજી સમ્યક્ત્વની શુદ્ધિ કરે.

वले बीलाडे झडप झडपावी, उत्तरे डोसत्रि फोडीजी ।
चंचल छैयां वार्यां न रहे, त्राक भांगी माल त्रोडीजी ॥
ते विना रेंटीओ नव चाले, मौन भलो केने कहीयेजी ।
ऋषभादिक चउवीश तीर्थंकर, जपीए तो सुख लहीएजी ॥ २ ॥

વિવેચન—કામરૂપ મોટા બિલાડે ઝડપ ઝડપાવીને અર્થાત્ કુદીને બ્રહ્મચર્યની નવવાડ રૂપ સર્વ ઉત્તરેડો ફોડી નાખી—અથવા મોહરૂપ મોટા બિલાડાએ ક્ષાન્ત્યાદિક દશવિધ ધર્મ—પંચમહાવ્રતરૂપ ધર્મ—સત્તર પ્રકારે સંયમના ભેદરૂપ સર્વ ઉત્તરેડોને પોતાની ગતિના ઝડપે ફોડી નાખી—મોહરૂપ બિલાડાની ઝડપથી ક્ષાન્ત્યાદિક દશવિધ ધર્મ વગેરે ધર્મની ઉત્તરેડો ભાગી જાય છે. શુભ વિચારણા કહે છે કે અસંખ્યાત પ્રદેશરૂપ આત્મ ઘરમાં આ પ્રમાણે સ્થિતિ થઇ રહી છે. પાંચ ઇન્દ્રિયોની ત્રેવીશ વિષયમાં પ્રવૃત્તિ થાય છે તેનું મુખ્ય કારણ મનના

ચંચલ અધ્યવસાયોરૂપ છૈયાં અર્થાત્ સંતાનો વાર્યાં રહેતાં નથી તેઓ ચંચલ થઇને ત્રેવીસ વિષયો પ્રતિ દોડે છે. તેઓ ઘણાં વાર્યાં છતાં તાબામાં રહેતાં નથી અને ચળવિચલતાને કરી રહ્યાં છે અથવા મન વચન અને કાયાના ચંચલયોગરૂપ બચ્ચાંઓ-સંતાનો આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં પરભાવરૂપ તોફાન મચાવી રહ્યાં છે. તેઓને વારવામાં આવે છે છતાં તેઓ વાર્યાં વારી શકાતાં નથી અને ધમામસ્તી કરીને ચારિત્ર ધર્મરૂપ રેંટીયાની ક્રિયા રૂપ ત્રાકને તોડી નાંખી અને ઉપયોગરૂપ માળા અથવા પરિણામની શુદ્ધતારૂપ માળાને તોડી નાખી ક્રિયારૂપ ત્રાક અને ઉપયોગ અથવા શુદ્ધ પરિણામરૂપ માળા વિના ચારિત્ર ધર્મરૂપ રેંટીયો ચાલી શકતો નથી અને ચારિત્ર ધર્મરૂપ રેંટીયો ચાલ્યા વિના આત્મગુણોનું કંતન વહી શકતું નથી અને તેથી આત્માનો આનન્દ પ્રાપ્ત કરી શકાતો નથી. ચારિત્ર ધર્મરૂપ રેંટીયાની પ્રવૃત્તિમાં ક્રિયાની આવશ્યકતા છે. **अनुपयोगो द्रव्यम्**-ઉપયોગ વિનાની દ્રવ્ય ક્રિયા સફળ નથી માટે ઉપયોગરૂપ માળાની આવશ્યકતા છે. ઉપયોગ પૂર્વક ક્રિયા કરવાથી ચારિત્રરૂપ રેંટીયાથી સ્વેષ્ટ મુક્તિફળની પ્રાપ્તિ થાય છે-દ્રવ્ય ક્રિયા જ્યાં હોય છે ત્યાં ઉપયોગ હોતો નથી. ધર્મક્રિયા અને ઉપયોગ એ બન્ને સાથે હોય છે તો ચારિત્ર ધર્મરૂપ રેંટીયો સમ્યક્પ્રવર્તે છે. આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ઘરમાં ચારિત્ર ધર્મરૂપ રેંટીયો ચાલતો નથી તેથી તે વાતને અન્યની આગળ કહેવાથી શું તાત્પર્યાર્થ તેના કરતાં મૌન રહેવું તે સારૂ છે. આવી વાતો અન્ય કોને કહીએ. અન્યાર્થમાં અવબોધવાનું કે-ચારિત્ર ધર્મરૂપ રેંટીઆની ત્રાક અને માળ ભાગી જવાથી આત્મ ધર્મનો વ્યાપાર ચાલી શકતો નથી-ત્રાકરૂપ ધર્મક્રિયા અને માળરૂપ શુદ્ધોપયોગ એ બે સમ્યક્પ્રવર્તે છે તો જે સિદ્ધાંતોમાં "**जं सम्मतं पासहतं मोणं पासहजं मोणं पासहतं सम्मतं पासह** ઇત્યાદિવડે જે ખરૂં મૌનપણું કે જે મુનિનો ધર્મ છે તે પ્રવર્તે છે. અપ્રમત્ત દશામાં શુદ્ધ નિશ્ચય નયની દ્રષ્ટિએ જે મૌનપણું તે સમ્યક્ત્વ કહેવાય છે અને જે નૈશ્ચયિકનય સમ્યક્ત્વ તે મૌનપણું કહેવાય છે. આવું મૌનપણું સમ્યક્ ક્રિયા અને સમ્યક્ત્વપૂર્વક શુદ્ધોપયોગથી મુનિને અપ્રમત્ત ભાવે છે. ચારિત્ર ક્રિયારૂપ ત્રાક અને શુદ્ધોપયોગરૂપ માળા ભાગી જવાથી જે ભલો મૌન ભાવ હતો તે ટળી જશાથી તે વાત કોઇને કહેવાથી કંઇ વળી શકે તેમ નથી. ચારિત્ર ક્રિયા અને શુદ્ધોપયોગે અપ્રમત્ત દશામાં જે મૌનભાવ હોય છે તેથી અનુત્તર દેવતાનાં સુખનું અતિક્રમણ થાય છે. એવું ભલું મૌનપણું જે પ્રાપ્ત કરે છે તેનો અનુભવ તેને આવે છે સુધી આત્માના અસંખ્ય પ્રદેશ ઘરમાં જે સુખ પ્રગટે છે તેની વાત અન્યોની આગળ કેવી રીતે કહી શકીએ, અથવા તેવું અપ્રમત્ત દશાનું મૌનપણું ચારિત્રરૂપ રેંટીયાની પ્રવૃત્તિ વિના ન હોવાથી તે વાત કોને કહેવી ? અર્થાત્ તેના કરતાં તેવા મૌનભાવ સંબંધી યોગ્ય જ્ઞાની વિના તે વાત ન કહેવી ને ભલી છે અર્થાત્ મૌનપણું દ્રવ્ય અને ભાવથી ધારણ કરવું તે ભલું છે. શુભ વિચારણા આ પ્રમાણે આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ઘરમાં બનનાર વૃત્તાંતને જાહેર કરીને સુમતિને કહે છે કે-હે સુમતે ! મુનિભાવે જે ભલું મૌનપણું છે તેને દ્રવ્ય અને ભાવથી પ્રાપ્ત કરીને હૃદયમાં ઋષભાદિ ચોવીશ તીર્થંકરોનો દ્રવ્ય અને ભાવથી જાપ જપવામાં આવે તો સ્વાભાવિક આત્મસુખને પ્રાપ્ત કરી શકીએ. ચોવીસ તીર્થંકરોના જાપથી હૃદયની શુદ્ધિ થાય છે અને નૈશ્ચયિકનય સમ્યક્ત્વની નિર્મળતા થાય છે અને તેવું પરિણામે વાસ્તવિક અનન્ત સુખરૂપ ફલ પ્રકટે છે. ઋષભાદિક ચોવીસ તીર્થંકરોના આત્માઓની શુદ્ધિ તરફ લક્ષ રાખવું અને તેઓને હૃદયમાં સ્થાપન કરીને નામ પૂર્વક તેમના ભાવ નિક્ષેપાના સ્વરૂપમાં લયલીન

થઈ જવું એ ભાવ જાપ છે એવા ભાવ જાપથી અનન્ત ભવનાં કર્મ નષ્ટ થાય છે અને આત્માના અસંખ્ય પ્રદેશોથી કર્મની સર્વ વર્ગણાઓ ટળી જાય છે. હે સુમતે! હારે આ પ્રમાણે પ્રથમ સામાયકની શુદ્ધિ કરીને ચોવીશ તીર્થંકરોનો જાપ જપવો જોઇએ. જે આત્માની રાગદ્વેષ રૂપ વિષમતા છે તેનો નાશ કરવાથી સમભાવરૂપ સામાયિકની પ્રાપ્તિ થાય છે. આવી સામાયિક દશાની પ્રાપ્તિ થતાં ચોવીશ તીર્થંકરોના સ્વરૂપ પ્રતિ લય લાગે છે અને તેથી ચોવીશ તીર્થંકરોનો સહેજે જાપ જપવાનો ભાવ પ્રગટ થાય છે અને તેથી વાસ્તવિક આત્મસુખની પ્રાપ્તિ થાય છે. શુભ વિચાર આ પ્રમાણે સુમતિને અસંખ્ય પ્રદેશરૂપ આત્મઘરનું વૃત્તાંત જણાવીને હવે આત્મઘરની શુદ્ધિ કરવાને નીચે પ્રમાણે આજ્ઞા ફરમાવે છે.

घर वासींदुं करोने वहुअर, टालोने उजी सालोजी ।
चोरटो एक करे छे हेरू (चोरी), ओरडे घोने तालुजी ॥
लख्के प्राहुणा चार आव्या छे, ते उभा नव राखोजी ।
शिवपद सुख अनन्ता लहीए, जो जिनवाणी चाखोजी ॥ ३ ॥

વિવેચન—હે સુમતિ વધૂ! તમે આત્મારૂપ ગૃહનું વાસીદું કરો. પ્રતિક્રમણ ક્રિયાવડે વાસીદું કરતાં અતિચારરૂપ મલીનતાને દૂર કરી શકાય છે. બાહ્ય ઘરનું સાવરણીથી વાસિદું કરતાં તેમાંથી કચરો દૂર કરી શકાય છે. ઘરમાં દરરોજ સાવરણીથી વાસિંદુ કાડી શકાય છે. આત્મારૂપ ઘરને સાફ કરવાને બે વખતની સંધ્યાના પ્રતિક્રમણરૂપી સાવરણીની જરૂર સ્વીકારાય છે. બે વખતની પ્રતિક્રમણરૂપ સાવરણીવડે ઘરના અતિચાર દોષાદિ કચરો કાઢવાની જરૂર છે. આત્માના અસંખ્ય પ્રદેશમાં ભરાઈ રહેલો અષ્ટકર્મ દલિકરૂપ ઉઝીસાલો, કાજો, કચરો, દૂર કરો. ભાવ કર્મ વડે દ્રવ્ય કર્મ લાગે છે અને દ્રવ્ય કર્મ વડે આત્માને ભાવ કર્મ લાગે છે. દ્રવ્ય કર્મ અને ભાવ કર્મરૂપ કચરાથી આત્માના અસંખ્ય પ્રદેશની નિર્મળતાનું આચ્છાદન થયું છે અને તેથી જીર્ણ ખંડેરના જેવું આત્મરૂપ ઘર લાગે છે. ઘરમાં દરરોજ કૃષ્ણલેસ્યા, કાપોતલેસ્યા અને નીલલેશ્યાદિક કચરો આવે છે. આત્મારૂપ ઘરમાં આર્તધ્યાન અને રૈદ્ર ધ્યાનરૂપ અને તેથી ગ્રહાતા કર્મરૂપ કચરો આવે છે અને તેથા ઘરની મલીનતામાં વૃદ્ધિ થાય છે. મન, વચન અને કાયાવડે ગ્રહણ કરતાં યોગિક કર્મરૂપ કચરાથી આત્મારૂપ ઘરની શોભાની હીનતા થાય છે. મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગવડે આત્મા રૂપ ઘરમાં કર્મરૂપ કચરો આવે છે. સુમતિ, આવશ્યક રૂપ સાવરણીથી આત્મારૂપ ઘરમાં અનન્તકાળથી એકઠા થએલ કર્મરૂપ કચરાને દૂર કરી શકે છે માટે શુભવિચારણા કથે છે કે હે વધૂ! તમે આત્મરૂપ ઘરનું વાસીદુ કરીને ઘરને સાફ કરો અને કચરાને દૂર નાખી દો. આત્મારૂપ ઘરને દરરોજ બે વખત પ્રતિક્રમણ રૂપી સાવરણીથી સાફ કરવાની કેટલી બધી આવશ્યકતા છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે. દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ કરીને આત્માના અસંખ્યાત પ્રદેશ રૂપ ઘરમાં લાગેલા કર્મરૂપ કચરાને કાઢી નાખવાની જરૂર છે. **सव्वस्सविदेवसिअ दुच्चिंतिअ दुम्मासिअ दुच्चिठीअ तस्स मिच्छामि दुक्कडम्** ઇત્યાદિ પ્રતિક્રમણ સૂત્રોવડે આત્માના પ્રાયશ્ચિત્તાદિ પરિણામે આત્મા રૂપ ઘરમાં લાગેલ કર્મ કચરાને દરરોજ દૂર કરવા પ્રયત્ન કરવો અને આત્મા રૂપ ઘરની સ્વચ્છતા કરવી. સુવિચારણા કથે છે કે હે સુમતિ વધૂ! તું ઘરની બરાબર સંભાળ રાખ. મોહ પરિણતિરૂપ વિભાવ ચોરટો ચોરી કરીને આત્માની જ્ઞાનદર્શન

ચારિત્રરૂપ ઋદ્ધિને લુંટી લે છે માટે તમે આત્માના સ્વભાવરૂપ ઓરડાને સંવરરૂપ તાળુ દો. આત્માના શુદ્ધ સ્વભાવ રૂપ ઓરડામાં અનંતધણી ઋદ્ધિ રહેલી છે, તેને સંવર રૂપ તાળુ દેતાં તેમાં મોહ રૂપ ચોરનો પ્રવેશ થઈ શકશે નહિ. આત્માના સ્વભાવ રૂપ ધર્મધનનો મોહ રૂપ ચોર ચોરી કરે છે અને તેથી આત્મધર્મનો નાશ થાય છે માટે મોહરૂપ ચોરટાનો પ્રવેશ નિવારવા સંવરરૂપ તાળુ દેવાની જરૂર છે. સર્વ જીવોની આત્મરૂપ ધર્મરૂપ ધનની ચોરી કરનાર મોહ ચોર છે. આત્માના સમભાવનું રક્ષણ કરવા માટે સંવરની આવશ્યકતા છે. સમભાવરૂપ સામાયિકમાં સ્થિરતા ધારણ કરવા માટે આત્મ સ્વભાવરૂપ ઓરડે હે સુમતે તમે સંવરભાવનું તાળું દો. સુવિચારણા પુનઃ સુમતિને કહે છે કે હે સુમતે! આત્મારૂપ ઘરમાં લબકા મારતા ચાર કષાયરૂપ પરોણા (પ્રાઘુર્ણક) આવે છે માટે તેને આત્મારૂપ ઘરમાં આવવા ન દો અને તેમજ તેઓને સત્તાની અપેક્ષાએ ઉભા પણ રહેવા ન દો. ચાર કષાયોને વારવાથી અને તેઓનો મૂલ થકી ક્ષય કરતાં આત્માની જ્ઞાનાદિક શક્તિયોનો પ્રાદુર્ભાવ થાય છે. ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર પરૂણા જેવા લાગે છે કારણ કે અજ્ઞાન દશામાં પરૂણાની પેઠે અજ્ઞાનીને પોતાનો સત્કાર કરાવે છે. પણ એ ચારથીજ આત્મા ચોરાશીલક્ષ યોનિમાં જન્મજરા મરણવડે પરિભ્રમણ કરે છે. સુમતિનો પતિ જે અન્તરાત્મા છે તેને ફોસલાવીને તેને ઠગનાર ચાર કષાયો છે. ચાર કષાયો ઉદયમાં આવીને આત્માને અનન્તગણું દુઃખ આપે છે. આત્માના અસંખ્યાત પ્રદેશે એ ચાર કષાયો નાં દલિકો સત્તા થકી બન્ધમાં હોય છે તોપણ મહાદુઃખને દેવાવાળાં પરિણામે થાય છે. સમભાવરૂપ સામાયિકમાં રહેનાર સાધુએ એ ચાર કષાયોને ઉભા પણ ન રાખવા જોઇએ. જ્યાં સુધી ચાર કષાયને ત્યાગવાને ખરેખરો આત્મભાવ પ્રગટ થતો નથી અને તેનો પરિહાર કરવા હૃદયમાં દાઝ ઉદ્‌ભવતી નથી ત્યાં સુધી એ ચાર કષાયોનું સામ્રાજ્ય મન્દ પડયું નથી. સુવિચારણા કહે છે કે હે સુમતિ! તું આત્મારૂપ ગૃહના ખુણેખોચરે પણ એક ક્ષણ માત્ર એ ચાર કષાયો ન રહે તેમ પ્રવૃત્તિ કર. જો તેઓને એક ક્ષણ માત્ર વાર પણ ઉભા રહેવા દીધા તો કરોડો વર્ષ સુધી પોતાની સત્તા ચલાવે એવું સંસ્કાર બળ પ્રગટ કરશે માટે મારૂં વચન શ્રવણ કરીને ક્ષણે ક્ષણે આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ ઘરમાં દૃષ્ટિ દેતી રહે અને કોઈ કષાય ગમે તેવું કારણ પામીને એક ક્ષણ માત્ર પણ વાસો ન કરે એવો તીક્ષ્ણ ઉપયોગ રાખ. આત્માના પ્રદેશોમાં કોઈ પણ કષાયનો વિભાવ સંસ્કાર ન પડે એવો ઉપયોગ રાખ અને કદાપિ કોઇ કષાયનો પ્રવેશ થયો એમ લાગે તો તુર્ત તેને દૂર કર અને પ્રતિક્રમણ ભાવવડે તેના સંસ્કારને પણ મૂળમાંથી બાળી નાખ, નહિ તો તેઓ મારવાડ ભૂમિમાં તીડનાં ઈંડાંની પેઠે રહી જતાં ચોમાસા જેવો પ્રસંગ પ્રાપ્ત થતાં પરાર્ધની સંખ્યામાં પ્રગટી નીકળશે. આત્માના અસંખ્ય પ્રદેશોમાં ચાર કષાયની કોઇ પણ પ્રકૃતિ ન રહેવી જોઇએ. ચાર કષાયના સંસ્કારો અન્ય ભવમાં તીડનાં ઇંડાંની પેઠે કારણ સામગ્રી પામી પ્રગટી નીકળે છે અને આત્માના સમભાવ રૂપ ધર્મનો નાશ કર્યા વિના રહેતા નથી. આ પ્રમાણે સુવિચારણારૂપ સાસુ પોતાની સુમતિરૂપ વધુને શિખામણ આપીને તેને આત્માના સુખનો સ્વાદ પ્રાપ્ત કરાવવા માટે કથે છે કે જો તું જિનેશ્વર પ્રભુની વાણી શ્રવણ કરીશ તો મોક્ષનાં સુખ પામીશ. શ્રી વીતરાગ સર્વજ્ઞની વાણી શ્રવણ કરવાથી તને ઇન્દ્રિયાતીત આત્મસુખનો અનુભવ આવશે અને પરિણામે આત્માનું સુખ પ્રગટાવીને તેને સ્વાદીશ માટે તું હરરોજ આવશ્યક કર્તવ્ય રૂપે શ્રી જિનવાણીનું શ્રવણ કર. શ્રી જિનવાણીનું શ્રવણ, મનન

અને નિદિધ્યાસન કરતાં મોહાદિક ચોરને છતવાના ઉપાયોનું જ્ઞાન થશે અને આત્મારૂપ ગૃહની નિર્મળતાનું પ્રાકટ્ય થશે. સુવિચારણા આ પ્રમાણે સુમતિને શિખામણ આપીને હવે આત્મગૃહ સંબંધી જે કંઈ વિશેષ જ્ઞાતવ્ય છે તથા કર્તવ્ય છે તેનો વિવેક કરાવવાને નીચે પ્રમાણે સંબોધે છેઃ—

घरनो खूणो कोळ खणे छे, वहु तुमे मनमां लावोजी ।
प्रमाद पलंगे प्रीतम पोढ्या, प्रेम करीने जगावोजी ॥
भावसूरि कहे नहि ए कथलो, अध्यातम उपयोगीजी ।
सिद्धायीदेवी सानिध्य करेवी, साधे ते पद भोगीजी ॥ ४ ॥

વિવેચન—આત્મા રૂપ ઘરનો આયુષ્ય રૂપ એક ખુણો છે તેને કાળરૂપ કોળ ખણે છે એ વાતને હે સુમતિ વધૂ તમે મનમાં લાવો. આત્માએ મનુષ્ય ગતિમાં અમુક વર્ષ સુધીનું આયુષ્ય બાંધ્યું છે. અંજલિમાં રહેલા જળની પેઠે ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટે છે. સાગરોપમ અને પલ્યોપમનાં આયુષ્ય પણ ખૂટે છે. આજકાલ કરતાં આયુષ્ય ખૂટી જાય છે. એવી કોઈ બુટી નથી કે જેના ભક્ષણથી અમર રહી શકાય. ગામ યાને શહેરની વસ્તી કરતાં સ્મશાનમાં બાળેલાઓની વસ્તીનો આંકડો મોટો હોય છે. કાયારૂપ ઘરનો ખૂણો ક્ષણે ક્ષણે કાળરૂપ કોળ ખણ્યા કરે છે તેથી તે અન્તે નષ્ટ થયા વિના તો રહેનાર નથી. કાયારૂપ મહેલ કાચા ચણતરનો છે તેનો નાશ થયા વિના રહેતો નથી. માટીની કાયા અન્તે રાખ થઈને માટીમાં મળી જાય છે અને તેનાં ઘરબાર કરવામાં આવે છે અને તેમાં તેના વંશજો રહે છે. જે વીર હાકે પૃથ્વીને અને પર્વતને કંપાયમાન કરતા હતા તેઓના શરીરની માટી વગેરે અનેક પર્યાયો થઇ ગયા. જે ઘરને ક્ષણે ક્ષણે કાળરૂપ કોળ ખોદતો હોય તો તે અંતે પડયા વિના રહેતું નથી. અરે પામર પ્રાણી તું મનમાં ચેત. ઇન્દ્ર, ચન્દ્ર અને નાગેન્દ્રોની કાયા પણ આ વિશ્વમાં અમર રહી નથી તો પશ્ચાત્ અન્ય સામાન્ય જીવોની તો શી વાત કરવી. હે સુમતે! તું કાયારૂપ મહેલમાં પ્રમાદરૂપ પલંગમાં મોહભાવે સુઈ રહેલા આત્મસ્વામીને જાગ્રત કર! નિદ્રા, વિષય, વિકથા આદિ પ્રમાદોમાં લયલીન થવાથી આત્મસુખની ગંધ પણ અનુભવાતી નથી. ઉલટી દુઃખની પરંપરાની વૃદ્ધિ થાય છે. ત્હારા આત્મસ્વામી અનાદિકાળથી પ્રમાદ પલંગમાં પોઢી રહ્યા છે તેથી ઘરનો ખુણો કોળ ખણે છે તેની પણ તેમને માલુમ પડતી નથી અને તેથી આત્મસ્વામીના લાભમાં કેટલી બધી હાનિ થાય છે તે ત્હારા વિના અન્યની આગળ હું શું જણાવું. પ્રમાદરૂપ પલંગમાં પોઢયા બાદ આત્મસ્વરૂપનું ભાન રહેતું નથી. આત્મસ્વામી પોતાનું ભાન ભૂલીને ઘોર નિદ્રામાં ઉંઘે છે ત્યારે તેમની ઋદ્ધિનો નાશ થાય છે. સર્વનો નાશ કરનારી નિદ્રા છે. જે મનુષ્ય નિદ્રાને વશ થાય છે તેની ઋદ્ધિનો સર્વથા પ્રકારે નાશ થઈ જાય તોપણ તે ઘોર નિદ્રામાં ઘોરતો હોવાથી કંઇ પણ અવબોધી શકતો નથી. આત્મા જો જાગ્રત થાય તો તે પોતાની ઋદ્ધિનો નાશ થવા ન દે. આત્માના જ્ઞાનદર્શન ચારિત્ર અને વીર્યાદિ ગુણોનો આવિર્ભાવ કરવો હોય તો નિદ્રાનો પરિહાર કર્યા વિના છુટકો નથી. સુવિચારણા કથે છે કે ઉત્તમ પત્ની પોતાના સ્વામીને જાગ્રત કરે છે અને તેની ઉન્નતિમાં સ્વકીયોન્નતિનો નિશ્ચય કરે છે. આત્મસ્વામીને જાગ્રત કરવા એ ત્હારી ફરજ છે માટે હે સુમતે! તું મિષ્ટ શબ્દો કથીને જાગ્રત કર કારણકે હવે જાગ્રત કર્યા વિના તેના અને તારા ઉદ્ધારનો અન્ય માર્ગ નથી. હે સુમતે! તારા સ્વામીને પ્રેમભરી દૃષ્ટિથી જગાડતાં તારા ઉપર ગુસ્સે થવાના નથી. જે સ્ત્રીનો પોતાના સ્વામીપર વિશુદ્ધ પ્રેમ હોય છે

તેના ઉપર તેના સ્વામી ગુસ્સે થતા નથી. આત્મસ્વામી જ્યારે જાગ્રત થશે ત્યારે આત્માના અસંખ્યાત પ્રદેશોમાં કોઈની પ્રવેશ કરવાની હિમ્મત ચાલી શકશે નહિ અને આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ગૃહથી શોભામાં અનંતગુણી વૃદ્ધિ થશે એવું તું નિશ્ચય અવબોધ. ભાવપ્રભસૂરિ કહે છે કે એ કથલો-કુથલો નથી અર્થાત્ નકામી અર્થ વિનાની કથની નથી પરન્તુ અધ્યાત્મ જ્ઞાનને ઉપયોગી એવી આત્મ તત્ત્વ વિચારણાની વાત છે તેનો અન્તરમાં અનુભવ કરવાથી તેનો સાર ગ્રહી શકાશે. આત્મજ્ઞાન અને આત્મ ચારિત્રને ઉપયોગી એવી આ અધ્યાત્મ વાણી છે. શ્રુત જ્ઞાનરૂપ સિદ્ધાયિકાદેવી, આત્માની પરમાત્મ દશા કરવામાં સહાય કરનારી છે. બે પ્રકારના શ્રી વીતરાગે ધર્મ કથ્યા છે. શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મ. પ્રથમ શ્રુત ધર્મની પ્રાપ્તિ થાય છે અને પશ્ચાત્ ચારિત્ર ધર્મની પ્રાપ્તિ થાય છે. જિનવર પ્રણીત સિદ્ધાંતોને શ્રુત કહેવામાં આવે છે. શ્રુતજ્ઞાનને એક સિદ્ધાયિકા દેવીની ઉપમા આપવામાં આવે છે. સિદ્ધાયિકા દેવી શ્રી તીર્થંકરની અધિષ્ઠાત્રી દેવી છે તે ભવ્ય જીવોને જૈનધર્મની આરાધના કરતાં સહાય આપે છે તદ્વત્ શ્રુત જ્ઞાનરૂપ સિદ્ધાયિકા દેવી અધ્યાત્મ જ્ઞાન પરિણતિમાં સહાય કરનારી છે. શ્રુતજ્ઞાનના પઠન, પાઠન, મનન, સ્મરણ અને નિદિધ્યાસનથી અધ્યાત્મ પરિણતિની શુદ્ધિ અને તેની વૃદ્ધિ થાય છે. અધ્યાત્મ જ્ઞાન અને અધ્યાત્મ ચારિત્ર પરિણામે પરિણામ પામતાં ઉજ્જ્વલેશ્યાની વૃદ્ધિ થાય છે. શ્રુતજ્ઞાનરૂપ સિદ્ધાયિકા દેવીની આરાધના કરતાં અધ્યાત્મ ચારિત્રની પ્રાપ્તિ થાય છે અને તેથી અષ્ટ કર્મથી રહિત એવું સિદ્ધપદ પ્રાપ્ત કરી શકાય છે અને તેથી સિદ્ધનાં અનન્ત સુખ વેદી શકાય છે. અતએવ શ્રુતજ્ઞાનરૂપ સિદ્ધાયિકા દેવીની આરાધના કરવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે ભાવસૂરિ અધ્યાત્મની થોયો કહે છે. પ્રથમ સ્તુતિમાં એક એક જિનેશ્વરની સ્તુતિ કરવામાં આવે છે. બીજી થોયમાં સર્વ તીર્થંકરો, ત્રીજીમાં જિન વાણી અને ચોથીમાં શાસન રક્ષક દેવી એ પ્રમાણે અત્ર થોયોમાં રચના અવલોકવામાં આવે છે. આત્મ તત્ત્વજ્ઞાન પ્રદ અધ્યાત્મ થોયોમાં કહેલી અધ્યાત્મજ્ઞાન વ્યાખ્યા વારંવાર મનન સ્મરણ કરવા યોગ્ય છે. ચાર થોયોમાં કહેલા ભાવને જે ભવ્ય જીવો સમજે છે અને આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ઘરની ઉત્તમતા કરવા પ્રયત્ન કરે છે તે ભવ્ય જીવો સંસારની આધિ વ્યાધિ અને ઉપાધિથી મુક્ત થઇને પરમાત્મ પદ પ્રાપ્ત કરે છે. ॐ शान्तिः ३

## ऋतुवंती स्त्रीने उपयोगी शिक्षा.

(લેખકઃ—શાહ ભોગીલાલ સાંકળચંદ. માણસા.)

जो पुप्फवइं जाणिऊण-नहु संकइय नियचित्ते ।
छिवइय भंडगाइ तथ्थय दोसा बहु हुंति ॥ १ ॥
लच्छी नासइ दूरे, रोगायंका हवंति अगवरयं ।
घर देवयाओ मुचंति, तं गेहं जे न वज्जंति ॥ २ ॥
जइ कहवि अणाभोगा, पुरिसा छिवंति तिय महिलाए ।
पहायस्स होइ सुद्धि, इय भणियं जो इस सथ्थेसु ॥ ३ ॥

विहिजिण भवणेग, घरपडिमा पूअणं मणेइझायं ।
पुप्फवई इथ्थीसु, पडिसिद्धं पुव्वसूरिहिं ॥ ४ ॥
आलोयणे न पडइ, पुप्फवइ जंकरेइ सानियमा ।
निच्चियसुत्तं अन्नं, नोगणइ तिहिं दिवसेहिं ॥ ५ ॥
लोएलो उत्तरिएं, एवं विहदं सणं समुदिठं ।
जो भणइ न दोसो, सिद्धांत विराहगो सोउ ॥ ६ ॥

ભાવાર્થ—જે સ્ત્રી ઋતુવંતી જાણીને પોતાના મનમાં ન શંકાય અને ઘરનાં વાસણોને સ્પર્શે તો તેને ઘણા દોષો ઉત્પન્ન થાય છે. તેના ઘરમાંથી લક્ષ્મી દૂર નાસે છે અને રોગ આતંક વિગેરે દરરોજ ઉત્પન્ન થાય છે. જે સ્ત્રી ઘરમાં છેટે બેસતી નથી તેનું ઘર દેવતાઓ મુકે છે. જે પુરૂષો અનુપયોગથી અથવા અજાણપણે જ્યારે ઋતુવંતી સ્ત્રીને અડકે છે તો તેઓની સ્નાન કરે છતે શુદ્ધિ થાય છે એમ જ્યોતિષશાસ્ત્રોમાં કથ્યું છે. જીન મંદિરમાં જવું, ઘરમાં પ્રતિમાને પૂજવું, અને સઝાયનુ ગણવું ઈત્યાદિ ઋતુવંતી સ્ત્રીઓને પૂર્વાચાર્યોએ નિષેધ કર્યો છે. જ્યારે ઋતુવંતી સ્ત્રી હોય ત્યારે તેને આલોચનાનું તપ લેખે ગણાય નહિ. નિત્યનો આવશ્યક સૂત્ર વિગેરે ૩ દિવસ સુધી ગણી શકે નહિ. લૌકિક ને લોકોત્તર શાસ્ત્રમાં આ પ્રમાણે દેખાડ્યું છે. કોઈ એમ કહે કે ૠતુવંતી સ્ત્રીને દોષ ન લાગે તો તે સિદ્ધાન્તનો વિરાધક છે તે જાણવું. ઋતુવંતી સ્ત્રીનો પડછાયો સુકવવા મુકેલા આદના પાપડ ઉપર પડે છે તો તેથી પાપડનો બગાડો થાય છે. આ ઉપરથી સમજવાનું કે જે વખતે સ્ત્રીને ઋતુકાળ હોય છે તે વખતે તેના શરીરના અણુરેણુમાં વિચિત્ર પ્રકારનો ફેરફાર થાય છે ને તેની ભોજન વિગેરે વસ્તુઓ ઉપર ખરાબ અસર થાય છે. શાસ્ત્રકારો જે આસને સ્ત્રી બેઠી હોય છે તે આસને બ્રહ્મચારી પુરૂષને બે ઘડી સુધી બેસવાની ના પાડે છે. જ્યારે ઋતુવંતી સ્ત્રી હોય છે ત્યારે તેની છાયામાં તથા તેના શરીરમાં બ્રહ્મચર્ય વગેરેને હાની પહોંચે તેવા અણુરેણુઓ હોય છે અને તેની અસર જે પદાર્થને અડકવામાં આવે છે તેના ઉપર ખરાબ અસર થાય છે. માટે ઋતુવંતી સ્ત્રીઓને માટે નીચે લખેલા નિયમો ઉપયોગી થઇ પડશે.

૧. કોઈ પણ ધાતુના વાસણમાં જમવું નહિ.
૨. પોતાના જમેલા સિવાય અન્ય વાસણ માંજવું નહિ.
૩. રૂદન અગર રડવા કુટવાની ક્રિયામાં ભાગ લેવો નહિ.
૪. અન્ય મનુષ્યોને અડકવું નહિ.
૫. ઋતુવંતી સ્ત્રીએ વાપરેલી જગ્યા ગૌમત્રથી છાંટવી ને છાણથી લીંપવી.
૬. પોતે જમતાં એંઠું મુકવું નહિ.
૭. ચોથે દિવસે પ્રહર પૂર્ણ થતાં નાહીને શુદ્ધ બનવું ને વસ્ત્ર વગેરેની શુદ્ધિ કરવી.

ઇત્યાદિક આચારો જાળવવાથી સ્વ અને પરઆત્માની શુદ્ધિ થાય છે. મતિની નિર્મળતા રહે છે. મનની અશુદ્ધિ કરનારા અણુરેણુઓની અસર અન્ય મનુષ્ય ઉપર થતી નથી. ઋતુવંતી સ્ત્રીએ આ પ્રમાણે ધર્મ પાળતાં વ્યવહાર આચારની શુદ્ધિ થાય છે અને તેથી ધર્મ માર્ગની પ્રાપ્તિ થાય છે.

# माध्यमिक केळवणी.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૮૭ થી )

( લેખકઃ—માસ્તર ભોગીલાલ મગનલાલ શાહ, ગોધાવી. )

વાચનથી શરૂ થઈ ભાષાન્તરથી પાઠ પૂર્ણ થતો દૃષ્ટિગોચર થાય છે. પ્રસિદ્ધ વિદ્વાન ફ્રિચ કહે છે કેઃ–"No lesson in French which is confined to translation and reading is worth much, if it is not followed up by actual conversation." ભાષાંતર અને વાચનમાં પરિસમાપ્ત થતો હોય તેવો ફ્રેંચ ભાષાનો કોઇ પણ પાઠ જો વાસ્તવિક વાતચિત વડે અનુસરાતો ન હોય તો તે વિશેષ કિંમતી થઈ શકતો નથી. સાદામાં સાદું 'affirmative' સ્વીકારવાચક વાક્યને પ્રશ્નાર્થ વાક્યમાં ફેરવી શકાય છે, અગર તે વાક્ય કોઇ પણ પ્રકારના પ્રશ્નોત્તર માટે હકીકત પૂરી પાડે છે, કે જે હકીકત વાક્યનું રૂપ જરા બદલાતાં વિદ્યાર્થીને શબ્દોના અર્થ અને ઉપયોગ સમજવાની ફરજ પડે છે. વિદ્યાર્થી જ્યાં સુધી શબ્દને યથાર્થ સમજે નહિ અને વાક્યમાં તેનો વાસ્તવિક ઉપયોગ કરી શકે નહિ ત્યાં સુધી તેની પ્રગતિ સંતોષકારક થતી નથી. ક્વીક કહે છે કેઃ–Half the knowledge with twice the power of applying it, is better than twice the knowledge with half the power of application." Quick.

અર્ધા શબ્દોનું જ્ઞાન અને તેનો ઉપયોગ કરવાની બમણી શક્તિએ બમણા શબ્દોનું જ્ઞાન અને તેમનો ઉપયોગ કરવાની અર્ધી શક્તિ કરતાં વધારે સારૂં છે. સાદામાં સાદા વાક્ય પર પ્રશ્નો કરવાથી વિદ્યાર્થી તેના દરેક ભાગ–શબ્દને જુદા જુદા સંબંધમાં જલદી સમજી શકે છે અને તેનો ઉપયોગ સરળતાથી કરી શકે છે.

પ્રસ્તુત અને અન્ય ઉદાહરણ વડે વિષયના જ્ઞાન ઉપરાંત પદ્ધતિની અગત્ય સિદ્ધ થાય છે. છતાં કેટલાક શિક્ષકો શિક્ષણ પદ્ધતિ કે નિયમોના જ્ઞાનની અગત્ય સ્વીકારતા નથી. તેઓ શિખવવાના વિષયને તૈયાર કરવાની કે તેનો વિચાર કરવાની અગત્ય ધારતા નથી. આનું પરિણામ એ થાય છે કે વિષયનું જ્ઞાન હોવા છતાં અસરકારક શિક્ષણ આપવામાં તેઓ નિષ્ફળ થાય છે- વ્યવહારમાં શિક્ષકને કાંઇ જ્ઞાનના જથ્થાનો ઉપયોગ કરવાનો હોતો નથી. ઘણુંખરૂં આસપાસના સંયોગોના પ્રમાણમાં સામાન્ય અને જરૂરી બાબતોનું જ્ઞાન તેને વિશેષ ઉપયોગી થઇ પડે છે. વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે જ્યારે કોઈ મનુષ્યને ટ્રામવેનું ભાડું આપવાનું હોય ત્યારે બૅન્ક નોટ કે સોનાની લગડી વિશેષ ઉપયોગી થઈ પડતી નથી. પરંતુ છુટક–પરચુરણ પૈસાજ વિશેષ ઉપયોગી થાય છે. શિક્ષણના ધંધામાં પણ તેવીજ રીતે જ્ઞાનના જથ્થા કરતાં લાગુ પડે તેવા વિષયના સામાન્ય જ્ઞાનની અને તેની શિક્ષણ પદ્ધતિની વિશેષ અગત્ય છે. ભૂમિતિ કે ત્રિકોણ મિતિનું જ્ઞાન હોવાથી કાંઈ વ્યવહારિક કે દશાંશ અપૂર્ણાંક કે એવાજ બીજા દાખલાની રીતો અને કારણો જાણ્યા વિના તે વિષય સારી રીતે શીખવી શકાતો નથી. અલબત ભૂમિતિ અને ત્રિકોણ મિતિનું જ્ઞાન તર્કશક્તિને બળવાન કરે છે અને પ્રસ્તુત વિષયના જ્ઞાન વિનાના શિક્ષકો કરતાં તેને અપૂર્ણાંક કે તેવાજ વિષયની શિક્ષણ પદ્ધતિ અને રીતો જાણવાને–સમજવાને સારી રીતે લાયક કરે છે. છતાં આથી પદ્ધતિના જ્ઞાનની અગત્ય કાંઇ ઓછી થતી નથી. આથી સ્પષ્ટ

થાય છે કે વિષયનું જ્ઞાન યોગ્ય કે પુરતા પ્રમાણમાં હોવું જોઇએ, એટલુંજ નહિ પણ તેને લગતી હકીકત પૈકી કઈ કઈ અને કેટલી બાબતોની આવશ્યકતા છે તેનું તથા તે કેવા રૂપમાં રજુ કરવી જોઇએ તેનો તેણે નિર્ણય કરવો જોઇએ. વળી આ ઉપરાંત અમુક વિષયના શિક્ષણ માટે યોજાયેલી જાણીતી પદ્ધતિઓ પૈકી કઈ કઈ ઉત્તમ છે અને તે વિષે કેળવણીનાં સુધારકોનો શો અભિપ્રાય છે તે તેણે જાણવું જોઇએ. ડેસ્કાર્ટીસ કહે છે કે: "Drawing a bow at random is not a good practice for a teacher" અમુક ઉદ્દેશના નિર્ણય વિના શિક્ષણ આપ્યા કરવું એ શિક્ષક માટે યોગ્ય પદ્ધતિ નથી. આવું છતાં પણ આપણ સર્વને જેમ વિદિત છે તેમ આપણે આવીજ રીતે ઉદ્દેશનો નિર્દેશ કર્યા વિના શિક્ષણ આપીએ છીએ. શિક્ષણ આપવાની અગાઉ ભાગ્યેજ આપણે વિષય matter અને તેની પદ્ધતિ method નો નિર્ણય કરીએ છીએ. પરંતુ આ એક ગંભીર ભુલ છે. વાસ્તવે પદ્ધતિનું જ્ઞાન હોવા ઉપરાંત, દિન પ્રતિદિન કેળવણીના વિષયમાં જે જે પ્રગતિ અને સુધારો વધારો થતો હોય તેથી શિક્ષકે બેનસીબ રહેવું ન જોઇએ. જમાનાની હરોળમાં રહેવાને માટે તેણે કેળવણીના શાસ્ત્ર અને ફિલસુફીનું અધ્યયન કરવું જોઇએ. પેટી કહે છે કે:-"જેઓને અમુક ધંધાની કે વિષયની પ્રગતિ કરવી હોય તેમણે પરસ્પર જ્ઞાનની આપ લે કરવી જોઇએ. તે કહે છે કે લોકોની બુદ્ધિ અને યત્નો છુટાછવાયા જ્ઞાનની ચીણગારી જેવા છે, કે જે એકત્રતા વિના જલદી ઓલવાઈ જાય છે, પરંતુ જો તેમને એકત્ર કરવામાં આવે તો તે પુષ્કળ પ્રકાશ અને ગરમી આપી શકે છે. આ રૂપક બાળકેળવણીના વિષયને સારી રીતે લાગુ પડી શકે છે." તે આગળ વધતાં જણાવે છે કે "હાલની મનુષ્યની સ્થિતિ, અલ્પ સમય પર યુદ્ધ થયું હોય તેવા એક રણક્ષેત્ર જેવી છે; કે જ્યાં હાથ પગ આદિ અવયવો અહિં તહિં વેરાયેલા દૃષ્ટિએ પડે છે, પરંતુ તે એકત્રતા વિના કે તેમને સજીવન રાખનાર જીવ વિના નિષ્ફળ થાય છે અને ઉલટા હવાને વિકૃત કરે છે. આ પ્રમાણે ઘણી બુદ્ધિ અને ચતુરાઇ દુનીઆમાં અહિંતહિં પ્રસરાએલી આપણને દૃષ્ટિગોચર થાય છે કે જે બુદ્ધિમાંની ઘણીખરી અગાઉથી જે સિદ્ધ થયું હોય તેને પુનઃ સાબિત કરવામાં રોકાઈ હોય છે, અગર જેની શોધ થઈ હોય તેની પુનઃ શોધ કરવાનાં ગુંચવાડામાં પડેલી હોય છે. આ સિવાયની કેટલીક શક્તિઓ તો અન્ય મનુષ્યો સહેલાઇથી જે આપી શકે તેવી સુચનાના અભાવે મુશ્કેલીઓમાં સજ્જડ દબાઈ ગઈ હોય છે. તે જણાવે છે કે મને અચંબો લાગે છે કે આવીજ રીતે કેટલાક જુવાન શિક્ષકો તેમનો અને તેમના વિદ્યાર્થીનો સમય આવી વિચિત્ર અને મુશ્કેલીભરેલી સ્થિતિમાં નિષ્ફળ ગુમાવે છે. પરંપરાગત જ્ઞાનના સંગ્રહનો લાભ લેવો એ હિતકારક છે. જેઓ આ પ્રમાણે ઉપલબ્ધ થતા જ્ઞાનનો લાભ લેતા નથી તેઓ એક ઉપયોગી સાધન ગુમાવે છે. આ પ્રમાણે જોતાં એ સ્પષ્ટ થાય છે કે દરેક શિક્ષકે કેળવણીની ફિલસુફીનું અધ્યયન કરવું જોઇએ. જેકોટોટ કહે છે કે:-Teachers like every one else who undertakes skilled labour, should be trained before they seek an engagement. Jacotot.

જે કોઈ મનુષ્ય ચતુરાઇ ભરેલા કાર્યની જોખમદારી માથે લે છે તેને તે કાર્યમાં જોડાતાં પહેલાં તાલીમ લેવાની જરૂર પડે છે તેમ શિક્ષકે પણ કાર્યમાં જોડાતાં પહેલાં તાલીમ લેવી જોઇએ. મી. ક્વીક પણ તેવીજ રીતે શિક્ષકો માટે કેળવણીની અગત્ય સ્વીકારે છે અને કહે છે કે પેટીએ દર્શાવેલા વિચારો તે જમાનામાંજ નહિ પરંતુ ચાલુ જમાનામાં પણ સારી

રીતે લાગુ પડે છે કેઃ-Business of education should not be committed to the worst and unworthiest of men, but that it be seriously studied and practised by the best and ablest persons. કેળવણીનો ધંધો સૌથી ખરાબ અને સૌથી નાલાયક માણસને સોંપવામાં આવવો ન જોઇએ પરંતુ ઉત્તમ અને સર્વથી વિશેષ શક્તિમાન મનુષ્યોએ તેનો ઉંડા અભ્યાસ કરી મહાવરો પાડવો જોઇએ. પ્રસિદ્ધ વિદ્વાન ફિચ કહે છે કેઃ—

There is in the teacher's profession, the same difference which is observable in all other human employments between the skilled and unskilled practitioner and that this difference depends in a large measure on a knowledge of the best rules and methods which have to be used and of the principles which underlie and justify those rules. Fitch.

જેવી રીતે મનુષ્ય જાતના અન્ય સર્વે ઉદ્યોગોમાં કુશળ અને અકુશળ કારીગર વચ્ચે ભેદ હોય છે તેની રીતે શિક્ષકના ધંધામાં પણ તેવો ભેદ દષ્ટિએ પડે છે; અને આ ભેદ ઘણે અંશે જે ઉત્તમ નિયમો અને પદ્ધતિઓનો શિક્ષણમાં ઉપયોગ કરવો પડે છે તેના અને જે તત્ત્વો ઉપર તે નિયમોનો આધાર હોય તેના જ્ઞાન ઉપર આધાર રાખે છે.

આ રીતે જોતાં શિક્ષણકળા અને શાસ્ત્રનું જ્ઞાન શિક્ષકને અતિ ઉપયોગી છે; છતાં એકલું શિક્ષણનાં મૂળતત્ત્વોનું જ્ઞાન પૂરતું થતું નથી. દરેક શિક્ષકને શિક્ષણનો વ્યવહાર અનુભવ હોવો જોઇએ. મહાવરા વિનાનું માત્ર નિયમો અને પદ્ધતિનું જ્ઞાન વ્યવહારૂ રીતે ઉપયોગી થઇ શકતું નથી. એવી કહેવત છે કેઃ-'All is but lip wisdom that wants in experience' "અનુભવ વિનાનું ચાતુર્ય એ મિથ્યા વાક્ચાતુર્ય છે." ઘણા મહાવરાથી સરળતા અને ચાલાકી પ્રાપ્ત થઇ શકે છે. મહાવરા વિના પદ્ધતિનું જ્ઞાન નિરૂપયોગી થાય છે. જ્ઞાન સાથેનો મહાવરો અનુભવ ગણાય છે, અને એવા અનુભવી-શિક્ષકો ઉત્તમ શિક્ષકો નિવડે છે. જેમ કોઇ મનુષ્ય ગમે તેટલો નૌકાશાસ્ત્રનો અભ્યાસ કરે પરંતુ જ્યાં સુધી તે સમુદ્રપ્રયાણ ન કરે ત્યાંસુધી તેને તે જ્ઞાન ઉપયોગી થઇ શકતું નથી. તેમ શિક્ષક પણ જ્યાં સુધી શિક્ષણનાં મૂળતત્ત્વો અને પદ્ધતિનું અધ્યયન કરી તેમને વ્યવહારમાં ન મૂકે ત્યાં સુધી શિક્ષણનાં સૂત્રો અને પદ્ધતિનું જ્ઞાન તેને વિશેષ ઉપયોગી થઇ શકે નહિ. આથી શિક્ષણના વિષયમાં વિષય matter અને પદ્ધતિ method ના જ્ઞાન સાથે મહાવરા practice ના જ્ઞાનની સમાન અગત્ય સિદ્ધ થાય છે. બુદ્ધિપૂર્વકના મહાવરાના ઉદ્દેશથીજ શિક્ષક પદ્ધતિ અને નિયમોનું અધ્યયન કરે છે. આથી એ સ્પષ્ટ થાય છે કે શિક્ષકે સાધનથી તૃપ્ત ન થતાં તે વડે સાધ્યને સિદ્ધ કરવાનો ઉદ્દેશ રાખવો જોઇએ. શિક્ષકને વાસ્તવે વર્ગની સાથે કામ લેવાનું હોય છે. વર્ગની આગળ રજુ કરવા યોગ્ય શું છે અને શું નથી તે નક્કી કરવાને અને ત્યાં જણાતી મુસ્કેલીઓનો વ્યવહારૂ રીતે પડચો આણવાને તેને તેના જ્ઞાનનો ઉપયોગ કરવાનો હોય છે. જડરૂપે તે જથ્થાનો સંગ્રહ કરવાને શિક્ષણના વિષય અને પદ્ધતિનું જ્ઞાન તે પ્રાપ્ત કરતો નથી. પદ્ધતિનો વ્યવહારૂ અનુભવ મહાવરા વડેજ થાય છે, માટે પદ્ધતિના જ્ઞાન સાથે મહાવરાની અગત્ય સિદ્ધ થાય છે, છતાં આ પરથી કેટલાક એવું અનુમાન કરે છે કે માત્ર મહાવરા વડેજ સારૂં શિક્ષણ આપી શકાય. પરંતુ તે માન્યતા ભૂલભરેલી છે. પદ્ધતિનું જ્ઞાન માર્ગદર્શક ભોમીઆની ગરજ સારે છે. માર્ગદર્શક ભોમીઆની

સુચના વિના અજાણ્યા પંથે અથડાવું પડે છે. અને પૂર્વોક્ત રીતે એક પ્રકારની કંટાળા ભરેલી ગ્રેડમાં શિક્ષક પડે છે. પ્રસિદ્ધ વિદ્વાન શીચ કહે છે કેઃ–'ઉંચામાં ઉંચી અને નિચામાં નિચી ભિન્ન ભિન્ન દરજ્જા અને નામધારક શાળાઓ જોવાનો મારે પ્રસંગ હતો અને તે સર્વમાં એક પ્રસંગે મને સર્વથી વિશેષ અસર કરી તે પ્રસંગ એ હતો કે અશિક્ષિત untrained શિક્ષકો કે જેઓએ તેમના ધંધાના શાસ્ત્રીય જ્ઞાન પર ખાસ લક્ષ આપ્યું ન હોય તેમની દેખરેખ નીચેની દરેક શાળા વિસ્મયજનક રીતે એકસરખા પ્રકારની મને માલુમ પડી હતી; કારણકે અજ્ઞાન જેવું કંટાળાભરેલું બીજું કાંઈ પણ હોતું નથી. આગળ વધતાં તે જણાવે છે કેઃ—

It is among those who have received no professional preparation that one finds the same stupid traditional methods &c. "જેઓએ ધંધાની કાંઈ પણ કેળવણી લીધેલી ન હોય તેવા શિક્ષકોમાં તેવીજ મૂર્ખાઈભરેલી રૂઢીની પદ્ધતિ નજરે પડે છે. શિષ્યને વિષયનું શિક્ષણ આપવાને બદલે અમુક પાઠ શીખી લાવવાને કહેવાની ટેવ તેમનામાં પ્રચલિત હોય એમ જણાય છે. ત્યાં શિક્ષક ઓરડાના એક છેડે ખુરશી પર અઢેલીને બેઠેલો અને એક પછી એક એકાદ બે વિદ્યાર્થીને પાઠ આપવા માટે બોલાવતો દ્રષ્ટિએ પડે છે કે જ્યારે પાઠ તૈયાર કરવામાં રોકાયેલા બાકીનાઓ સ્વેચ્છાનુસારે તદબીર કર્યે જાય છે." પ્રસ્તુત બાબતને કેટલાક અતિશયોક્તિ ભરેલી માને પરંતુ વાસ્તવે તેમાં અતિશયોક્તિ જેવું કાંઈ પણ નથી. અનુભવી શિક્ષકને આ બાબત સારી રીતે અનુભવ ગમ્ય છે. જેઓને વર્ગમાં કામ કરતાં અશિક્ષિત શિક્ષકોને જોવાનો પ્રસંગ મળ્યો હશે તેમને પ્રસ્તુત હકીકતનું સત્ય સ્પષ્ટ સમજાશે. ઘણા શિક્ષકો વ્યક્તિ પરત્વે લક્ષ આપવા દોરાય છે, કે જેના પરિણામે વર્ગની સમુદાય તરીકે ઉપેક્ષા થાય છે. લેન્ડન કહે છે કેઃ—

To give a backward boy every encouragement consistent with the welfare of the rest is right; but to take up a large amount of time, trying again and again to make him understand something while the others remain idle, is to forget what class teaching should really be. 'વર્ગમાંના બાકીનાના હિતને બાધ ન આવે તેમ મંદ વિદ્યાર્થીને દરેક પ્રકારનું ઉત્તેજન આપવું એ વ્યાજબી છે; પરંતુ તેને કોઈ વિષયની સમજુતી આપવાને પુનઃ પુનઃ યત્ન કરવામાં ઘણો સમય ગાળવો અને બાકીનાઓને સુસ્ત બેસાડી રાખવા એ વાસ્તવિક રીતે વર્ગનું શિક્ષણ કેવું હોઇ શકે તે વિસ્મૃત કરવા બરાબર છે.' ગણિત આદિ વિષયો શીખવતાં શિક્ષકો પ્રત્યેક વિદ્યાર્થીને સૂચના કરતા કોઈ કોઈ સમયે દ્રષ્ટિએ પડે છે. આથી શિક્ષકનો ઘણો સમય દરેક વિદ્યાર્થી પાછળ પૃથક્ પૃથક્ લક્ષ આપવામાં ચાલ્યો જાય છે. આ દરમીયાનમાં આખા વર્ગમાંના દરેક તેના વારાની રાહ જોઇ સુસ્ત બેસી રહે છે, અગર ગરબડ કરી વર્ગની વ્યવસ્થાને ખલેલ પહોંચાડે છે. ભાષાના વિષયના શિક્ષણમાં વાચન આપવાને દરેક વિદ્યાર્થીને તેની યોગ્ય જગ્યાએ ઉભા રહેવા દેવાને બદલે શિક્ષક પ્રત્યેક વિદ્યાર્થીને પોતાની પાસે બોલાવે છે. આથી શિક્ષકની દ્રષ્ટિ દરેક વિદ્યાર્થી તરફ ન જતાં તે અમુક વિદ્યાર્થી પ્રતિજ આકર્ષાય છે, અને પરિણામે વર્ગનું લક્ષ પાઠવામાં રોકાવાને બદલે ચંચળ રહે છે, અને વ્યવસ્થાને હાનિ પહોંચે છે. કેટલાક પ્રસંગોમાં શિક્ષક વિદ્યાર્થીના ભપકાદાર પોષાક કે તેની સ્થિતિથી આકર્ષાઈ વર્ગના ભોગે તે વિદ્યાર્થીપર લક્ષ આપવાને દોરાય છે એથી ઉલટું હોશિયાર અને શિક્ષિત શિક્ષકની અસર

વિદ્યાર્થીઓની ઉદ્યોગની ટેવ, ચિત્તની એકાગ્રતા અને બુદ્દિની સુક્ષ્મતાથી સ્પષ્ટ થાય છે. તે સહેલાઈથી વિદ્યાર્થીના મનને આકર્ષી વર્ગની વ્યવસ્થા રાખી શકે છે.

" The work of every skilled teacher bears the impress of his own individuality." —*Landon.*

મી. લેન્ડન કહે છે કે અમુક વ્યક્તિ તરીકેની લગભગ દરેક કુશળ શિક્ષકના કામની છાપ પડે છે. તેનું જ્ઞાન માનસિક ટેવો, બુદ્ધિની વિચિત્રતા તેને અમુક ધોરણે શિક્ષણ આપવાને પ્રેરે છે અને તેના કામને અન્યના કામથી જુદું પાડે છે. કેળવાયેલો શિક્ષક શિક્ષણ પદ્ધતિ વિષે વિચાર કરી ઉત્તમ પદ્ધતિનો પ્રયોગ કરે છે. તેને સ્વાભાવિક રીતેજ ઉત્તમ પદ્ધતિ માટે સ્ફુરણા થાય છે. અને તેનું કાર્ય નિયમસરનું હોય છે. ડૉ. ફીચ કહે છે કે:—

" In teaching the freshest and most ingenious methods originate with those men and women who have read and thought most about the rational of their art." —*Fitch.*

'શિક્ષણમાં સૌથી નવીન અને સૌથી વિશેષ ચતુરાઈભરેલી પદ્ધતિ જે મનુષ્યોએ તેમના ધંધાના બુદ્ધિ વિષયક વિષયનો સૌથી વિશેષ અભ્યાસ કર્યો હોય તેવા મનુષ્યો પાસેથીજ ઉદ્ભવે છે.' શિક્ષિત મનુષ્યો હમેશાં જીજ્ઞાસુ રહે છે. પ્રસ્તુત જીજ્ઞાસા તેમને તેમની ખામીઓ દુર કરવાને પ્રેરે છે. તેઓ વિષયને લગતી ઉપયોગી હકીકતનો જત્થો મેળવી તેને યોગ્ય રૂપમાં તૈયાર કરે છે અને ઉત્તમ પદ્ધતિના અને દ્રષ્ટાંતોના પ્રયોગ વડે શિક્ષણ રસિક અને સરળ કરી વર્ગનું ધ્યાન ખેંચી શકે છે. ડૉ૰ ફીચ કહે છે કે:—

The most original methods of procedure, the most fruitful new speculations come precisely from men who have best studied the philosophy of their own special subject and who know best what has been thought and done by other workers in the same field. —*Fitch.*

મુખ્યત્વે કરીને જેઓએ તેમના ખાસ વિષયની ફીલસુફીનું અધ્યયન કર્યું હોય અને તે વિષય સંબંધે અન્ય પુરૂષોએ જે વિચાર્યું હોય અગર કર્યું હોય તેનું જેઓ ઉત્તમ જ્ઞાન ધરાવતા હોય તેવા પુરૂષોજ ઉત્તમ પદ્ધતિની યોજના કરી શકે છે અને સૌથી વિશેષ ફળદાયક નવાં અનુમાનો બાંધી શકે છે. હોરેસમેન ટ્રેઇનીંગ સ્કૂલોની અગત્ય વિષે બોલતાં લખે છે કે:—

I believe training schools to be a new instrumentality in the advancement of the race. I believe that without them free schools themselves would be shorn of their strength and their healing power, and would at length become mere charity schools and die out in fact and in form. Neither the art of printing, nor the trial by jury, nor a free press, nor free suffrage can long evist to any beneficial and salutary purpose without schools for the training of teachers; for, if the charactear and the qualifications of teachers be allowed and degenerate, the free schools become pauper schools and the pauper schools will produce pauper souls and the free press will become a false

and licentious press and ignorant voters will become venal voters and through the medium and guise of republican forms an oligarchy of proflegate and flogitions men will govern the land &c.

—*Horace Mon.*

'હું માનું છું કે ટ્રેઈનીંગ સ્કૂલો પ્રજાવર્ગની ઉન્નતિનું એક નવું સાધન છે, અને તેમના વિના જાહેર શાળાઓનું બળ અને સુધારક (કેળવવાની) શક્તિ નાશ પામે છે. તેઓ આખરે માત્ર ધર્માદા શાળાઓ થઈ પડે છે, અને વાસ્તવે તેઓ અવનતિને પામે છે. શિક્ષકોને ટ્રેઈનીંગ-કેળવણી આપનારી શાળાઓ વિના મુદ્રણકળા કે પંચ (જ્યુરી) દ્વારા તપાસણી કે છાપખાનાની છુટ, કે સ્વતંત્ર મત આપવાની સત્તા ઘણા સમય સુધી લાભપ્રદ કે આવકારદાયક સ્થિતિમાં રહી શકતાં નથી; કારણ કે જો શિક્ષકના વર્તન અને યોગ્યતાનો દરજ્જો ઘટવા દેવામાં આવે તો જાહેર શાળાઓ માત્ર ગરીબો માટેનીજ શાળાઓ થઈ પડે અને તેવી કંગાલ શાળાઓ કંગાલ પુરૂષોજ નિપજાવે અને નિરંકુશ મુદ્રા યંત્રાલય અપ્રમાણિક અને ભ્રષ્ટ છાપખાનું થઈ પડે અને અજ્ઞાન મત આપનારાઓ લાંચુ મત આપનારાઓ નિવડે અને લોક નિયુક્ત સત્તાના રૂપમાં અને સાધન દ્વારા અધમ અને દુરાચારી થોડા મનુષ્યોનીજ દેશપર સત્તા ચાલે એટલુંજ નહિ નીતિ અને ધર્મની અંતિમ ફ્લેહ માટે જ્યાં સુધી સારી સ્કૂલોદ્વારા મનુષ્યોમાં જ્ઞાન ન પ્રસરે ત્યાં સુધી રાહ જોવી પડે.' આ પ્રમાણે જોતાં ધંધાના શિક્ષણની અગત્ય સિદ્ધ થાય છે, છતાં આપણી આંગ્લ ગુજરાતી શાળાઓ માટે તેવી કાંઈ અગત્ય મનાતી હોય એમ દૃષ્ટિગોચર થતું નથી. (અપૂર્ણ.)

## स्वीकार अने अवलोकन.

**खोराक अने तंदुरस्ति** (પ્રકાશક જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ મુંબાઈ, પૃષ્ટ ૩૨–વિના મૂલ્ય) આ નાનકડા પણ ઉપયોગી પુસ્તકની એક લાખ નકલો પ્રગટ કરી ભેટ આપવામાં આવી છે. આ માસિકના વાંચકોને પણ આગાઉના અંક સાથે ભેટ આપવામાં આવેલ છે. જે દરેક વાંચકે સંપુર્ણ વાંચ્યું હશે; કેમકે વનસ્પતી આહારી પણ તેનું જ્ઞાન મેળવે તો માંસાહારી પ્રજામાં માંસાહારથી થતા ગેરફાયદા અને હાનિ સમજાવવાને એક ઉપદેશકનું કામ કરવાને શક્તિવાન થઈ શકે તેમ છે. મજકુર ફંડના રીપોર્ટ ઉપરથી જાણી શકાય છે કે તેને થોડા સમયમાં ઘણું કાર્ય કર્યું છે. અને તે માટે હજુ બહોળુ ક્ષેત્ર પડ્યું છે. જેને પહોંચી વળવાને ઘણી મદદની જરૂર છે.

* * * * *

**सुमति अने चारित्रराजनो सुखदायक संवाद** (પ્રકાશક સાણંદ શુભોદયમંડળ, પૃષ્ટ ૧૩૬ મૂલ્ય અમૂલ્ય) આ પુસ્તકમાં (૧) શ્રી પાર્શ્વજીન સ્તવન, (૨) પડાવશ્યક સ્તવન, (૩) સુમતિ અને ચારિત્રરાજનો સુખદાયક સંવાદ, (૪) અમૃતવેલીની સઝાય, (૫) વૈરાગ્યસાર, (૬) ગોડશકોમાંથી ઉદ્ભવેલા પ્રશ્નોત્તરો, (૭) ઉપદેશ તરંગિણીમાંથી ઉદ્ભવેલા પ્રશ્નોત્તરો, (૮) વિવિધ પ્રશ્નોત્તરો, (૯) જીવદયા અથવા અનુકંપાદાન; એમ નવ વિષયો મુનિ શ્રી કર્પુરવિજયજીએ લખેલા પ્રગટ કર્યા છે. લખાણ ઉત્તમ અને ઉપયોગી છે. સંવાદ ચારિત્રવાન મહાપુરૂષોને ધ્યાન આપવા યોગ્ય છે, તેજ રીતે દીક્ષાના બાધિક મહાનુભાવને પણ

અત્યંત લાભ કર્ત્તા છે. કોઈના ઉપર ખાસ કાંઈ પણ લખવા કરતાં આ રીતે લખવાની પદ્ધતિ વિદ્વાન મુનિરાજો પૈકી થોડાકેજ ગ્રહણ કરી જણાય છે, કે જે પૈકી મુનિરાજ કર્પૂરવિજયજી પણ સારો ભાગ આપે છે. મુનિજનોનો એજ માર્ગ હોવો ઘટે છે કે, જેમ વાણી વડે પ્રભુ મહાવિરની વાણીનો બોધ અપાય છે તેમ લેખિની દ્વારા પણ આપવો; અને તદ્દરીતે પોતાના આત્માને પણ નિર્મલ બનાવવો; કેમકે ગમે તેટલી વિદ્વતા સંપાદન કરાય પણ " અપરાધી શું પણ નવી ચિત્તથકી, ચિંતવિયે પ્રતિકૂલ " એવી દશા પ્રાપ્ત કરાય ત્યારેજ આત્મ કલ્યાણ છે.

* * * * *

**प्राचीन श्वेताम्बर अर्वाचीन दिगम्बर**–(પ્રગટ કર્ત્તા ભાઈ હર્ષચંદ ભૂરાભાઈ, પૃષ્ટ ૧૨૮ )–દિગમ્બર લેખક મી. પાંગલેના લેખના ઉત્તર રૂપે આ નામનો લેખ મુનિ શ્રી વિદ્યાવિજયે કેટલાક ઇતીહાસીક મુદ્દાઓ સાથે લખેલો છે અને તે પુસ્તકના રૂપે પ્રગટ કરી જૈન સાસન પત્રના ગ્રાહકોને ભેટ અપાયો છે. જૈનોને વાંચવા યોગ્ય છે.

* * * * *

**ओधवजी रामजी चरित्र**–મહુવા પાંજરાપોળની સારી વ્યવસ્થા કરવા અને દ્રવ્ય મેળવી સમય પ્રમાણે ઉપયોગ કરવાને માટે જાણીતા થયેલા પશુરક્ષાના હિમાયતી આ ગૃહસ્થનું ચરિત્ર અને તેમનાં કામો તથા અભિપ્રાયો પુસ્તક રૂપે પ્રગટ કરેલ છે.

* * * * *

**सार्व धर्म**–( પ્રસિદ્ધ કર્ત્તા શ્રી તત્ત્વપ્રકાશિની સભા. ઇટાવા, પૃષ્ઠ ૫૬)–આ નાનકડું પણ ઉત્તમ પુસ્તક દિગમ્બર પંડીત ગોપાલદાસજી બરૈયાએ હિંદીમાં લખેલું છે. આ પુસ્તક દરેકે વાંચવા યોગ્ય છે કેમકે જૈન ધર્મ એ સાર્વ ધર્મ હોવાનો કઈ રીતીએ યોગ્યતાવાળો છે તે બતાવી આપવા મી. બરૈયાની કલમે ન્યાયનો સારો દેખાવ આપ્યો છે. જીવ, અજીવ, પુન્ય, પાપ, કર્મ અને કર્મપ્રકૃતી, ઇશ્વર, જગત, જૈનધર્મ, સાધુધર્મ, ગૃહસ્થધર્મ, સમ્યકત્વ અને મોક્ષ ઇત્યાદિ વિષે વિવેચન સારૂં કરેલું છે. કેટલાકમાં દિગમ્બર માન્યતા મુજબ વિવેચન થયું છે, પણ જૈન અને જૈનેતરોને જૈન ધર્મને અને ધર્મના તત્વોને જાણવા માટે ટુંકમાં પણ જાણવા જોગ છે. હજુ શ્વેતામ્બર અને દિગમ્બર પંડીતો વચ્ચે હરીફાઈ યુક્ત 'સાર્વધર્મ' અથવા જૈનધર્મ એ જગત્ વ્યાપી ધર્મ થવાને સંપુર્ણ છે એમ વધારે વિસ્તારથી બતાવી આપવાને એક સર્વમાન્ય અથવા વિશેષમાન્ય નિબંધ તૈઆર કરાવવાની જરૂર છે. અને તેને ઘણી ભાષાઓમાં પ્રગટ કરવાથી ખાત્રી છે કે વખત જતાં, જૈનધર્મ રાષ્ટ્રિય ધર્મનું માન એક વખત ફરીથી પ્રાપ્ત કરશે.

* * * * *

**श्री जीवदया ज्ञान प्रसारक फंड**–મજકુર ફંડનો સને ૧૯૧૩ નો રીપોર્ટ શેઠ લલ્લુભાઇ ગુલાબચંદે પ્રગટ કર્યો છે તે ૫૬ પ્રષ્ટનો હોઈ ઘણી ઉપયોગી હકીકતોથી ભરેલો છે. જે માર્ગે જૈન કૉન્ફરન્સોએ જીવદયા મીશન પાછલા વર્ષોમાં શરૂ કરેલ હતું તેજ માર્ગ અને તેથી કેટલીક રીતે વધારે પ્રમાણમાં શેઠ લલ્લુભાઇએ કૉન્ફરન્સોની સુસ્તીના વખતમાં પોતે કોઈ પણ પ્રકારની ચોકસ મદદ–આવક કે ફંડ–વીના ઉપાડી લઈ જે કાર્ય બજવતા જાય છે તે માટે તેઓશ્રી જેટલા ધન્યવાદને પાત્ર છે તેજ પ્રમાણે તે સંસ્થા મદદને પાત્ર છે.

મજકુર ફંડે **अहिंसा** સંબંધીનું લીટરેચર ત્રણ વર્ષની થોડી મુદતમાં ઘણુંજ ફેલાવ્યું છે. ખરી રીતે ખોરાક માટે નિર્દોષ જાનવરોનો ભોગ લેવાય છે તે કોઈપણ રીતે વ્યાજબી

નથી તે સાબીત કરવા માટે આ ફંડની સ્થાપના થઇ છે અને તેણે તે માર્ગે મોટા પ્રમાણમાં કામ કર્યું છે.

ઉપકારી જાનવરોના ઉપકારને ધ્યાનમાં લઇ તેનું સંરક્ષણ કરવું જોઇએ તે બદલે અજ્ઞાનતાએ મનુષ્યોના હાથેજ દરરોજ જુદા જુદા સ્થળે લાખોની સંખ્યામાં તે પ્રાણીઓનો કચરઘાણ નીકળી જાય છે. એ હિંદની દુર્દશામાં વધારો કરનાર છે, અને એમ જાણવા છતાં રસેંઈન્દ્રિના લોલુપીઓ તેના કારણીક થાય છે એ થોડું અફસોસજનક નથી. દુધાળાં પ્રાણીઓની ઘટતી સંખ્યાથી દુધ, ઘી વગેરેમાં ભેળસેળ થવાની બુમ હવે છાની રહી નથી; મનુષ્યો તેથી નિર્બળ થાય છે તથા માંસાહારથી પણ અનેક દરદો થઈ દુઃખ ભોગવે છે એ અફસોસજનક છે.

માંસાહારીઓને માંસના ખોરાકથી થતા ખર્ચ, દરદો અને અનાજ શાકના ખોરાકથી થતા ફાયદા, કરકસર અને તંદુરસ્તી વિષે જ્ઞાન આપનાર ૨૪૮૪૦ પુસ્તક વિલાયતથી મંગાવવામાં આવેલાં છે. તથા ૨૧૯૦૦૦) જુદી જુદી ભાષામાં ફંડ તરફથી ગતવર્ષમાં બહાર પાડવામાં આવેલ છે. ૫૪૪૩૦ હેન્ડબીલો અને ૩૨૦૦૦ ચિત્રો પણ પ્રગટ કર્યા છે. સર્વ સાહિત્ય વિના મૂલ્યે જનસમાજ વચ્ચે ફેલાવેલું છે. તેમજ વર્તમાનપત્રો મારફતે, સભાઓ મારફતે, ઉપદેશકો મારફતે પણ સારો પ્રયત્ન થયો છે, તે સર્વની વિગતે નોંધ રીપોર્ટમાં જણાય છે. ફંડના સહાયકોએ આવા ઉત્તમ કાર્યને કરેલી મદદ માટે બહુ પુન્ય ઉપાર્જન કર્યું છે, અને તે પ્રમાણે ચાલુ મદદ આપી, અપાવી વધુ પુન્ય મેળવવાને ચુકશે નહિ એમ ઇચ્છીએ છીએ.

હિંદમાં ૧૫ સંસ્થાઓ જીવદયાના જ્ઞાનનો પ્રચાર કરનારી છે. જ્યારે કામ કરનારી પાંજરાપોળ આદિ સંસ્થાઓ તો ઘણી છે તે સર્વની એક કૉન્ફરન્સ થવાની હમો જરૂર જોઇએ છીએ. આશા છે કે આ ફંડના વ્યવસ્થાપક તે હિલચાલ શરૂ કરશે.

વેજીટેરીયન ખોરાક પુરો પાડવા એક રેસ્ટોરાની યોજના તૈયાર થઈ છે. માત્ર કેટલાક સંજોગો વચ્ચે તેનો અમલ થોડોક વખત મુલતવી રહ્યો છે પણ વ્યવસ્થાપકે તે ખોરાકના ઇચ્છકોને ઘેરબેઠે ભાણાં પુરાં પાડવાની મુંબઈ મધ્યે ગોઠવણ ચાલુ રાખી છે એ કાર્ય ઘણું વખાણને પાત્ર છે.

કેળવણી સંપાદન કરતા યુવકોમાં મેટ્રીક અને કોલેજીયન વર્ગમાં તેમજ ખાસ ડાકટરો વચ્ચે ઇનામી હરીફાઇના નિબંધો લખાવવાનું કામ પણ આગલા વર્ષો કરતાં સારા પ્રમાણમાં લેવાયું છે. હજુ પણ નવી યોજનાઓ તૈયાર છે. ગત વર્ષમાં દશ હજાર જેટલી રકમની મદદ મળી છે. જ્યારે ખર્ચ પણ તેજ પ્રમાણમાં થયો છે. આટલી મદદ શીલક રાખી મુકવાના કરતાં ખર્ચ કરવાની પદ્ધતિનેજ આભારી છે. આ ફંડના હેતુની અને કાર્ય પદ્ધતિની દરેક પત્રોએ, માસિકોએ, ઉત્તમ નોંધ સાથે પ્રશંસા કરી છે. જેમાં 'ધી ટાઇમ્સ', 'ધી બૉમ્બે ગેઝેટ', આદિ ઇગ્લીશ પત્રો તથા 'સાંજવર્તમાન' 'જામેજમશેદ' 'કયસરેહિન્દ' આદિ પારસી ભાઇઓના પત્રો પણ છે.

ગત વર્ષમાં હમે આ ફંડ તરફથી એક માસિકની જરૂર બતાવી છે. તે તરફ ફરીથી ધ્યાન ખેંચીએ છીએ. જેમ બને ત્યાં સુધી એકાદ માસિકમાં અમુક પૃષ્ટ રોકી દરેક મહિનાની હીલચાલ અને બનતા બનાવો તથા પરિણામ પ્રગટ કરવાની જરૂર છે. કેમકે વાર્ષિક રીપોર્ટમાં તે હકીકતો જાણવા કરતાં દરમહિને જાણવાથી કાર્યવાહકોને વિશેષ ઉત્સાહની સહાય મળશે એમ અમારૂં માનવું છે.

---

# अक्षय मिलन.

(ટુંકી વાર્તા.)

"ત્રિભુવનમાંની અશક્યમાં અશક્ય વસ્તુને, જે સહેલાઈથી શક્ય બનાવી શકે છે—તે "પ્રેમ" છે!"

*

"અલ્લા હો અકબર"ના ભીષણ નાદથી આખું સમરાંગણ ધ્રુજી રહ્યું છે. દિલમાં વીરરસ ઉભરાવી નાંખનાર સમયોચિત વાજીંત્રો કર્ણકટુ નાદથી વાગી રહ્યાં છે. એક બાજુ પ્રખર સૂર્યના તપ્ત તેજમાં નક્ષત્રો પ્રમાણે ચમકી રહેલી ત્રણ લાખ તરવારવાળી યવન સેના અને બીજી બાજુએ ફક્ત ત્રણ હજાર આર્ય વીરો!

કાળજું કંપાવી નાખનાર—લોહીના ફુવારા ઉડાડનાર—ચીભડાં માફક સૈનિકોના શિર ઉડાડનાર—સ્વર્ગમાંની વારાંગનાઓને બહેસ્તની પરીઓને ભેટવા ઇચ્છનાર, યોદ્ધાઓના નિપાતથી યુદ્ધભૂમિને ઢાંકી નાંખનાર આ પ્રખર યુદ્ધ એક અખંડ દિવસ ને રાત્રભર ચાલુ રહ્યું. અનંત લહરિઓવાળા મહાસાગરમાંની એક વિરલ લહરિ જેવા હિંદુ સૈન્યે હજી જરા પણ પાછી પાની કરી નથી. પીપળાના વૃક્ષ માફક દૃઢપણે તે સ્થિર છે. એક હાર કપાઈ જતાં બીજી પાછળની સૈનિકોની હાર તુર્તજ રણભૂમિ વિભૂષિત કરે છે. પણ આમ ક્યાં સુધી ટકશે? અગણિત યોદ્ધાઓ સામે આ મુઠીભર યોદ્ધાઓ ક્યાં સુધી ઝુઝશે?

હિંદુ સેનામાં ભંગાણ પડવાની હવે સ્પષ્ટ તૈયારી જણાવા લાગી. આર્ય સેનાનો ભંગ થતાની સાથેજ આ ભરતખંડની જયધ્વજા પણ ધુળમાં રગદોળાવાની—અને આજના આ અસ્તાચળ પર બિરાજમાન થતા સહસ્રરશ્મિ સૂર્યનારાયણની સાથેજ ભારતનો ગૌરવ સૂર્ય પણ ચિરકાળીન અસ્તગત થવાનો એ પણ સ્પષ્ટ જણાવા લાગ્યું. હા! સમય! વિકટ પ્રસંગ! પ્રભુ! ભારતની વ્હારે ધા.

"હરહર બંબં મહાદેવ!" પ્રિય વાંચક! ફક્ત પાંત્રીસજ અનુચરો સાથે લઈને, ભરતખંડની અધિષ્ઠાત્રી દેવીનું વરદ ખડ્ગ—તલવાર—તદન નગ્ન પણ અતિ પ્રચંડ તરવાર પોતાના વજ્ર જેવા લોખંડી હાથમાં લઈ શત્રુ સેના પર શાર્દૂલ માફક તુટી પડનાર આ અતુલ તેજસ્વી—પરાક્રમશાળી તરુણ કોણ છે! તેની કંઈ ખબર છે કે? કોના અવર્ણનીય પ્રતાપથી આ અગણિત યવન સેના—સપ્ત વાવાઝોડાથી હાલી ઉઠેલા અરણ્ય જેવી આકુલ વ્યાકુળ બની ગઈ છે? તે કહી શકો છો કે? કોની વજ્ર કઠોર ભીષણ ગર્જનાથી ત્રણ લાખ યવન કંઠમાંથી નીકળતા "અલ્લાહો અકબર"ના અવાજો દબાઈ જાય છે? અને બકરા પર તુટી પડતા વાઘ પ્રમાણે શત્રુ સેનામાં છિન્નભિન્નાવસ્થા કરી મુકનાર આ કોણ કેસરી વીર છે તે જાણો છો? તે દિવસનો આર્ય ભૂમિનો સૂર્યનારાયણ પોતાના સહસ્ર રક્તકિરણ સ્પર્શથી કયા વીરની રક્તમંડિત તરવારને આશિર્વાદ દઈને અસ્તાચળ પર વિશ્રાંતિ લેવા ગયો તે જાણો છો?

માત્ર મુઠીભર સૈન્યથી પ્રચંડ ત્રણ લાખ યવન સેનાને હંફાવનાર—વિજયી વીર—કાંચી રાજાનો સેનાપતિ—ભરતખંડના ઇતિહાસમાંનો ધ્રુવ નક્ષત્ર! આ જ તે—લલિતસિંહ!

## પ્રકરણ ૨ જું.

આજ કાંચીનગર નિવાસીઓનો આનંદ માયો સમાયો જતો નથી. નગરના રાજમાર્ગ ધ્વજા પતાકાથી અને શીતળ જળ–કુસુમોથી રળિયામણા કરી મેલ્યા છે. સફેદ હવેલીઓના દ્વારમાં કેળના થાંભલાને શીતળ જળના કોરા કુંભ? કોઇ દ્વારે અશોકપલ્લવનાં તોરણ તો કોઈ દ્વારે પુષ્પમાળાઓ ઝુલી રહી છે. નોબતખાંનાઓ પોતાના અવાજથી સમયની માંગલિકતા દર્શાવી રહ્યાં છે. મેડાની બારીઓ ને અગાસીઓ કમલનયનીઓનાં કુતૂહળ પૂર્ણ નેત્રોથી ઉભરાઈ રહી છે. અસંખ્ય દિપમાળાઓ નક્ષત્ર જેવી ચમકી રહી છે, અને એટલામાં તો આહા! અસંખ્ય પુરૂષોના જયધ્વનિ અને કોમળ કંઠમાંથી નીકળતા મંજુલ અવાજોના મિશ્રણથી ગગનમંડળ ભેદાઈ જતું હોય તેમ જણાયું.

એક જાતિવંત પણ પ્રચંડકાય સુન્દર અશ્વ પર વીરોચિત ઢબ પ્રમાણે સ્વાર થઈ નગરના સિંહદ્વારે થઈ પ્રસન્ન મુદ્રાથી પ્રવેશ કરનાર આ વીર પુંગવ લલિતસિંહની તેજોમય દિવ્ય કાંતિ જુઓ. લક્ષાવધિ યવન સેનાને પોતાના બાહુબળથીજ મ્હાત કરી શત્રુના લોહીથી તરબોળ થઇ રહેલી–રક્તખચિત પોતાની પ્રિય તરવાર કાંચી રાજાના ચરણ કમલમાં અર્પણ કરવા તે ઉત્સાહ ભેર જાય છે. ને તેને માટેજ આજનો આ અવસર–ઉત્સવ–છે. વિજયવંત લલિતસિંહને કાંચીનગરની પ્રજા ઉત્સાહભેર નગર પ્રવેશ કરાવે છે.

પરંતુ સેનાપતિના સ્વાગતાર્થે જે ઉત્સવ ને આડંબર ચાલી રહ્યા હતા, તે તરફ તેનું મુદ્દલ લક્ષ નથી. ગચ્ચીઓ ગવાક્ષોને બારીઓપરથી જે પુરનારીઓ તેનાપર અવિરામ પુષ્પ વૃષ્ટિ કરતી હતી. તેના તરફ લલિતસિંહ દ્રષ્ટિપાત પણ કરતો નહતો. પ્રખર તાપથી તપેલા અરણ્યમાંથી તરસથી વ્યાકુલ થયેલો–સરોવર પ્રતિ દોડતો જતો 'પ્રવાસી' રસ્તે દોડતાં પોતાના માથા પર ખરી પડતાં વૃક્ષરાજીનાં સુકાં પાંદડાંની શું તિલમાત્ર પણ દરકાર કરે છે? જેનું હૃદય, કોઈ 'ચીજ' માટે અધીર બની ગયું છે, એવા વીર લલિતસિંહને, પોતાના પર વરસી રહેલાં આ અતુલ માન સન્માન, સુકાં પાંદડાં જેવાં નીરસ, તુચ્છ, અને કોડીનાં જ લાગતાં હતાં.

ચાલતાં ચાલતાં છેવટે લલિતસિંહનો ઘોડો જ્યારે અંતઃપુર પ્રાસાદ સામે આવી પહોંચ્યો, ત્યારે તેણે તેની લગામ ખેંચી પકડી, કે તુર્તજ તે જાતિવંત અશ્વ ક્ષણભર ઉભો રહ્યો. લલિતસિંહે તૃષ્ણાકુલ–નેત્રે એક ક્ષણભરજ તે પ્રાસાદના ગવાક્ષ તરફ દ્રષ્ટિ ફેંકી. લજ્જાથી આરક્ત–વ્યાકુલ બનેલાં એ સ્નિગ્ધ વિસ્મય પૂર્ણ લોચનીયાં પોતાની તરફ અમિ વરસાવી રહ્યાં છે અને અનિંદ્ય, કોમલ, કરકમળથી પોતાના પર ફેંકાયલી–પ્રેમ–પુષ્પમાળા, પોતાના પગપર થઈને ભોંયપર પડેલી છે, એમ લલિતસિંહે સ્પષ્ટ જોયું–અનુભવ્યું. તુર્તજ તરૂણ સેનાપતિએ પોતાના ઘોડાપરથી કુદી પડી, જમીનપર પડેલી–નિશ્ચેષ્ટ સુકુમાર બાલા જેવી "અનાઘ્રાતં પુષ્પ" જેવી તે પુષ્પમાળા બહુ માનપૂર્વક ઉપાડી લીધી, અને પ્રથમ મસ્તકે ચઢાવી પછી પોતાની કટારીના માથે ભેરવી, અને પુનઃ એકવાર કૃતાર્થ–કૃતજ્ઞતા ભરેલી દ્રષ્ટિથી ઉંચુ જોયું, પણ તે વખતે ગવાક્ષનાં દ્વાર આકાશમાંથી ડોકીઆં કરતો એ હરિણ નેત્રવાળો ચંદ્ર તો ક્યારનોએ અદ્રશ્ય થઈ ગયો હતો.

એક દીર્ઘ નિશ્વાસ નાંખી લલિતસિંહે પોતાનો ઘોડો દોડાવ્યો ને કાંચી નૃપ સમક્ષ હાજર થયો, ને રાજા તથા પ્રજા તરફનાં બહુ માન સાથે–ફુલાતી છાતીએ વિદાય થયો.

આજે તેણે સુખ, આબાદી, માન, ને કીર્તિના શિખરે પોતાનું સિંહાસન માંડયું હતું.

## પ્રકરણ ૩ જું.

લક્ષાવધિ શત્રુઓની, ભયંકર તરવારો સામે જે વીર વજ્ર જેવો મજબૂત બની ઉભો રહ્યો હતો, તેજ વીરપુંગવ-તેજ લલિતસિંહ માત્ર એજ હરિણુ સદશ્ય ચકિત નેત્ર દ્રષ્ટિથી પરાભૂત બની ગયો છે. એકાદ દુર્લંઘ પાષાણદુર્ગમાં કબજે રાખી મુક્યું હોય તેમ સેનાપતિ લલિતસિંહે ધૈર્ય શૌર્યને પોતાના હૃદયમાં સુરક્ષિત રાખ્યું હતું; પરંતુ ગઇ કાલ સાયંકાળે, એ કૃષ્ણવર્ણુ નેત્રોની, સલજ્જ, સસંભ્રમ દ્રષ્ટિએ, તે દુર્ગના તટપર જબરજસ્ત આઘાત કરવાથી, આટલા દિવસ રક્ષણ કરેલું ધૈર્ય એક ક્ષણ માત્રમાંજ ધૂળમાં મળી ગયું. પ્રસન્નતાની જગ્યા વ્યાકુલતાએ લીધી, શાંતિની જગ્યાએ વિરહવ્યથા આવી બેઠી, ને ધૈર્યને બદલે આતુરતા આવી ઊભી. હા ! પ્રેમ હારી ચેષ્ટા એવીજ છે.

મોટા કૃષ્ણવર્ણ ઝભ્ભો ધારણ કરી, કમરમાં કટારી ખોસી, આપણો તરુણ લલિતસિંહ, રાત્રિ પડવાની રાહ જોતો પોતાની ગવ્યીપર આંટા મારી રહ્યો છે. મનોગત સુન્દરીના મિલન માટે, તેની સાથેના વાર્તાલાપ માટે, લગ્ન માટેના લક્ષાવધિ સંકલ્પ વિકલ્પમાં ડુબકાં ખાતો આપણો તરુણ સરદાર, સામે ચમકી રહેલા અનંત દીવાઓથી પોતાની તન્દ્રામાંથી ઝબકી ઉઠયો, ને રાજમહેલમાંના અંતઃપુરોદ્યાનની ભીંત નજીક દોડી ગયો ને જેમ એક શાર્દુલ હરિણપર કુદકો મારે તેમ કોટ પર કુદકો મારી તે પર ચઢી ગયો અને ઉદ્યાનની અંદર ઉતરી વિજયવંત-પ્રસન્ન મુદ્રાથી ઉભો રહ્યો.

"ભુવનવિજયી વીર લલિત ! એક ચોર પ્રમાણેજ ચોરી છુપીથી, રાજ્યભૂવનમાં, રાત્રિના સમયે પ્રવેશ કરવો તને છાજે છે ? નહિ ! જા ! પાછો વળ !"

વાંચકવૃંદ ! જુવો ! પેલા સામેના બકુલ વૃક્ષ નીચે, કોમળ તૃણ શૈયા ઉપર, સંધ્યાતારાની માફક, શીતળ મંદ સુવાસ આસ્વાદન કરતી પેલી સૌંદર્યની પુતળી કોણ છે ? તેના ખોળામાં પુષ્પો પડયાં છે ને તેજ પુષ્પોની તે સુન્દર માળા ગુંથી રહી છે. બાળા ! મુકી દે, એ કંટાળા ભરેલું કામ મુકી દે, હારી એકાદી પરિચારીકા ઘણી ખુશીથી તે માલા ગુંથશે. પણ ના ! પ્રિયજન માટેની માળામાં એકલાં પુષ્પોજ ગુંથાતાં નથી. તે પુષ્પોને ગુંથવા હૃદયનો તાર તે બિચારી દાસી ક્યાંથી લાવે ! અહા ! ગુંથતાં ગુંથતાં તે બાલા અચકી ! ને પોતાની કોમલ કરાંગુલી પકડી નીચું જોઇ રહી છે !

અહા ! શું સુન્દર સ્વરૂપ ? કેવું નિર્મળ લાવણ્ય ? કેવું વિનીત ભાવપૂર્ણ મુખકમલ ? કેવું અનિર્વચનીય યૌવન ? વાંચક બન્ધુ ભગિની ! તમારી કલ્પનામાં તે રૂપરાશી મૂર્તિ ખડી થઇ શકે છે ? મંત્રબલથી પરિવેષ્ટિત કરેલી કલમ સિવાય આ મનોરમ-નિર્દોષ પુતળીનું સાક્ષાત્કાર વર્ણન કઇ કલમ આપી શકશે ? કલ્પી શકો છો ? એ કોણ છે.

એજ કાંચી રાજ્યકન્યા વિદ્યુમાલા ! અત્યારે તે પોતાના કાર્યમાં શિથિલ છે, ને તેની ઉદાસિન દ્રષ્ટિ, કોઇ પણ દૂર અતિ દૂરના ચિંતન સામ્રાજ્યમાં ભ્રમણ કરી રહી છે. રાજનંદિની વિદ્યુન્માલા કોઇ પણ જાતના ઉંડા વિચારમાં લીન છે, તલ્લીન છે. તે શું વિચાર કરે છે ? કોણ કહી શકે ?

રાજકુમારીના એકાંત હૃદયમંદિરમાં, આજ આ નિઃસ્તબ્ધ, શાંત સાયંકાળે કોઇ પણ એક પરમારાધ્ય દેવનાની આરતી ઉતરી રહી છે, ત્યાં જુવો ! પૂજાના સુગંધી ધૂપ ધુમાડા જેવો એક દીર્ઘ નિઃશ્વાસ સાયંકાળના વાયુમાં મળી ગયો, અને સુકુમાર પુષ્પ પાંખડીઓ

જેવાં બે અશ્રુબિંદુ તે અજ્ઞાત દેવતાનાં ચરણ તલ પર સરકી પડયાં, ને તેને સ્નાન કરાવવા લાગ્યાં. દષ્ટિરૂપી કુંકુંમ તિલક પોતાના નાભિકમલ નિવાસી આરાધ્ય દેવતાના કપાલ પ્રદેશપર અંકિત થયું; તે આ,—

આવા માનસિક કલ્પના તરંગમાં તલ્લીન થવાના રમ્ય સમયેજ, એકાએક રાજ્ય કન્યાની પાછળથી, એક પુરૂષે ગંભીર પ્રેમાવેગભર, કંપીત, રૂદ્ધ સ્વરે ધીમેથી હાંક મારી "રાજકુંમારી—"

એકાએક આ પૌરૂષ અવાજથી રાજકન્યા એક હરિણની માફક ભયભીત બની ચમકીને મોટી ચીસ પાડી ઉઠી. એકદમ ચારે બાજુના પહેરેગીરો એકદમ દોડી આવ્યા ને તત્કાળ અપરાધિને બંદિવાન કર્યો—ચતુર્ભુજ બનાવ્યો. પ્રેમ દેવીનો નિઃસીમ ભક્ત, પ્રેમ દેવતાના મંદિરના પગથીઆં પરજ, સેવાભક્તિના વિચારોમાંજ મગ્ન થતાંજ પરવશ થયો. પ્રેમ! ત્હારી ગતિ ન્યારી છે? પ્રેમનો માર્ગ કંટકમય છે.

પ્રથમ ચીસ પાડતાંની સાથેજ રાજકન્યા મૂર્છિત થઇ પડી હતી તે હવે શુદ્ધિપર આવવા લાગી. ઉંચુ જુવે છે તો પોતાનો પ્રિય લલિત! સિપાઇઓના હાથમાં બંદિવાન થઇ નીચું જોતો ઉભો છે.

"હા! પ્રીય લલિત?"—એટલું બોલી પુનઃ રાજકન્યા મૂર્છિત થઇ ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

આજે કાંચી રાજ્યના ભવ્ય ન્યાયમંદિરમાં બેસુમાર ગર્દી થઇ છે. પ્રધાનો, અમલદારો, નગરના શેઠ શાહુકારો અને ઇતર મંડળથી ન્યાયમંદિર ઉભરાઇ રહ્યું છે. કાંચીરાજ અતિશય ક્રોધી મુદ્રાથી, બન્દીવાન તરૂણ સેનાપતિ લલિતસિંહ તરફ શાર્દુલવત્ દ્રષ્ટિથી જોઇ નેત્રોમાં આગ વરસાવી રહ્યા છે. એક દિવસ પહેલાં જે લલિતસિંહને રાજાએ અપૂર્વ માનપાનથી નવાજ્યો હતો તેજ આ લલિતસિંહ, તેજ આ કાંચીરાજ ને તેજ આ કાંચી નગર! પણ કેટલો બધો ફેરફાર! સમય!

"લલિત તું અપરાધિ છું? ગુનોહ કબુલ કરે છે? ત્હારા ગુનાહનું તને ભાન છે?" પ્રચંડ તરવાર સામે દ્રષ્ટિ કરતાં કરતાં રાજાએ પ્રશ્ન કર્યો!

"મહારાજ! નિર્દોષ છું, પણ જગતની નજરે દોષિત છું, નિરપરાધિ છું, બે ગુનાહ છું, રાજકન્યાને લાંબા સમયથી ચા—"

"બસ કર!" પ્રેમોન્મત્ત લલિતને વચમાંજ અટકાવી ક્રુદ્ધમુદ્રાથી રાજાએ આદેશ કર્યો "રાત્રે—છૂપી રીતે—વગર આજ્ઞાએ—રાજકુમારી પર બદનજર કરી અંતઃપુરોદ્યાનમાં પ્રવેશ કરવા માટે તને શિરચ્છેદ—"

"ક્ષમા મહારાજ ક્ષમા, તેની સેવાઓ—તારૂણ્યને વફાદારી લક્ષમાં લ્યો ને તેને ક્ષમા કરો." પુરજનોએ આજીજી કરી.

"સઘળી ઉંડી તેની સેવાઓ—રસાતાળ જાવ તેનું તારૂણ્ય ને ધૂળ પડો તેની વફાદારીમાં! જેણે પોતાની રાજનન્દિની પર કુદષ્ટિ કરી તેને ક્ષમા કેવી? આવા ગુનાહોની જબરજસ્ત ફુંકો મ્હારા દયાના દીપને ઓલવી નાંખે છે. લલિત! આજ ક્ષણે ત્હારૂં મસ્તક ધડથી વેગળું કરી નાંખત પણ સઘળાની આજીજી તને બચાવે છે. જા! ત્હારૂં કાળું કર! મ્હારો દેશ છોડી જા!

ગરીબ બિચારા લલિત! હારી શી દશા? પ્રેમ કરવા જતાં જ્સાઇ ગયો. ચન્દ્રને પકડવા જતાં દાઝ્યો—અમૃત પીવા જતાં મૃત્યુ મળ્યું. હાય! કમનસીબ લલિત. પરમાત્મા તને શુભ બુદ્ધિ આપો.

ગયો! લલિતસિંહ ગયો! પોતાનીજ પ્રણયીની ગંભીર ભુલનો બળી થઈ પડેલો—ભગ્નહૃદય લલિત—કાંચી નગરનો સેનાપતિ આજ કાંચી નગર છોડી ગયો. રાજ્યની સીમા ઓળંગતાં તે મનમાંજ બબડ્યો—"દેવી! જાઉં છું. સદાને માટે જાઉં છું. જગતમાંથી સત્ય, સહાનુભુતિ, દયા, માયા, આશા ને પ્રેમનો આજે લોપ થયો. આજથી સમગ્ર મનુષ્ય જાતિનો હું શત્રુ બન્યો." આ વખતે તેની આંખોમાંથી અગ્નિ ઝરતો હતો. પોતાનું પ્રિય જન્મસ્થાન ત્યાગ કરવું પડે છે તેથી કે પોતાની પ્રાણથી અધિક રાજકન્યાનો ચિરવિરહ થવાથી તેના નેત્રમાંથી ખરી પડતાં અશ્રુ જોનાર આજ તેના અશ્વ સિવાય આ અરણ્યમાં બીજું કોણ છે? કેટલાંય પ્રેમી હૃદયો અગોચર રહી આમ અશ્રુ વેરતાં હશે? કોણ જાણે!

તે દિવસથી તે એક મોટા અરણ્યમાં રહેવા લાગ્યો, ને એક લૂંટારાની ટોળીનો તે નાયક બન્યો. પ્રેમનો ભિખારી જગતનો લૂંટારો બન્યો! કેવળ પ્રેમ માટે અરણ્યવાસ ને લૂંટનો ધંધો તેણે સ્વીકાર્યો.

પ્રિય વાંચક! આવી સ્થિતિમાં તારા મારા જેવા એકાદ સામાન્ય માણસે શું કર્યું હોત! હદપાર થઈને કાંતો એકાદી નોકરી શોધી કહાડી હોત યાતો એકાદ માસિક યાતો વર્તમાનપત્ર કાઢ્યું હોત. આ સ્થિતિમાં થોડું ઘણું કષ્ટ પડત—પણ નવલકથા માટે સુલભ ને પૃથ્વી પર દુર્લભ એવા સેનાપતિ લલિતસિંહ જેવા વીર એવું કરી બેસી રહેતા નથી.

તેવા લોકો જે વખતે સુખમાં હોય છે ત્યારે એક નિઃશ્વાસ નાંખવાની સાથેજ અખિલ વિશ્વ પર ઉપકાર કરી શકે છે. અને તેમની મનોવાંચ્છના તિલમાત્ર વિફલ થવાની સાથેજ તેઓ લાલ નેત્ર કરી આવેગથી બોલે છે કે—"રાક્ષસી પૃથ્વી, સમાજ પિશાચ, તમારી છાતી પર પગ મુકી હું આ બદલ સખ્ત વૈર લઇશ." એવું બોલીને તેજ ક્ષણે તે લૂંટારા—બારવટીઆનો ધંધો શરૂ કરે છે. એક ઇંગ્લીશ કાવ્યોમાં પણ જડી આવે છે, ને તેજ રીત આપણા રાજપૂત લોકોમાં પણ પ્રચલિત હતી. આજ રીત આપણા લલિતસિંહે પણ સ્વીકારી. તે બહારવટે નીકળ્યો. મનુષ્ય જાતિનો દુશ્મન બન્યો.

તેણે સમગ્ર દેશમાં ત્રાસ ત્રાસ ને હાહાકાર વર્તાવી મૂક્યો. અમલદારો, શેઠીઆઓ, સરદારોને પકડી પકડીને રંજાડવા લાગ્યો. તેને કોઈ શોધી કે પકડી શક્તુ નહિ. તેની પ્રચંડ ટોળી મુસાફરોને રંજાડતી, રાજ્યના ખજાના લૂંટતી, રાજાની સ્વારીના મુકામે આગ લગાડતી, ને દ્રવ્ય માત્ર ગરીબ ગુરબાને વહેંચી દેતી હતી. તેઓ અનાથના સહાયક-ગરીબોના બેલી ને નિરાશ્રીતોના આશ્રયભૂત હતા; ને માત્ર શ્રીમંત ઉચ્ચકુલોત્પન્ન ને રાજ્યકાર્યે નિયુક્ત અધિકારીઓનેજ માત્ર તેઓ કાલાન્તક જેવા લાગતાઃ દેશને બચાવનારજ લલિત! આજ દેશનો પક્કો વૈરી બન્યો.

---

## પ્રકરણ ૫ મું.

ઘોર અરણ્ય પ્રદેશ, નીબિડ વૃક્ષરાજી ને વેલડીઓએ ઘટ્ટ બનેલો વનપ્રદેશ, કેવો બિહામણો લાગે છે. સૂર્ય લગભગ અસ્ત પામવાની તૈયારી પરજ હતો. પણ આ અનેક વેલી વિલસીન વૃક્ષોનાં ઝુંડનાં ઝુંડથી ઘીચ બનેલા વનમાં જાણે રાત્રીજ પડી હોય તેવું જણાતું

હતું. ક્વચિત્ ક્વચિત્ વનચરોના આવતા બિહામણા અવાજ સિવાય અરણ્યમાં સ્મશાનવત્ શાંતિ-બિહામણી લાગે તેવી શાંતિ પ્રસરી રહી હતી. આવે સમયે એક તરૂણ 'પ્રવાસી' અજાણ્યા રસ્તે બીલકુલ એકલોજ ચાલ્યો જતો હતો. તેનું સુકુમાર શરીર શ્રમથી તદ્દન થાકી ગયલું જણાતું હતું. પરંતુ કોઇ પણ સ્થળે વિશ્રાંતી ન લેતાં એકદમ આગળ ને આગળ તે વધ્યો જતો હતો. તેની કમરે લટકી રહેલી તરવારનો ભાર પણ સહન કરવાને તે અશક્ત હોય તેમ જણાતું હતું. વનપ્રદેશમાં જરા પણ ખડખડાટ કે અવાજ થતાંજ, ભયભીત હૃદયે હરિણ જેવી કાવરી બાવરી નજરે તે ચારે બાજુ જોવા મંડી જતો. પરંતુ રાત્રિનો અંધકાર ધસારાબંધ ચાલ્યો આવતો હોવા છતાં અને તે અરણ્ય પ્રદેશ પ્રવાસીને તદ્દન અપરિચિત હોવા છતાં પણ દ્રઢ નિશ્ચયથી તે આગળ વધ્યોજ જતો હતો. દ્રઢ નિશ્ચયવાળા, આતુર માણસો ભય અને વિઘ્નોને ગણકારતાજ નથી.

બારવટીઆઓએ આવી પોતાના સરદારને ખબર આપી કે "સાહેબ, એક અચ્છો શિકાર હાથ આવ્યો છે. તેના માથા પર મંદિલ, અંગપર રાજવેષ અને કમરે રત્નજડિત તલવાર છે."

સરદાર બોલ્યો, "ઓહો! ત્યારે તે શિકાર મ્હારોજ! તમે બધા અહિંજ રહો!"

પ્રવાસી પોતાને માર્ગે ચાલતાં એકાએક તેને ખમ્ ખમ્ એવો અવાજ સુકા પાંદડામાંથી આવતો સાંભળી ભયભીત બનીને ચારે તરફ જોવા લાગ્યો.

એટલામાં એકાએક એક દિશામાંથી અતિ વેગથી એક તિર આવીને તેની છાતીમાંથી આરપાર નીકળી ગયું. અને "ઓ મારે" એટલાજ શબ્દ બોલી પ્રવાસી ભોંય પર ઢળી પડયો.

લૂંટારાનો સરદાર પાસે આવીને ઘુંટણીએ પડયો ને નીચે નમીને ઘાયલ થયલા મનુષ્યના ચહેરા તરફ જોવા લાગ્યો. જમીન પર આસન્નમરણ-મરણોન્મુખ પડેલા પ્રવાસીએ તે સરદારનો હાથ પોતાના સુકોમળ હાથમાં પકડીને-અત્યંત કોમળ પણ ક્ષિણ સ્વરથી એક વાર હાંક મારી. "લલિત—".

તે ક્ષણે સરદારના હૃદયના હજારો ટુકડા થઈ ગયા. ઉતરી ગયલા ચહેરે-આકુળવ્યાકુળ સ્વરે તે ચીસ પાડી ઉઠયોઃ—"રાજકુમારી વિદ્યુન્માલે!"

થોડી વારમાંજ લૂંટારાઓ આવી પહોંચ્યા, ને જુવે છે તો શિકારને શિકારી બેઉ જણ છેવટના આલિંગનમાં અરસપરસ મજબુત બાથ ભીડી એક ઠેકાણે મરેલાં પડયાં હતાં.

એક દિવસ સાયંકાળે રાજકુમારીએ પોતાના અંતઃપુરના ઉપવનમાં અજાણપણે લલિતસિંહપર રાજ દંડનો પ્રહાર કરાવ્યો હતો, બીજા એક દિવસે સાયંકાળેજ વનમાં લલિતસિંહે અજાણપણામાંજ પોતેજ રાજકન્યા પર શર પ્રહાર કર્યો.

જેની ખાતર પોતે સર્વસ્વ ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો, તેજ મનોગત જીવન મિત્રનું મૃત્યુ પોતાનેજ હાથે? આ જોતાંજ પ્રેમો-મત્ત-લલિત રાજકુમારી વિદ્યુન્માલાના દેહપર પોતાનો દેહ નાંખી મરણ પામ્યો ને જે ઠેકાણે-પ્રીતીની પીડા-પ્રતારણા-રાગ-દ્વેશ બંધન-કે દુખનો છાંટો પણ નથી, તેવા અલૌકિક પ્રેમ પ્રદેશમાં "અક્ષય મિલન"-કરવા ચાલ્યો ગયો. ધન્ય એ અલૌકિક અક્ષય પ્રેમને!

"રસબાલ."

# जीवन मणिमाला.

૧ આત્મવંચક જેવો બીજો કોઈ મૂર્ખ નથી.

૨ સુવર્તન અને સદ્ગુણ એ સુન્દર લતાને સુવર્તન રૂપી સુંદર સુંદર મહોર આપે છે.

૩ વિશ્વમાં કઠીણમાં કઠીણ વાત "પોતાને ઓળખવું" એ છે, કોઈ પણ બાબત કરવામાં કલાકોના કલાકો ગાળી કાઢવા પહેલાં તે કામ હાથ ધરવા જેવું છે કે નહિ, તે બદલ વિચાર કરવામાં થોડી મિનિટો ખર્ચવી ઉત્તમ છે.

૪ આપણા સંકટને આપત્તિનાં રોદણાં રડતાં બેસી રહેવું ન જોઇએ અને જે તમારાથી કોઈ પણ રીતે નિવારણ થઈ શકે તેવું ન હોય, તે બદલ શોક કરવો નહિ.

૫ ગેરસમજ એ વસ્ત્રમાં પડેલુ ક્ષુદ્ર છીદ્ર છે. જો તુર્તજ શાંધવામાં આવે તો માત્ર સોયદોરાથીજ સરે છે. તેમજ થોડી સમજુતીથી મહેનતની પ્રથમજ ગેરસમજ દુર કરી શકાય છે.

૬ આળસ એ ચેનથી નિરાંતે પ્રવાસ કરનાર મુસાફર છે, તેને ગરીબીએ ઝટપટ આની મળે છે.

૭ શિક્ષણમાં કેવળ જ્ઞાન સંપાદનનોજ અંતર્ભાવ થાય છે એમ નથી. આપણે અને જગત એ બેમાં એકતાનતા ઉત્પન્ન કરીને, તે કાયમ રાખવાનુ કાર્યક્ષમ એવું મનઃસામર્થ્યની પણ તેમાં ગણના કરવી જોઇએ

૮ કસોટી જેવું વિશ્વાસનું બલ નહિ.

૯ વિશ્વમાં દરેક પર બન્ધુભાવ-ને પ્રેમ દૃષ્ટિ રાખનારનો કોઈપણ દુસ્મન હોઈ શકેજ નહિ.

૧૦ "ખાવા માટે જીવવું!" કે "જીવવા માટે ખાવું" તેનો વિચાર કરો?

૧૧ જીવી જાણતાં આવડતું હોય તેણે મરી જાણતાં શીખવું જોઇએ કારણ પહેલા કરતાં બીજું વધુ મહત્વનું છે.

૧૨ હું અને મ્હારૂ એમ બોલવાને ધારવા કરતાં આપણે ને આપણું એમ બોલવું ને ધારવું એ બહુ સુન્દર ને વિચારણીય છે.

૧૩ લક્ષ્મી કમાઈ જાણનાર કરતાં ખરચી જાણનાર વિરલા છે. કારણ હજારો માણસ કમાય છે, પણ ખરે રસ્તે તેનો સદ્ઉપયોગ વિરલાઓજ કરે છે. **રસબાલ.**

---

# काव्य कुंज.

## ज्ञान दशा!

ફલકી પ્રાપ્તિ હેતુ જબ ભૂ પર કુછભી હૈં કર્તવ્ય નહિં,
અભિલાષાસેં રમ્ય વસ્તુ જબ કોઈ હૈ સ્મર્તવ્ય નહિં;
રત્નખચિત પ્રાસાદ ઔર, લઘુ પર્ણકુટીમેં ભેદ નહિ,
અતિ દુઃસહ દુઃખ સહેતે પરભી મનમેં હો નિર્વેદ નહિ. ૧
પ્રિય પદાર્થ પર પ્રેમ ઔર અપ્રિય પર કછુ ક્રોધ નહિં,
દુર્જન અપકારીસે ભી જબ લેના હો પ્રતિ શોધ નહિં;

મનકો ક્ષણભર છોડ ન શકતા હો જબ ઉજ્વલ બોધ કહીં,
આત્મા કે અતિરીક્ત કીસીકા કરના હો અનુરોધ નહિ. ૨

રસનાકો જબ સમ લગતે હો વિષ- ઓર કટુતામય નિમ્બ,
સ્વચ્છ પૃત માનસમેં પડતા હો ન મલિનતાકા પ્રતિબિમ્બ;
વિષમ ભુમિ પર જબ વહતી હો નહિ સ્વચ્છ જીવન ધાર,
આત્મા જબ અવગત હોતા હો અન્તઃસ્થિત સબસે ન્યારા. ૩

એક સમાન દેખ પડતી હૈ પાવસકી ઘનઘોર ઘટા,
ઓર ચન્દ્રકી કિરણ-પૂર્ણ જબ શરદ નીશાકી સ્વચ્છ છટા;
કોકિલકી કલ ઓર અમંગલ કાકવૃંદ કાકર્કશ નાદ,
શ્રુતિ પથમાં જબ કર શકતા હો નહિ સ્વસ્પભી હર્ષ વિષાદ! ૪

ગ્રીષ્મ કાલકી ધૂપ ઓર વહ શિશિર નિશાકા નિબિડ તુષાર,
સહકર ભી મનમેં ન આ સકે ઉષ્ણ-શીતકા જરા વિચાર;
મુક્ત જીવ ઉસ અવસર જીસકા અનુભવ હૈં કરતે રહેતે!
શાસ્ત્ર-મર્મ-વેત્તા વિદ્વજન "જ્ઞાન દશા" ઉસકો કહેતે! ૫

**સરસ્વતી.**

---

## પ્રેમ મિમાંસા.

અરે પ્રીતિ પ્રીતિ જગત્ જન જેને કહી મરે,
તપાસી જોતાં તો મતલબ તણી વાતજ ઠરે;
રતિ પ્રતિ કિંવા પ્રણય રસકે એમજ કહો,
અહા! સ્વાર્થી સ્વાર્થી જગતમહિ તેના અનુભવો. ૧

રે! રે! પ્રેમી! રસીક ઉરની શોધમાં જો હશે તું,
તો તે જો જે, કુમુદ શશિમાં, પ્રેમની દિવ્યતા તું;
જે પ્રીતિથી 'જીવન' સઘળું અર્પતું હા! પતંગ,
તેવો થાજે તવ પ્રણયનો ઉજ્વલો દિવ્ય રંગ. ૨

અરે! સંસારે તો ગુણની બુજનાના નહિં દીઠી,
અને મોહ્યા સર્વે વિભવ સુખ હાલા યશમહિં,
ભલે એ ભોળાઓ ભ્રમમહિં સદાએ ભટકતા,
અમારે ઉરે તો નથી કરી સુખ્યા પામર બધા. ૩

રે! રે! સ્નેહિ! શશિની બુજતો દીધી પ્રેમી ચકોરે,
ને ના રાખ્યું અંટલ તપસી સૂર્યના પ્રેમ જોરે;
વૃક્ષે વેલી રસીલી, તરૂને નિજ સર્વસ્વ દેઈ,
આહા! એતો જન હૃદયને શીખવે દિવ્ય કાંઈ. ૪

'રસકુટિર'

## गरीबी.

### ગઝલ.

ગરીબી જો હમારે તો, મુબારક તે હજો અમને;
ન પરવા છે અમીરીની, અમીરી દીલ અમારાને.

નમે શું માથું પૈસાને? અરે કેસે ચઢાવીએ!
નમે માથું અમીરોને? જુદા છે તાર તો દિલનો!

થશે શું હાજી હા અમથી? ખુશામદનાં ગીતો ગાશું?
બહેત્તર તે પહેલાં જીભના શત ખંડ તો થાના.

નહી નમશે ખુદા વિના ભરેલું તોરથી આ સર;
ન ગાશે કોઇનાં ગીતો, ખુશામદનાં જીવ્હા મ્હારી.

ભલે લોકો જુવે અહમમાં, કંઈ મુર્ખાઇનો અંશ;
અમોને મુર્ખતામાં, મુક્તિની ભાસે છબી રૂડી,

ચણાવી મ્હેલને ઉંચા, થતા શાને ત્હમે મગરૂર;
સહુને હાથ ત્રણની હા! જમીને છેલ્લું સુવાનું.

ખજાનાઓ ભરીને તો ભલે આનંદમાં મ્હાલો;
સહુ ઉપર નકી થાશે, કબર તો ખાક પથ્થરની!

અહીં કરીએ નજર જગનાં ચળકતા સુખની ઉપર;
ખરંતા તારલા સમ તે થશે નાબુદ ઝટ ચળકી.

સુખે હસતા, દુખે રડતા, તમે પામર અમીરો છો;
સુખે દુઃખે હમે હસતા, કહો તમથી ન શું શ્રેષ્ઠ?

હમે ના કાળજી કરીએ, મ્હેલોને ઉઠાવાની?
હમારે કાજ કુદરતે, ઉઠાવ્યો મ્હેલ દુનીઆંનો!

હમારે આંગણે સવિતા, શશિ, તારા, કરે દીવા;
શીળો સુરભી ભર્યો વાયુ, પ્રભુના મંત્ર ફુંકે છે!

ખજાનાઓ ન અગ લક્ષ્મિ તણા ભરતા હમે કોદી;
વીધો આપે સહુ માગ્યુ, પછી પરવા શી લક્ષ્મિની?

તમે પૈસા તણા જોરે, ઉંચુ મુખ રાખીને ફરતા;
અલખની ધૂની ગજવીને, અમે ત્હમને નહી ગણીએ?

ભલે ગાડી અને વાડી—માલોની માલેકી તમને;
ગળાં રહેંશી ગરીબોનાં—મળેલી હોય તેથી શું?

ઝળકતા સ્વાંગ ઉપરનાં ભીતર છે જુઠનો દરીઓ;
દગા ને ઇરકબાજીના હળાહળ ઝેરથી ભરીઓ.

બહેતર શાંતિ સંતોષે અદલ ઇન્સાફથી રહીએ;
મીનારા મોલી કીર્તિના નથી તો શું હતી પરવા?
ગરીબી આવીથી રાજી, રહી સંતોષથી ફરીએ;
ગરીબી જો હમારે તો, મુબારક તે હજો હમને?

"રસફૂટિર" "રસબાલ"

---

## પ્રભુ ચરણે લયલીન!

પ્રભુ ચરણે લયલીન! ભ્રમર મન—
જીન ચરણે લયલીન!
પ્રભુતા ભર એ પ્રભુના રૂપને!
અનંત ઉચ્ચ ગુણાકર અનૂપને!
સેવંતા ટાળે ભવ રૂપને!
પરમ સમાધિ સ્મરતાં રે—એ!
પ્રભુ ચરણે લયલીન!
અમિ ભર એ પ્રભુની આંખડિઓ!
કર પલ્લવની મૃદુ પાંખડિઓ!
ઉન્નત-ઉજ્વળ દિલ ડાંખળીઓ!
એથી મોહ્યો મન ભ્રમરો—એ!
પ્રભુ ચરણે લયલીન!
ઉપસર્ગો અદ્ભૂત સહ્યા રે!
કષાય હોય ન હૃદય વહ્યા રે!
શુક્લ ધ્યાનમાં પ્રભુ રહ્યા રે!
કેવળ જ્ઞાન ધરે—એ વ્હાલા!
પ્રભુ ચરણે લયલીન!
કરામલક વત્ વિશ્વ નિહાળે!
અનંત જ્ઞાને જગ અજવાળે
દઇ ઉપદેશ ભવિજન તારે!
તિર્થંકર થઇ વિચરંતા—એ!
પ્રભુ ચરણે લયલીન!
અતિશય દિવ્ય થકી શોભંતા!
જ્ઞાનામૃત રસ પીતા—પાતા!
તારી અનંતા આપ તરંતા!
વ્હાલા! હૃદય નિવાસી! મુજ એ!
પ્રભુ ચરણે લયલીન! ભ્રમર મન!
પ્રભુ ચરણે તલ્લિન !!!

"રસફૂટિર" "રસબાલ"

---

# जयंति.

## શ્રીમદ્ રવિસાગરજી મહારાજ સાહેબની માણસામાં ઉજવાયેલી જયંતિ.

માણસા—તા. ૧૯ મી જુન સને ૧૯૧૪ શુક્રવારના રોજ સવારના આઠ વાગે શ્રીમદ્ રવિસાગરજી મહારાજ સાહેબની જયંતિ ઉજવવા એક સભા ઉપાશ્રયમાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ સુરીશ્વરજી મહારાજ સાહેબ બુદ્ધિસાગરજીના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં જૈન અને જૈનેતર ગૃહસ્થોએ સારી હાજરી આપી હતી. પ્રથમ મંગલાચરણ તરીકે શા. પાનાચંદ જેચંદે એક કવીતા ગાઈ હતી. તેની અંદર શ્રીમદ્ના ગુણાનુવાદ કરવામાં આવ્યા હતા. જે સાંભળ્યાથી શ્રોતાઓને આનંદ થયો હતો. બાદ વકીલ મનસુખરામ મુળચંદે શ્રીમદ્ના જીવનની રૂપરેખા કહી બતાવી હતી. તેમણે કહ્યું હતું કે જયંતિઓ કર્મવીર, રણવીર ને ધર્મવીરની ઉજવાય છે અને આજે આપણે એક ધર્મવીરની જયંતિ ઉજવવા ભેગા થયા છીએ કે જે ધર્મવીરે ગુજરાત દેશમાં જૈનધર્મની જાહોજલાલી પ્રવર્તાવી હતી. જેમનું જીવન હરકોઇને દ્રષ્ટાન્તરૂપ હતું તથા આચાર વિચારમાં સર્વોત્કૃષ્ટ હતું. ત્યાર બાદ શેઠ હાથીભાઇ મુળચંદે તેમના નિબંધમાં શ્રીમદ્ના જીવનની ટુંક કથા અને તેમણે જૈન કોમ ઉપર કરેલા ઉપકારોનું સ્મરણ કરાવ્યું હતું. બાદ શાહ ભોગીલાલ સાકરચંદે 'શ્રીમદ્ રવિસાગરજીના જીવનચરિત્રમાંથી નીકળતો સાર' તે નામનો નિબંધ વાંચી બતાવ્યો હતો. તેમાં શ્રીમદે કરેલાં કેટલાંક ઉપયોગી કાર્યો અને તેમનું નિર્મળ ચારિત્ર તથા તેમના અનેક ગુણોનું સારી રીતે વર્ણન કરવામાં આવ્યું હતું. બાદ શેઠ વીરચંદ કૃષ્ણાજીએ પણ શ્રીમદ્ના ગુણો સંબંધી કેટલુંક વીવેચન કર્યા બાદ માણસાના સંઘને દરવર્ષે જયંતિ ઉજવાય તથા રવિસાગરજી પાઠશાળા જે બંધ પડી છે તે ચાલુ કરવાને સૂચના કરી હતી. બાદ કાઠીઆવાડમાં આવેલા પડધરી ગામના એક કવી કાલીદાસભાઇએ શ્રીમદ્ના ગુણાનુવાદ કરનાર એક કાવ્ય વાંચ્યું હતું ને કેટલુંક અસરકારક વિવેચન કર્યું હતું. ત્યારબાદ શાહ કેશવલાલ નગીનદાસે શ્રીમદ્ની સ્તુતિનું કાવ્ય ગાઈ બતાવ્યું હતું કે જેથી શ્રોતાઓમાં શાંતિ વ્યાપી હતી. બાદ થોડુંક વીવેચન કર્યા પશ્ચાત્ શેઠ મફતલાલ જેચંદે પણ શ્રીમદ્ના ગુણનું કેટલુંક વર્ણન કર્યું હતું. ત્યારબાદ પરમપૂજ્ય આચાર્ય મહારાજ સાહેબે શ્રીમદ્ નેમસાગરજી મહારાજે ક્રિયોદ્ધાર કેવી રીતે કર્યો, શીથીલાચાર કેવી રીતે વાર્યો, સંવેગી માર્ગ કેવી રીતે દીપાવ્યો તથા ચારિત્રમાં કેવાં કષ્ટો સહન કર્યાં ઇત્યાદિ વિષયો ઉપર વિવેચન કર્યા બાદ શ્રીમદ્ નેમસાગરજી મહારાજના પટ્ટને દીપાવનાર પટ્ટધર શ્રીમદ્ રવિસાગરજી મહારાજના ગુણોનું વર્ણન કર્યું હતું. તેમાં શ્રીમદ્ રવિસાગરજી મહારાજ સાહેબે આચાર, ઉપદેશવડે ગુજરાત દેશના જૈનો ઉપર અતુલ્ય ઉપકાર કર્યો છે. તેનું સારૂં ચિત્ર ખડું કર્યું હતું ને શ્રોતાઓના મન ઉપર સારી અસર થઈ હતી. બાદ કામ સમાપ્ત કરવામાં આવ્યું હતું. તેજ દિવસે બપોરે પ્રાંતીજવાળા શેઠ મગનલાલ ગોવર્ધનરામ તરફથી નવાણું પ્રકારની પૂજા ભણાવવામાં આવી હતી. સાધુઓમાંથી શ્રી રંગસાગરજી, કીર્તિસાગરજી, વૃદ્ધિસાગરજી, શ્રી રીદ્ધિસાગરજી, દેવેંદ્રસાગરજી, નયસાગરજી ને સાધ્વીઓમાં લાભશ્રીજી, સુમતીશ્રીજી આદી ૬ સાધ્વીઓએ હાજરી આપી હતી, અને બંને વખતે પ્રભાવના કરવામાં આવી હતી.

**મહેસાણામાં શ્રીમદ્ મુનિરાજ શ્રી રવિસાગરજી મહારાજની જયંતિ—** તા. ૧૯-૬-૧૪ ના રોજ શ્રીમદ્ મુનિરાજ શ્રી રવિસાગરજી મહારાજનો સ્વર્ગગમનનો વાર્ષિક દિવસ હોવાથી તેમની જયંતિ ઉજવવાનો મેળાવડો શહેરના ઉપાશ્રયના ભવ્ય મકાનમાં સાંજના ચાર વાગે થયો હતો. ઉપાશ્રયના મકાનને ધ્વજા, પતાકા વિગેરેથી સારી રીતે શણગારવામાં આવ્યો હતો. અને ચાર વાગતે ઉપાશ્રય માણસોના ટોળાથી ચિક્કાર ભરાઇ ગયો હતો. અત્રેની આઠ દશ સાધ્વીજીઓએ પણ આ મેળાવડામાં ભાગ લીધો હતો. મુનિરાજ શ્રી કનકવિજયજી, લલિતવિજયજી વિગેરે ૧૪ મુનિરાજોએ પધારી મેળાવડાની શોભામાં અનહદ વધારો કર્યો હતો. ઠરેલો કાર્યક્રમ મુનિરાજ અને ગૃહસ્થોમાં વહેંચવામાં આવ્યો હતો. ત્યારબાદ હારમોનિયમ વિગેરે વાજીંત્રોથી મહારાજશ્રીના ગુણાનુવાદનું મંગલાચરણ થયા બાદ નોંધણી કામદાર મી. છગનલાલ મોતીચંદે મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજને પ્રમુખસ્થાને બિરાજવા માટે દરખાસ્ત મુકી હતી. જેને શ્રી સુખસાગરજી લાયબ્રેરીના આસીસ્ટંટ સેક્રેટરી મી. બકુલચંદ દોલતચંદ પાટણવાળાએ અનુમોદન આપતાં સર્વાનુમતે તાળીઓના અવાજ વચ્ચે મુનિરાજ કનકવિજયજી મહારાજ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા.

ત્યારબાદ મી. બકુલચંદ દોલતચંદે શ્રીમદ્ રવિસાગર મહારાજનું ટુંકામાં જીવન વૃત્તાંત કહી બતાવી તેઓશ્રીની ક્રિયા શક્તિ, અધ્યાત્મ જ્ઞાન તથા ગુણોનું યથાશક્તિ વર્ણન કરી જયંતિ જેવા ઉત્સવ પ્રસંગે લોકોએ જનહિતનાં કરવા લાયક કામો, જયંતિના હેતુઓ અને તેમાંથી મળતા ફાયદા વિગેરે વિષે અસરકારક શબ્દોમાં વિવેચન કર્યું હતું. તે પછી મી. ડાહ્યાભાઈ નથુભાઇએ જયંતિ ઉજવવાની જરૂર માટે તથા મી. માણેકલાલ ફકીરદાસે અને માસ્તર ભગવાન લાલભાઈએ જયંતિના ફાયદા વિષે વિવેચન કર્યું હતું.

આ પ્રમાણે વક્તાઓ તરફથી બોલાયા બાદ પ્રમુખ સાહેબની સુચનાથી મુનિરાજ શ્રી લલીતવિજયજી મહારાજે ઉત્તમ પુરૂષોનાં ચરિત્રો સાંભળવાની જરૂરીઆત, તેમાંથી ગ્રાહ્ય કરવા લાયક ગુણો અને જયંતિ ઉજવવાની ખાસ જરૂરીઆત એ સંબંધી પોતાના ઉત્તમ વિચારો શ્રોતાઓને જણાવ્યા હતા.

છેવટે આ જયંતિના માંગલિક પ્રસંગે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી પધારેલા મુનિરાજો, સાધ્વીજીઓ, સદ્ગૃહસ્થો અને બહેનોનો મી. બકુચંદે ઉપકાર માન્યો હતો અને મહાત્માશ્રીની "જય" બોલાવી મેળાવડો વિસર્જન થયો હતો. આ પ્રસંગે પતાસાની પ્રભાવના પણ કરવામાં આવી હતી.

**પાટણમાં રવિસાગરજી મહારાજની જયંતિ—**પાટણ ખાતે સાગરના ઉપાશ્રયમાં પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના પ્રમુખપણા નીચે તા. ૧૯-૬-૧૪ ના દિવસે સવારના ઉજવવામાં આવી હતી. તે પ્રસંગે ઘણા સભાસદોએ હાજરી આપી હતી. કાન્તિવિજયજી મહારાજશ્રીએ મર્હુમ મહાત્માશ્રીનું જીવન ચરિત્ર ઘણીજ સરસ રીતે કહી સંભળાવ્યું હતું. બપોરના ટાઈમે પંચાસરા પાર્શ્વનાથના દહેરે સંઘ તરફથી પુજા ઘણા ઠાઠ સાથે ભણાવવામાં આવી હતી, તેમજ આંગી રચાવી ભાવના બેસારી હતી, તથા મર્હુમ મહાત્માશ્રીની પાદુકાએ પણ આંગી રચાવી હતી, અને મનીયાતી પાડાના દહેરાસરજીમાં પણ ઘણાજ આડંબરની સાથ પુજા રચાવી હતી.

**મુનિ મહારાજ રવિસાગરજીની અમદાવાદમાં ઉજવાયેલી જયંતિ**—તા. ૧૯ મી ને શુક્રવારે આમલી પોળના ઉપાશ્રયમાં પૂજ્ય મુનિ મહારાજ રવિસાગરજીની જયંતિ ઉજવવા માટે એક સભા મળી હતી. સભામાં આશરે ૨૦૦ માણસોએ હાજરી આપી હતી. સભાના વિદ્યાર્થીઓ મંગલાચરણ કરી રહ્યા બાદ ઝવેરી કેશવલાલ ઉમાભાઇની દરખાસ્તથી અને ઝવેરી લાલભાઈ ચુનીલાલના ટેકાથી ઝવેરી મોહનલાલ મગનલાલે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. શરૂઆતમાં માસ્તર હીંમતલાલે પૂજ્ય મુનિ મહારાજ રવિસાગરજીનું જીવન ચરિત્ર વાંચી સંભળાવ્યું હતું. તેમણે જણાવ્યું હતું કે રવિસાગરજીનું સંસારીપણામાં સ્વચંદ નામ હતું, તેમનો જન્મ ગામ પાલીમાં સંવત ૧૮૭૬ માં થયો હતો. તેઓએ ૩૨ વર્ષની ઉમરે મુનિ મહારાજ નેમસાગરજીના ઉપદેશથી અમદાવાદ મુકામે દીક્ષા લીધી હતી. તેમણે ઘણું ઉત્તમ ચરિત્ર પાળી ગામો ગામ વિહાર કરી અને ઉપદેશ આપી જૈન ધર્મનો ઉદ્ધાર કરવા માટે સખત પ્રયત્નો કર્યા હતા. તેઓશ્રીએ મેસાણા, પાટણ, પાલણપુર, સાણંદ, સુરત, અમદાવાદ, લીંમડી, પેથાપુર, વિરમગામ વિગેરે સ્થળોએ ચોમાસું કર્યું હતું. ત્યાર બાદ દોશી મણીલાલ નથુભાઈ બી. એ. એ પૂજ્ય મુનિરાજનું જીવન ચરિત્ર શું શીખવે છે તે વિષે ઘણું સારૂ અને અસરકારક ભાષણ આપ્યું હતું, તેમણે જણાવ્યું હતું કે આ જયંતિ ઉજવવાનો પ્રશંસનીય રીવાજ જગતના ઘણા સુધરેલા ભાગોપર દૃષ્ટિગોચર થાય છે, અને આપણી જૈન કોમમાં પણ થોડા સમયથી આ રીવાજ દાખલ થયો છે. જયંતિ ઉજવવાથી ઘણા ફાયદા થાય છે. મહાત્મા પુરૂષોના જીવન ચરિત્રો ભવિષ્યની પ્રજાને માટે ઘણા અનુકરણીય–દૃષ્ટાંતરૂપે થઈ પડે છે. પૂજ્ય મુનિ મહારાજ રવિસાગરજી પોતે વિનયી તથા શાન્ત સ્વભાવના હતા. તેઓએ એક ઘણું ઉત્તમ ચારિત્ર પાળ્યું હતું. તેમનો પ્રભાવ ઘણો હતો. પોતાના જ્ઞાનનો ઘણો જ સારો ઉપયોગ કર્યો હતો. બીજું તેમણે જણાવ્યું હતું કે ગુણાનુદૃષ્ટિ એ એક ઉત્તમ ગુણ છે. તો આપણે મહાન પુરૂષોના જીવન ચરિત્રોમાંથી ગુણ ગ્રહણ કરવો જોઇએ. ત્યારબાદ મુળચંદ આશારામ વૈરાટીએ જણાવ્યું કે આવા મહાત્માનાં જીવન ચરિત્રો ફક્ત સાંભળવાથી કંઈ જોઈએ તેટલો લાભ થતો નથી પરંતુ તે મહાત્માઓ જેવા આપણે કેવી રીતે બની શકીશું અને તેવા બનવાને સતત પ્રયત્નો કરવો જોઇએ. ત્યારબાદ મહેતા મગનલાલ માધવજીએ મહાત્મા પુરૂષોનાં જીવન ચરિત્રોથી થતા ફાયદા વિષે ચરમ તિર્થંકર મહાવીર સ્વામી, હેમચંદ્રાચાર્ય, તે સિવાય સોક્રેટિસ, રામ, સીતા, દમયંતી વિગેરેના દાખલા આપી અસરકારક ભાષણ કર્યું હતું. ત્યારબાદ પ્રમુખ સાહેબે જણાવ્યું હતું કે મારે મુનિરાજ રવિસાગરજી સાથે ૩૧ વર્ષનો લાંબો અનુભવ થયો હતો. તેઓ સ્વભાવે શાન્ત તથા શુદ્ધ સંયમ વ્રતધારી હતા. અને જૈન ધર્મનો ઉદ્ધાર કરવાને ઘણે ઠેકાણે વિહારો કરતા હતા. ત્યારબાદ સંઘવી સોમચંદ પીતામ્બર તથા શાહ આશારામ છગનલાલે સભાની પૂર્ણાહુતિમાં રવિસાગરનું યશોગાન ગાયું હતું અને છેવટે બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટ શંકરલાલ ડાહ્યાભાઈએ પધારેલા સદ્‌ગૃહસ્થોનો આભાર માન્યા બાદ મેળાવડો બરખાસ્ત કરવામાં આવ્યો હતો.

—જૈન.



# મહાત્મા રવિસાગરજીના ચારિત્ર્ય ઉપરથી ઉદ્‌ભવતા વિચાર.

( લેખકઃ-શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ. )

મહાત્મા રવિસાગરજીનું ચારિત્ર્ય અવલોકતાં આપણને સ્પષ્ટ સમજાય છે કે તેઓશ્રી ખરેખર પવિત્ર સંયમપાળક હતા. દુનિયામાં વૈરાગ્ય ત્રણ પ્રકારે ઉત્પન્ન થાય છે. (૧) મોહ-ગર્ભીત, (૨) દુઃખ ગર્ભીત અને (૩) જ્ઞાન ગર્ભીત. તેમાં જે જ્ઞાન ગર્ભીત વૈરાગ્ય છે તે સૌથી ઉત્તમ છે. શ્રીમદ્ રવિસાગરજીને જ્ઞાન ગર્ભીત વૈરાગ્ય થયો હતો. સંસારની વિચિત્ર દશાનું સ્વરૂપ તેમણે પોતાના જ્ઞાનથી અને પોતાની દીર્ઘ દ્રષ્ટિથી અવલોક્યું હતું. આજ કાલ જે કેટલાક આજીવિકાના દુઃખે કે અમુક અમુક જાતની સંસારી ઉપાધિમાંથી મુક્ત થવા માટે યા નહિ તો અમુક પ્રકારની લાલસાઓ તૃપ્ત કરવા માટે વૈરાગ્ય ધારણ કરે છે પરંતુ તેવી રીતે મહાત્મા રવિસાગરજીના સંબંધમાં નહોતું. તેમનું લક્ષબિંદુ તો ફક્ત આત્મિક દશા પ્રાપ્ત કરવા તરફજ પ્રયાણ કરવાનું હતું. દિક્ષા આપવાના સંબંધમાં આ મહાત્માના વિચારો ખરેખર પ્રશંસનીય હતા તે તેમના ચારિત્ર ઉપરથી સ્પષ્ટ સમજાય છે. શ્રીમદ્ રવિસાગરજી પ્રથમ ખાતરી કર્યા બાદ દિક્ષા લેવા આવનારને દિક્ષા આપતા નહોતા. પ્રથમ થોડો વખત તેને પોતાની પાસે રાખીને તેનાં આચરણ, શ્રદ્ધા, સ્વભાવ વિગેરે તપાસીને પછી દિક્ષા આપતા હતા. એક વખતે એક શ્રાવકે રવિસાગરજી પાસે દિક્ષાની માગણી કરી, તેથી તેને પોતાની પાસે થોડા દિવસ રાખ્યો, પરંતુ તેઓશ્રીને માલમ પડયું કે આ પુરૂષ દિક્ષા લેવાને યોગ્ય નથી તેથી તેને દિક્ષા આપી નહિ. ધન્ય છે આવા મહાત્માને! આજ તો "બાવો બેઠો જપે ને જે આવે તે ખપે." ખરેખર દિક્ષા આપવાના સંબંધમાં આવા મહાત્માઓનું જે અનુકરણ કરવામાં આવે તો સાસનનો કેવો ઉદ્યોત થાય. પરંતુ જ્યાં માન મરતાન થઈ ફરતું હોય, લોભ લાલચ છોડતું હોય નહિ અને અદેખાઇ કેડો મુકે નહિ એવું વાતાવરણ જ્યાં છવાઈ રહ્યું હોય ત્યાં પાત્રાપાત્ર જોવાની તો પછી જરૂરજ કયાં રહી. દિક્ષા આપવાની પ્રશંસનીય ટેવને માટે શ્રીમદ્ રવિસાગરજીને સહસ્ત્ર કોટી ધન્યવાદ ઘટે છે.

બીજું સાગરગચ્છના સાધુઓ કેવી રીતે શુદ્ધ ચારિત્ર પાળતા તથા કેટલો બધો સાસન ઉપર તેમનો ભક્તિરાગ હતો તે મહાત્મા રવિસાગરજીના તેમ તેમની પહેલાંના સાધુઓનાં ચારિત્ર નીરીક્ષણ કરવાથી સ્હેજ સમજાય તેમ છે. જે જે સ્થળે તેઓ વિહાર કરતા ત્યાં જ્ઞાનવૃદ્ધિ કરતા અને ધર્મોપદેશના દેઇ શ્રાવક શ્રાવિકાઓ તેમજ અન્ય મતાવલંબીઓને સાસનરાગી બનાવતા. તે ભાવસાગરજીએ ઉદેપુરના મહારાણા ભીમસિંહને પ્રતિબોધ્યા તે ઉપરથી સહજ સમજાય તેમ છે. "હાથ કંકણને આરશીની જરૂર નથી" તેમ તે વિષયમાં વધુ કહેવાની હું કંઇ જરૂર જોતો નથી.

ત્રીજી એ બાબત પણ યાદ રાખવા જેવી છે કે શ્રાવકોનો તેમના ઉપર કેવો વિશ્વાસ હતો અને તેમના ઉપદેશ ઉપર તેમની કેવી શ્રદ્ધા હતી. તે વિષે સંવત ૧૯૧૪-૧૫ ની સાલમાં જ્યારે પોતે વિરમગામ વિહાર કર્યો તે વખતે ત્યાં ઘણા દિવસથી દેવદ્રવ્યનો ઘોટાળો ચાલતો હતો તે પોતે દૂર કર્યો. આ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે તેમના ઉપદેશથી માનવજાતિ ઉપર સારી છાપ પડતી હતી.

કોઈ એમ પૂછે કે તેનું શું કારણ હતું? તો તેનો જવાબ એટલોજ કે તેમનું શુદ્ધ ચારિત્ર અને સદ્‌જ્ઞાન ગર્ભીત ઉપદેશ. જ્યાં જ્યાં પોતે વિચરતા ત્યાં ત્યાં સાસનની ઉન્નતિ

થતી. અન્ય મતવાળાઓમાં પણ તેઓશ્રીની છાપ પડતી હતી. બીજું શ્રીમદ્ રવિસાગરજીનું ચારિત્ર્ય નિરીક્ષણ કરતાં એમ માલમ પડે છે કે તેમની પાસે વિના પ્રયાસે અને અંતઃકરણના પ્રેમથી ઘણા દિક્ષા લેવા ઉત્સુક થતા. તેનું કારણ શું? તેનું કારણ એટલુંજ કે તેમના હૃદયની નિર્મળતા, સાસન ઉપર અથાગ પ્રીતિ, અને માન પાન પામવાની દુરેચ્છા રહિત સરળ સ્વભાવની પરિણતી તેજ છે. દિક્ષા એ શાંતિનો વિષય છે અને જો શિષ્યોને ગુરૂઓ પાસેથી પુરતા પ્રમાણમાં શાંતિ ન મળે તો તેઓ કદી દિક્ષા લેવાને ઉત્સુક થાય નહિ.

વળી બીજું તેઓશ્રીના ચારિત્ર્યમાંથી એ નિરીક્ષણ થાય છે કે, તેઓશ્રી કોઇ પણ સ્થળે લાંબો વખત નહિ રહેતાં ઘણા વિહારો કરતા. છેવટ સુધીની અવસ્થામાં પણ પોતે વિહારો કરવા ચુક્યા નથી, કારણ કે તેઓ પોતે એમ સમજતા હતા કે સાસનની ઉન્નતિ વિહારે કરી ઘણા જીવોને પ્રતિબોધવાથીજ થવાની છે. અમુક દેશમાં કે અમુક પ્રદેશમાં રહી ઉપદેશ કરવાથી સાસનની ઉન્નતિ થવાની નથી. વળી વિકટ જેવા સ્થળોએ તેમ જ્યાં ઘણા પ્રકારની અગવડો પડે તેવા પ્રદેશમાં પણ તેઓશ્રીએ સાસનની ઉન્નતિને માટે વિહારો કર્યા છે. તે પણ તેઓશ્રીના ચારિત્ર્ય ઉપરથી સ્હેજ સમજાય તેમ છે. આ શું બતાવી આપે છે? તેઓશ્રીની સાસનની વૃદ્ધિ કરવાની તીવ્ર અભિલાષા અને વિષય વિમુક્તતા. કારણ કે જ્યાં સુધી ઇંદ્રીયાદિ વિષયની પ્રબળતા હોય, માનની બેડીમાં જકડાયા હોય, અભિમાનના શિખરે વિરાજતા હોય, શિથિલાચારે ભજ્યા હોય ત્યાં સુધી આવી રીતના ઉગ્ર વિહારો થઇ શકે નહિ તો પછી પરની ઉન્નતિની તો વાતજ શી? જ્યાં સુધી વિષય કષાયાદિની વિમુક્તતા થઇ નથી ત્યાં સુધી પરના કલ્યાણની તો વાત દુર રહી પણ પોતાના આત્માનું કલ્યાણ કરી શકાતું નથી. જે પુરૂષો પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે તેજ પુરૂષો પરની ઉન્નતિ કરી શકે છે. ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે, "Charity begins at home."

"પહેલું ઘર તે પછી બહાર" આ પ્રસંગે જો આપણે એક નાનકડું દ્રષ્ટાંત લેઇશું તો તે પ્રસ્તુત વિષયને લેઇને અયોગ્ય નહિ ગણી શકાય. એક શેઠને બે મુનિમ હતા. એક દિવસ પછી તે શેઠે બે મુનિમની પરીક્ષા લેવા બન્નેને પૃછ્યું કે હે મુનિમો!

કદાચ એમ ધારો કે તમારાં ને અમારાં ઘર જોડે હોય અને તમારૂં ને મારૂં ઘર બન્ને સળગતાં હોય તો તમો પ્રથમ કોણું ઘર હોલવો. તે બે પૈકી એકે કહ્યું કે શેઠ તમારૂં ને મારૂં ઘર સાથે બળતાં હોય તો પહેલું તમારૂં હોલવું ને પછી મારૂં હોલવું. ત્યારે બીજાએ કહ્યું કે શેઠ, હું તો પહેલાં મારૂં હોલવું ને પછી તમારૂં હોલવું. આથી શેઠે બીજા મુનિમને ગુમાસ્તી રાખ્યો ને પ્રથમનાને રજા આપી. કારણ કે શેઠે વિચાર્યું કે જે માણસો પોતાનું સુધારી શકતા નથી તે કંઇ પારકાનું શ્રેય કરી શકતા નથી. તેવીજ રીતે જે પુરૂષો પોતાના આત્માનુંજ ભલું નથી કરી શકતા તેઓ પારકાનું શું ભલું કરી શકવાના છે. શુદ્ધ ચારિત્ર્ય અને હૃદય નિર્મળ હોયા વિના બાહ્યાડંબર અને વાકચાતુર્યથી કંઇ વળતું નથી તેથી તેની છાપ જોઈએ તેવા પ્રમાણમાં પડતી નથી. પછી તે ફાવે તેટલી મોટી પદવી ધરાવો, ફાવે તેટલું જ્ઞાન ધરાવો પણ જ્યાં સુધી હૃદયની નિર્મળતા નથી, માનનો મનમાંથી ધ્વંસ થયો નથી, ક્રોધ ઇર્ષ્યા આદિનું સામ્રાજ્ય ટળ્યું નથી ત્યાં સુધી કંઇ સ્વપરની શુદ્ધિ થાય નહિ. આત્માની વિશુદ્ધતા–પવિત્રતા થયા સિવાય પરની ઉન્નતિ કરવાની આશા રાખવી એ હવામાં કિલ્લા બાંધવા સમાન છે. મનની પવિત્રતા હોય તો તે ઢાંકી રહેતી નથી કારણ કે તેનાં કિરણો સંબંધમાં આવનારાઓના અંતઃકરણમાં ઓતપ્રોત રૂપે કુદરતી રીતેજ છવાઇ રહે છે. આનો પ્રત્યક્ષ દાખલો આપણા મહાત્મા રવિસાગરજીનો છે કે જેઓની પાસે ઘણા દિક્ષીત

થવા આવતા. સંઘમાં પણ તેઓશ્રીનું ઘણું વજન પડતું. અન્ય ધર્મીઓ પણ જેમણે માનની લાગણીથી પ્રેક્ષતા હતા. તેમના શુદ્ધ ચારિત્ર્યના પ્રભાવે વ્રત નિયમાદિનું સારી રીતે પોષણ થતું. તેમનો અમૃતમય ઉપદેશ શ્રાવક, શ્રાવીકાઓ શાંતતાથી સાંભળતાં, તેમ તેઓશ્રીનાં વચનો તેઓ અધર ઝીલી લેતાં. તેમ તે મુજબ વર્તન પણ કરતા હતા, તે તેમના ચારિત્ર્ય ઉપરથી સ્પષ્ટ સમજાય છે. બીજું આ મહાત્માને સમયને અનુકુળતા ધારી ક્રિયાનો ઉદ્ધાર કરવાની ઘણી જરૂર લાગી તેથી તેમણે ક્રિયા ઉદ્ધાર કરવામાં પોતાના આત્માનો ઘણોજ ભોગ આપ્યો અને પોતાનું પુરૂષાર્થ તેમાં ઘણુંજ રેડયું. એ તો ખુલ્લું છે કે જ્યારે જ્યારે મહાત્માઓનો આ વસુંધરા ઉપર જન્મ થાય છે ત્યારે ત્યારે સમયને અનુકુળ કઇ વસ્તુની જરૂર છે તે પોતાના જ્ઞાન લોચનથી જોઇ તે તે વસ્તુને અથાગ મહેનતે અને જીંદગીના જોખમે પણ અમલમાં લાવવાને ચુકતા નથી એવું આપણે પુરાતન ઇતિહાસ અવલોકન કરીશું તો તેના આપણને સહસ્ત્ર દાખલા આપણી દૃષ્ટિ મર્યાદા આગળ મોજુદ થશે. તેવીજ રીતે આ મહાત્માને લાગ્યું કે હાલમાં ચારિત્ર્યને અંગે શિથિલતા બહુ છે માટે પ્રથમ તેનો ઉદ્ધાર કરવાની જરૂર છે તેથી તેમણે ક્રિયા ઉદ્ધાર કરી જૈન સાસનમાં થયેલા મહાત્માઓની નામ માલાના મણકામાં પોતાના નામનો મણકો પરોવી અમરનામ સંપાદન કર્યું. વળી આ મહાત્મા ક્ષમાશીલ પણ બહુ હતા. એક વખત વિજાપુરમાં પોતે સ્થંડીલ જવા ગયા હતા. તે મુસલમાનોની ઘોરોથી દુર બેઠા હતા છતાં કેટલાક બાળમૂઢ અજ્ઞાની મુસલમાનોનાં છોકરાંએ કાંકરી ચારો કરી સાધુ મહારાજને ઘણાજ હેરાન કર્યા હતા. આ વાત મહાજનને જાણ થતાં તેમણે તે લોકોને શિક્ષા કરવાને પ્રવૃત્તિ કરવા માંડી પણ આ મહાત્માએ તે પ્રવૃત્તિ અટકાવી એટલુંજ નહિ પણ તે બાળ જીવો પર દયા ચિંતવવા લાગ્યા. ધન્ય છે આવા મહાત્માને. ખરેખર તેમના ચારિત્રની ઉત્તમતા બતાવવાને આ એકજ દાખલો પુરતો છે. તેઓના ચેલા પૈકી મુનિ મહારાજ સુખસાગરજી જેઓ હમણાં થોડા વખત પર દેવલોક પામ્યા છે તેમના વડા શિષ્ય બુદ્ધિનિધાન, બુદ્ધિસાગરજી સુરિજી મહારાજ છે જેઓ હાલ માણસામાં બિરાજે છે તેઓ બાળ બ્રહ્મચારી છે. તેમના જ્ઞાનની ગૌરવતા, બુદ્ધિ ચાતુર્યતા, વાક્‌પટુતા ઘણાંજ પ્રશંસનીય છે. તેમજ તેઓશ્રીમાં સમયને જાણપણું ઘણું દિસે છે. તેઓનું જેઓએ વ્યાખ્યાન સાંભળ્યું હશે યા તેઓનો જેઓએ જાતે અનુભવ કર્યો હશે તેઓને તેમની વિદ્વતાની ખાતરી થઈ હશે તથા તેમની જૈન કોમ પ્રત્યેની તીવ્ર લાગણી તેમજ સાસનોન્નતિનાં તીવ્રેચ્છાનાં બિંદુઓ તેમના રોમેરોમ સ્પર્શી રહેલાં અનુભવ્યા વગર રહ્યા નહિ હશે. વળી જેવા પોતે વિદ્વાન છે તેવા પોતે શીઘ્રતાથી કવીતો પણ બનાવી શકે છે તે તેમના ટુંક સમયમાં બનાવેલા ભજન પદ સંગ્રહ ભાગ સાત ઉપરથી સહેજ સમજાશે . આ ઉપરથી તેઓ સાહેબની કવીત્વશક્તિ પણ કંઈ અજાયબ તરેહની છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. જેવા પોતે કવિત્વ બનાવી શકે છે તેવા લેખક પણ છે તે તેઓના સ્થાપિત અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થએલ ૩૦ ગ્રંથો ઉપરથી વાંચક વૃંદને તેનો સહેજ ખ્યાલ આવશે. વળી તેઓ જૈનોના સામાજીક સુધારણાના પણ ખરેખરા હિમાયતિ છે એટલુંજ નહિ પણ તેના સાથી છે. આ મુનિશ્રીએ જૈન કોમની જે સેવા બજાવી છે ને બજાવે છે તે વિષે જો કે બોલવા બેસીએ તો ઘણું બોલાય તેમ છે."

છેવટ શ્રી વીર પરમાત્મા પ્રત્યે અર્જ કરૂં છું કે હે દયાળુ પ્રભો ! જૈન કોમમાં આવા હજારો વિર રત્નો પાકો, સાસનનો ઉદ્યોત થાઓ, જ્ઞાનની વૃદ્ધિ થાઓ. એવું ઇચ્છી વિરમું છું.

## બોર્ડીંગ પ્રકરણું.

૨૫-૦-૦ ઝવેરી મોહનલાલ મગનલાલ બા બ્હેન જયાવતીનો વિવાહ શેઠ સારાભાઈ મગનભાઈ હઠીસંગના પુત્ર શેઠ સુરેંદ્ર સાથે કર્યો તેની ખુશાલીમાં આપ્યા.

૫-૦-૦ બ્હેન ચપા હીરાચંદ બા. કેરીઓ લાવવા માટે.

૭૫-૦-૦ ચતુરદાસ પુરશોત્તમદાસ બા. નવ વર્ષ સુધી આપવાના કહ્યા હતા તે પૈકી ચોથા વરસના

૧૫-૦-૦ શેઠ ચુનીલાલ પાનાચંદ ઝવેરી. મુ. ખુવા.

૧૨૦-૦-૦

## માસિક મદદ ખાતે.

૪-૦-૦ શા. કેશવલાલ મગનલાલ બા. ચાર માસના.

૧૨-૦-૦ ઝવેરી ચંદુલાલ લલ્લુભાઈ બા. છ માસના.

૮-૦-૦ વકીલ વૈવચંદભાઈ ઉમેદચંદ બા. ચાર માસના.

૨૦-૦-૦ ખાડીના મહાજન તરફથી હે માસ્તર ગટાભાઈ ઉમેદભાઈ બા. બે માસના.

૬-૦-૦ ઝવેરી બાપાલાલ નહાલચંદ બા. છ માસના.

૬-૦-૦ ઝવેરી પુરશોતમ અમીચદ બા છ માસના.

૨૦-૦-૦ ઝવેરી કેશવલાલ લલ્લુભાઈ રાયચદ બા ચાર માસના.

૪-૦-૦ શા. ડાહ્યાભાઈ છોટાલાલ બા. ચાર માસના

૩૦-૦-૦ શેઠ જગાભાઈ દલપતભાઈ ભગુભાઈ બા ત્રણ માસના.

૨-૦-૦ શેઠ કાળીદાસ ઉમાભાઈ બા બે માસના.

૧૦૮-૦-૦

## જમણુ.

અનેના ઝવેરીના મહાજન તરફથી વિદ્યાર્થીઓને જમણુ આપવામા આવ્યું હતું.

## આમંત્રણુ.

ચાલુ વર્ષમાં આ માસિકમા સર્વોત્તમ વિષયો આપવા હમે નિશ્ચય કર્યો છે ઉચ્ચ વિષયના લેખો તથા સુલલિત સુબોધપ્રદ કાવ્યો લખી મોકલવા લેખકો અને લેખક ભગીનીઓને ખાસ આમત્રણ કરવામાં આવે છે. મોટા પ્રમાણમા લેખો આવે છે, માટે તારીખ પહેલી અંદર લેખો મળે તેમ મોકલવા ભલામણ છે.

# બુદ્ધિપ્રભા.

( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

[ ૬ ઠું. ] તા. ૧૫ ઑક્ટોબર, સને ૧૯૧૪. [ અંક ૭ મો.


## नूतन वर्ष मुबारक.

મંદાક્રાન્તા.

ભાનુ ઉગ્યો પૂરવમાં નભ રક્ત ભાસે,
આનંદ આજ પ્રીયવર ! સર્વે પ્રકાશે;
ગતવર્ષે આજથી સૌ વિસ્મૃત થાવે,
જાણે નવુંજ જન્મ્યું સૌ કોઇ આજે !
ગતવર્ષે આખું આજે નયને તરે છે,
'ને ચક્ર જેવી શુભાશુભ કરણી કરે છે !
જે શુભ કાર્યો ગતવર્ષે માંહી કર્યાં'તાં,
સંભાળતા હૃદય આ હર્ષે ઠર્યાં'તાં ! !
ને છે હૃદય સૌ દુઃખથી દ્રવે આ,
જાણી અશુભ કર્મો ગતવર્ષમાંના !

( હરિગીત ).

પ્રીયવર તમે સૌ પામજો તમ હૃદયમાં આનંદ આ,
જો અશુભ કર્મ થાય ઓછાં શુભ કર્મથી અહા !
હા ! એમ કરતાં ઉલટું નજરે પડેજો આપના,
કરજો પ્રીયવર તમે આજે પ્રસ્તાવ કેરી સ્થાપના !
એ સ્થાપનાથી શુદ્ધ બનીને હૃદય તમ નીહાળજો,
આનંદ "આનંદ જે સ્થળે જોશો તમે ત્યાં ભાળશો.
સંકલ્પ કરી તમ હૃદયમાં ન્યાયો તણા પંથે વળો,
ને શેષ તમ જીંદગી અહા બહુ સુખને પ્રેમે વહો !
ધન અને સંતતિ તણા ઝરે જીંદગી તમ વહો,
અનુકુળતા સૌ રીતે આનંદથી હરનીશ લહો.
નવીન વર્ષે પ્રેમથી 'પ્રીયવર તમે આજે લહો,
કુસુમાંજલી આ केशरीनो' साल मुबारक અહો !

# વૈદક દૃષ્ટિએ ભારતવર્ષનું પ્રાકૃતિક જ્ઞાન.

(લેખકઃ—વૈદ્ય વિદ્યાપુર.)

(૧)

આપણે એમ જાણીએ છીએ કે પાશ્ચાત સાયન્સના ભાવે કુદરતનું જ્ઞાન મેળવીએ છીએ અને તેનો યથાયોગ્ય ઉપયોગ કરી શકીએ છીએ તેમજ પાશ્ચાત દેશવાસીઓ પ્રાકૃતિક જ્ઞાનના ભાવે ઉંચ શ્રેણીપર ચડેલા છે, પણ પાશ્ચાત સાયન્સથી પ્રકૃતિનાં મૂળતત્ત્વ પંચોતેર માનેલ છે તો આપણા પ્રાગ્પુરૂષોએ પંચભૂત માનેલાં છે. પાશ્ચાત સાયન્સનાં પંચોતેર તત્ત્વ પદાર્થનાં પરમાણુઓ ભમતાં રહે છે તથા તે પરમાણુ વા અણુઓના ભૌતીક વા રસાયનીક પરીવર્તન થઇ પદાર્થોનાં રૂપાન્તર થાય છે એટલે ઉદ્‌ભવ અને લય થનો ગણાય છે. સાયન્સમાં પદાર્થને અમર કહેલ છે. પદાર્થોનો કોઇ કાળે નાશ થતો નથી, પણ તેનું રૂપાન્તર થાય છે. જે રૂપાન્તર નજરે જોઈએ છીએ તેને ઉદ્‌ભવ રૂપાન્તર થયો એમ કહીએ છીએ અને જે નજરે જોવામાં નથી આવતું તેને લયનું રૂપાન્તર થયું એમ ગણીએ છીએ. સાયન્સની રીતીએ જ્યારે મૂળતત્વીક પદાર્થો પરમાણુની દશામાં હોય ત્યારે જોઇ શકાતા નથી. પંચોતેર તત્વ સાયન્સે ગણેલ છે તે તત્ત્વોનાં જુદાં જુદાં પરમાણુ ભમતાં રહે છે અને પોતાના જાતિગુણનાં બીજા પરમાણુઓ મળવાથી જે તે પદાર્થોનાં પરમાણુ અણુઓના રૂપમાં આવી તથા એવાં અનેક અનેક અણુઓનાં સંમેલન થઈ મૂળતત્ત્વ ૭૫ થી ખગોળ ભૂગોળના સઘળા પદાર્થ બનેલા છે એમ જડ જ્ઞાનના ભાવે જાણીએ છીએ. કાર્બન, હાઇડ્રોજન, ઓક્સિજન, નાઇટ્રોજન, પોટાશીયમ, સોડીયમ, તામ્રરૌપ્ય, લોહ, મગ્ન વિગેરે પંચોતેર તત્વ નેચરર—નાં સૂક્ષ્મ તથા સ્થૂલ અણુઓથી બનેલાં છે અને તે મૂળતત્વીક પદાર્થોના ઓછા વત્તા ભાગો—ખગોળ ભૂગોળના દરેક પદાર્થમાં રહેલા છે. કેટલાક પદાર્થમાં પોટાશીયમનો ભાગ હોય છે તો કેટલાકમાં કાર્બનનો ભાગ હોય છે. કોઇક પદાર્થ ઓક્સિજન અને હાઇડ્રોજનથી બનેલ હોય છે જેમ પાણી, તો કોઇકમાં ઓક્સિજન કાર્બન અને નાઇટ્રોજનાદિ હોય છે. જેમ વાયુ તો કેટલાંકમાં લોહ—તામ્રઓક્સિજન. ઘણાં મૂળતત્વીક પદાર્થથી બનેલ હોય છે. જેમ સૂર્ય—આ રસાયનરીતી અનુસાર જેના બુદ્ધિથી પણ વિભાગ ન થઇ શકે તેને પરમાણુ કહે છે. આ પરમાણુઓના મળતા ગુણોના ગાઢા સંમેલનથી દરેક સૂક્ષ્મ અને સ્થૂલ પદાર્થ બનેલ છે. લોહ એક મૂળતત્વ પદાર્થ છે. તેના ભાગ આપણા શરીરમાં રક્તના રાતા રજકણમાં મળી આવે છે. પૃથ્વીમાં હીરાકસી, સોનામાક્ષિક, રૌપ્યમાક્ષિક, તથા વનસ્પતિ અને આકાશમાં વિચરતાં અણુઓમાં લોહનાં પણ અણુઓ છે; આવાંજ ખાટા ગુણનાં અણુઓ આંબલી, ચીત્રામાથાં, લીંબુ, ખટકડી, વિગેરેમાં અમ્લ ગુણનાં અણુઓ ઓછાં વધતાં હોય તે પ્રમાણે તેનું વિશીષ્ટત્વ ગુરૂત્વ પણ હોય. પોટાશીયમને માટે પણ તેમ જાણવું. આપણે દેશી જવખાર કાઢીએ છીએ તે પણ એક પોટાશીયમજ છે. આ ક્ષારરૂપ પોટાશ દરેક વનસ્પતિમાંથી નીકળે છે માટે દરેક વનસ્પતિના ક્ષાર પણ પોટાશીયમમાંજ ગણાય, તેમજ પોટાશીયમનો કેટલોક ભાગ પૃથ્વીમાંથી નીકળતા ક્ષારોમાં પણ મળી આવે છે તેવીજ રીતે સોડીયમનો ભાગ પણ પૃથ્વીમાંથી મળે, તેમજ વનસ્પતિમાંથી પણ મળી આવે છે. કાર્બનનો ભાગ સાકર, ઘરનો

હંસ, વાયુ, હીરા વિગેરેમાં છે. આમ આધુનિક સાયન્સથી સિદ્ધ થતાં આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં આવો શોધ નથી 'એમ જાણી' આપણી વૃત્તિઓની તે તરફ રૂચી થતી નથી. આ ઉપરથી આપણા પ્રાચીન પ્રાજ્ઞપુરૂષોએ પ્રાકૃતિક જ્ઞાનનો કંઈ શોધ કર્યો નથી એમ માની પરવિદ્યાના સિદ્ધાંતો ગ્રહણ કરીએ છીએ એમાં આપણી બુદ્ધિનીજ ઓછાશ છે. જો કે પાશ્ચાત શોધ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધિદાયક તેમજ શુદ્ધ અને સરળ ઉપયોગી થઇ પડે એવી છે એમ મનાય તોપણ તેમાં અંતીમ પરીણામ દુઃખદાઇ થઇ પડે છે. દાખલા તરીકે દંતકથામાં એવી વાત પ્રચલીત છે કે, પૂર્વે હિંદુસ્તાનમાં ગળીનું વાવેતર વિશેષ થતું અને તેથી દેશી પરદેશી દરેક લોકને એના ઉપયોગની જરૂર હોવાથી હિંદના કૃષિકારો કેટલોક પૈસો ગળીના વાવેતરથી પેદા કરી પોતાનો નીર્વાહ ચલાવતા તથા તેમના ખેતરોમાં કેટલાક ગરીબ મજુરો કામે જઈ પોતાનો નીર્વાહ કરતા. તેમાં સાયન્સથી ગળીના પરમાણુઓનું સ્વરૂપ સમજી એટલે ઉપર જણાવેલ તત્વો પૈકી કયા તત્વના અણુથી ગળી જેવો પદાર્થ બને છે તેનો નિર્ણય કરી ખનીજ દ્રવ્યોના મીશ્રણથી કૃત્રિમ ગળી થવા લાગી; અને તેથી વાવેતર કરનાર કૃષિકાર તથા તેમના મજુર વર્ગને ગળીથી થતા વાવેતરના ઉદ્યોગથી થતા નીર્વાહમાં ખામી આવી અને લોકો ભુખના દુઃખમાં પડવા લાગ્યા, તેમજ પદાર્થ વિદ્યાના બળે મોટાં મોટાં યંત્રોના સાધનથી લાંબે જથ્થે દરેક વસ્તુ તૈયાર થવા લાગી, તેથી શ્રીમંતોના ઘરોમાં અઢળક દ્રવ્ય ભેગુ થવા લાગ્યું. પણ ગરીબોની પોતાના હુન્નર ઉદ્યોગના નાશથી અત્યંત દુર્દશા દિનપ્રતિદિન થવા લાગી કારણ મોટાં અને યાંત્રિક કારખાનાં થવાથી મજુરી કરનાર માણસોનો ખપ ઓછો થવા લાગ્યો. હુન્નર કારીગરી આદિ ઉદ્યોગો જે જાતમહેનતના હતા તેનો નાશ થયો; મતલબ કે રસાયનશાસ્ત્ર કરતાં તો આપણા પ્રાચીન પ્રાજ્ઞ પુરૂષોએ જગતના કલ્યાણ નિમિત્તે જે યત્ન કરેલા છે તે સ્તુતીપાત્ર છે. ઉપર બતાવ્યા પ્રમાણે સાયન્સથી અમુક જાતનાં તત્વજ પ્રાધ્યાન છે તો આપણા પ્રાજ્ઞ પુરૂષોએ કુદરતનું વીવરણ કંઈ જુદુજ કરેલું છે; અને તે જ્ઞાનમાં સુધારો વધારો કરવો પણ આવશ્યક છે. તેમ કેટલીક વિશેષ શોધની પણ જરૂર છે. જો તે થતી રહે તો આપણી પ્રાકૃતિક વિદ્યા જીર્ણ છતાં ઉપયોગમાં આવે અને તેથી દિનપ્રતિદીન વૃદ્ધિને પામતી જાય ત્યારે આપણે અન્ય આશ્રયની જરૂર રહે નહિ. આ વાત અનુભવીઓએ લક્ષમાં લેવા જેવી છે. આપણે જેને પ્રકૃતિ કહીએ છીએ. વસ્તુતઃ અનાદી છે તેનું રૂપાન્તર થાય છે એટલે વિકૃત પરીણામને પામે છે અથવા અવીકૃત પરીણામ પામે છે. દુધનું દહીં થાય અને તેમાંથી ફરી દુધ ન થાય તે વિકૃત પરીણામ કહેવાય. પાણીથી બરફ થાય અને તે બરફથી પાછું પાણી થાય તેને અવિકૃત પરીણામ કહે છે. જેને સાયન્સની રીતીથી પદાર્થોનું ભૌતિક અને રાસાયનીક પરીવર્તન થયું ગણે છે. અણુ અને પરમાણુથી જગતના સઘળા પદાર્થ બનેલા છે અને સઘળા મૂળતત્વીક પદાર્થોનું મૂળતત્વ એક વાયુજ છે એમ સાયન્સથી જાણવામાં આવે છે, પણ તે વાયુને આકાશાદિ અવકાશ આપી સંઘરે છે તથા આકાશાદિને પ્રકૃતિ અવકાશ આપી સંઘરે છે તેથી સઘળા પદાર્થો બીજરૂપ શક્તિથી પ્રકૃતિમાં રહે છે. પ્રકૃતિ સદા સ્વરૂપે બ્રહ્મની સત્તાને લેઈ સતરૂપ છે તેથી પ્રકૃતિને અમરત્વ ઘટે છે. તેનાં રૂપાન્તર થાય છે એટલે વિસ્તૃત પરીણામને પામે છે તથા સંકોચને પામે છે એટલે સ્થુલ રૂપે પ્રતીત થાય છે અને સુક્ષ્મરૂપે રહે છે તેથી પ્રકૃતિ ભુગોળ ખગોળના સઘળા પદાર્થોનું ઉપાદાન ગણાય છે.

# ( मैथुन त्यागरुप ) ब्रह्मचर्य व्रत. )

( લેખક:—પાનાચંદ જેચંદ માણેકપૂર. )

હરિગીત. ( ચાલ ).

કુમારિકા વળી ભાહુતિ વેશ્યા વિગેરે જાણીએ,
વિધવા પરસ્ત્રી અંગના શું વિષય ચિત્ત ન આણીએ;
નવ નિરખીએ વિકાર નજરે શીયલ વ્રતને આદરે,
તે સુજન જન જગમાં અહોનિશ ધર્મધ્વજ ધારણ કરે. ૧
બ્રહ્મચારી નર ગુણવાન ત્યાગે સકળ નારી નેહરે,
સંતોષી શ્રાવક નિજ પ્રીયા નવ અન્યમાં ઇચ્છા કરે;
નર જન્મ જીવન જાણીએ શીવસંપત્તિ વેગે વરે,
તે સુજન જન જગમાં અહોનિશ ધર્મધ્વજ ધારણ કરે. ૨
મન વચન કાયા યોગથી નવ રાચીએ રામા કદી,
વૈરાગ્યમાં મન વાળતાં થાએ જીવોની સદ્‌ગતી;
વ્રતમાંહિ સહુ શીરદાર એવું વ્રત અનુપમ જાણીએ,
સાધક બનો તેના ખરેખર મુક્તિદાયક માનીએ. ૩
અલખ શક્તિ આત્મા કેરી પ્રેમથી પ્રગટાવિએ,
સમયકત્વ ઉજવળ થાય રૂડી ભક્તિ ચિત્તમાં લાવિએ;
કંદર્પ કેરા દર્પને હણવા મુનિ ઉદ્યમ કરે,
ચુકે નહિ નિજ ધ્યાન માંહિ અચળ મેરૂની પરે. ૪
જે જે ઉપાયે કામ જાગે તે થકી દૂરે રહે,
નારીતણા નખરે ન ચુકે બ્રહ્મમહિ સ્થીરતા ધરે;
નિજ નારીથી પણ સુજન જન વિવેકથી વરતે સદા,
ટાળે ધિરજથી સર્વથા જે કામ કેરી આપદા. ૫
જે સ્નાન મજ્જન પરપુરૂષનું [1]સત્યવરતી નવ કરે,
પરપુરૂષને વળી તેલ મર્દન અંગ ભુષણ નવ ધરે;
પરપુરૂષ સાથે નવ નવા ખેલે કરી ખેલે નહી,
પરપુરૂષ કેરા બાળને નવ [2]કંચુકી ઓળે સહી. ૬
પરપુરૂષ કેરા પાય ચંપન નવ કરે વ્રત ધારીણી,
પરપુરૂષ કેરા હાથનું તબોળ વરજે [3]સુલક્ષણી;
નિજ નાથ વિણ પરપુરૂષ સાથે પંથમાં ચાલે નહી,
નિજ જેઠ સસરા અન્યથી નવ મશકરી કરીએ સહી. ૭
એકાન્તમાં પરપુરૂષ સાથે વાત નવ કરિએ તિહાં,
દૃષ્ટિ તણો મેળાપ થાએ એમ નવ વરતે જહાં;

---

૧ પતિવ્રત ધારી. ૨ હાંસકી. ૩ સુલક્ષણી.

સંકેતમાં વાતો કરે નિર્લજ્જપણે ભટકે નહિ,
બ્રહ્મચારીણી બ્રહ્મ પાળતાં મુસ્કેલીઓ મોટી કહી. ૮
પરપુરૂષ સુતો હોય ત્યાં નિજ અંગ વસ્ત્રે ઢાંકવું,
પર દેખતાં આળસ વિચરે અંગ ખુલ્લું મુકવું ( નહી );
ગુપ્ત અવયવ શરીરના ખુલ્લા કદી કરવા નહી,
અણજાણ ઘરમાં એકલા નવકો દિવસ જાવું નહી. ૯
નવ પિયરમાં રહેવું અતિ રહેવું પતિના સંગમાં,
પાળે શીયળવ્રત એમ શ્રાવિકા અતિ ઉમંગમાં;
સતીઓ તણાં વ્રત સાચવીને શ્રાવિકાઓ જે હવે,
અપવાદને દૂરે કરી ઉદ્યોત કર થાએ સહિ. ૧૦

નવવાડ પાળે નીરમલી ત્યાં કામ હામ નવિ ધરે,
તે વીર માનવ પ્રાણી નીલંજ કામ સહેજે વશ કરે;
ચિંતામણી સમ પામી નરભવ વ્યર્થ નવ જાયે અરે,
તે સુજન જગમાં સદા શુભ અચળ કીરતીને વરે. ૧૧
સતીઓ અને સતીઓ કસોટીમાં કસી કંચન પરે,
અગ્નિ સંયોગે હેમવત્ નિજ જીવનને નિર્મલ ધરે;
પોતે વર્યા શીવ સંપદા જગમાં યશસ્વી થઇ ખરે,
તે સુજન જન જગમાં અહોનિશ ધર્મધ્વજ ધારણ કરે. ૧૨
સ્ત્રી નપુંશક પશુ વિનાના સ્થાનકે બ્રહ્મ પાળવું,
નારી કથાઓ કામ પ્રગટે તેમ ચિત્ત ન વાળવું;
નારી તણા આસન મહિ બ્રહ્મચારી તો બેસે નહી,
નવ નિરખે અંગોપાંગ નારીનાં સરાગે તે સહી. ૧૩

જ્યાં ભીંત અંતર દંપતી ત્યાં કામ ક્રીડામય થતાં,
બ્રહ્મચારી નર તે સ્થાનથી વેગે કરી દૂરે જતાં;
પૂર્વે કર્યા સંયોગ નારીના હૃદય લાવે નહી,
નવ સરસ ભોજન ખાય જેથી કામ નવ જાગે સહી. ૧૪
જે મીત ભોજન આદરે નવ શરીરની શોભા ધરે,
જે નિજ પરાયું પારખે આનંદ નિજમાંહી ધરે;
જે ધ્યેય ધ્યાતા ધ્યાનમાંહિ મગ્નતા જે આદરે,
તેવા નરો આગે બિચારો કામ તેતો શું કરે. ૧૫
નિશ્ચય થકી ચેતન પુરૂષને પરપરિણતી ત્યાગીએ,
નિજપર તણું જે જ્ઞાન તેને ઘટ મહિ ઉતરાવીએ;
પર પુદ્ગલો હું ભોગવું જગ એ દમાં ભમતા અરે,
વિષ્ટામયી શું રાચવું વિચાર ચેતન શું કરે. ૧૬
મૈથુન નિશ્ચય ભોગ પુદ્ગલ તે તુને ઘટતું નથી,
નિજ પરિણતીમાં નાથ રહેવું એમ કહું છું સત્યથી;

પગમા પડી મુઝાય નર બ્રહ્માડમા ભુલો પડયો,
ક્યા સોસનુ જઇ બારણુ જ્યા મોહ દાનાનળ નડયો. ૧૭
રે રે અનુપમ માનવી ચીતામણી કરમા પડયો,
ભુલ્યો ખરેખર ભાન ભોળા ચઉ ગતીમા રડવડયો,
શુભ શરણ ગુરૂવર આદરી શીખ હીતને સુણી અરે,
ભા મધ તુ સમજીશ ત્યારે દીવ્ય અજનની પરે ૧૮

( વ્યવહાર નિશ્ચય મૈથુન ત્યાગરૂપ બ્રહ્મચર્યવ્રત. )

ખટરસ તણા ભોજન કરીને કામ કુજર દાબીઓ,
વારાગનાને હાર ભારે તેહ તપસી નર જયો,
સ્થુળભદ્ર જય અણગાર તુજ સમ અન્ય ત્રીભુવનને નવી,
ધન્ય ધન્ય બ્રહ્મચારી મુનિશ્વર નમન કરીએ પ્રેમથી ૧૯
એકીના ઘેર ઉછરીઆ પર નદનો વસુદેવના
સુખ ભોગ સરવે પરહરીને સેજ મથુન સેવના,
યાવજીવ છઠ તપ આદરે શીવ સુદરીના કારણે,
મૈથુન ત્યાગે પ્રાણીયા હુ જાઉ તેહના વારણે ૨૦
દેવકીનો લઘુનદન કૃષ્ણ બધવ ધન્યરે,
ગજેમતિના નાથ પામે સજમી કામિગ ધરે,
હા મન્તકે અગાર કાર તુ બની અણગારરે,
મથુન ત્યાગે પ્રાણીઆ હુ જાઉ તેહને વારણે ૨૧
સન્નત કુમારે સમજતા નિજ દેહની મમતા તજી,
વિકરાળ વ્યાધિ પામતા પણ સમતા સુરવિરતા સજી,
સમજાવતા વળી દેવને તે ભાન રોગના કારણે,
મૈથુન ત્યાગે પ્રાણીયા હુ જાઉ તેહને વારણે . ૨૨
વર્ષ દ્વાદશ કઠીણ તપસ્યા ચરમ જીનવર જગ જયો,
અધકાર પડદો દૂર થતા ઉદ્યોત જ્ઞાન તણો થયો,
મૂકાવિયા મૈથુનથી ભવિ જીન ઘેરા પ્રાણુને,
મૈથુન ત્યાગે જે નરા હુ જાઉ તેહને વારણે ૨૩
બ્રહ્મચર્ય મહિમા નિજ મતિ અનુસાર કીધો પ્રેમથી,
તમ મનન વાચન એક ચિત્તે સાભળે જે સ્નેહથી,
કરશે અમન નરનારી રૂડા સાશ્વત પામશે,
શીવ સુદરી રસિયા બને જ્યા પ્રેમ અવિહડ જામશે. ૨૪
આચાર્ય શ્રીમદયોગધારક બુદ્ધિસાગરને નમુ,
તસ શીષ્ય પાનાચદ આનદ બ્રહ્મધારને સ્તવુ,
અહનિશ સુખના કારણે બ્રહ્મચારીવ્રતને આદરે,
જગ બધનો તોડી હઠીલા મુક્તિપદ વેગે વરે. ૨૫

---

# सुख.

( લેખકઃ—નાગરદાસ નરોત્તમદાસ સંઘવી. મુ. આમોદ. )

જીંદગીનાં સુખ દુઃખનું સમતોલ રાખવામાં મનુષ્યના પ્રયત્નો કેટલે અંશે ફતેહ પામ્યાં છેઃ-તેના ઇતિહાસનું દિગ્દર્શન કરતાં અંગ્રેજ કવી ગોલ્ડ સ્મીથ કહે છે.

Vain very vain, my weary search to find,
That bliss which only centres in the mind.
Still to ourselves in every place consigned;
Our own felicity we make or fiind.

" જે સુખનું મધ્યબિંદુ આપણા મનમાંજ છે તેને માટે શોધ કરવી ફોકટ છે, અરે તદ્દન ફોકટ છે. "

" જે સ્થિતિમાં આપણે હોઇએ તે સ્થિતિમાં આપણે આપણાં સુખ પેદા કરી શકીએ છીએ; અને શોધી શકીએ છીએ."

આત્મિયસત્તાનું જ્ઞાન આપવાને માટે અસંખ્ય ધર્માત્માઓના અગાધ પ્રયત્ન હોવા છતાં મનુષ્યો આટલાં બધાં શંકાશીલ અને વહેમી શા માટે રહે છે ?

ખરી રીતે દુનિયા ચમત્કારને મહાન માને છે. સામાન્ય મનુષ્ય દૃષ્ટિથી વધારે બળ માલુમ પડતા હરેક કૃત્યમાં કાંઇક ચમત્કાર છે; એમ દરેક માણસ માને છે.

એવા ચમત્કારોની કલ્પનાઓને અનુસરવાથી આપણને જોઇતાં સુખ મળશે એમ માનીને દુનિયામાં પોતાની ગાલ્લી જેમ તેમ ધકેલે જાય છે.

પૈસા પેદા કરવાની, માન મેળવવાની, સ્ત્રીપુત્રાદિક કુટુંબીયો મેળવવાની વગેરે સ્વાર્થિ આશાઓમાં બધું ભુલી જવાય છે. આ આશાઓની છાયા તે વસ્તુઓ જ્યારે આવી મળે અને સુખ આપે છે તેના કરતાં વધારે સુખદાયક માલુમ પડે છે. તે તે વસ્તુઓમાં પણ અનેક પ્રકારના ચમત્કાર દૃષ્ટિએ પડે છે.

જેમની પાસે પૈસા ઓછા હોય છે, તેઓ એમ માને છે કે પૈસાવાળાઓને કેવાએ પ્રકારનાં સુખ હશે. છોકરાં વગરનાં, છોકરાં વાળાઓમાં પણ એમજ માને છે. માન મેળવવાની આશા વાળાઓ જ્યાં ત્યાં ઝંપલાઇ પડતાં બીલકુલ ડર ખાતા નથી. આવાં બધાં માણસોને એકજ રસ્તે ન્યાય મળે છે. **"मागे उससे भागे त्यागे उसकी आगे."**

વ્યવહારમાં ઉભાં થતાં અને પ્રસંગે આવી પડતાં દુઃખોની જાળમાંથી દીલાસો મેળવવા; ધાર્મિક વ્રતાચરણની મારફતે સુખ મેળવવા ઘણાં મનુષ્યો ચાહના રાખે છે. માનસીક સદ્ગુણો સીવાયનાં વ્રતાચરણોથી, શરિર ઉપર બહુ માઠી અસર પેદા થાય છે. આ રસ્તે સુખને બદલે દુઃખ વધુ પડે છે. અંતે ચમત્કારને તાબે થાય છે. ભારી ઉપર બધી આશાઓની દોરી લંબાઇ છે.

પરોપકાર દ્વારા માનસીક અને શારીરિક સુખ મળે છે. કારણ કે " Mercy is double blessing, it blesseth him that giveth and him that receiveth." દયા, ( પરોપકાર કરવાની લાગણી ) કરનાર અને મેળવનાર બન્ને સરખી રીતે સુખદાતા છે.

ધન એ સહેલામાં સહેલું પરોપકાર કરવાનું છે. કારણ કે શારિરીક પરિશ્રમ કરવાને માટે હમેશની ટેવની જરૂર છે અને માનસીક પરિશ્રમ ઉઠાવવાને જ્ઞાનની જરૂર છે.

"To live and not to live is to live in debt."

'પ્રેમ વિનાનું જીવતર, એ મૃત્યુ સમાન છે.' પ્રેમપૂર્વક જીવવું એ 'સુખ' છે. પ્રેમ-રહીત જીવવું તેજ 'દુઃખ' છે. સ્ત્રી પુત્રાદિકમાં પ્રેમ સ્વાભાવક હોય છે; પરંતુ '**વસુધૈવ કુટુંબકમ્** (આખી દુનિયાને કુટુંબ સમાન માનવી.) એનુંજ નામ પ્રેમ છે.

સારે રસ્તે રહીને વ્યવહારિક સુખાદિ મેળવવાને તપ્ત રહેવું. નહિ તો 'જાગતાની પાડી અને ઉંઘતાનો પાડો.' કારણ કેઃ—

आस्ते भगआसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्यचराति चरतो भगः ॥

(ऐतरेय ब्राह्मण-सप्तम पंचिका.)

બેઠેલાનું નસીબ બેસી જાય છે, ઉભા થયેલાનું ઉભું થાય છે, સુતેલાનું સુઈ જાય છે અને ચાલનારનું નશીબ ચાલે છે.

કાર્ય વ્યવસ્થા અને નિયમિતપણું એ બે વ્યવહારીક સુખનાં મુખ્ય સાધનો છે.

સુખ દુઃખ વાસ્તવિક રૂપે માત્ર મનની કલ્પનાઓજ છે. કારણ કે 'One man's meat is another's poison' એક માણસનું સુખ બીજાને દુઃખરૂપ થઇ પડે છે. મનની કલ્પનાની દોરી હાથમાં રાખી રહેવું એમાંજ મનુષ્ય જીંદગી સાર્થક થાય છે.

શાન્તિ હૃદયે રાખીને, ભ્રાન્તિ હીણુ કરી મન;
દુનિયાની ઉત્ક્રાંતિમાં, અર્પણ કરવું તન.
સુખ દુઃખ આપ સમાન છે, મન કલ્પીત સૌ સાથ;
તરંગના અકળાટથી, ભરવી નહિ કંઈ બાથ. ૧
પ્રભુમાં શ્રદ્ધા રાખવી, સૌ પ્રાણી પર પ્રીત;
વ્યવહારે વર્તો સદા, દીલથી રાખી હીત. ૨
ધર્મ માત્ર છે નીતિમાં, ધર્મોથી સૌ ધર્મ;
મર્મ સ્હમજવાં જગતનાં, ત્યાગી આત્મિય ગર્વ.
કૃતિ જગતની જોઇને, કરવાં કૃત્ય દરેક;
એજ નીતિની રીત છે, નાગરની રીત એક.

---

ક્રોધ કરનારની સામે ક્રોધ કરવો નહિ, ગાળ આપનારને પણ "ભલું" થાઓ, એમ કહેવું, ચક્ષુ, કર્ણ, નાસિકા, જિવ્હા, ત્વચા, મન અને બુદ્ધિ એ સપ્તદ્વારોથી નીકળતી એવી વાણી વડે જૂઠું બોલવું નહિ. (મનુસ્મૃતિ.)

પ્રસંગ પ્રમાણેજ વચન કહેવું. સદ્ભાવ પ્રમાણેજ પ્રિય કાર્ય કરવું, અને પોતાની શક્તિ પ્રમાણેજ ક્રોધ કરવો, એટલાં વાનાં જે પુરૂષ જાણે છે તે પંડિત છે. (હિતોપદેશ.)

કામ ક્રોધ તથા લોભ એ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે; અને તે દ્વાર આત્માનો નાશ (ખરાબી) કરનાર છે, માટે એ ત્રણનો ત્યાગ કરવો, એ ત્રણ નર્ક દ્વારોથી છુટો પડેલો માણસ પોતાના કલ્યાણનું સાધન કરી શકે છે, અને તેથી પરમ ગતિને પામે છે. (શ્રીમદ્ ભગવદ્‌ગીતા.)

મિથ્યા વચન બોલવાનું છોડી દેવું, વિના માગેજ બીજાનું ભલું કરવું, અને કામને, ક્રોધને તથા દ્વેષને આધિન થઇને ધર્મનો ત્યાગ કરવો નહિ. (વનપર્વ.)

॥ सद्गुरु श्रीमद् बुद्धिसागर सूरिभ्योनमः

# धर्मवृद्धिनुं कारण.

( લેખક મુનિ અજીતસાગર. )

વ્હાલા સુજ્ઞ પાઠક જનો ! આ સાર રહિત અનાદિ અનંત સંસાર સાગર મધ્યે પરિભ્રમણ કરનારા જીવાત્માઓને જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ ને ઉપાધિ વિગેરે નાના પ્રકારના કષ્ટોથી બચાવનાર ફક્ત એક ધર્મ સિવાય અન્ય કોઇ પણ અવલોકાતું નથી. એમ સર્વ દર્શનના સિદ્ધાન્તો મુક્ત કંઠે કથે છે.

બાન્ધવો ! એ ઉપરથી સ્પષ્ટ રીતે અવબોધાય છે કે ધર્મ એ શબ્દ તો દુનિયામાં મનુષ્ય માત્રને માન્ય છેજ પરંતુ માન્યતાની પૃથક પૃથકતાના લીધે ધર્મની પૃથકતા અવલોકાય છે. પ્રભુના પ્રેમી ભક્તો ધર્મ એ શબ્દ કેવો મઝાનો છે કે જેના ઉચ્ચાર તથા શ્રવણ માત્રથીજ આનંદ આનંદ ઉદ્ભવે છે તો પશ્ચાત્ તેની શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આરાધન કરનારને નિરંતર પરમાનંદ પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્ય શું ?

પ્યારા આત્મ હિતેચ્છુઓ ! ઉપરોક્ત પરમાનંદને અર્પણ કરનારો એવો જે ધર્મ તેનું મૂળ તો પરિપૂર્ણ દયાજ છે. **उक्तं च अहिंसा परमो धर्मः** પરમધર્મ તેનુંજ નામ કે જેમાં જીવઘાત બીલકુલ નથી તેમજ દુનિયાના તમામ ધર્મો દયાનો આશ્રય કરીનેજ રહ્યા છે. જેમકેઃ-

कृपानदी महा तीरे सर्वधर्मा स्तृणाङ्कुराः
तस्यां शोषमुपेतायां कियन्नन्दन्तिते चिरम् ॥ १ ॥

દયા રૂપી મહાન સરિતાના કિનારા પર સર્વ ધર્મરૂપી તૃણાંકુરો લીલાલહેર ઉડાવી રહેલા છે તે કૃપાનદી શોષઈ ગયે તેઓ લાંબો કાળ આનન્દ ક્યાંથી ભોગવી શકે ? તસ્માત્ કારણાત્ દયા સિવાય ધર્મ મેળવી શકાતો નથી અને સર્વાંશે ધર્મ મેળવ્યા સિવાય કોઇ પણ કાળે અક્ષય પદની પ્રાપ્તિ થતી નથી જેથી કરીને અક્ષરપદના ઇચ્છકજનોએ નિરન્તર સર્વોત્કૃષ્ટ દયાનું પૂરણ પ્યારથી સેવન કરવું ખાસ જરૂરનું છે. આ અખિલ સંસારમાં ચાલતા સર્વ મતાવલંબીજનો ઉપરોક્ત દયાનો અમલ કરે છે ખરા, તત્રાપિ દયાના સ્વરૂપને યથાયોગ્ય નહિ જાણવાથી તેઓ પૂર્ણાંશે દયા પાળવાને ભાગ્યશાળી બની શકતા નથી અને સર્વાંશે દયાના આરાધન સિવાય તેઓને યથાતથ્ય ધર્મનો લાભ મળી શકતો નથી !

ઉપરોક્ત ધર્મનુ ખાસ મૂળ જે દયા તેનો સર્વાંશે સ્વિકારતો ફક્ત જૈન મતાવલંબી જનોએજ કર્યો છે એમ કહેતાં જરા માત્ર પણ અતિશયોક્તિ નહિજ ગણાય.

કારણ દયાની ખાતર નેમનાથ પ્રભુએ રાજેમતિનો ત્યાગ કર્યો, ધર્મ રૂચી અણગારે પ્રાણનો ત્યાગ કર્યો, ને મેઘરથ રાજાએ દેહનો ત્યાગ કર્યો, એ શું કોઇના જાણવા બહાર છે? એવી અપૂર્વ દયાના સિદ્ધાન્તથી સર્વ દર્શનોમાં જૈન દર્શન મુખ્ય ગણાય છે. માટે દયાનો ઉપયોગ કરવાની ખાસ જરૂર છે.

યથા કોઈ ઘટાર્થી જન ઘટ બનાવવાની ખાતર મૃતિકા, ચક્ર, દંડ આદિ સમગ્ર સામગ્રીઓ એકત્ર કરે અને ઘટ બનાવે તત્રાપિ તેમાં એકાદ પણ ચિજ અપૂર્ણ રહે તો ઘટ બરોબર બની શકે નહિ, તેમજ સર્વાંશે દયાને આરાધી શકાય તોજ અખંડાનન્દને સમર્પનાર

અપૂર્વ ધર્મની પ્રાપ્તિ થાય. અન્યથા દયામાં જેમ જેમ ન્યુનતા તેમ તેમ ધર્મમાં પણ ન્યુનતા અવબોધવી.

સર્વ મતાવલંબી જનોને દયા માન્ય છે સહિ, તત્રાપિ સર્વ જનોની માન્યતાના ભિન્નપણાને લીધે એક્ષતાપૂર્વક દયાનો સર્વાંશે ખરો ઉપયોગ તેઓ કરી શકતા નથી. ઉદાહરણ તરીકે કેટલાક મતાવલંબી જનોની એવા પ્રકારની માન્યતા છે કે, પશુઓ નાના પ્રકારના દુઃખોથી પીડાય છે માટે તેઓનો વધ કરવો જેથી તેઓ પણ જન્મના દુઃખમાંથી મુક્ત થાય. એવા પ્રકારની માન્યતાને લીધે હર્ષપૂર્વક પશુવધ કરી તેઓ તેમાંજ દયા માને છે. અન્ય કેટલાક જનોની માન્યતા એવા પ્રકારની છે કે યાવત્ પર્યન્ત પશુઓ તન્દુરસ્ત હોય તાવત્ પર્યન્ત તેમની દયા પાળવી પરંતુ જ્યારે તે વ્યાધિગ્રસ્ત બની જુદા જુદા પ્રકારની પીડાઓ અનુભવતા હોય ત્યારે તેમનો વધ કરી તેમને થતી પીડાઓમાંથી મુક્ત કરવા તેમાંજ દયા છે.

વળી કેટલાક મનુષ્યોની એવા પ્રકારની પણ માન્યતા છે કે મોટા તથા નાના જે જે પ્રાણીઓ મનુષ્યોને તકલીફ આપે છે જેમકે જુ, ચાંચડ, માંકડ, મચ્છર, ડાંસ એ નાનાં તથા ઉંદર, વીંછી, સર્પ, ઘો આદિ મોટા તેનો સંહાર કરવો એજ દયા. પુનઃ કેટલાક ધર્માંધ જનો હસ્તિ, અશ્વ, મહિષ, અજ આદિ પશુઓનો યજ્ઞનિમિત્તે નાશ કરી તેમાંજ ધર્મધુરન્ધરતા માને છે.

આગળ ચાલતાં કેટલાક જનોની એવા પ્રકારની પણ માન્યતા છે કે કેટલાક પ્રાણીઓ અતિ સૂક્ષ્મ છે જે આપણી દ્રષ્ટિએ અવલોકી પણ શકાતા નથી તેઓની જરા માત્ર પણ કાળજી કરની આપણે જરૂરની નથી. ફક્ત દ્રષ્ટિએ જણાતા મોટા મોટા જીવોની દયા પાળવી એજ ખરી દયા.

ઉપરોક્ત પ્રકારે ભિન્ન ભિન્નપણે અન્ય મતાવલંબીજનો દયાનો સ્વેચ્છાનુસારે ઉપયોગ કરે છે તત્રાપિ તેઓ સર્વજ્ઞ પ્રભુએ કથિત–સ્વદયા, પરદયા, દ્રવ્યદયા, ભાવદયા, નિશ્ચયદયા, વ્યવહારદયા, સ્વરૂપદયા, અનુબન્ધદયા આદિ અનેક પ્રકાર દયાના છે જે ઘણાજ વિસ્તાર પૂર્વક જૈન સિદ્ધાન્તોમાં વર્ણવેલા છે તે પ્રમાણે વર્તી ખરી દયાના ખરા સ્વરૂપને નયશૈલીપૂર્વક સમજવા અધિકારી બની શકતા નથી. તેમજ દયાના સ્વરૂપને જાણ્યા સિવાય તેની આરાધના પણ તેઓથી બની શકતી નથી કારણ તેઓની મતિમાં અજ્ઞાન દશાએ પૂર્ણ જોર શોરથી વાસ કર્યો છે અને પૂર્વોક્ત કથીત અજ્ઞાન દશાના બળથી ભ્રમિત થએલી છે મતિ જેની એવા મતાવલંબી જનોનો મત કદાપિ કાળે પણ શુદ્ધ ગણાયજ નહિ. પરંતુ પરિપૂર્ણ રીતે આત્મપદાર્થનું આત્મતત્વપણું જણાવવાપૂર્વક, સર્વાંશે દયાનું સ્વરૂપ કોઈ પણ દર્શને વર્ણવ્યુ હોય તો તે જૈન દર્શનજ છે, કે જે ભાગ્યેજ સાક્ષર જનોના જાણવા બહાર હશે! જેથી કરીને જૈન ધર્મ સર્વોત્કૃષ્ટ ગણાય છે તે સર્વથા રીતે સત્ય છે.

પૂર્વકથિત સર્વથા પ્રકારે સત્ય એવો જે જૈનધર્મ તેના ચાર ભેદ છે, જેમકે આચાર ધર્મ, દયાધર્મ, ક્રિયાધર્મ, વસ્તુધર્માદિએ ઉપરોક્ત ધર્મના જે ચાર ભેદો કહ્યા તેનાં દાન, શીલ, તપ, ભાવ એ ચાર કારણો શાસ્ત્રકાર પ્રભુએ કથન કર્યા છે. તેમાં પણ દાન દેવાની ખાતર ધન બળની જરૂરાત પડે છે, અને શીલ પાળવા માટે મન બળની અપેક્ષા રહે છે. તેમજ તપના માટે શારીરિક બળની ખાસ અગત્ય છે. હવે આગળ ચાલતાં ભાવને માટે તો ખાસ સમ્યક્ જ્ઞાનબળ જોઇએ, કારણ સમ્યક્ જ્ઞાનથીજ ભાવ ધર્મની વૃદ્ધિ થાય છે, અને એ જે ભાવધર્મ છે તે દાન, શીલ, તપ એ ત્રણે કરતાં અધિકાધિક છે તેનું સ્પષ્ટીકરણ કરતાં

જણાય છે કે ભાવધર્મનું કારણ જ્ઞાનબળ છે અને તે જ્ઞાનબળથી સકળ ચરાચર વસ્તુ ધર્મનો અવબોધ થઇ શકે છે. એવા પ્રકારના જ્ઞાન થકી જે આત્મોન્નતિ વા આત્મ સંરક્ષણ થાય છે, તે પહેલા ત્રણ એટલે દાન, શીલ, તપવડે થઈ શકતું નથી તેનું સબળ કારણ એ છે જે તપ, નિક્ષેપ, પ્રમાણ, ચાર અનુયોગનો વિચાર, સપ્તભંગી, ષડ્દ્રવ્ય વિચાર, ઈત્યાદિ પદાર્થોનું, અવબોધન જ્ઞાન સિવાય પામી શકાતું નથી અને ઉપરોક્ત પદાર્થોના અવબોધ સિવાય આત્મપદાર્થ ઓળખી શકાતો નથી, તેમજ આત્મપદાર્થને ઓળખ્યા સિવાય દાન, શીલ, તપ એ આત્મ સુખ આપી શકતાં નથી માટે ભાવધર્મ જે જ્ઞાન થકી થાય છે તે ઉપરોક્ત ત્રણ કરતાં શ્રેષ્ઠ કથેલ છે. તેમજ શાસ્ત્રકાર મહારાજાશ્રી દશવૈકાલિક સૂત્રમાં કથે છે કે, **पढमं नाणं तओदया** પ્રથમ જ્ઞાનને પશ્ચાત્ દયા અત્રે પણ જ્ઞાનને એટલે ભાવધર્મને પ્રથમ પદ અર્પેલ છે. તેમજ પંચમીના સ્તવનમાં પણ કથ્યું છે કે, પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહિ કોઈ જ્ઞાન સમાનરે, અહીંયાં પણ જ્ઞાન એટલે ભાવધર્મને મુખ્ય કહેલ છે. તેનું ખરૂં કારણ એજ છે કે જ્ઞાન વિનાની જે જે ક્રિયાઓ છે તે સર્વે ફક્ત કલેશરૂપ છે. કેમકે ક્રિયા જે છે તેતો જ્ઞાન મહારાજાશ્રીની દાસી છે. જ્ઞાનવાન પુરૂષની કરેલી અલ્પક્રિયા પણ મહાન્ ફલને અર્પણ કરનારી થાય છે તેટલા માટે ઉત્તરાધ્યન સૂત્રમાં પણ શાસ્ત્રકારે જણાવ્યું છે જે જ્ઞાનવાન હોય તેને મુનિ કહેવો. તેના ઉપરથી પણ જ્ઞાનનું અત્યુત્કૃષ્ટ માહાત્મ્ય જણાય છે. પુનઃ વળી શ્રીમહાનિશીથ સૂત્રમાં પણ જ્ઞાનને અપ્રતિપાતી વર્ણવ્યું છે. આગળ ચાલતાં શ્રીમરૂદેવી માતાને હસ્તિ સ્કન્ધે બેઠાં કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું તથા છ ખંડાધિપતિ ભરત મહારાજાને આરિસા-ભુવનમાં કર્મોની વિમુક્તતા થઈ તેનું મૂળ કારણ પણ જ્ઞાનજ હતું. એવી રીતે જ્ઞાનરૂપી નેત્ર પ્રકટ થયાં છે જેને એવા મુનિ મહારાજાઓને વંદન પુનઃ પુનઃ થાઓ એમ ઉપદેશ માળામાં પણ કહ્યું છે. જ્ઞાનના પૂર્ણ પ્રતાપથી દેવાચાર્ય શ્રીમાન્ મલ્લવાદી પ્રમુખ મહાત્માઓએ બૌધાદિક અન્ય મતાવલંબી જનોને છતી જગતમાં યશોવાદ લઈ શકયા છે. જે જે અંશે જ્ઞાનની તીક્ષ્ણતા તે તે અંશે ચારિત્રનું અબાધપણું જાણવું.

જે નિકાચિત કર્મોનો કરોડો વર્ષ પર્યન્ત પણ દાન, શીલ, તપથી ક્ષય થઇ શકતો નથી તેનો જ્ઞાનથી એક શ્વાસોશ્વાસમાં નાશ થઈ જાય છે તેટલા માટે ક્રિયા ગુરૂને પીંપ-લાના પાન સદૃશ કહ્યા છે અને જ્ઞાની ગુરૂને સમુદ્ર સમાન કહ્યા છે. સમ્યક્તપણું જ્ઞાન વિના ટકી શકતું નથી તેમજ જ્ઞાન સિવાય દયાનો માર્ગ પણ સમજાતો નથી. શાસ્ત્રોક્ત સમસ્ત ક્રિયાઓનું મૂળ શ્રદ્ધા છે અને તે શ્રદ્ધાનું કારણ જ્ઞાન છે કેમકે જ્ઞાન વિના શ્રદ્ધાની પ્રાપ્તિ થતી નથી.

દુનિયાના સમગ્ર પદાર્થને સમજાવનાર એવું જે જ્ઞાન તેના શાસ્ત્રકારે પાંચ ભેદ વર્ણવ્યા છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ–ઉપરોક્ત જ્ઞાનના પાંચ ભેદમાંથી દ્વિતીય ભેદ જે શ્રુત છે તે સર્વથી અધિકોપયોગી છે. કારણ તે પદાર્થ માત્રનું પ્રકાશક છે. સ્વમત તથા પરમત બન્નેને પરિપૂર્ણ પ્રકાશ કરનારૂં પણ શ્રુત જ્ઞાનજ છે. અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવાને માટે તો દિનકર સમાન તથા દુખમ કાળરૂપ રજનીને વિષે તો દીપક સમાન શ્રુતજ્ઞાન છે. બાકીનાં ચાર જ્ઞાનનું કારણ પણ તે પોતેજ છે. વિતરાગ પ્રભુએ શ્રુતજ્ઞાનને સંવ્યવ-હારિક કહ્યું છે. ઉદ્દેશ, સમુદ્દેશ, આજ્ઞા ઇત્યાદિક વ્યવહારના લાભ શ્રુતજ્ઞાનથી થાય છે. વળી સ્વસ્વરૂપ તથા પરસ્વરૂપની સમજણ પણ શ્રુતજ્ઞાનથીજ થાય છે. બાકીના ચાર જ્ઞા-

નના પ્રભાવથી જાણેલું સ્વરૂપ તે પણ શ્રુતજ્ઞાનથીજ કથી શકાય છે. માટે મત્યાદિક ચાર જ્ઞાન સ્થાપવા યોગ છે પરંતુ તેનાથી અન્ય જીવોને ઉપદેશ આપી ઉપકાર કરી શકાતો નથી. ઉપદેશ-આપવાના માટે તો શ્રુતજ્ઞાન જે છે તેજ મહાન ઉપકારી છે એવા શ્રુતજ્ઞાનના શ્રવણ કરવાથી શુદ્ધાત્મિક પરમપદની પ્રાપ્તિ થાય છે જેથી કરીને શ્રુતજ્ઞાન ખાસ મોટું નિમિત્ત કારણ છે. શ્રુતજ્ઞાનનું નિરંતર શ્રવણ કરવાથી જીવાત્માને શુદ્ધ સ્વરૂપ, વિશુદ્ધ, શ્રદ્ધાન ઉદ્ભવે છે. જેનાથી શુદ્ધાત્માનું આચરણ, આસેવન તથા અનુભવ ઉત્પન્ન થાય છે તેજ પરમપદની પ્રાપ્તિ અવબોધવી. શ્રુતજ્ઞાન શ્રવણના પ્રભાવ થકી જીવાત્મા ધર્મ વિશેષ અવબોધી શકે છે અને ધર્મના અવબોધ થકી વિવેક પ્રગટે છે તે જ્ઞાનબળથીજ અંતે મોક્ષ મેળવી શકાય છે માટે સર્વે આત્મહિતેચ્છુ જનોએ નિરંતર શ્રુતજ્ઞાનનો શુદ્ધ ભાવથી આદર કરવો. ચતુર્ગતિમાં પરિભ્રમણ કરતા જીવાત્માઓને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ ઘણીજ કઠીણ છે. શ્રુતજ્ઞાનની પ્રાપ્તિથી પૂર્વે શ્રીગૌતમ સ્વામી, સુધર્મા સ્વામી, જંબુ સ્વામી, વિગેરે ઘણા મહાત્માઓ સંસાર સાગરને તરી ગયા છે. વર્તમાનકાલે મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરતા શ્રી મંધરાદિક જીનવરોના સદુપદેશને શ્રવણ કરીને ઘણા જીવો તરે છે. ભવિષ્યકાળે શ્રીપદ્મનાભ વિગેરે તિર્થંકરોની વાણીને શ્રવણ કરીને શ્રીધર્મરૂચી વિગેરે ઘણા જીવાત્માઓ તરસે તેમજ આ ભરતક્ષેત્રમાં હાલ પણ જે જીવાત્માઓ શુદ્ધભાવથી શ્રુતજ્ઞાનને સાંભળશે, ભણશે, અન્તઃકરણથી તેના ઉપર શ્રદ્ધા કરશે તે સુલભબોધી થશે, અને હલુ (લઘુ) કર્મી થઈ પરંપરાએ મુક્તિ મેળવવા ભાગ્યશાળી બની શકશે. એવા શ્રુતજ્ઞાનનું મૂલ દ્વાદશાંગી છે તેમજ તે શ્રુતજ્ઞાનના, વાંચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા આદિ ઘણા ભેદો છે તેમાં પણ ધર્મકથાના ચાર ભેદો શ્રી ઉવાઈ સૂત્રમાં કથન કર્યા છે તે આ પ્રમાણે છેઃ-આક્ષેપિણી, વિક્ષેપિણી, નિર્વેદિની અને સંવેદિની. હવે જે થકી એક તત્વમાર્ગમાં પ્રવૃત્તિ થાય તેને આક્ષેપિણી કહીએ, જેનાવડે મિથ્યાત્વની નિવૃત્તિ થાય તેને વિક્ષેપિણી કહીએ, જેના શ્રવણથી મોક્ષની અભિલાષા ઉત્પન્ન થાય તેને નિર્વેદિની કહીએ; અને જે થકી વૈરાગ્ય ભાવની ઉત્પત્તિ થાય તેને સંવેદિની કહીએ. એવું પરમ પરોપકારી શ્રુતજ્ઞાન ચાર પ્રકારની ધર્મકથા સંયુક્ત ત્રણ ગઢના મધ્યભાગમાં દેવોએ રચેલા સિંહાસન ઉપર તથા અશોક વૃક્ષની હેઠળ બિરાજમાન થઈ એક યોજનના પ્રમાણવાળા સમોવસરણની મધ્યે બાર જાતની પ્રખદાના સન્મુખ દેવાધિદેવ શ્રી તિર્થંકર પ્રભુ સંસારી જીવાત્માઓના હિતના માટે કથન કરે છે અને તેના શ્રવણ માત્રથી શ્રીગણધર મહારાજાઓ દ્વાદશાંગીની રચના કરે છે તે ખાસ સૂત્ર તરીકે ગણાય છે. ઉપરોક્ત રીતે દરેક જીનેશ્વર પ્રભુના સાસનમાં જાણવું. તેમજ વળી શ્રીજીનરાજ પ્રભુના સાસનમાં પ્રત્યેક બુધ, ચૌદ પૂર્વધર અને દશ પૂર્વધર સુધીના મહાન જ્ઞાનવાન પુરૂષો જે જે નિબંધોની રચના કરે છે તેને પણ સૂત્ર સંજ્ઞા હોવાથી દ્વાદશાંગીના બારમા દૃષ્ટિવાદમાં તેનો અન્તરભાવ થાય છે. વર્તમાન, પરમકૃપાળુ, દિનબંધુ, દિનાનાથ શ્રીમાન્ મહાવીર પ્રભુના ચાલતા સાસનમાં જે પીસ્તાલીશ જીનાગમો છે તે સર્વે શ્રીશ્રુતજ્ઞાનનાંજ ભેદ છે એમ અવબોધવું. અન્ય પણ અક્ષર-અનક્ષરાદિક ચૌદ અને પર્યાય-પર્યાયસમાસાદિક વીસભેદ પણ તેનાજ છે. વર્તમાન દુઃખમ પંચમ કાળમાં ફક્ત શ્રુતજ્ઞાનજ પ્રકટપણે છે. કારણ મતીજ્ઞાન છે પરંતુ તેતો શ્રુતજ્ઞાનરૂપ છે કેમકે શ્રુતજ્ઞાનનું જે સમવાયી કારણ તે મતીજ્ઞાન છે, અને કારણથી કાર્યની તો અભિન્નતા છે, કિન્તુ! ભિન્નપણું નથી. અન્ય અવધિ, મનઃપર્યવ અને કેવળ એ ત્રણ જ્ઞાન તો વર્તમાન સમયમાં ક્ષેત્ર કાલાદિક ભેદને અનુ-

સરીને વીર પ્રભુના સાસનમાં તેનો વિચ્છેદ થયો છે. ફક્ત મતિશ્રુતરૂપ શ્રુતજ્ઞાનનો પ્રસાર હાલમાં અત્રે વિદ્યમાન છે. પૂર્વકથિત શ્રુતજ્ઞાનના ઉદ્દેશ-સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગ એ ચાર પ્રકાર શાસ્ત્રકારે જણાવ્યા છે તેમાં સામાન્યપણે જે કથન કરવું તેનું નામ ઉદ્દેશ, વિશેષપણે કથન કરવું તેનું નામ સમુદ્દેશ, આજ્ઞા આપવી તથા અનુમોદન કરવું તેનું નામ અનુજ્ઞા; અને પ્રશ્ન, પૃચ્છા, પ્રાર્થના પ્રમુખ કરવું તેનું નામ અનુયોગ મહાન પુરૂષોએ કહ્યો છે. ઉપરોક્ત સકળ કારણોને લીધે વ્યાખ્યાન કથન કરવામાં પણ ફક્ત શ્રુતજ્ઞાનજ ઉપયોગી છે તત્રાપિ અન્ય નથી. તેથી કરીને વર્તમાનકાળમાં શ્રુતજ્ઞાનની વૃદ્ધિ તથા સંરક્ષણ કરવું ખાસ જરૂરનું છે તેના માટે ઠેકાણે ઠેકાણે પાઠશાળાઓ, બોર્ડીંગો ને ગુરૂકુળો સ્થાપવાની ખાસ જરૂર છે. એ જ્ઞાન વૃદ્ધિને માટે અને જ્ઞાન સંરક્ષણના માટે ઠેકાણે ઠેકાણે જ્ઞાન ભંડારો તૈયાર થવા જોઇએ છે. ઉપરોક્ત પ્રમાણે જે ભવ્યાત્મા પોતાની મનોબળ વૃત્તિને તથા ધન બળ શક્તિને તેમજ શારીરિક શક્તિને જ્ઞાનવૃદ્ધિ તથા જ્ઞાન સંરક્ષણમાં વાપરે છે તે જીવાત્માજ ખરેખરી રીતે ધર્મનું સંરક્ષણ તથા વૃદ્ધિ કરવાપૂર્વક ધર્મનો આરાધક બની આત્મ કલ્યાણ કરવા ભાગ્યશાળી બની શકે છે. કારણ કે આ ઠેકાણે જ્ઞાન જે છે તે કારણ છે અને ધર્મ કાર્યરૂપ છે અને કારણ કાર્યની અભિન્નતા છે, માટે જ્ઞાનના ઉપર વધારે લક્ષ રાખવાની જરૂર છે. હવે દાખલા તરિકે જેમ નૃપતિ તથા પ્રધાન ઉભય પ્રજાની વૃદ્ધિના માટે તેમજ સંરક્ષણની ખાતર તૈયાર રહે છે અને બન્ને પ્રજાને ખૂબ પ્રેમથી પાળે છે તેમજ અત્રે દ્વાદશાંગીરૂપ શ્રુતજ્ઞાનમાં જે મૂળ સૂત્રો છે તે રાજા સમાન છે અને તેના અર્થરૂપ ટીકા ભાષ્ય ચુર્ણપ્રમુખ પ્રધાન તુલ્ય છે તેથી સૂત્ર અને ટીકા એ સર્વે ધર્મની વૃદ્ધિ તથા સંરક્ષણને માટેજ ખાસ છે અને તે સર્વે શ્રુતજ્ઞાનરૂપ છે તેથી શ્રુતજ્ઞાનની વૃદ્ધિ તથા સંરક્ષણના માટે ભવ્યાત્માઓએ જરા માત્ર પણ વિલંબ કરવો જરૂરનો નથી. જેમ બને તેમ જલદી કટીબદ્ધ થઈ તનમન અને ધનવડે શ્રુતજ્ઞાનની વૃદ્ધિ કરવી જરૂરની છે કારણ એના જેવું અન્ય કોઈ પણ ધર્મવૃદ્ધિ કરવાનું અત્યુત્તમ સાધન નથી.

---

## वाणी सामर्थ्य.

(લેખકઃ—શંકરલાલ મગનલાલ વ્યાસ મુ૦ નાંદોલ.)

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रिया ।
चित्ते वाचि क्रियायां च साधुनामेक रुपता ॥

**ભાવાર્થઃ**—જેવું ચિત્ત તેવી વાણી, ને જેવી વાણી તેવી ક્રિયા. ચિત્તમાં, વાચામાં ને ક્રિયામાં સાધુઓનું એકરૂપપણું છે, અર્થાત્ સજ્જનો દંભ કપટાદિથી રહીત હોય છે.

ખાણુથી કે ફરસીથી કાપી નાખેલું વન પુનરપિ નવપલ્લવ થાય છે; પણ નીંદારૂપ વાણીથી છેદાયલું મન કદી પ્રસન્ન થતું નથી. અર્થાત્ વાણીનો ઘા રૂઝાતો નથી. **विदुर-नीति.**

કુદરતે આપણને જે અમૂલ્ય ચીજો વિના મૂલ્યે બક્ષીસ આપી છે તેમાં વાણી-વાચા પણ એક છે. આ સઘળી ચીજોનો ઉપયોગ બરાબર કરતાં આવડે તે વિચારવાને મન આપ્યું છે કે જે વડે તેનો સદ્દપયોગ કરવાને જોઇતા વિચારો જડી આવે છે. વકીલ કે બૅરિસ્ટર

જેમ કાયદાના પુસ્તકના આધારે મહાન કાર્યોમાં ફતેહમંદ નિવડી શકે છે; તેમજ કુદરતે બક્ષેલી ચીજોનો બરાબર ઉપયોગ કરવાને શુદ્ધ મનની સલાહ વડે વિજયી નિવડી શકાય છે. જો કાયદાના પુસ્તકમાં જે વડે વિજયી નિવડાય તે લખાણ ન હોય ને તેને બદલે બીજુંજ તેથી ઉલટું પુસ્તક હાથ ધર્યું હોય તો તેનો અભ્યાસી કદી વિજયી નિવડતો નથી પણ ઉલટું પુસ્તક પસ્તાવાને કારણ થઈ પડે છે, તેમજ શુદ્ધ અંતઃકરણ કે જેને માટે નિર્વિકારી બાળક મગરૂરી ધરાવે છે તેની સલાહ વડે ભયંકર કાર્યો પણ નિર્વિઘ્ને પસાર કરી શકાય છે પણ નાદુરસ્ત તકતામાં જોવાથી જેમ શુદ્ધપણે જોઈ શકાતું નથી તેમ દુર્ગુણરૂપી મેલનું પડ જેના પર ફરી વળેલું છે એવી મનરૂપી આરસીમાં જોવા કિંવા સલાહ પૂછવાથી કદી જોઈતી માહીતી સંપૂર્ણપણે મેળવી શકાતી નથી માટે પહેલાં તો આરસી પરનો મેલ દુર કરવા પ્રયત્ન કરનો હિતકર છે. જ્યારે આ મેલને જેમ જેમ ઓછો થયલો તમે જોશો તેમ તેમ તમારા નિર્મળ અંતઃકરણ રૂપી ચમત્કૃતિદર્શક દર્પણ વડે તમારા ભવિષ્યના હેવાલો નજરે જોવા વા સાંભળવા જેટલા નિર્વિકારી તમે થશો ત્યારે તેનો ઉપયોગ તમારે પોતે કરવો એ તો વારજ નહિ લાગવાની !

જો એમજ છે તો કુદરતી બક્ષીસોનો કયે રસ્તે સદુપયોગ કરી શકાય તે વિચારવાને તમે ભુલી જવાના નથી. સાથે એ પણ વિચારવાનું નહિ ભુલો કે કઈ વાણી આપણને શ્રેયસ્કર નિવડે છે, અને કઇ વાણી આપણને નુકશાનકર્ત્તા હોય છે ! કારણ કે વાણી પણ એક કુદરતી બક્ષિસ છે ને તેનો પણ એ રીતે ઉપયોગ થઈ શકે છે પણ જે વિદ્વાનો તેઓના આન્તરમનને પૂછી તે પ્રમાણે વર્ત્યા હતા ને તેમાં ફત્તેહમંદ નિવડયા હતા તેમના શબ્દો ટાંકી લેખને આગળ ચલાવીશું.

પ્રત્યેક મનુષ્યને બે પ્રકારની કેળવણી મળે છે, પહેલું અન્ય જનો તેને ભણાવી ગણાવીને કેળવે છે અને બીજી ઘણી અગત્યની એ છે કે મનુષ્ય પોતે-પોતાની જાતને સુધારે છે અને કેળવણી આપે છે તે. **ગિબન.**

સારા ગ્રંથો પર પ્રીતિ રાખવા કરતાં જાતેજ સારા જીવનના ગ્રંથરૂપ થવું એ વધારે સારૂં છે. **ફેનેલન.**

અદેખાઈ એ સર્વ વિકારમાં અત્યન્ત નીચ અને નિંધ છે. **બેકન.**

આત્મસ્તુતિ કરવા માટે એકજ રીત છે ને તે એ કે જે ગુણ આપણામાં છે તેનેજ અન્યમાં જોઇ તેનાં વખાણ કરવાં એટલે કર્યા પ્રમાણે પોતાની સ્તુતિ થશે અને ખરાબ દેખાશે નહિ. **બેકન.**

એકજ ચીજનો બે રીતે ઉપયોગ થઈ શકે છે. એક રીત એવી હોય છે કે તે ઘણી ઉપયોગી થઇ પડે છે ને તેજ ચીજનો બીજી રીતે ઉપયોગ કરતાં તે ઘણી નુકશાન કર્ત્તા નીવડતી જણાય છે. તેવીજ રીતે વાણીનું પણ સમજવું.

જે મનુષ્યોમાં સઘળાંને રાજી કરવાની અને જેની સાથે વાત કરે તેનો પ્રેમ મેળવી લેવાની બારે યુક્તિ હોય છે તે માણસ તે વડે બળવાન થાય છે. **લૉર્ડ ચેસ્ટર ફીલ્ડ.**

જો ત્હારાં કાર્યો નિર્વિઘ્ને પસાર કરવાને તમે ચહાતા હોત તો જેવા વડે તે પૂર્ણ થવાનાં છે તેની સ્તુતિપાત્ર વાણીનો ઉપયોગ કરો. તેમ કરવાથી તમે તમારા કાર્યમાં અવશ્યે ફત્તેહમંદ નિવડશો અને તેથી ઉલટું નીંદા યુક્ત વાણીથી બારે સંકટમાં આવી પડશો.

**મહાત્મા ઓંકારનાથ.**

જે વાણી નિઃસ્વાર્થપણે દાંભીકતાના ડોળ સિવાય બોલાયલી હોય છે. તે શ્રોતાના-હૃદયને પીગળાવી નાખવાને કદી ચુકતીજ નથી. સ્વાર્થ સાધવાને પણ કદી સભ્યતાની હદ ઓળંગી જઇ અમુકની માત્ર નીંદાજ કરવા મંડી પડવું નહિ. તેમજ માત્ર વખાણ કરવા પણ મંડી પડવું નહિ. કદી એમ પણ બને કે જેને માટે તમે વખાણ કરો છો તે ત્હમારી વાર્તા સાંભળનારને અપ્રિય હોવાને કારણ રૂપ પણ હોય ! ત્હેને માટે પહેલાં ત્હમે જેને વાર્તા કહેવા ધારો છો ને જે વિચારો દર્શાવવા ઇચ્છા રાખો છો તે બાબત ઉપર શ્રોતાના વિચાર કિંવા અભિપ્રાય જાણી લીધા પછીજ તેના વિચારને મળતુ ને ત્હેની ભાષાનેજ મળતા શબ્દોમાં ત્હમારી હકીકત જણાવો.

વાર્તા શ્રવણ કરતી વખત ત્હેને એમજ થવું જોઇએ કે આ બોલાના શબ્દો મ્હારા પક્ષને મળતા છે, અથવા મ્હારા જેવાજ છે ! ! !

સારા બોલ બોલવાથી દરેક મનુષ્યો પ્રસન્ન થાય છે. માટે હમેશાં મનહર બોલવું કેમકે મિષ્ટ વચન સરખો એકે ઉત્તમ વશીકરણ મંત્ર નથી. **હિતોપદેશ.**

અવસર ઉપર યોગ્ય શબ્દો વાપરી સ્હામાનું મન રંજન કરી લે તેજ સુબુદ્ધિવંત. **કબીર.**

જો તું મહાજન મંડળની મહેરબાની મેળવવા મ્હાતો હોય તો સુંદર બોલતાં શીખ.

**શુક્રાચાર્ય.**

એકજ ઢબથી બોલાયલા શબ્દો વડે ત્હમે શત્રુતાઇના ભાવવાળા જણાઓ છો ને એજ ઢબ વડે બોલાયલા શબ્દો વડે ત્હમે ખરેખરા પ્રેમીની ગરજ સારો છો, ને જેની સાથે ત્હમે વાર્તાલાપ કરો છો તે ત્હમને ખરા હિતેષી ધારી તન, મન ને ધન વડે ઉપયોગી થઈ પડશે.

આ વિષે જે લખવા ધારૂં છું તે પૈકી ઘણુંક આગળ લખાઇ ગયું છે ને તે આપના સ્મરણમાં સ્ફૂર્યા કરેજ છે પણ તે વિચારોને જાગૃત કરી પ્રત્યેક કાર્યારંભ અગાઉ ઓછામાં ઓછી પાંચ મીનીટ પણ ત્હમારા નિર્મળ અંતઃકરણની સલાહ પૂછવાને રોકી, પછી શબ્દોચ્ચાર કરવાનો મંત્ર શિખવી આ લેખને પૂર્ણ કરવામાં આવે છે. **અસ્તુ.**

દરેક માણસે પોતેજ પોતાની જાતને કેળવવા પ્રયાસમાં રહેવું જોઇએ. ગ્રંથો કે શિક્ષકો તો માત્ર આધારરૂપ છે. કામ તો એનું પોતાનુંજ હશે તો ફળ મળશે. અણીના સમય પર ધારેલો હેતુ પાર પાડવાને માટે પૂર્ણ જોસમાં પોતાની મગજશક્તિ વાપરવાની શક્તિ જ્યાં સુધી નથી ત્હાં સુધી માણસ કેળવાયું કહેવાયજ નહિ ! **ડેનિયલ વેબ્સ્ટર.**

# आस्था ! आशा ! अने दान ! !

અરે આ સંસારે, નહિ નહિ દયા, સહાનુભુતીના !
અહંકારે પુરા ! વીરલ જનસેવાની કૃતીના ! !
અરે ! સ્વાર્થી સ્વાર્થી, જગત જન સૌ સૌનું કરતા !
નથી દેહાં કો'દી, અનુપ, જન સેવાથી ભરતા ! !
દયા તો સ્વર્ગની દેવી, દયા દેવ બનાવતી;
દયા તો સ્વર્ગની કુંચી,. નરે નિધ અપાવતી ! **પાદરાકર.**

વરસાદ રહી ગયો, પણ રાત બહુ અંધારી હતી. નદીના પુલપર ફાનસો હતાં, પણ પુલની વચમાં ચાલતુ માણસ ફાનસ નજીક આવે ત્યારે દેખાતું. એ પુલપર એક ગરીબ

અપંગ ડોસો ધીમે ધીમે ચાલતો હતો. તેની બગલમાં જેવી તેવી એક સારંગી હતી, અને અંગપર પુરાં પાધરાં વસ્ત્ર પણ ન હોવાથી તે ધ્રુજતો હતો. પુલપરથી તે મોટાં સુંદર મકાનવાળી એક શેરીમાં આવ્યો. ઉંચે બારીઓમાંથી, રોશની અને મોજશોખમાં મકેલા પૈસાદાર માણસોના આનંદી સ્વર અને ગાયન સંભળાતાં હતાં. એ બારીઓ તરફ થોડીવાર જોઇ રહી, ડોસાએ પોતાનું દીન વદન નીચું નમાવ્યું, અને એક ખુણાના અંધારામાં જઇ બાંધેલી નીક આગળ ઉભો રહ્યો. પછી તેણે પોતાની ખોખરી સારંગી વગાડવા માંડી. પૈસાની તેને જરૂર હતી, અને ગાયન સિવાય કમાણીનું તેની પાસે કંઇ સાધન નહતું. જુવાનીમાં તે એક નાટક મંડળીમાં હતો. એટલે ગાઈ વગાડી સારૂં જાણતો હતો, પણ હાલ તેની સારંગી સારી નહોતી, અને આજે તેનું મન છેક દુઃખી અને ઉદાસ હતું, એટલે ગાયનમાં તેનું મન બહુ વાર રહ્યું નહિ. તેની સારંગી ધીમી અને બેસૂર બોલવા લાગી, અને તેની આંખમાંથી રહી રહીને એક એક મોટું ટીપુ ટપકવા માંડ્યું. એવામાં એક પાસથી ત્રણ ખુબસુરત અને જુવાન છોકરાઓ દોડતા, એક બીજાની સાથે ગમત કરતા, ને હસતા હસતા આવ્યા. એમાંના વચલાની અડફટમાં પેલો ડોસો આવી ગબડી પડ્યો, અને તેની સારંગી નીકમાં પડી ભાગી ગઈ, ડોસો ડસકાં ખાવા લાગ્યો, તે સાંભરી પેલે છોકરે તેને ઉઠાડ્યો ને માફ માંગી. ડોસો એકથી બીજા તરફ જોવા લાગ્યો ને ચીતભ્રમ થયેલા જેવો દેખાવા લાગ્યો, પણ કેટલીક વારે એના મુખમાંથી, મારી છોકરી, મારી સારંગી છોકરી એવા શબ્દો નિશ્વાસ માફક નીકળ્યા. ત્રણે છોકરાઓ એની આસપાસ વીટળાઈ વળ્યા, અને થોડીવારમાં નરમાશથી બધી હકીકત જાણી લીધી. એ ડોસાની એકની એક છોકરી ક્ષયના આજારે મરવા પડી હતી, અને તેની પાસે જવાને રસ્તા ખરચ માટે પણ ડોસા પાસે એક પાઇ પણ ન હતી. દીકરીની હાયમાં ડોસાએ ત્રણ ઉપવાસ કર્યા હતા, અને આજે છેક લાચાર બની, દીકરી પાસે જવાના પૈસા મેળવવા સારૂ સારંગી વગાડી બીખ માંગવાનો, નીચ ઉદ્યમ તેણે માંડયો, ત્યાં તો સારંગી ગઈ.

હવે બુઢ્ઢાના મનની વેદના તથા શરીરની સ્થિતિ જોઈ ત્રણે વિચારમાં પડ્યા. ઘડીક વારમાં સૌથી મોટાએ પોતાની સારંગી છોડી સુર મેળવવા માંડ્યો. એટલે પેલા બે જણા એનો મનસુબો સમજી ગયા. એકે પોતાના હાથમાં બુઢ્ઢાની ટોપી લીધી, અને બીજાએ પોતાનો કંઠ, સારંગી સાથે મેળવ્યો કે ગાયન શરૂ થયું. ત્રણે જુવાનોએ નાની ઉમ્મરમાં ગાયનનો અભ્યાસ કરી સારી કુશળતા મેળવી હતી. આ છોકરાઓ આમ શા માટે કરે છે, તેતો પેલો બુઢ્ઢો ન સમજ્યો પણ એમના મનોહર ગાયનથી એનું દુઃખ ધીમે ધીમે પાછું હઠયું, અને મન ગાયનમાં લીન થવા લાગ્યું. થોડી વારમાં તે ઠેકાણે લોકોની તથા ગાડીઓની મોટી ઠઠ બાઝી, અને બુઢ્ઢાની ટોપી સોનાનાં અને રૂપાનાં નાણાથી ભરાઇ–છલકાઇ ગઈ. એ જુવાનોની ત્રણે ટોપીઓ પણ ભરાઇ ગઇ.

મોટા છોકરાએ સારંગી બંધ કરી. ત્રણે મળી બુઢ્ઢા પાસે ગયા અને એના ગજવામાં ટોપીઓ ખોબે ખોબે ખાલી કરવા મંડયા, એ જોઈ ડોસો દીગ થઈ ગયો. છોકરાઓએ પુઠ ફેરવી જવા માંડ્યું, એટલે મોટાને પાછળથી ઝાલી, ડોસો બોલી ઉઠ્યો. બાઇ તમારૂ નામ ? જરાક ખંચાઇ તેણે ગંભીરતાથી જવાબ આપ્યો 'આસ્થા.'

ડોસાની આંખ બીજા તરફ વળી ભાઈ તમારૂ ? 'આશા.'

ડોસાએ ગભરાઈ ત્રીજા તરફ જોયું અને પુછ્યું–તમારૂ ? 'દાન!'

ડોસો પગે પડી બોલ્યો, મારી છોકરીનો જાન આપનાર ભાગ્યશાળીઓ તમારાં ખરાં નામ તો કહેતા જાવ! હું કોનો આભાર માનું?

સૌથી મોટા છોકરાના મ્હોં પર સ્હેજ હસવું જણાયું! આછાં થતાં વાદળાંવાળા આકાશ તરફ, તેનો જમણો હાથ ઉંચો થયો, અને પ્રસન્ન કંઠે તે બોલ્યોઃ "આભાર તે દયાળુ પ્રભુનો."

ત્રણે જુવાનો ઉભરાતા આનંદ સાથે વેગથી દોડી ગયા. કેવા ખુબસુરત છોકરાઓ! શું સુન્દર ગાયન? પેલી ચીજ તો નાટકવાળાઓ કરતાંએ અચ્છી થઇ ગઇ, વિગેરે વચનો બોલી શોખીન નરનારીઓ વીખરાયાં, ગાડીઓ ચાલી ગઇ, અને શેરી પાછી હતી તેવી થઇ ગઇ. ત્યાર પછી થોડી વારે વાદળામાંથી નીકળતા ચન્દ્રને અજવાળે પેલો બુઢ્ઢો નદીનો પુલ ઓળંગી ગયો!

અંગ્રેજી વિદ્યાથી વિભુષિત થયલા, પોઝીશન ને ફેશનમાં ફસાયલા કેટલાક અફલાતાન ભારતના વિદ્યાર્થીઓ, આ છોકરાઓની વિવેક વિનય કૃતજ્ઞતા ને સદ્ધર્મવાળી દયા આપણા આર્યાવર્તમાં બતાવવા બહાર પડશે! રાષ્ટ્રના થાંભલારૂપ એવા કર્તવ્યનિષ્ઠ યુવાનો હમારી કોમમાં ને દેશમાં ઘણા ને સત્વર પાકો એજ ઇચ્છા. ૐ શાંતિ ૩.

રસફુટિર. "રસખાલ."

---

# વચનામૃત.

(લેખકઃ—યોગનિષ્ઠ મુનિ બુદ્ધિસાગરજી સૂરિ.)

૧. સર્વ ધાર્મિક શાસ્ત્રોનું મનન સ્મરણ કરીને તેનો હેય-જ્ઞેય અને ઉપાદેય બુદ્ધિથી વિવેક કરવાની જરૂર છે. અમુક એક શાસ્ત્રને સામાન્યપણે વાંચીને કોઈ જાતનો મત બાંધતાં પૂર્વે ઉપર લખેલી સૂચનાને ધ્યાનમાં લેવી.

૨. કોઇ બાબતનો જ્યાં સુધી પોતાને પરિપૂર્ણ અનુભવ ન થાય ત્યાં સુધી તે બાબત સંબંધી અમુક નિશ્ચય મત બાંધવો એ ગંભીર ભૂલ છે.

૩. કોઈ મતનો ત્યાગ વા આદર કરતાં પૂર્વે તે મતની આદેયતા અને હેયતા સંબંધી નયો અને પ્રમાણોથી પરિપૂર્ણ વિચાર કરવો કે જેથી વર્તમાનમાં તથા ભવિષ્યમાં મત ફેરવવાની જરૂર ન પડે.

૪. ક્રોધથી ધમધમાયમાન બનેલો કોઈ વસ્તુ સંબંધી સત્ય વિચારી શકતો નથી અને બોલી શકતો નથી. માન-માયા અને લોભના આવેશમાં આવેલો મનુષ્ય સત્ય વિચારી શકતો નથી અને સત્ય પ્રાયઃ બોલી શકતો નથી. પક્ષપાત, દાક્ષિણ્ય, અહંમમત્વ, ઇર્ષ્યા, દ્વેષ, વૈર, સ્વાર્થ, આશા, મૂઢતા, સંકુચિત દૃષ્ટિ, પરવશતા, ભીતિ, પરતેજમાં અંજાઈ જવું અને આગ્રહ ઇત્યાદિ ગેગે સત્યનો પરિપૂર્ણ વિચાર થઇ શકતો નથી અને પરિપૂર્ણ સત્ય બોલી શકાતું નથી.

૫. રાજા, ગુરૂ, અધિકારી વગેરે મનુષ્યોને સમયજ્ઞતાએ સેવવા. તેમની સાથે પ્રસંગ પામીને સંભાષણ કરવું અને નમ્રતાથી વર્તવું.

૬. કોઈની હદબહાર સ્તુતિ કરવી નહિ. તેમજ કોઇની નિન્દા કરવી નહિ. કોઇના સંબંધી એવો અભિપ્રાય ન બાંધવો જે ભવિષ્યમાં ફેરવવો પડે.

૭. જેના આચારો અને વિચારોમાં મન્દવીર્ય, મતિદૌર્બલ્ય, સ્વાર્થ, કર્ણશ્રુતિદોષ, પરવિચારમાં અંજાઈ જવું અને આજુબાજુના મનુષ્ય વિચારોના પ્રવાહમાં પ્રવહિત ઇત્યાદિ વડે ક્ષણે ક્ષણે ફેરફાર થતો હોય તેના વચનનો અને આચારનો કદી વિશ્વાસ ન રાખવો. એવા મનુષ્યોની પ્રતિજ્ઞાના વિશ્વાસે બંધાવું નહિ કારણ કે કોઈ વખત તેવા મનુષ્યો સર્પની પેઠે ભયાવહ થાય છે.

૮. પોતાના પરિચયમાં આવનાર મનુષ્યોની સ્થિતિ, રીતિ, નીતિ અને પ્રીતિનો અનુભવ પામીને તેઓને કંઈ કહેવું વા તેઓની સાથે વ્યવહાર રાખવો.

૯. આત્માનું હિત કરવાનાં સાધનો કયાં કયાં છે અને સામાં વિઘ્નો કયાં કયાં છે તેનો પરિપૂર્ણ વિચાર અને આત્મબલનો નિશ્ચય કરીને સ્વહિતમાં પ્રવૃત્તિ કરવી.

૧૦. પોતાની આપ્તતાનો જેને વિશ્વાસ ન હોય તેને જે કંઇ કથવું તે અરણ્ય રૂદન સમાન છે.

૧૧. જે મનુષ્ય મૂઢ હોય અને જે બાબત તેને પ્રિય ન લાગતી હોય તેવી બાબતનું તેની આગળ વર્ણન કરવું એ અરણ્ય રૂદન સમાન છે.

૧૨. જે મનુષ્ય જેટલું બુદ્ધિમાં ગ્રાહ્ય કરી શકે તેના કરતાં અધિક દેવું એ તેનું નાશકારક અજીર્ણ છે.

૧૩. મનુષ્ય પોતાના અનુભવ પ્રમાણે સર્વને દેખે છે પણ સર્વના અનુભવોની સાથે સ્વાનુભવનો મુકાબલો કરીને સર્વને દેખે તો તે સ્વપરનું શ્રેયઃ કરવાને વિશેષ યોગ્ય થઇ શકે.

૧૪. પોતાની આજુબાજુએ હિત ચિન્તકો કોણ કોણ છે અને શત્રુઓ કયા છે. તેનો સમ્યગ્ વિચાર કરવો.

૧૫. કયા કયા પ્રમાદો કેવા સંયોગોમાં ક્યારે નડે છે અને તેનો ક્યારે કયાં કારણોએ નાશ થાય તેનો વિચાર કરીને અપ્રમત્ત રહેવા પ્રવૃત્તિ કરવી.

૧૬. પોતાની સ્થિતિનો ખ્યાલ કરવો અને પશ્ચાત્ કાર્યમાં પ્રવૃત્તિ કરવી. પોતાના આત્માની શુદ્ધતા અને ઉચ્ચતા તરફ સદા લક્ષ્ય દેવું.

૧૭. ધર્મ વિના નીતિનો સિદ્ધાંત આકાશના હવાઈ કિલ્લાની પેઠે અવબોધવો. જ્યાં ધર્મ છે ત્યાં અવશ્ય નીતિ છે.

૧૮. સહેજે કોઈ વસ્તુ મળે દુગ્ધ સમાન જાણવી. જે વસ્તુ માગીને લેવી તે પાણી બરોબર છે અને જે ખેંચીને લેવું તે રૂધિર બરોબર છે.

૧૯. શઠને શઠ હરાવી શકે છે. સજ્જનોએ શઠ મનુષ્યોથી ચેતતા રહેવું.

૨૦. કદી કોઇના બુરામાં ઉભા ન રહેવું પરંતુ કોઇના ભલામાં ઉભા રહેવું, બુરામાં ઉભા રહેવું એ કંઈ મહત્ કાર્ય નથી પણ ભલામાં ઉભા રહેવું એ કર્તવ્ય છે.

૨૧. અનેક પ્રકારના પરિષહો અને દુઃખો સમભાવે સહન કરવાથી જ્ઞાનની પક્વતા થાય છે. દુઃખમાં આત્માની શુદ્ધ દશા દર્શાવનારૂં જ્ઞાન એજ ખરૂં જ્ઞાન છે. શાતાવેદનીયમાં ટકી રહેનારૂં જ્ઞાન પુષ્પ સમાન છે. દુઃખ રૂપ તાપ પડતાં તે કરમાઈ જાય છે.

૨૨. આત્મજ્ઞાનની પરિપક્વતા થતાં સાંસારિક દુઃખોમાં આત્મા સમભાવે રહી શકે છે અને દુઃખને વેદવામાં પાછો પડતો નથી.

૨૩. અન્ય જીવો પર જ્યાં સુધી પોતાની કરૂણા ન થાય ત્યાં સુધી પોતાના કરતાં ઉચ્ચ મહાત્માઓની કરૂણાની અસર આકર્ષવાને પોતાનો આત્મા સમર્થ ન થાય તે બનવા યોગ્ય છે.

૨૪. કોઇની સાથે ગમે તે બાબતમાં સ્પર્ધા કરતાં ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા આદિ દોષોના દાસ ન બનવું પડે તેનો ખાસ ઉપયોગ રાખવો. રજોગુણી અને તમોગુણી મનુષ્યો પરસ્પર સ્પર્ધામાં એક બીજાના શત્રુઓ બને છે.

૨૫. પોતાની ઉચ્ચતા અને અન્ય મનુષ્યોને નીચ માનવાની બુદ્ધિ જ્યાં સુધી છે ત્યાં સુધી પરમાત્મજ્ઞાન અને આત્મજ્ઞાન સેંકડો ગાઉ દૂર રહે છે. અન્ય મનુષ્યોને નીચ દેખવા એજ પોતાની નીચતા જણાવવાનું લક્ષણ છે.

## दिव्य प्रेम अने दया धर्म !

વર્ષાઋતુની સંધ્યાકાળ ! વનપ્રદેશ લીલા ગાલિચાથી સુન્દર બની રહ્યો છે. રંગબેરંગી પુષ્પો વળી તે સુન્દરતામાં વધારો કરી રહ્યાં છે. હમણાંજ એક ઝાપટું પડી વરસાદ બંધ પડયો છે. પવનથી હાલી ઉઠતાં વૃક્ષો–પક્ષિગણથી સજીવન બની ગયાં છે. નજીકમાંજ એક નાનકડું સરોવર જળથી ઉભરાઇ ગયું છે. પણ હવે પવન જરા બંધ પડયો, સૂર્ય પ્રકાશ–અજવાળું જરા જરા જણાતું હતું. તે સમયે એક લાલિત્ય ભર–સુન્દર હંસયુગલ સરોવરના સામે તિરેથી હરસાળંધ ચાલ્યું આવતું જણાયું; ને લગભગ આ કિનારે આવી અટક્યું. શોભાયમાન વન પ્રદેશને આ હંસને હંસિના યુગલે હજારો ગણો વધુ શોભાયમાન કરી મૂક્યો. અહા ! કુદરતઃ—

ઝુલંતાં વૃક્ષોથી અમરસના બિંદુ ઝરશે,
અને દેવિ વાતો ચકલી મૃગલીડયાં કહી જશે;
કુમારી કન્યા એ કુદરત તને ત્યાં પરણશે,
અને બન્ને વચ્ચે રૂચિર કિરણો કૈંક વહેશે. (કલાપી).

આવા સુમધુર સમયે એક શિકારી શરસંધાન કરેલા ધનુષ્ય સાથે આતુર નયને–ને ધડકતી છાતીએ તે સરોવરને કીનારે આવી ઉભો. શું શિકારીને આ વખતેજ શિકારનો શોખ થઇ આવ્યો !

* * * * * *

આજે કેશરી સવારનો કંઇક ચિન્તામાં પડયો જણાય છે. નાનાં બાળકો કકળતાં હતાં. તેમની દયા લાવીને તેની પત્નિએ વાસી રોટલાના ટુકડા આપી જેમ તેમ છાનાં રાખ્યાં, ને તે ધણીધણીઆણીને તો અગીઆરશજ કરવી પડી હતી. પોતાનું તો ઠીક પણ આ નાનાં નાનાં–ગભરૂ–બાળકોને સાંજે શું ખવરાવવું ! નથી ઘરમાં અનાજનો દાણો–કે નથી એક પૈ ખાવા પીવા. શું કરવું. ઘણા તર્કવિતર્ક ને અંતે કેશરીએ પોતાનાં ધનુષ્ય બાણ હાથમાં લીધાં. બોંય ઉંચી ચડાવીને કચ્છો માર્યો ને વનમાં જવા નીકળ્યો. શિકાર કરી લાવી બાળ બચ્ચાં, ને પોતાનું પેટ ભરવા તેણે મનસુબો કર્યો ! અને જંગલમાં નીકળી પડયો, શિકારની શોધમાં તે જંગલમાં ઘણો રખડયો પણ શીકાર મળ્યો નહિ. છેવટ રખડતાં રખડતાં દૂરથી તે હંસ યુગલને જોઈ તેમનો શિકાર કરવાની લાલચને ચોભાવી શક્યો નહિ.

હવે તેણે બાણ ચઢાવ્યું જે બરાબર હંસયુગલને અનુલક્ષીને તે ફેંક્યું ને તુર્તજ કીનારાના બાજર પાણીમાં તે હંસલો–ડોક નાખી બોંય ઢુટી પડયો–ગત પ્રાણ થયો. આંસુ સારતી–તરફડતી હંસીને મુકીને દિવ્ય લોકમાં ચાલ્યો ગયો.

પોતાના સફળ શ્રમને સાર્થક માનના શિકારીએ હવે જરા મોં મલકાવ્યું.

પણ એટલામાં તો, હંસી તે શિકારીના પગ પાસે બીલકુલ ધાસ્તી વિના ધસી આવીને જાણે કંઈ અરજ કરતી હોય તેમ ઉંચુ મોં કરી આંસુ ખેરવવા લાગી. તેનું દયામણું મોં ને આંસુ ભરી આંખો શિકારીને જાણે એમ ન સુચવતી હોય કે-" મારા સ્વામીને મારી નાંખ્યો ને મને શામાટે જીવતી રાખી ? માટે મને પણ મારી નાંખ ! " બીચારી વાચા વિનાની હંસી હવે તારૂં કોણ સાથી ! હવે કોણ તારી સાથે ઉંચી ડોક રાખી ફરશે ? આજ તારી જોડ તુટી ગઈ ! તું આજ નિરાધાર થઇ ગઇ ! આ હૃદય દ્રાવક દ્રશ્ય જોઈ શિકારીના મનમાં દયાનો સંચાર થયો-અરે શિકારી તો શું ! પણ પથ્થરની છાતીવાળા માનવીને પણ દયા ઉપજાવે-અરે હૃદય પીગળાવે તેવું એ કરૂણાજનક દ્રશ્ય ! હતું.

મ્હેં ભુલ કરી-પાપી પેટને ખાતર એક કુદરતના બાલકનો-જીવતા પ્રાણીનો-નાશ કર્યો ! તેને મારી નાંખ્યું ! અરેરે ! આપણને એક કાંટો વાગતાં કેવું દરદ થાય છે ! તો આવું તિક્ષણ બાણ-તે બીચારા કોમળ હંસને વાગતાં તેને કેવી પીડા થઈ હશે ! ને આ વિચારે તેને એક કંપારી છુટી-અરેરે ! બીચારા નિરપરાધિને મ્હેં મારી નાખ્યું ! મારા બાળકો માટે-વાચા વિનાનું-સુન્દર પક્ષી-આ હંસીના આધારને મ્હેં છુટવી લીધું ! હાય ! મ્હેં ખોટું કર્યુ-મ્હેં પાપ કર્યું ! અરેરે ! ભુલ થઈ !

દયામણા મ્હોંવાળી હંસીની નીડરતા સ્થિતિએ શિકારીના હૃદયમાં દયા ઉત્પન્ન કરી હતી, ને હવે તે પસ્તાતો હતો. તેની ભુખ ઉડી ગઇ, ને તેને બદલે દુઃખ આવી બેઠું.

પણ એટલામાં ફરીને હંસીએ ઉંચુ જોઈ ફરીયાદ કરી. જે પોતાના સ્વામીના ખૂનને માટે ઈન્સાફ માગવા લાગી. પોતાના પ્રેમપાત્ર-પ્રાણાધારનો વિના વાંકે નાશ કરવા માટે-પોતાને ગયલી-કદી ન પુરાય તેવી ખોટને માટે-ગુનેહગારની પાસેજ તે ન્યાય માગવા લાગી, ને તે બિચારી વાચા વિનાની હંસી-નિરાશ-દુઃખી-મૃતપ્રાય હંસી ઉંચુ ડોકું રાખી શિકારી સામે જોઇ રહી.

હવે શિકારીથી રહેવાયું નહિ. પોતાના પ્રેમી પ્રીયતમ માટે તલપતી, વ્યાકુળ થતી, આંસુ વરસાવતી હંસીની દયામણી મુદ્રાએ તેને વ્યાકુળ બનાવી મેલ્યો ને પોતે કરેલું પાપ તેને ફોલી ખાવા લાગ્યું, ને જો બનતું હોય તો હંસને આ દુનીયામાં પાછો લાવી આપીને હંસીને સુખી કરવાના વિચારો કરવા લાગ્યો. પણ વ્યર્થ-તે હંસ ! હંસીનો પ્રીયતમ ! હવે પાછો કેમ આવે ! તે તો ગયો તે ગયોજ !

હવે હંસીથી પણ ધિરજ ધરાઈ નહિ. તે વધુ ને વધુ નિડર બનતી ગઈ. મનુષ્ય જાતિથી ડરી ભાગી જનાર આ પક્ષી-શિકારી જેવા ઘાતકી-પોતાના પતિનાજ ખૂની પાસે નીડરતાથી ઉભી રહી અને જરા વધુ નજીક આવી, પાસે પડેલા એક પથ્થરપર પોતાનું માથું પટકી મરી ગઇ-પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.

પૂર્ણ પશ્ચાતાપ વચ્ચે આંસુ વરસાવતા શિકારીએ જોયું કે તે દિવ્ય પ્રેમવાળી-પતિ વિયોગી-હંસી પોતાના સ્વામીના અક્ષય મિલન માટે ક્યારનીએ સ્વર્ગે સંચરી હતી.

અરેરે ! દિવ્ય પ્રેમવાળી-દેવી ! તને કોણ પક્ષી કહેશે ! આવો ઉત્કટ પતિ પ્રેમ ! માનવ ! જાતિનાથી પણ વધારે ઉંચા દરજ્જાનો પતિ પ્રેમ તને ધન્ય છે !

પતિ પાછળ સતિ થયેલી આ હંસી જોઈ શિકારીના પગ ભાંગી ગયા, તે મોટેથી રડી પડયો. હંસ ને હંસીનાં બેઉ શબ તેણે એકઠાં કર્યા. અને ધ્રુજતા હાથે ને ધડકતી છાતીએ બેઉને અગ્નિ સંસ્કાર કર્યો અને પોતાનાં ધનુષ્ય બાણ દૂર ફેંકી દઇ બોલ્યોઃ—

"દિવ્ય પ્રેમવાળા પક્ષીઓ ! બસ દયાનો પાઠ આ અધમને તમે આજ શિખવાડયો છે ! ઉચ્ચ પ્રેમનું જ્વાજલ્યમાન દ્રષ્ટાંત તમે આજ મને અને આખી આલમને પુરૂં પાડયું છે. આજથી આ ધનુષ્ય બાણને ને આ પાપી ધંધાને છેલ્લા પ્રણામ છે. આ જીવનમાં હવે હું શિકાર કરીશ નહિ."

ખાલી હાથે શિકારી પોતાની ઝુંપડી તરફ પાછો વળ્યો, તો પોતાનાં બાળકો અને પત્ની ઘસઘસાટ ઉંઘતાં હતાં. તે રાત્રી તે બીલકુલ ઉંઘી શક્યો નહિ. માત્ર પાછલી રાત્રે જરા નીદ્રા આવતાંજ તેણે સ્વપ્નામાં પોતાને સુખી થયેલો જોયો. તે તુર્તજ ઉઠયો તો સૂર્ય ઉંચે આવ્યો હતો. પોતે સ્વચ્છ થઈ પ્રાર્થના કરવા બેઠો ને પશ્ચાતાપથી પોતાનું પાપ ધોવા લાગ્યો—

હા ! પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડુબકી દઈને, પૂણ્યશાળી બને છે !

કેશરીએ ઘણી રીતે પોતાની, પોતાના કર્મની, ને પોતાની કૃતીની નીન્દા કરી અને પોતાનું શું થશે તેની ચિન્તામાં તે પડયો. પોતાનાં બાળબચ્ચાં, પોતાનો ઉદર નિર્વાહનો વ્યવસાય, અને ગઇ કાલે બનેલો કરૂણાજનક બનાવ–હંસ અને હંસી એ બધું તેની દ્રષ્ટિ મર્યાદામાં તરવરી ઉઠયાં. કંઇક નિશ્ચયવાળો થઈ તે પુનઃ ધનુષ્ય બાણ વિના ખાલી હાથેજ નદિ કીનારે આવ્યો. હંસ અને હંસીની ચિતા ઉપરની રાખ થોડી ઓછી થયેલી પણ ગત કાળની સ્મૃતી આપતી હતી. પણ તેણે પોતાની અજાયબી વચ્ચે શું જોયું ? કોઈ મહા તેજવાળી, સંસારથી વીરક્ત, સાધુ વ્યક્તિ ધ્યાનસ્થ દશામાં તે ચિતા નજીકજ નેત્ર મીચી ઉભી છે. તે મહાત્માના વિશાળ કપાળ ઉપરથીજ તેઓ બુદ્ધિના સમુદ્ર સરખા–શાન્ત, અને પરોપકારી દયાળુ જણાઈ આવતા હતા. કેશરી તેમને પગે પડયો, ને મહાત્માએ ધ્યાનમુક્ત થઈ તેને "ધર્મલાભ" એવો આશીર્વાદ આપ્યો ત્યારેજ તેણે તેમના ચરણ યુગલ મુક્યા.

કેશરીએ પોતાનું કર્યું કરેલું સર્વ વૃત્તાંત તેમને નિવેદન કર્યું. ગુરૂએ પણ તેને જીજ્ઞાસુ-પાત્ર જોઇ દયા ધર્મનો ઉપદેશ કર્યો. દિવ્ય પ્રેમ બાળકો હંસ હંસીએ દયાનો સંચાર કરાવી હિંસાથી વીરમવા જેટલો ઉપદેશ તો આપ્યો હતોજ. હવે બુદ્ધિના નિધાન એવા ગુરૂ મહારાજે તેને સ્થૂળ અને સૂક્ષ્મ રીતે દયા ધર્મ તેને સમજાવી શ્રાવકનાં વ્રત તેને આપ્યાં, ને ગુરૂ બીજે સ્થળે ચાલ્યા ગયા.

"આ શું કેશરીજ ! ના ! ના ! કયાં શિકારી કેશરી અને કયાં આ સાધુતાવાળી સામ્ય મુદ્રાવાળો પરમ દયાળુ મહાત્મા ? વાચક ! સંકલ્પ વિકલ્પ ત્યાગી દે ! તે કેશરીજ છે. દયાના પ્રભાવથી તે અતુલ લક્ષ્મિનો ભોક્તા થયો છે. બારવ્રત ધારી શ્રાવક થવાથી તે કેવો શોભે છે. સાંભળો તે કંઇક બોલે છે:—

પુષ્પ પાંખડિ જ્યાં દુભાય,
ત્યાં જીનવરની નહિ આજ્ઞાય;
સર્વ જીવનું ઇચ્છિા સુખ;
શ્રી મહાવીરની શિક્ષા મુખ્ય !
દયા છે સ્વર્ગની દેવી !–દયા દેવ બનાવતી !
દયા નર્કથી ઉદ્ધારી ! મુક્તિ રાજ્ય અપાવતી !

ધન્ય છે. એ દિવ્ય પ્રેમવાળાં હંસ યુગલને, દયાળુ કેશરીને અને એવા બુદ્ધિનિધાન ગુરૂમહારાજને !

સ્ફુટર. રસબાલ.

# स्वीकार अने अवलोकन.

**जैन एसोसीएसन ऑफ इन्डीआ**નો રીપોર્ટ (સં. ૧૯૬૯) જ્યારે મુંબઇમાં કોઇ પણ સંસ્થા જૈનોનું હીત જાળવવાને હસ્તીમાં ન્હોતી તે સમયે મુંબઇજ નહિ પણ સમગ્ર હીંદના જૈનોના લાભાર્થે આ એસોસીએશને જુદી જુદી બાબતોમાં ઘણુંજ સારૂં કામ કર્યા બાદ કેટલાક વર્ષો નિદ્રા પ્રાપ્ત કરી હતી. પણ બે વર્ષથી કેટલાક ગૃહસ્થોના પ્રયત્ને ફરી જાગૃત થઇ છે-'પંચાયત ફંડ' ખાતે રૂ. ૨૫૦૦૦) જેવી સારી રકમ હયાત છે તેના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો આપવામાં આવી છે, તેમજ કૉનફરન્સના અંગે નીરાશ્રીત ખાતા મારફતે નીરાશ્રીતોને મદદ આપવામાં આવી છે. પાલીતાણા અને જુનાગઢના રાજ્ય કર્તા-કુમારોના વિલાયત ગમન પ્રસંગે, તથા ભાઇ મકનજી જે. મ્હેતા, બારીસ્ટરની પરીક્ષા પસાર કરી આવ્યા તે પ્રસંગે સન્માનાર્થે ભવ્ય મેળાવડા કરવામાં આવ્યા છે. મુંબઇ જતાં મોટા રેલ્વે પુલો ઉપર મુનિ મહારાજાઓને ચાલવું પડે છે જે માટે પ્રથમથી પરવાના મેળવવા પડે છે તેમાં જોઇતી સગવડતા માટે પત્ર વ્યવહાર ચલાવી લગભગ ૭૦ સાધુઓને પુલો ઉપરથી જવા આવવાને છુટ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના એજંટ તરફથી મેળવવામાં આવી છે. રીપોર્ટવાળા વર્ષમાં મુખ્ય કામો આટલાં છે.

વિદ્યાભ્યાસ ખાતે રૂ. ૫૦૦) અને નીરાશ્રીતને મદદ ખાતે રૂ. ૮૦૦) ખરચાયા છે તથા ઑફીસ ખર્ચ માટે રૂ. ૮૦૦) ખરચાયા છે જ્યારે પુસ્તકોદ્ધાર અને જીર્ણોદ્ધાર ખાતે કંઇ પણ કામ થયું નથી. નવીન વર્ષમાં થવાની ઉમેદ બતાવવામાં આવી છે, પણ કંઇ યોજના હજુ બહાર પડી જોવાઇ નથી. તો પણ 'જાગેસો પાવે' અને 'ઉંઘેસો ખુવે' એ ન્યાયે એસોસીએશન જાગૃત થઇ તો એટલું પણ કાર્ય થયું છે. સભાસદોની સંખ્યા ૩૦) જેટલી છે, જે એસોસીએશનના વિશાળ હેતુઓ અને તેવાં નહવા લવાજમ તરફ જોતાં ઘણીજ નજીવી છે. રીપોર્ટમાં ઇચ્છવા મુજબ ૩૦૦ તો શું પણ ૩૦૦૦ ની સંખ્યા થવી એ મુંબઇ અને દેશ પરદેશના જૈનો જોતાં અશક્ય નથી. 'અશક્યમાં અશક્ય વસ્તુ પ્રેમથી શક્ય બને છે' એ નિયમે માત્ર પ્રેમની પ્રથમ જરૂર છે. પ્રેમની ખામીએ કામ થતું નથી, પ્રેમથી અનંત ગણું થાય છે. અઢી અક્ષરનો શબ્દ 'પ્રેમ' જ્યાં જોડાયો ત્યાં બેડો પાર અને છુટયો એટલે ચણેલી મહેનત બરબાદ. આ રીતે જૈનો માટે તો અત્યારે સર્વ ઠેકાણે પોતાનું જોર જમાવી બેઠી છે. કૉનફરન્સ દેવીને પણ પ્રેમ વિના સ્થિર થવું પડ્યું છે. પ્રેમથી મૈત્રી નભી રહે છે ને તેના વિના અસંતોષ વધતાં લડાઇ-ટંટા ઇત્યાદિ થાય છે. ગમે તે હો પણ પ્રેમપૂર્વક આ એસોસીએશનને નૅશનલ કૉંગ્રેસની મુંબઇ ઇલાકાની "બામ્બે પ્રેસીડન્સી એસોસીએશન" જેવી બનાવવા યાને કૉનફરન્સની ઑફીસ તેનેજ બનાવવાની જરૂર છે. શક્તિનો વ્યય જુદા જુદા નામે જુદી રીતે થતાં ગમે તેવો પણ બાહોશ માણસ પણ કંટાળી જાય તેમાં પણ હાલના સમયમાં પરમાર્થ વૃત્તિએ-પ્રેમપૂર્વક કામ કરનારાની તો ઘણીજ અછત જોવાય છે. જો કૉન્ફરન્સ મેળવવામાં આવે અને કૉન્ફરન્સનું ચાલુ કામ કરનાર એસોસીએશનને મુકરર કરવામાં આવે તથા તેના ઑફીસ ખર્ચ માટે લવાજમના જે વર્ગો છે તેમાં દરેક ગામના ગૃહસ્થોને જોડવામાં આવે તો ઑફીસ ખર્ચ માટે જુદા ફંડની આવશ્યકતા રહે નહિ અને ચાર આના

ફંડ જેવું ઓછી મહેનતે સારી આવક કરી શકે તેવી યોજનાવાળું કોઇ પણ ફંડ હોય તો કૉન્ફરન્સે કરવાનાં કેળવણી ઇત્યાદિ કામો ઘણી સહેલાઇથી પાર પડી શકે.

બોન્ડ અને નોટો જે ગૃહસ્થોના નામ ઉપર છે તેમાં ખાલી પડેલ નામો વગર ઢીલે ઉમેરવાની આવશ્યકતા છે તેમજ વ્યાજ વખતસર મેળવવામાં આવ્યું જણાતું નથી તે માટે કમીટીએ સાવચેતી રાખવાની જરૂર છે. એસોસીએશનના અંગે 'મુંબઈ સમાચાર' નો અગ્ર લેખ જે એજ રીપોર્ટમાં પ્રકટ પણ થયો છે તે તરફ સમગ્ર જૈન સમાજનું ધ્યાન ખેંચવું વ્યાજબી જણાય છે.

* * * *

**શ્રી મુંબાઈ માંગરોળ જૈનસભા:**—રીપોર્ટ (સં. ૧૯૬૯) મુંબાઇના જૈન માટે કેળવણી સંબંધી જાગૃતી આણનાર અને તેને લગતાં કામો બજાવનાર આ સભાનો ૨૨ મો રીપોર્ટ જોતાં તેના ઉત્તમ બંધારણને લઈ ધીમે ધીમે તે આગળજ વધતી જાય છે એમ જણાય છે. નજીવું ફંડ છતાં સખી ગૃહસ્થોના પ્રેમે સભાસદોની સંખ્યા ઠીક હોવાથી લવાજમની આવક તથા બીજી મદદ સારી હોવાથી તેને ઉપાડેલાં કાર્યો નભી રહ્યાં છે. જો કે કમીટીની ઉમેદ પ્રમાણે કરવાનાં કામો માટે વધારે ફંડની અને સભાસદોમાં વધારો થવાની જરૂર છે. નામમાં વિશાળતા થયા બાદ માંગરોળવાસી બંધુઓના પ્રમાણમાં અન્ય ગામોના રહીશોનું પ્રમાણ મોટું છે ખરૂં પણ પેટ્રન અને લાઇફ વર્ગ જેવા ઉપલા વર્ગમાં માંગરોળના વતનીઓનાંજ નામો જોવાય છે જે માટે અન્ય શ્રીમંત વર્ગે પોતાની ઉદારતા બતાવવાની આવશ્યકતા છે.

સભા—સ્ત્રી અને કન્યા શિક્ષણશાળા ચલાવે છે. મુંબઈ જૈન મહિલા સમાજનો પણ વહીવટ ચલાવે છે અને ભાષણ શ્રેણીવડે જૈનોનો ઉત્સાહ વધારવાનું ઉત્તમ કાર્ય બજાવે છે. વાર્ષિક ખર્ચ લગભગ રૂ. ૩૦૦૦) ઉપર થાય છે. જે ફંડ વધારવાનો લોભ ન રાખતાં વિના સંકોચે ઉદાર દીલના સભાસદો ઉપર આધાર રાખી ખરચાય છે. રીપોર્ટમાં જણાવ્યું છે કે લવાજમ, ખાસ મદદ, સરકારી ગ્રાન્ટ એ બધી આવક ખરચાતાં વટાવ ખાતામાંથી રૂ. ૫૫૦)·આ વર્ષે લેવા પડ્યા છે અર્થાત્ ૨૦૬૩–૮–૦ વટાવ ખાતે શીલક હતા તે ઘટી ૧૫૦૮–૧૫–૧૧ રહ્યા છે. ખર્ચનું નસીબ મોટું છે. આ વર્ષે સખી ગૃહસ્થોની મદદે ખોટ પુરી પડશે એમ ઇચ્છીશું.

ત્રણ પેટ્રન સભાસદોની ઑઇલ પેન્ટ છબીઓ ગત વર્ષમાં સભાએ ખુલ્લી મુકી છે તેવી રીતે અન્ય લાયક ગૃહસ્થોની કદર કરવાનું કાર્ય સભા પ્રસંગ આવે ચુકથી નથી એમ રીપોર્ટ ઉપરથી જણાય છે.

સભાની આગળ વધતી ઇચ્છાઓ અને મુંબઇના જૈનો માટેની જરૂરીઆતો વિષે રીપોર્ટના પૃષ્ઠ ૧૪–૧૫ મે અસરકારક વિવેચન કરવામાં આવ્યું છે અને સભાની નજદીક આવતી ૨૫) મા વર્ષની જ્યુબીલી વખતે એક ખાસ મકાનની ખોટ પુરી પાડવાની વીનંતી કરવામાં આવી છે અને તે ઘટીત જણાય છે.

* * * * *

**સ્ત્રીઓ અને કન્યા શિક્ષણશાળા**—(મુંબઈ) નો રીપોર્ટ આ વર્ષે ખાસ જુદો (સને ૧૯૧૩–૧૪ નો) પ્રકટ કરવામાં આવ્યો છે. આ કાર્યની ફતેહ માટે મી. ઉ. દો. બરોડીયા જેઓ ઓ૦ સુપ્રીન્ટેન્ડન્ટ છે તેઓની સભા આભારી જણાય છે. ધીમે ધીમે તેને સરકારી ગ્રાન્ટ મેળવતી કરી છે. મ્યુનિસિપલ સુપ્રીન્ટેન્ડન્ટ મી. અંજારીઆ M. A. એ

પરીક્ષા લેઇ ઘણો સારો અભીપ્રાય આપ્યો છે તેમ ઉત્તમ રીતે સૂચનાઓ પણ કરી છે. એજ્યુકેશન બોર્ડ તરફની પરીક્ષામાં શાળાની બાળાઓ તથા બાઇઓએ ભાગ લેઇ ઇનામો મેળવ્યાં છે. શાળામાં ધાર્મીક, વ્યવહારીક, અને શિવણ ભરતનું શિક્ષણ અપાય છે. ચાલુ વર્ષથી પાંચમું ધોરણ વધ્યું છે અને તેમાં અંગ્રેજી શિક્ષણ પણ અપાય છે. સંગીતની પણ ગોઠવણ છે. જોઇન્ટ સ્કુલ કમીટીના અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ અપાય છે જ્યારે ધાર્મીક માટે ખાસ અભ્યાસક્રમ ગોઠવી કાઢવામાં આવ્યો છે જે રીપોર્ટમાં પણ આપવામાં આવ્યો છે. ઘર કામ પણ શાળાના અભ્યાસ સાથે શીખે તે માટેની યોજના દાખલ કરવામાં આવી છે અને તે માટે મી. બરોડીયા જણાવે છે કે, આવું શિક્ષણ અઠવાડીયામાં બે વખત અપાય છે. ખાસ બુક છપાવવામાં આવી છે તેમાં તેઓ ઘેર રસોઈ વગેરે જે કામ કરે તે માટે માબાપ તરફથી અભીપ્રાય લખી મંગાવવામાં આવે છે અને તેમાં માર્ક્સ આપવામાં આવે છે. આથી વિદ્યાર્થીઓ સ્પર્ધામાં ઘરકામ સારૂં કરતાં શીખશે. શ્રીમાસિક ઇનામો, સ્કૅાલરશીપો, ઉત્તેજનાર્થે ડા. ધો. ફંડના વ્યાજમાંથી અપાય છે. વાર્ષિક ઇનામની સગવડ માટે ફરીયાદ કરવામાં આવી છે પણ શ્રીમંતો પાસેથી તથા ધાર્મીક ખાતાંઓના પડેલા પૈસામાંથી શેરરૂપે જ્યાં સુધી એક બિલ્ડીંગ ન બંધાવાય ત્યાં સુધી તે બૂમ ચાલુ રહેવાની ઇચ્છીશું કે સભાના આગેવાન સભાસદો એ માટે પ્રયાસ કરતા રહેશે. ઇનામના મેળાવડા પ્રસંગે બેન જમનાબેન સક્કઇએ પ્રમુખપદેથી કરેલું વિવેચન બહુ મનનીય છે. ઇચ્છીશું કે શિક્ષણથી તેમના જેવી અનેક બહેનો ઉત્તમ ગૃહણીઓ તરીકે બહાર આવે.

ખરૂં છે કે, " અજ્ઞાનતા મહા ભયંકર છે, અતિ ભયંકર છે; સર્વ રોગનું, સર્વ આપત્તિનું, સર્વ દુઃખનું એજ મૂળ છે. " માટે અજ્ઞાનતા દુર કરો—તે માટેના યોગ્ય ઉપાયોને યથાશક્તિ સહાય આપો.

---

જે પોતાનો સ્વાર્થ છોડીને પરોપકાર કરે છે તે સત્પુરૂપ કહેવાય છે, જે સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે પરોપકાર કરે છે તે મધ્યમ પુરૂપ કહેવાય છે. જે સ્વાર્થને માટે બીજાના કલ્યાણનો નાશ કરે છે તે મનુષ્યોમાં રાક્ષસ સમાન કહેવાય છે. અર્થાત્ અધમ છે, અને જે વૃથા બીજાના કલ્યાણનો નાશ કરે છે તે કોણ? એ અમ જાણતા નથી, અર્થાત્ તે તો અતિશય નિંદ્યજ છે. **( નીતિશતક ).**

**'જીવાનાં રક્ષણ' શ્રેષ્ટ '** એ ઠેકાણે આઠ પુષ્પ કહ્યાં છે, તેમાં પ્રથમ પુષ્પમાં હિંસા ન કરવી, દ્વિતિય પુષ્પમાં ઇન્દ્રિય નિગ્રહ, તૃતિય પુષ્પમાં સર્વ જીવપર દયા કરવી, એ મુજબ અનુક્રમે આઠ પુષ્પ બનાવ્યાં છે, કે જેના પાળવાથી દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. **( માર્કંડ પૂરાણ. )**

જે મનુષ્ય પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ઢેફાં સમાન, અને સર્વ પ્રાણીને પોતા સમાન જુએ છે, તેજ ખરેખરૂં જુએ છે. **( ચાણાક્ય નીતિ. )**

નિરંતર ક્રોધથી દૂર રહીને તપની રક્ષા કરવી, ઇર્ષ્યાથી દૂર રહીને લક્ષ્મીની રક્ષા કરવી, માન અપમાનથી દૂર રહી વિદ્યાની રક્ષા કરવી, અને પ્રમાદથી દૂર રહીને આત્માની રક્ષા કરવી. **( શાન્તિપર્વ. )**

જે પરસ્ત્રીને વિરક્તતાવાળો છે, પારકી વસ્તુની જેને સ્પૃહા નથી, પાખંડ તથા દ્વેષથી જે રહિત છે, તેણે ત્રણ લોકને જીત્યા છે. વળી જેને સત્ય એજ વ્રત છે, ગરીબો ઉપર સદા દયા છે, અને કામ તથા ક્રોધ વશ થયેલા છે. તેણે પણ ત્રણે લોકને જીત્યા છે એમ સમજવું. **( મહાનિર્વાણ. )**

# एक आर्य महिलानी जीवन कथा.

(केशरी, શારદોધાન-અમદાવાદ.)

## પ્રથમ ખંડ.

(લેખક-મી. હરિ. અમદાવાદ.)

" स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति ॥ "

(પોતાની સ્ત્રીનું સારી રીતે રક્ષણ કરવાથી પોતાના સંતાનની, ચરિત્રની, કુળની, પોતાની અને પોતાના ધર્મની રક્ષા થાય છે.)

આકાશ અંધકારમય થઈ ગયું છે. રાત્રીનો વખત છે. નભમંડળમાં તારાઓ કે ચંદ્રમાનો બીલકુલ ભાસ જણાતો નથી. ભાદરવા માસના શુક્લપક્ષની પંચમી છે. અત્યારે રાત્રીના આઠ સાડાઆઠનો સુમાર થયો છે. અંધારમય આકાશમાંથી મેઘરાજા પોતાની પ્રીય ભૂમિકાને આછા આછા વરસાદના છાંટાથી સંતુષ્ટ કરે છે. પવનની લહેરો શીતળ અને મધુરી વાય છે. સર્વત્ર જનસમુહ પોતપોતાના ગૃહ તરફ વળે છે, અને કેટલાંક તો બીછાનામાં પડવાની તૈયારીમાં છે; કેટલાક પોતાની પાસે સગડી લઇ તાપવા લાગ્યા છે, અને ગામગપાટા હાંકે છે. આ સમયે મજનગરના એક નાના પણ સારી રીતે શણગારેલા મકાનમાં એક લાવણ્યમય સુંદરી અટારીના કઠેરાને અઢેલીને ઉપરનું વાક્ય બોલતી ઉભી છે.

આ સુંદરીનું વય સત્તર અઢાર વર્ષનું જણાતું હતું. તેણી શરીરે પાતળી અને ઉંચી લાગતી હતી. શરીરનો રંગ ઘઉં વર્ણો પણ રીસ્ટો જણાતો હતો. તોપણ તેનો ચહેરો સુંદર અને આકર્ષક હતો. આ સમયે તેણીએ મખમલનો છાપેલો સાળુ પહેર્યો હતો અને ગરમ ફલાલીનનો કમખો કસીને પહેર્યો હતો. આભૂષણમાં મંગળસૂચક ઘરેણાં સિવાય કાંઈ જણાતું નહોતું. તેણીનું નામ મનોરમા હતું. ઉપરનો શ્લોક જે વખતે મનોરમા બોલી તે વખતે ઘરમાં તે એકલી હોય તેમ લાગતું હતું. તેણીએ ધીમે ધીમે નીચા સાદે બીજા શ્લોક બોલવા માંડ્યા:—

" यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्त त्राफलाः क्रियाः ॥ "

(જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળમાં દેવતાઓ પ્રસન્ન રહે છે, અને જ્યાં તેઓનું સન્માન થતું નથી તે કુળમાં થતી બીજી સર્વ શુભ ક્રિયાઓ નિષ્ફળ થાય છે.)

આ શ્લોક બોલતાં બોલતાં તેણીની આંખમાં શ્રાવણ ભાદરવો ચાલવા લાગ્યો અને તેણીની અદેખાઈ કરવામાં મશગુલ હોય તેમ મેઘરાજા પણ વધારે જોસથી પડવા લાગ્યા. તેનાથી વધારે બોલાયું નહિ અને એક ઉંડો નિશ્વાસ નાંખી તે અગાસીમાં નીચે બેસી અને ગણગણવા લાગી:—

"હે દુર્દૈવ! મેં હારૂં શું બગાડ્યું છે? અને શા માટે આ પ્રમાણે વીતાડે છે? અરેરે! મેં પુર્વજન્મમાં શાં પાપ કર્યાં હશે? કોનાં બાળકો ધાવતાં વછોડ્યાં હશે? કોને વીયોગ

"આજે અહિઆં કેમ આવી છું? તને ખબર નથી કે જ્યાં હું હોઉં ત્યાં તારે આવવાની મના છે. માટે અહીંથી જા અને તારૂં કામ કર."

મનોરમા—વ્હાલા! મને આમ શા માટે તરછોડો છો? મેં આપનું શું બગાડયું છે? તમે કહો તેમ વર્તવા હું બંધાઉં છું. મને ક્ષમા કરો. હું આપની માફી માગું છે.

વસંતલાલ—No, no, I do not want you. Go and do as you like; and I warn you hence forth not to meddle with my affairs.

મનોરમા—My dear, do not be angry with me. Show me my faults and I am willing to suffer the punishments you desire to inflict upon me. Now you are a worthy pleader and have a great influence every-where; if I am to defend myself against you, I am sure I shall be defeated.

વસંતલાલ—As........for you faults I am not willing to show them to you at present, you will know them by and by, but do not show me your face until I desire it.

મનોરમા—હાય! નશીબ! બસ ત્યારે મને તમે ધિક્કારશોજ! ફરી મારો દિવસ સુધરવાનો નહિજ! વ્હાલા! આમ છેક નિર્દય ના થાવ. મને ક્ષમા આપો! હું તમારા શરણ છું. હું તમારી ગાય છું. મને મારો યા ઉગારો. હવે હું અહીંયાથી આપની રજા સિવાય જઇશ નહિ. આપને મારો સ્વીકાર ન કરવો હોય તો મને અહીંયાજ મારી નાંખો. અને પછી જાવ.

વસંતલાલ—હાં હાં. આ શું બોલે છે? હમણાં જા પછી થઇ પડશે. નહિ તો......

શોભના આ વખતે બારણા પાછળ ઉભી ઉભી સાંભળતી હતી તે આવી બોલવા લાગી:-

"**નહિ તો હમણાં મારી નાખું છું**" આ તે શું કહેવાય! પરણ્યા તો બધાએ છે. તમારા ભાઈ શું મને પરણી નથી લાવ્યા? હવે મને કેમ તરછોડતા નથી? ના, બા, ના! આ વસંતભાઈ, તેમાં વળી વકીલ સાહેબ થયા એટલે બાઇડીને તે બોલાવાય? બોલાવીએ તો આબરૂ જતી રહે! હાય ભાઇ હાય! આજે આવોજ વખત છે. બેન મનોરમા! તુંજ આવી છે. શું કરવા આવી ઓશીયાળી કરે છે? કુવો હવાડો મળે છે કે નહિ? નહિ તો કરને કોર્ટમાં ફરિયાદ, જખમારીને વસંતભાઇ નમીને આવશે અને આબરૂએ એમની જશે. આવી નમાલી શું રહી છે? આ તો જુવો! ભાઇને સમજાવીયે તો ભાઈ છાપરે ચઢે છે. 'મીયા પડે પણ તંગડી તો ઉંચી રહે ને.'

એવામાં શોભનાનો પતિ સુંદરલાલ બહારથી આવ્યો. ઘરમાં પોતાની સ્ત્રીને બોલતી, વસંતલાલને તેના સામું જોઇને બેઠેલો અને મનોરમાને ડસુકા ભરતી જોઈ, તે બધો તાલ સમજી ગયો અને આ વખતે સારી અસર થશે એમ જાણી બોલ્યો:—

"ભાઈ વસંતલાલ! આ શું કહેવાય? બિચારાં મનોરમા આંખમાંથી આંસુ ટપકાવે છે. તમારાં બાંભી તેમની વકીલાત કરે છે, અને તમે જડજ છો. વકીલાતમાં કાંઇ ખામી દેખાય છે નહિ તો તમને અસર થયા સિવાય રહે નહિ. હવે આ બાબતનો શો નિર્ણય કર્યો? હવે હદ આવી ગઈ માટે માનો અને આ અમારાં દુઃખી મનોરમા બેનને સુખી કરો."

વસંતલાલ જાણે ઉંડા વીચારમાંથી જાગ્યો હોય તેમ આમ તેમ જોવા લાગ્યો અને થોડીવાર પછી સુંદરલાલ તરફ ફરી બોલ્યો:-મારૂં મન તો ઘણું દુભાય છે પણ શું કરૂં કે

માતાજીની મને બહુ બીક લાગે છે. પણ...હું તમને વચન આપું છું કે તમારાં બાલીને હું બોલાવીશ, પણ હાલ નહિ, હવે થશું."

આ સાંભળી મનોરમા અને શોભના ઉઠી ચાલતાં થયાં અને સુંદરલાલ તથા વસંતલાલ એકલાં રહ્યાં. તે પણ પોતાની ગોષ્ઠી પુરી થએ વિખુટાં પડ્યાં.

## દ્વીતીય ખંડ.

આજે વસંતલાલને વચન આપે એકાદ વરસ વહી ગયું છે. વસંતલાલ તેના ધંધામાં પડયો અને વાત વિસારે પડી. સુંદરલાલ 'લાગ આવ્યા સિવાય બોલીશ નહિ" એમ કહેવા લાગ્યો. શોભના અને મનોરમા એક બીજાને મળતાં પણ આ બાબતમાં તો કંઈ કરી શકયાં નહિ, પણ શોભના મનોરમાને આશ્વાસન દેતી હતી. મનોરમા દિવસે દિવસે સુકાવા લાગી. તેણીનું શરીર હાડપીંજરજ રહ્યું. માંસ કે લોહીનું એક બીન્દુ પણ જણાતું નહોતું. તેમાં વળી ઉપવાસ, આદિ વ્રત કરવા લાગી. શોભનાને લાગ્યું કે મનોરમા હવે આ સૃષ્ટિમાં થોડા દિવસની મહેમાન છે. માટે જેમ બને તેમ જલદી તેણીનું નકી કરવું જોઇએ. પણ તેણીનાથી કંઇ બની શકયું નહિ.

એક દિવસ મનોરમા પોતાના મકાનના જરૂખામાં ઉભી ઉભી ઉંડા વિચારમાં હોય તેમ જણાતું હતું. પડોશીનો એક છોકરો અભ્યાસ કરતો હતો અને ઉતાવળે વાંચતો હતો. અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી વિગેરે અભ્યાસ કરતાં કરતાં ગુજરાતી એક કાવ્ય મોટેથી લલકારવા લાગ્યો. જેમ જેમ તેના સ્વર મનોરમાને કાને પડયા તેમ તેમ તેણીની આંખોમાંથી અશ્રુ વધારે ને વધારે જોસથી વહેવા લાગ્યાં અને તે ગાન સાંભળવામાં એટલી તો એ તલ્લીન થઇ ગઇ હતી કે પોતાની પાછળ હાથમાં સાણુ ને પોલકાં લઇને કોણ ઉભું છે તેનું તેણીને બીલકુલ ભાન નહતું.

વાંચનાર ! ચાલો આપણે પણ તે ગાન શ્રવણ કરીએ. (તેના લેખક સ્વર્ગસ્થ ગોવર્ધનલાલ માધવલાલ ત્રીપાઠી છે.)

### (હરિગીત.)

"મુજ વૃત્તમાં નથી કો નવાઇ, શીવાય પણ હું શું કહું ?
પુછયું તથાપિ તમેજ તો હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાંકનું સુણશો પુછયે આદેશમાં,
પરદેશી સજ્જન હીંદુઓ ગાળેજ જીવન કલેશમાં ?
નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વછંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.

* * * * * *

સંસાર માંહિ પ્રયાણ કાજજ માન્ય ચેતન સર્વ છે;
બે એકથીજ ભલાં પ્રવાસે વળી કહ્યું એવું બે.
એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐક્ય વણ નહિં મિત્રતા,
નહિં ગ્રહે ઉર પારો વિગુણ ચિત્ત સ્થળી પર સ્થિરતા.
રસ ઐક્ય વિણ મન ઐક્ય નહિ એ સૂત્ર શીખવ્યું તે હિતે,
મન ઐક્ય વિણ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી, કો રીતે ?

* * * *

વિગેરે કડીયો જેમ જેમ ગવાતી ગઇ તેમ તેમ સુંદરીનું હૃદય વધારે ને વધારે ભરાઇ ગયું. તેણીની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. તેણી મનમાંજ બોલીઃ-" હાય! હિન્દુતણા લલાટ, લખ્યા ન લેખો જાણતી.' અરેરે! હે વિશ્વેશ્વર! હે જગન્નિયંતા પ્રભુ! મ્હારી અનાથથી વહારે ધાવ અને મને આ ખારા ઝેર જેવા સમુદ્રરૂપી સંસારમાંથી બચાવો! હે પ્રભુ! મેં પૂર્વે એવાં શાં પાપ કર્યાં હતાં જેથી મને તેનો બદલો આ ભવમાં મળે છે? હે કરૂણાસાગર દેવ! મ્હારૂં રક્ષણ કરો. હું અનાથ રંક છું. મ્હારૂં આ જગતમાં આપના સિવાય કોઇ અન્ય સંબંધી નથી. હાય! હાય! હે વિભુ! મ્હારૂં શું થશે?... હવે તો જે થવાનું હશે તે થશે પણ ચાલ જીવ બે ઘડી વિશ્રાંતિ લઉં."

ઉપરના શબ્દો બોલી જેવી તે પાછી ફરે છે કે તરતજ તેણીની નજર શોભના ઉપર પડી. તેણીને જોતાંજ તે શરમાઈ ગઈ. તેણીનો ચ્હેરો ઓશીયાળા જેવો થઇ ગયો, અને વધારે વખત તેણીના સામું નહિ જોવાવાથી તેણીના ખભા ઉપર તેનું મસ્તક નાંખી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. શોભનાએ તેને થોડી વખત તેવીજ સ્થિતિમાં રહેવા દઇ પછી તેણીનું મન શાંત કર્યું.

આવી રાત્રીઓ અને આવા દિવસો દિનપરદિન ચાલ્યા જવા લાગ્યા પણ મનોરમાનું કાંઇ પણ હીત સચવાયું નહિ. પાષાણ હૃદયી વસંતલાલ કાંઈ કરી શક્યો નહિ. આખરે એમ બન્યું કે સુંદરલાલના ઘણા સમજાવ્યાથી વસંતલાલે તેણીને દર માસે દશ રૂપિયા આપવાનો ઠરાવ્યા પણ તેણીનો બીજી કોઈ પ્રકારનો સંબંધ રાખવાની ચોખ્ખી ના જણાવી.

* * * * * *

આજે વસંતલાલ કંઇ ખુશ મીજાજમાં હોય તેમ જણાય છે. પોતાની ખુરશી ઉપર તે બેઠો છે. ટેબલ ઉપર બ્રીફના થોકડા પડ્યા છે. નીચે ગાદી ઉપર ચાર ગુમાસ્તા ધમધોકાર કામ કરે છે. અસીલોનો આજે રાફડો ફાટ્યો હોય તેમ એક પછી એક આવે છે અને મનનું સમાધાન થયે જાય છે. આજ ઘણો વખત થયાં વસંતલાલને આવાજ તડાકા પડતા હતા. પ્રેકટીસ ઘણી વધી ગઈ હતી. રૂપિયાની છોળો ઉછળતી હતી. આવા પાંચ સાત વરસના અરસામાં તેણે રૂપીયા દશ લાખ એકઠા કર્યા હતા પણ આનો ઉપયોગ કરનાર ફરજંદ નહિ હોવાથી તેને કાંઈ ખેદ થતો હતો.

હવે સુંદરલાલને પણ સારી કમાણી થઇ હતી. તે પણ બે પૈસે સુખી હતો અને મનોરમાને પોતાથી બનતી મદદ તે કરતો હતો. જ્યારે વસંતલાલ પોતાની ઑફીસના કામથી પરવાર્યો ત્યારે તે સુંદરલાલને ઘેર ગયો અને અરસપરસ સુખી સમાચાર પૂછીને બેઠો કે તરતજ શોભનાએ વાત ઉપાડી.

"વસંતભાઇ, હવે કાંઇ મનોરમાનું ધારો. બીચારી આમને આમ મરી જશે. તમે આવા નિર્દય શું થયા છો? માજી પણ વૃદ્ધાવસ્થામાં દુઃખી થાય છે તો તેમને પણ સમજાવો. મનોરમા તમને ઘરમાં બહુ ઉપયોગી થશે."

વસંતલાલ—હા! પણ...શું કરૂં? મ્હારૂં કંઇ ચાલતું નથી. હશે આજે હું ઘેર જાઉં કે મારી સાથે સુંદરભાઇને મોકલજો. તે માજીને સમજાવશે અને આજેજ તેનો કંઇ ઠરાવ કરીશું. પછી છે કંઈ?

સુંદરલાલ—તમારી વાત તો સત્તરઆના પણ બોલ્યું પાળો ત્યારે, નહિ તો ધૂળ ઉપર લીંપણ!

શોભના—જાવ ત્યારે કરો કંકુના. આવો તમોને ચાંલ્લો કરી ચોખા ચોડું.

વસંતલાલ—ભાભી ! જવા દો એ મશ્કરી.

સુંદરલાલ ને વસંતલાલ બન્ને ઘેર ગયા અને માજીને સમજાવ્યાં અને કલાક માથાકુંટ કરી ત્યારે માજી કંઈ પીગળ્યાં અને બોલ્યાં.

"સુંદરભાઇ ! તમારી આટલી બધી ઇચ્છા છે તો બોલાવો તેને. પણ જોજો ! કંઇ કરે નહિ."

સુંદરલાલ—કાકી ! એ શું બોલ્યાં ? એવું તે તે કરે ?

* * * * * *

મનોરમા હાથમાં બાળક તેડીને બારીએ ઉભી છે ! આજે તેણીને વસંતલાલ સાથે સમાગમ થયે બે વરસ થવા આવ્યાં છે. તે અરસામાં તેણીને ચાર માસનું બાળક છે. પોતાના ગયા દીનો વિષે તેણી વિચાર કરે છે અને હાલ સ્થિતિ સરખાવતાંજ મનમાંજ હશે છે. બાળક તેણીને ગળીપચી કરી રહ્યો છે, અને મા નહિ બોલતાં રોવા માંડે છે. મનોરમા વિચારમાં એટલી બધી નિમગ્ન થયેલી છે કે બાળકને રોતી સાંભળતી નથી, તેમજ પોતાની પાછળ પોતાનો પ્રિયતમ ક્યારનો ઉભો છે અને બાળક તેણીની પાસેથી ખેંચી લે છે તેની જરાએ ખબર પડતી નથી. આખરે વસંતલાલ બોલ્યાઃ—

"પ્રિયા શા વિચારમાં છો ?"

મનોરમા ચમકી પાછળ જોયું તો બાળક પોતાની પાસેથી પ્રિયતમે ખેંચી લીધું છે અને રોતું છાનું રાખ્યું છે. બોલતાં તેણીનો કંઠ સુકાયો પણ મુશ્કેલીએ બોલી. "વ્હાલા ! મને ક્ષમા કરો. આપનું આગમન મેં જાણ્યું નથી. હું મ્હારા ગત દીવસો સંભારી વિચાર કરતી હતી કે આ દીવસો હજુ નભશે કે કેમ ?"

"એવું તને શું કારણ મળ્યું કે આટલું બધું તને વીચાર કરવાનું સુજી આવ્યું. હજુ તું મ્હારામાં વિશ્વાસ લાવતી નથી પણ ખરેખર માનજે કે હવે હું સદા ત્હારોજ છું."

"પ્રાણ સદા એવી પ્રીતિ નીભાવજો."

આવા ઘણાંએ પ્રસંગો બનતા સાસુજી વહુને જોઇ ગાંડાં ઘેલાં બની જતાં પણ વહુની આ પ્રમાણે વીચાર કરવાની ટેવથી કંટાળતા વસંતલાલ મનોરમામાં લટ્ટુ બની ગયો હતો. હવે વહુનાં માન વધ્યાં હતાં. શોભનાને આશીષ દેતી મનોરમા હમેશાં પોતાના કામકાજમાં પૂર્ણ ધ્યાન આપી ગૃહ સંસાર ચલાવતી હતી. આ વખતે સઘળે આનંદ આનંદ અને કલોલ ભાસતું હતું.

પણ આ સુખ મનોરમાને છાજ્યું નહિ. તેણીની બીજી પ્રસુતિ વેળા તેને ઘણું કષ્ટ વેઠવું પડયું અને તે ઉથલામાંથી તે ફરીને ઉઠીજ નહિ. દિવસે દિવસે તે ક્ષીણ થતી ચાલી. પોતાનામાં કોઈપણ જાતની શકતી રહી નહિ અને સદા માંદીજ રહેવા લાગી. શોભના તથા મનોરમાની સાસુજી તેણીની પાસે ને પાસે રહેતાં હતાં પણ અફસોસ ! તે વધારે સુખ ભોગવવા રહી નહિ.

એક દિવસે વસંતલાલ, સુંદરલાલ, શોભના અને સાસુજી રૂક્મણી મનોરમાની પથારી પાસે બેઠાં હતાં. સર્વે શોકમાં હતાં. વસંત ઘણોજ દીલગીર હતો. પાસે બાળક રમતો હતો. બાળકને જોઈ મનોરમાની આંખમાંથી આંસુ આવ્યાં. શોભનાને પાસે બોલાવી બાળકને સાચવવા વિનંતિ કરી. અને કહ્યું "બેન ! હું જાઉં છું, બાળક ત્હારો છે, તેને સાચવજે. મને કરેલા ઉપકારમાં એક ઉપકારનો વધારો કરજે." વસંતલાલના સાસુ જોયું. સૌ સમજી ગયાં. સૌ ઉઠયાં. વસંત એકલો રહ્યો. પ્રીયા પાસે ગયો. છાતી ઉપર હાથ મુકયો. મનોરમા

વિગેરે કડીયો જેમ જેમ ગવાતી ગઇ તેમ તેમ સુંદરીનું હૃદય વધારે ને વધારે ભરાઇ ગયું. તેણીની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. તેણી મનમાંજ બોલીઃ–" હાય ! હિન્દુતણા લલાટ, લખ્યા ન લેખો જાણતી.' અરેરે ! હે વિશ્વેશ્વર ! હે જગન્નિયંતા પ્રભુ ! મ્હારી અનાથથી વહારે ધાવ અને મને આ ખારા ઝેર જેવા સમુદ્રરૂપી સંસારમાંથી બચાવો ! હે પ્રભુ ! મેં પૂર્વે એવાં શાં પાપ કર્યાં હતાં જેથી મને તેનો બદલો આ ભવમાં મળે છે ? હે કરૂણાસાગર દેવ ! મ્હારૂં રક્ષણ કરો. હું અનાથ રંક છું. મ્હારૂં આ જગતમાં આપના સિવાય કોઇ અન્ય સંબંધી નથી. હાય ! હાય ! હે વિભુ ! મ્હારૂં શું થશે ?... હવે તો જે થવાનું હશે તે થશે પણ ચાલ જીવ બે ઘડી વિશ્રાંતિ લઉં."

ઉપરના શબ્દો બોલી જેવી તે પાછી ફરે છે કે તરતજ તેણીની નજર શોભના ઉપર પડી. તેણીને જોતાંજ તે શરમાઈ ગઈ. તેણીનો ચ્હેરો ઓશીયાળા જેવો થઇ ગયો, અને વધારે વખત તેણીના સામું નહિ જોવાવાથી તેણીના ખભા ઉપર તેનું મસ્તક નાંખી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. શોભનાએ તેને થોડી વખત તેવીજ સ્થિતિમાં રહેવા દઇ પછી તેણીનું મન શાંત કર્યું.

આવી રાત્રીઓ અને આવા દિવસો દિનપરદિન ચાલ્યા જવા લાગ્યા પણ મનોરમાનું કાંઇ પણ હીત સચવાયું નહિ. પાષાણ હૃદયી વસંતલાલ કાંઈ કરી શકયો નહિ. આખરે એમ બન્યું કે સુંદરલાલના ઘણા સમજાવ્યાથી વસંતલાલે તેણીને દર માસે દશ રૂપિયા આપવાના ઠરાવ્યા પણ તેણીનો બીજી કોઈ પ્રકારનો સંબંધ રાખવાની ચોખ્ખી ના જણાવી.

* * * * * *

આજે વસંતલાલ કંઇ ખુશ મીજાજમાં હોય તેમ જણાય છે. પોતાની ખુરશી ઉપર તે બેઠો છે. ટેબલ ઉપર બીલના ચોકડા પડ્યા છે. નીચે ગાદી ઉપર ચાર ગુમાસ્તા ધમધોકાર કામ કરે છે. અસીલોનો આજે રાફડો ફાટયો હોય તેમ એક પછી એક આવે છે અને મનનું સમાધાન થયે જાય છે. આજ ઘણો વખત થયાં વસંતલાલને આવાજ તડાકા પડતા હતા. પ્રેકટીસ ઘણી વધી ગઈ હતી. રૂપિયાની છોળો ઉછળતી હતી. આવા પાંચ સાત વરસના અરસામાં તેણે રૂપીયા દશ લાખ એકઠા કર્યા હતા પણ આનો ઉપયોગ કરનાર ફરજંદ નહિ હોવાથી તેને કાંઈ ખેદ થતો હતો.

હવે સુંદરલાલને પણ સારી કમાણી થઇ હતી. તે પણ બે પૈસે સુખી હતો અને મનોરમાને પોતાથી બનતી મદદ તે કરતો હતો. જ્યારે વસંતલાલ પોતાની ઑફીસના કામથી પરવાર્યો ત્યારે તે સુંદરલાલને ઘેર ગયો અને અરસપરસ સુખી સમાચાર પૂછીને બેઠો કે તરતજ શોભનાએ વાત ઉપાડી.

" વસંતભાઇ, હવે કાંઇ મનોરમાનું ધારો. બીચારી આમને આમ મરી જશે. તમે આવા નિર્દય શું થયા છો ? માજી પણ વૃદ્ધાવસ્થામાં દુઃખી થાય છે તો તેમને પણ સમજાવો. મનોરમા તમને ઘરમાં બહુ ઉપયોગી થશે."

વસંતલાલ—હા ! પણ...શું કરૂં ? મ્હારૂં કંઇ ચાલતું નથી. હશે આજે હું ઘેર જાઉં કે મારી સાથે સુંદરભાઇને મોકલજો. તે માજીને સમજાવશે અને આજેજ તેનો કંઇ ઠરાવ કરીશું. પછી છે કંઈ?

સુંદરલાલ—તમારી વાત તો સત્તરઆના પણ બોલ્યું પાળો ત્યારે, નહિ તો ધૂળ ઉપર લીંપણ !

શોભના—જાવ ત્યારે કરો કંકુના. આવો તમોને ચાંલ્લો કરી ચોખા ચોડું.

વસંતલાલ—ભાભી! જવા દો એ મશ્કરી.

સુંદરલાલ ને વસંતલાલ બન્ને ઘેર ગયા અને માજીને સમજાવ્યાં અને કલાક માથાકુટ કરી ત્યારે માજી કંઈ પીગળ્યાં અને બોલ્યાં.

"સુંદરભાઇ! તમારી આટલી બધી ઇચ્છા છે તો બોલાવો તેને. પણ જોજો! કંઇ કરે નહિ."

સુંદરલાલ—કાકી! એ શું બોલ્યાં? એવું તે તે કરે?

* * * * * *

મનોરમા હાથમાં બાળક તેડીને બારીએ ઉભી છે! આજે તેણીને વસંતલાલ સાથે સમાગમ થયે બે વરસ થવા આવ્યાં છે. તે અરસામાં તેણીને ચાર માસનું બાળક છે. પોતાના ગયા દીનો વિષે તેણી વિચાર કરે છે અને હાલ સ્થિતિ સરખાવતાંજ મનમાંજ હસે છે. બાળક તેણીને ગળીપચી કરી રહ્યો છે, અને મા નહિ બોલતાં રોવા માંડે છે. મનોરમા વિચારમાં એટલી બધી નિમગ્ન થયેલી છે કે બાળકને રોતી સાંભળતી નથી, તેમજ પોતાની પાછળ પોતાનો પ્રિયતમ ક્યારનો ઉભો છે અને બાળક તેણીની પાસેથી ખેંચી લે છે તેની જરાએ ખબર પડતી નથી. આખરે વસંતલાલ બોલ્યાઃ—

"પ્રિયા શા વિચારમાં છો?"

મનોરમા ચમકી પાછળ જોયું તો બાળક પોતાની પાસેથી પ્રિયતમે ખેંચી લીધું છે અને રોતું છાનું રાખ્યું છે. બોલતાં તેણીનો કંઠ સુકાયો પણ મુશ્કેલીએ બોલી. "વ્હાલા! મને ક્ષમા કરો. આપનું આગમન મેં જાણ્યું નથી. હું મ્હારા ગત દીવસો સંભારી વિચાર કરતી હતી કે આ દીવસો હજુ નભશે કે કેમ?"

"એવું તને શું કારણ મળ્યું કે આટલું બધું તને વીચાર કરવાનું સુજી આવ્યું. હજુ તું મ્હારામાં વિશ્વાસ લાવતી નથી પણ ખરેખર માનજે કે હવે હું સદા ત્હારોજ છું."

"પ્રાણ સદા એવી પ્રીતિ નીભાવજો."

આવા ઘણાંએ પ્રસંગો બનતા સાસુજી વહુને જોઇ ગાંડાં ઘેલાં બની જતાં પણ વહુની આ પ્રમાણે વીચાર કરવાની ટેવથી કંટાળતા વસંતલાલ મનોરમામાં લટુ બની ગયો હતો. હવે વહુનાં માન વધ્યાં હતાં. શોભનાને આશીષ દેતી મનોરમા હમેશાં પોતાના કામકાજમાં પૂર્ણ ધ્યાન આપી ગૃહ સંસાર ચલાવતી હતી. આ વખતે સઘળે આનંદ આનંદ અને કલ્લોલ ભાસતું હતું.

પણ આ સુખ મનોરમાને ઠાજ્યું નહિ. તેણીની બીજી પ્રસુતિ વેળા તેને ઘણું કષ્ટ વેઠવું પડ્યું અને તે ઉથલામાંથી તે ફરીને ઉઠીજ નહિ. દિવસે દિવસે તે ક્ષીણ થતી ચાલી. પોતાનામાં કોઈ પણ જાતની શકતી રહી નહિ અને સદા માંદીજ રહેવા લાગી. શોભના તથા મનોરમાની સાસુજી તેણીની પાસે ને પાસે રહેતાં હતાં પણ અફસોસ! તે વધારે સુખ ભોગવવા રહી નહિ.

એક દિવસે વસંતલાલ, સુંદરલાલ, શોભના અને સાસુજી રૂક્મણી મનોરમાની પથારી પાસે બેઠાં હતાં. સર્વે શોકમાં હતાં. વસંત ઘણોજ દીલગીર હતો. પાસે બાળક રમતો હતો. બાળકને જોઈ મનોરમાની આંખમાંથી આંસુ આવ્યાં. શોભનાને પાસે બોલાવી બાળકને સાચવવા વિનંતિ કરી. અને કહ્યું "બેન! હું જાઉં છું, બાળક ત્હારો છે, તેને સાચવજે. મને કરેલા ઉપકારમાં એક ઉપકારનો વધારો કરજે." વસંતલાલના સામું જોયું. સૌ સમજી ગયાં. સૌ ઉઠ્યાં. વસંત એકલો રહ્યો. પ્રીયા પાસે ગયો. છાતી ઉપર હાથ મુક્યો. મનોરમા

બોલી:–વ્હાલા ! હવે હું બે ઘડીની મેમાન છું. મારા શરીરમાં કંઈ ઉજ નહિ. બાળકને શોભનાને સોંપજો. મારા ગયાનો શોક કરશો નહિ. સૌ કોઈ જવાનું છે. કદાચ પરણો તો બાળકને દુઃખ ના થાય તેમ કરજો. માતાજીને મારા પ્રણામ કહેશો. વ્હાલા ! દીર્ઘાયુષ ભોગવી સુખી થજો ! પ્રભુ આપનું કલ્યાણ કરો ! આવો ! બેટા. મને છેલ્લી વખતનું આલિંગન લેવા દો. બન્ને એક બીજાના આલિંગનમાં દ્રઢ થયાં. વસંતની આંખમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં, તેનાથી કંઇ બોલાયું નહિ. મનોરમાનો અમર આત્મા તેણીનું સ્થૂલ શરીર વસંતલાલના હાથમાં રાખી ક્યારેએ ચાલ્યો ગયો હતો. વસંતલાલ બહુ યત્ને બોલ્યો. "વ્હાલી ! છેક નિર્દય થા નહિ. બાળકની દયા ખા" પણ કોણ સાંભળે ! મનોરમા ચાલી ગઇ, વસંત રોતો રહ્યો.

વાંચક ! ચાલો આપણે પણ તેના અશ્રુ સાથે થોડાં કાઢી પ્રેમનો પ્રવાહ ચલાવીએ ! !

---

# आरोग्य.

(લેખકઃ—સ્વર્ગીય ડી૦ જી૦ શાહ, માણેકપુર.)

આરોગ્ય એજ મનુષ્યનું સુખરૂપ જીવન, આરોગ્ય એજ સદ્ધર્મ અને આરોગ્ય એજ ખરૂં ધન સમજી પ્રથમ તે ત્રણેની ઇચ્છા રાખનારે આરોગ્ય મેળવવા જરૂર પ્રયત્ન કરવો જોઇએ.

પૃથ્વીનું જીવન પાણી, પાણીનું જીવન પવન અને મનુષ્યનું જીવન શુદ્ધ હવા છે.

વીર્ય એ મનુષ્ય ઇમારતનો મુળ પાયો છે. માટે પ્રયત્નવડે પણ તેને સાચવવા કાળજી રાખવી.

મગજમાં અણુઓની વૃદ્ધિ થવાથી માનસિક શક્તિ વધે છે, અને તે માનસિક શક્તિનો આરોગ્યતા સાથે સંબંધ છે.

ઠંડા પાણીએ ન્હાવું એ ગરમ પાણીએ ન્હાવા કરતાં વધારે ગુણકારી છે, પણ તે તન્દુરસ્ત માણસને માટેજ સમજવું.

દરેક મનુષ્યની નાડી એક મીનીટમાં ૭૦ વખત ધડકે છે, તેથી વધુ ઓછી ધડકે તો તેના શરીરની બીમારી જાણવી.

ભાંગ આદિ કેટલાક માદક પદાર્થો ખોરાકના ઉપયોગમાં લેવાથી શરીરમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે.

ઝાડો, મૂત્ર, છીંક, બગાસુ વિગેરે કુદરતી હાજતોને રોકવાથી, મસ્તક પીડા, કબજીઆત, અજીર્ણ, અરૂચી, શરીરનું ભારેપણું, સુસ્તી વિગેરે વ્યાધીઓ લાગુ પડે છે.

દારૂ, ગાંજા આદિ સેવનથી ગમે તેવો શાણો મનુષ્ય પણ પોતાની સ્વભાવિક વૃત્તિઓ અને ધર્મ કર્તવ્ય ભૂલી જઇ પશુવત્ આચરણ કરે છે.

મનુષ્ય છતાં પશુપણામાં ગણાવા ન માગતા હો તો મૈથુન સેવનમાં નિયમીત રહો.

વીર્ય એ આ શરીરનું બલીષ્ટ તત્ત્વ તથા મૂલ્યવાન અને અપ્રાપ્ય ઉમદા પદાર્થ છે. છતાં તેને નજીવી બાબતમાં ગુમાવી દો છો એજ તમારી આરોગ્યતાના નાશનો ઉપાય છે.

આપણને કોઈ પણ વ્યસન વળગી પડતું નથી પરન્તુ તેનેજ આપણે જોર જુલમથી વળગી પડીએ છીએ.

વારંવાર સ્ત્રી સેવનથી મજ્જાતંતુ તથા સ્નાયુઓને સખ્ત ધક્કો લાગે છે, અને સ્મરણ શક્તિ નાશ પામી યુવાનીમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે.

ઇન્દ્રિય નિગ્રહ કરનારાઓજ ખરૂં આરોગ્ય મેળવવા ભાગ્યશાળી થાય છે.

બળતી લાસની ધૂમાડી લેવી નહિ અને સ્મશાન ભૂમિ ગામથી જેટલી બને તેટલી દૂર રાખવી.

ન્હાતી વખતે પ્રથમ માથું પલાળવું તે પણ ઠંડા પાણીએથીજ પલાળી પછી ગરમ પાણીથી શરીરે ન્હાવું.

# બોર્ડીંગ પ્રકરણ.

## આ માસમાં આવેલી મદદ.

૨૫-૦-૦ બ્હેન રતન શેઠ ઉમાભાઇ હઠીસંગના દીકરી હે પોતે નાગોરીશાળ અમદાવાદ.
૧૦-૦-૦ મફાતી છગનલાલ નથ્થુભાઇ તરફથી શેઠ ચુનીલાલ દોલતરામ અમદાવાદ. ડોશીવાડાની પોળ

---

૩૫-૦-૦

## માસિક મદદ ખાતે.

૨૦-૦-૦ ખાડીના મહાજન તરફથી હે શેઠ ગટાભાઈ ઉમેદભાઈ બા માસ જુલાઇ અને અગષ્ટની મદદના

**ગામ આકોલા (જીલ્લે વરાડ) થી નીચે મુજબ આવેલા હ. શેઠ મગનલાલ કંકુચંદ.**

| | | |
|---|---|---|
| ૩૦-૦-૦ | રા રા સાકરચંદ હકમચંદ | એક વરસના |
| ૨૪-૦-૦ | રા રા હરગોવિંદ વિઠ્ઠલદાસ | ,, |
| ૨૪-૦-૦ | રા રા ચુનીલાલ ડોસનચંદ | ,, |
| ૧૨-૦-૦ | રા ગ. ચુનીલાલ બલાખીદાસ | ,, |
| ૧૨-૦-૦ | રા રા ચંદુલાલ જુઠમલ | ,, |
| ૨૪-૦-૦ | રા રા કરશનદાસ ચાપશી | ,, |
| ૨૪-૦-૦ | રા રા કાન્તીલાલ છોટાલાલ | ,, |
| ૧૨-૦-૦ | ગ રા મગળદાસ હરીચંદ | ,, |
| ૨૪-૦-૦ | રા રા ચુનીલાલ પુન્જમલ | ,, |

---

૨૦૬ •

જમણ—બોર્ડીંગના વિદ્યાર્થી ડૉ. માણેકલાલ મગનલાલ સમ આ સર્જનની પરીક્ષામા પાસ થયા તેની ખુશાલીમા વિદ્યાર્થીઓને જમણ આપ્યુ હતુ

મિટિંગ:—બોર્ડીંગના વિદ્યાર્થી ડૉ. માણેકલાલ મગનલાલ સમ આ સર્જનની પરીક્ષામા પાસ થયા તે નિમિત્તે વિદ્યાર્થી વર્ગની એક મીટીંગ મળી હતી જેની અંદર પરોપકારી દયાળુ ઝવેરી લલ્લુભાઈ રાયચંદે તથા વકીલ વેલચંદભાઈ ઉમેદચંદે હાજરી આપી હતી મીટીંગનુ પ્રમુખપદ ઝવેરી લલ્લુભાઈ રાયચંદને આપવામા આવ્યુ હતું શરૂઆતમા ભાષણો થયા બા પ્રમુખના હસ્તે ડૉ. માણેકલાલને વિદ્યાર્થી વર્ગ તરફથી માનપત્ર તથા ચાંદીનુ ફ્લાવર પૉટ તથા ડીશ (રકાબી) એનાયત કરવામા આવ્યા બાદ મિટિંગ બરખાસ્ત થઈ હતી

# વિષયાનુક્રમણિકા.



## સુધારો.

(૧) સપ્ટેમ્બરના અંકમાં પૃષ્ઠ ૧૬૯ મે સમાલોચનામાં.....સદ્‌ગત બ્હેન મોંઘીના નિમિત્તે.........ના બદલે બ્હેન મોંઘીના લગ્નના શુભ પ્રસંગ નિમિત્તે.........એમ વાંચવું. ( બ્હેન મોંઘી હયાત છે. )

# ભેટ આપવાની છે.

શ્રીમદ્ દેવચંદ્રજીકૃત ચોવીશી બાળાવબોધ સહિતની બીજી આવૃત્તિની ૧૦૦ બુકો અત્રેના સુરદાસ શેઠની પોળવાળા શેઠ લખમીચંદ લલ્લુભાઇ તરફથી દરેક જૈન પાઠશાળાઓ, લાયબ્રેરીઓ તથા પૂજ્ય મુનિ મહારાજોને ભેટ આપવાની છે. બહાર ગામથી મંગાવનારે રૂ. ૦-૧-૦ ની ટીકીટ ટપાલ ખર્ચ અદ્દલ છીએ , સદરહુ પુસ્તક રોયલ બત્રીસ પેજી ૫૩૫ પૃષ્ઠનું પાકા ...નર કીંમત ૦-૬-૦ છે.

વારંવાર શ્રી સેવનથી મ...
...ત નાશ પામી યુવાનીમા ...
ઇન્દ્રિય નિગ્રહ કરનારાઓજ ...
બળતી લાસની ધુમાડી લેવી નહિ અને...
ન્હાતી વખતે પ્રથમ માથુ પલાળવું
...થી શરીરે ન્હાવું

લખોઃ—"બુદ્ધિપ્રભા" ઑફીસ.
ઠે. નાગોરી સરાહ—અમદાવાદ.

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.] તા. ૧૫ નવેમ્બર, સને ૧૯૧૪. [અંક ૮ મો.

## શ્રાવક.*

દક્ષ કહ્યો વ્યવહારી, શ્રાવક દક્ષ કહ્યો વ્યવહારી;
સમયજ્ઞ બલિહારી, શ્રાવક દક્ષ કહ્યો વ્યવહારી.
વ્યવહારે વ્યવહારમાંરે, સર્વ કાર્ય હુશિયારી;
મગજ ન ખોવે વાતમાંરે, મનને ઝાઝું મારી. શ્રાવક. ૧
એકવિંશતી ગુણ કહ્યારે, શ્રાવકના અધિકારી;
સત્તરગુણ ભાવે ધરેરે, પૂર્ણપણે તે વિચારી. શ્રાવક. ૨
નિત્યનિયમ કરણી કરેરે, ઉંઘે નિયમાનુસારી;
શરીર સંરક્ષા કરેરે, ખાનપાન ક્રમચારી. શ્રાવક. ૩
બ્રહ્મચર્યને પાળતોરે, દેશ થકી સુવિચારી;
શરીર રાજા વીર્યનીરે, રક્ષા કરે ગુણધારી. શ્રાવક. ૪
ન્યાયાર્જીત ધન સંગ્રહેરે, પ્રમાણિકતા પ્યારી;
વ્રત પચ્ચખાણને આદરેરે, ગમ ખાવે મન ભારી. શ્રાવક. ૫
દેવ ગુરૂ ભક્તિ કરેરે, શ્રદ્ધા ધર્મે વધારી;
યથાશક્તિ વ્યાયામથીરે, પોષે તનુ અવિકારી. શ્રાવક. ૬
દવા હવાથી જાળવેરે, દેહ ધર્મ ધરનારી;
સુખકારી નિયમો ઘણારે, આદરતો જયકારી. શ્રાવક. ૭
વિરતિગુણને આદરેરે, યથાશક્તિ નિર્ધારી;
સર્વનય સાપેક્ષથીરે, થાતો ધર્મ વિહારી. શ્રાવક. ૮
સાધુની સંગતિ કરેરે, સર્વ ગુણોની ક્યારી;
બુદ્ધિસાગર ધર્મમાંરે, શ્રાવક પૂર્ણાચારી. શ્રાવક. ૯

---

* આ પત્ર અમારા માસિકના અમુક શુભેચ્છક ઉપર પરમપૂજ્ય પરમોપકારી શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય, યોગનિષ્ઠ બુદ્ધિસાગરજી સૂરિજીએ લખેલ હતો તે તેઓએ અમારા ઉપર મોકલવાથી તે અત્રે સદુપદેશસૂચક હોવાથી પ્રસિદ્ધ કર્યો છે.

# बुद्धिसागराष्टक.

સંઘવીઃ—કેશવલાલ નાગજી-સાણંદ.

આનંદદાયિ જનને નીતિબોધ દ્વારે,
સંસાર સંસૃતિ વિલિપ્ત ભવિ ઉદ્ધારે;
કૈવલ્ય ધામ પદ સાધક, મોદકારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૧
સિંધુ સમાન જનરંજન દેહશાન્તિ,
તારેશરૂપશમ અંગ સુરંગ કાન્તિ;
આમોદપૂરિત અહોનિશ આ મહારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૨
હેલા વિદારિત મહાઅરિવર્ગપુંજ,
નિત્યે નિવાસી ગતરાગ વિલાસકુંજ;
યોગાસમાધિ શિથિલીકૃત કામસારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૩
વિદ્યાવિનોદ વિવિધામુદ મોદિતાંગી,
જૈનેશ્વરા સ્મરણા રંગ વિલાસ રંગી;
માયા વિમોહ વિયુતા વનિતા વિસારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૪
મૂર્તિ મનોહરમયી અમૃતાનુ વાણી,
ઉદ્દેશના સમય રંજિત લોક જાણી;
તારિણી તારૂણી કટાક્ષ કલાવિદારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૫
ત્રિગુપ્તિગુપ્ત ગુણગુંફન જાલ ધારી,
સંસાર સાર પ્રવિસાર વિકારહારી;
ત્યાગી, વિરાગી, વિમલાકૃતિ રૂપ ધારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૬
વીરેશવેશધૃત, દેશ વિહારકારી,
નેત્રાવલોકન થતાં સકલાર્થકારી;
આનંદ રંગ જન અંગ દિયે પ્રસારી,
શ્રી બુદ્ધિસાગર પદાબ્જ નમું ભવારિ. ૭
બાહ્યાન્તરે તપ પ્રપૂરિત સંયમાલિ,
લુપ્તાષ્ટ માદ-મદ-શોક, કષાયવારી;
વંદે સમાજ વદતાં વિનતિ ઉચ્ચારી,
દેજો દયાળુ દરશાવ પ્રભાવકારી. ૮

# ૨૪૪૧ મા વર્ષે શ્રીમહાવીરના ચરણે.

(લેખક:—કેશવલાલ નાગજી-સાણંદ.)

ગયાં ચાલી વર્ષો બહુજ તુજ નિર્વાણ દિનથી,
અને એ ભૂંસાણા સ્મરણપટથી સર્વ વિભવો;
સમુદ્દ્યોષો તારા ભરતભૂમિ આક્રાંત કરીને,
વિજેતા એકાંતે, વિરમી દૂર વ્યોમે લીન થયા. ૧

ઉગંતા સૂર્યોની વિમલદ્યુતિ આરોગ્ય ભરતી,
અશક્તા આજે તે થઇ સમય-શસ્ત્રાહત બની;
બધાં સૃષ્ટિતત્ત્વો, પ્રતિકૂલ ન અન્યોન્ય કદીએ,
બની, સર્વોત્કૃષ્ટોત્ક્રમણ કરનારા વિપથ લે. ૨

કરોડો જૈનોના પદ મહીતલાઘાત કરતા,
હજુ આવે તેના ગંભીર ભણકારા હૃદયમાં;
હવે તો ધાન્યે મૃચ્છકલસમ ભૂ અલ્પજ દિસે,
જમાનાના કાર્યો ઘડી ઘડી રૂપાંતરમય બને. ૩

ધનાઢયોની ગઈ લક્ષ્મી,
બલાઢયોનું ગયું બલ;
બોદ્ધાઓનું ગયું જ્ઞાન,
શ્રોતાઓની ગઈ શ્રુતિ. ૪

હતા જ્ઞાનીઓના સમૂહ અવનિમાં વિચરતા,
પ્રબોધી બીજાને સુપથ તુજ સત્શાસનતણા;
બતાવેલું માની સરલહૃદયે ભદ્રિકજનો,
મૂકી આચારોમાં ઝટિતિ શિવગામી થઈ જતા. ૫

અધૂના અજ્ઞાની કપટસ્વરૂપે કોવિદ બને,
ન લે શાસ્ત્રાર્થોના અમિત ઉદરે જેહ નિવસે;
સ્વયં અંધા દોરે જનસમૂહના અંગ સઘળા,
સદંશોના ભાગી ભૂમિપર રહ્યા કોઇ વિરલા. ૬

ગૃહી બોદ્ધાઓના શ્રુતિવિષયને શ્રાવક સદા,
બને ટીકાકારો મદથી સદસન્નિર્ણયપરા;
ન જુએ પોતાનું હિતઅહિત, છોડે નહિં અહું;
કરે-બોલે-ચિંતે નિજમતતણું પોષક બધું. ૭

હતા સીધા માર્ગો સરલ તત્ર વક્રોદ્ગત બધા,
સ્વીકારી સૌ હર્ષે વ્યવહારાતિવિષે મિશ્ર કરતા;
ક્રિયાઓની જાળો જુદી જુદી વધી પાછલ વૃથા,
નિમિત્તો ધારીને વિવિધ અપવાદી ચરિતના. ૮

વધ્યો તેથી, હાર્દો અણુસમજી, આડંબર અતિ;
મમત્વેથી ખંડો વિવિધ રૂપના વ્યાપિત થયા;
ગુમાવી ધર્મેથી પરિણમિતતા રાષ્ટ્રરૂપની,
જુઓને આજે આ પરિસ્થિતિ બની શોક પ્રસૂતા. ૯

વધી ધીમે ધીમે સ્વમનગ્રહતા સાધક વિષે,
પ્રચારે યત્નોને સુદૃઢ કરવા પક્ષ નિજનો;
નિહાળી સર્વે આ પહિતજન ધર્મોન્મુખ બને,
અને કોઈ-બીજા ગુરૂગતિ, થઇ આહૂત, ગ્રહે. ૧૦

વ્યક્તિગત થવા માંડી,
વિશાલ ગુરૂભાવના;
ધર્મની ભાવના કેરા,
અંકોડાઓ પડે ઢીલા. ૧૧

ગણો ધમાધમે ધર્મ,
વિચારોમાં પુરાતની;
અર્વાચીનો સ્વીકારે છે
ધર્મ એ તો ધમાધમ. ૧૨

સ્વકીર્તિ કાર્યને પોષે,
ખંડે અન્યોન્ય સાધકો;
પ્રવર્તે ફક્ત એ રીતે,
ભક્ત આશા વશીભૂત. ૧૩

અનુત્પાદ્ય બની નષ્ટ,
થાય છે દ્રવ્ય લક્ષધા;
પ્રયોજે છે વિવાદોમાં,
વિદ્વાનો તર્ક શક્તિને. ૧૪

અધ્રુસ્રોત વહે જોઈ,
છિન્નભિન્ન થતી સ્થિતિ;
પૂર્વ કીર્તિતણા ઓઘ,
નામ માત્ર રહ્યા ટકી. ૧૫

હેમચંદ્ર—હરિભદ્ર,—
યશોવિજય વાદિઓ;
પુનઃ જન્મી થશે ક્યારે,
પુનરૂદ્ધારકારક. ૧૬

ઉગે આજે સહસ્રાંશુ,
ગતકાલતમાપહા;
વિકાસિત કરો ભવ્ય,—
પદ્મોને પ્રતિજ્ઞા ધરી. ૧૭

મહાવીર મહાવીર !
વીરતા બક્ષજે મને;
યથાશક્તિ સ્વયં સેવા,
પ્રતિજ્ઞા-પ્રેમ ઉદ્ભવે. ૧૮

નવલા વર્ષના લ્હાણાં,
નવ સૂર્ય પ્રકાશમાં;
તન-પ્રાણ અને લક્ષ્મી,
સમર્પું તુજ પાદમાં. ૧૯

સત્સંસ્કાર વહે સદૈવ નીતિના જૈનીય જાતિવિષે,
માર્ગો કલ્પિત સર્વ ઉન્મૂલ થઇ ક્લેશો બધાયે શમે;
ત્હારૂં શાસન આ અપાર જગમાં સર્વત્ર વ્યાપી રહો,
ઇચ્છા કેવલ ઉપજે હૃદય એ આ નવ્ય સંવત્સરે. ૨૦

सद्‌गुरु श्रीमद् बुद्धिसागर सूरिभ्यो नमः

# क्रोध.

## લેખકઃ—મુનિ અજીતસાગરજી–વિજાપુર.

મહાન પુરૂષોએ એમ કથન કર્યું છે કે ક્રોધ એ એક ચંડાળ છે. આ કથન સામાન્ય બુદ્ધિવાળા જીવાત્માઓના સમજવામાં એકદમ આવી શકે તેમ નથી તત્રાપિ મ્હને પોતાને તો અનુભવ થયો છે કે એક સમયને વિષે હું મનોહર માળવ દેશમાં ગમન કરતો હતો ત્યારે તત્ર નર્મદાજીના કાંઠા ઉપર આવેલા એક વિશાળ દેવાલયમાં એક મહાત્મા મ્હારા જોવામાં આવ્યા. ઉપરોક્ત દેવાલયમાં પૂર્વે કથન કરાએલા મહાન પુરૂષની મુલાકાતે મ્હારૂં ગમન થયું તેજ અરસામાં અન્ય કેટલાક સાધુઓનું પણ તત્રાગમન થયું હતું. તસ્મિન સમયે એક બ્રાહ્મણ સ્નાન કરી પિતાંબર ધારણ કરી હાથમાં દેવપૂજાનો કેટલોક સામાન લઇ એક સાંકડા રસ્તામાંથી પસાર થતો અમારા જોવામાં આવ્યો. દૈવયોગે ત્યાં એવું બન્યું કે સામી બાજુથી એક ચંડાલણી તે બ્રાહ્મણના સન્મુખ આવી. તેને જોઇ બ્રાહ્મણે કહ્યું કે અરે ઓ ચંડાલણી ! તું બાજુ થઈ જા ? કારણ હું બ્રાહ્મણ છું તેમજ વળી દેવપૂજાર્થે ગમન કરૂં છું માટે તારો પડછાયો લેવો તે મ્હને યોગ્ય નથી. હવે ચંડાલની જાત સામાન્યપણે પણ જરા ટિંખળી તો હોય છેજ ! તેમાં વળી ભટ મહારાજએ હુકમ ફરમાવ્યો. તે સાંભળી ચંડાલણીએ જવાબ આપ્યો, શું આ આખો માર્ગ તમારો છે ? કે જેથી તમો આટલો બધો હુકમ ચલાવો છો ? છાનામાના બોલ્યા ચાલ્યા સિવાય જવું હોય તો ચાલ્યા જાઓ ? આ રસ્તો પડ્યો છે. હું તો કાંઇ બાજુ ખસવાની નથી કારણ રસ્તો સરકારી છે તેમાં તમારો તથા મ્હારો સરખોજ હક્ક છે. તેમ તમે પણ માણસ છો ને હું પણ માણસ છું. તમો તમારા કાર્યના માટે ગમન કરો છો અને હું મ્હારા કામે જાઉં છું. હું ક્યાં તમને અડકી છું જેથી તમો આટલા બધા બીજાજપૂર્વક બોલો છો. ઉપરોક્ત ચંડાલણીનું

પેદા કરનાર ક્રોધનું સેવન કરવાથી ઉપરોક્ત સર્વે ગુણો નષ્ટ થઈ જાય છે. તેમજ સ્વહિતથી ચુકાવનારો એવો જે ક્રોધ રિપુ તેને સદા સર્વદા દૂરજ રાખવો એ જ્ઞાન પામ્યાનું ખાસ પહેલું લક્ષણ છે. ઉપર પ્રમાણે શાસ્ત્રકારોએ ક્રોધને ઘણોજ તિરસ્કાર આદિ ષડ્રિપુમાં ગણિ કાઢ્યો છે, છતાં પણ તેના બે ભેદ પુનઃ જ્ઞાનીજનોએ પાડ્યા છે. પ્રશસ્ત ક્રોધ તથા અપ્રશસ્ત ક્રોધ. એ બન્ને પ્રકારના ક્રોધનું સ્વરૂપ સમજી અમુક પ્રકારની હદ સુધી જેની યોગ્યતાપૂર્વક જરૂર જણાય છે તેવા પ્રકારના ક્રોધને એકદમ ધિક્કારવો તે યોગ્યતાભર્યું ન કહેવાય. કારણ કે અનુભવ પરથી એમ અવબોધાય છે કે જ્યારે આપણે કોઈ પણ મનુષ્યને વ્યાજબી તથા પ્રમાણિકપણે કોઈ પણ પ્રકારના કાર્યને કરતો અવલોકિએ છીએ ત્યારે શું સ્વાભાવિક રીતે આપણને આનન્દ પ્રાપ્ત થયા સિવાય રહે છે ખરો? નહિજ. તેવીજ રીતે નાલાયક વિશ્વાસઘાતી અને દુષ્ટ જનોના તરફથી જુઠું તેમજ જુલમભરેલું કોઈ પણ કાર્ય આપણે અવલોકીએ છીએ ત્યારે શું સ્વાભાવિક રીતે આપણી લાગણી તથા દીલ દુઃખાઇ ગુસ્સો નથી ઉપજતો? ઉપજે છેજ. ઉપરોક્ત અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે જે સકારણથી ઉત્પન્ન થતો ક્રોધ અમુક હદ સુધી જરૂરનો છે, તેમજ કંઇકને કંઇકિ પણ ઉપયોગનો છે. આપણે વિચાર કરો કે એક નિર્દોષ અને અવાચક એવી ગાય કે જે જીંદગી પર્યન્ત જગતના ઉપયોગમાં આવે છે અને મુવા બાદ પણ જેનાં ચર્મ તથા અસ્થિ ઉપયોગમાં આવે છે તેને કોઈ અનાર્ય દુષ્ટ હણવા તૈયાર થયો હોય તે અવલોકીશું તમારા હૃદયમાં તે ગાયને બચાવવા માટે વિચાર નહિ થાય? અને જ્યારે તે દુષ્ટને તમે મનાઇ કરશો અને તે નહિ માને ત્યારે શું તમોને ક્રોધ નહિ થાય? થશેજ. અને ગમે તે ઉપાયે બનતા સુધી તે નિરાપરાધિ ગાયને બચાવશોજ. આપણાં બાળ બચ્ચાં તથા આપણા હાથ નીચેનાં માણસો આપણા કુળના રીતરીવાજથી ઉલટાં ચાલતાં હોય અને તે ભલમનસાઇથી સમજતાં ન હોય તો શું તે પ્રત્યે તમે ગુસ્સો નહિ કરો? અને જો કદાપિ તેમ ક્રોધથી ડરી ખામોશ રહેશો તો તેઓ વધારે ને વધારે નાલાયક બનશે તેના શું તમો કારણભૂત નહિ બનો? વિચાર કરો કે આપણાં બચ્ચાં પોતાની અજ્ઞાનતાથી ઝેરનો પ્યાલો પીવા તૈયાર થયાં હોય તેને પ્રથમ શાન્તતાથી સમજાવવા છતાં તેઓ ન માને તો પશ્ચાત શું ક્રોધ કરી જોર જુલમપૂર્વક તે પ્યાલો તેઓના હાથમાંથી તમો છીનાવી લ્યો નહિ? અને જો કદાચિત્ તે પ્યાલો છીનાવી લ્યો નહિ એ તો અજ્ઞાન બચ્ચાં તમારા દેખતાં તેનું પાન કરે અને મરણ પામે તો કેનાં બચ્ચાં જાય? તમારાં પોતાનાંજ. તેમજ આપણાં નાનાં તથા મોટાં સબન્ધી જનો બિમાર હોય અને તેઓ દવાનો ઉપયોગ કરે નહિ ત્યારે શું આપણે જરા ભાર દઇને ધમકાવતા નથી? તેમજ બજારમાં આપણે ચાલતા હોઇએ અને તેવા સમયમાં શ્વાનાદિક કરડવા તથા ગાય ભેંસાદિક મારવા આપણા ઉપર ધસી આવે ત્યારે શું તેમાંથી બચવાને માટે આપણે ઉપર ઉપરથી પણ ગુસ્સો દર્શાવતા નથી? ત્યારે અત્રે આપણે કેવા પ્રકારના ક્રોધને દૂર કરવો જોઇએ? એ સવાલ ઉદ્ભવે છે. તેના સમાધાનમાં જણાવવાનું જે ક્રોધ માત્રનો ત્યાગ તો કરવાનો છે. પરન્તુ પ્રથમ જે બુદ્ધિને ખોટે માર્ગે યોજવાથી માઠું પરિણામ પ્રાપ્ત થાય છે તે તથા હદ પાર અને મર્યાદા ઉપરાન્તના ક્રોધના સેવન થકી આપણે ઘણુંજ ખમવું પડે છે. એવા પ્રકારના ક્રોધને જ્ઞાનીજનોએ અતિ નિષેધ્યો છે તથા નરકનું દ્વાર કહી સંબોધ્યો છે અને કહ્યું છે કેઃ **क्रोधेन सत्कर्म लयं प्रियाति** એટલે ક્રોધને ધારણ કરવાથી સારા કીધેલા કાર્યનો પણ નાશ

થાય છે. તસ્માત્ કારણાત્ જ્ઞાની જનોએ આપણને એમ ફરમાવ્યું છે કે કોઈ દુષ્ટ જનના દુષ્ટ કાર્યને અવલોકી તેના ઉપર ક્રોધ ન કરતાં ક્ષમાને ધારણ કરવી. અને તેમ કરવાથી દુષ્ટ જનનું દુષ્ટપણું આપણને કંઇ પણ હરકત કરવા ભાગ્યશાળી બની શકતું નથી. જેમકેઃ-

क्षमाधनुः करे यस्य दुर्जनः किं करिष्यति ।

अतृणे पतितोवन्हिः स्वयमेव प्रशाम्यति ॥ १ ॥

તૃણરહિત જમીનમાં પડેલો અગ્નિ સ્વયમેવ શાન્ત બની જાય છે, તથાપિ જેમ તેનાથી કંઈ પણ નુકશાન થતું નથી તેમ જે પુરૂષોના હસ્તમાં ક્ષમારૂપી ધનુષ શોભી રહ્યું છે. તે પુરૂષને દુર્જનો તરફથી જરા માત્ર પણ નુકશાન થતું નથી. ઉપરોક્ત કથનથી એમ નહિ સમજવું કે ખોટું, નીચ, અને નાલાયક કાંઈ કરનારના ઉપર પણ ક્ષમાજ કરવી, અને સર્વથા ક્રોધ નહિજ કરવો. કારણ કે એમ કરવાથી તો દુષ્ટજનો ઉલટા સજ્જન જનોને પીડા આપી હેરાન કરે. માટે જરા માત્ર તો રૂવાબ રાખવો જરૂરનો છે. કેમકે **दाक्षिण्यं स्वजनेदयापर जने शाठ्यं सदा दुर्जने** તેમજ પુનઃ **शठं प्रति शाठ्यंकुर्यात्**-ઉપરોક્ત સૂત્રને અમલમાં મૂકી દુર્જનનોને મર્યાદા ઉલ્લંઘન કરતા અટકાવવાની ખાતર ઉપરથી દેખાડવા પુરતો ક્રોધ યાને રૂવાબ ધારણ કરવો તથાપિ હદ ઓળંગી મર્યાદા બહાર ક્રોધને કદાપિ કાળે પણ જવા દેવો નહિ, તેમજ તેનાથી કોઈ પણ પ્રકારનું પાપકર્મ કરવું નહિ. અને તેને પણ લાંબા વખત સુધી મનમાં રહેવા માટે જગ્યા આપવી નહિ ઉપરોક્ત પ્રકારના ક્રોધને લઇને શ્રમણ ભગવન્ત શ્રી મહાવીર-વર્દ્ધમાન સ્વામિના બે શિષ્યો ભગવન્તે મનાઈ કર્યા છતાં પણ ગોશાલકના સામે વાદમાં ઉતર્યા તેઓને ગોશાલે તેજોલેશ્યાના બળથી બાળી ભસ્મ કરી નાખ્યા છતાં પણ આરાધિક થયા છે. તેમજ વજ્રસ્વામી તથા નમુચી પ્રધાનનો નિર્ણય પણ જાહેર છે. તે ઉપરથી સાર ગ્રહણ એજ કરવાનો છે કે પરમાર્થ બુદ્ધિથી કારણવશાત્ ક્રોધ સેવન થાય છતાં તન્મય બની જવું નહિ. અને આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની ખાતર જેમ બને તેમ ક્રોધને ત્યાગવા પ્રયત્ન કરવો. એવો સ્યાદ્વાદ વાદીનો મત છે તે સર્વદા જયવન્તો વર્તો.

સુચનાઃ-આ લેખ વ્યવહારદષ્ટિની અપેક્ષાએ લખ્યો છે.

---

# ન્હાનાં મોટાં કર્તવ્યો.

માણસ સાથે હસીને મીઠાશથી શાંતિપૂર્વક વાત કરવી. એવા યોગ નાના મોટા સર્વ મનુષ્યોને વારંવાર આવે છેજ. તેનો ઉપયોગ યથાયોગ્ય રીતે કરવો તેજ સદ્વર્તન છે. એવા પ્રસંગો અલ્પ આવે છે ને તેમાં કંઈ ઘણું મહત્વ સમાયેલું હોતું નથી પરંતુ તેમાંની અડચણોને લીધે તેની યોગ્યતા વૃદ્ધિંગત થાય છે. બીજાઓને માટે અડચણ વેઠી લેવી, કિંવા બીજાઓના સુખ માટે પોતાના સુખનો ગુપ્ત રીતે ભોગ આપવો એવું નામ મોટાપણું કહી શકાય. એકાદ હમાલને બોજો ઊંચકવામાં સહાયભૂત થવું ને તેને હાથ આપવો. એકાદ રડતા બાળકને છાનો રાખવાની કોશીષ કરવી. એકાદ વખત આપણું નુકશાન થયું છતાં પણ ન ડગમગવું. કામ-ક્રોધાદિકના સખ્ત આવેશ આવે તોપણ તેને ન ગાંઠવું. ગમે તે થાય-આકાશ પાતાળ એક થાય તોપણ-સત્યનો ત્યાગ ન કરવો. પોતાનું માન-દ્રવ્ય અને શારીરિક કષ્ટના ભોગે પણ ફરજથી વિમુખ ન થવું એનુંજ નામ મોટાપણું ! તેનુંજ નામ પ્રભૂતા !

અલબત તેમ કરવામાં શ્રમ પડે છે, કષ્ટ પડે છે, પોતાના સુખ સગવડ અને દ્રવ્યના સ્થૂલ ભોગ આપવા પડે છે પણ આ જગતમાં શ્રમ સિવાય સિદ્ધિ પ્રાપ્તિ કદાપી પણ થતીજ નથી. અને કષ્ટ સિવાય મોટાઈ કદી પણ મળવાનીજ નથી. કારણ **શ્રમ એ કાર્ય સિદ્ધિનું મૂળ છે. અને કષ્ટ એ મોટાઇનું મૂલ્ય છે.** ને મૂલ્ય આપ્યા વિના માલ મળતોજ નથી. આ નિયમ અખિલ વિશ્વમાં અપ્રતિબદ્ધ ચાલી રહ્યો છે. એટલાજ માટે આપણાં નિત્ય કૃત્યોમાં પણ પગલે પગલે શ્રમ કરીને અને કષ્ટ સેવીને પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા કટિબદ્ધ થવું જોઇએજ.

રાજા હરિશ્ચંદ્રે સત્યને ખાતર વિશ્વામિત્રને રાજ્ય ન આપ્યું હોત ને માત્ર જરા જુઠું બોલ્યા હત તો કોઈ મારી નાખનાર નહતું. રામચંદ્રજીએ પિતૃ આજ્ઞા ખાતર વનવાસ ન સ્વિકારતાં રાજ્ય ગ્રહણ કર્યું હોત તો તેમને કોઈ કાઢી મુકનાર નહતું. દેવતાઈ વિલાસ વૈભવનો ત્યાગ કરી દિક્ષા ન લેતાં મહાવીર સ્વામી ભગવાન સંસારમાંજ રહ્યા હોત ને ભયંકર પરિસહ ન સહન કર્યા હોત તો તેમને કોઇ પુછનાર નહતું. સ્થૂલિભદ્ર, ધન્ના, શાલિભદ્ર ને ગજસુકુમાલ જેવાં શ્રાવક રત્નો જો પરિસહ સહન ન કરતાં નિરાંતે દિવ્ય વિલાસો ભોગવ્યા કરત તો તેમને કંઇ દુઃખ નહતાં પણ રે ! ફરજ ને ઇષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ માટે તો તેઓને તે કરવાની ખાસ આવસ્યકતા હતીજ. શ્રમ ન લેવાય તો સિદ્ધિ ક્યાંથી ? માટેજ શ્રમ-કષ્ટ-આપત્તિઓને સહન કરવું એ જેઓ શાણા અને સુજ્ઞ છે તેમની નજરમાં આપણે માટેનો સારો અભિપ્રાય મેળવવો એ કંઈ બહુ કઠીણ નથી. કારણ તેઓને સારાસાર વિચાર હોય છે, અને તેમનાં મન મોટાંજ રહે છે. ચોર કે લુંટારા હોય છે તેમનામાં પણ ખરા બોલાનું વજન વધારે હોય છે. માટે આપણે ગમે તે પરિસ્થિતિમાં હોઇએ, ગમે ત્યાં હોઇએ, ગમે તેની સાથે હોઇએ પણ આપણે તો આપણા મનોદેવતાની અનુજ્ઞા પ્રમાણે નીતિથીજ વર્તવું જોઈએ એવું પરિણામ શ્રેષ્ટ આવ્યા સિવાય રહેવાનુંજ નથી. લક્ષ્મિવાન કે બળવાન અગર પંડિત સાથે મૃદુતાથી માયાળુપણે ને સત્યતાથી વર્તવું અને ગરીબ, હલકા, અભણ, કંગાલ કે નબળા સાથે તેથી વિરૂદ્ધ વર્તવું એ કર્તવ્યથી વિમુખ થવા સરખું બલ્કે કર્તવ્યનું ખુન કરવા સરખુંજ સમજવું. નાનામાં નાનું કુતરૂં કે બીલાડું, બાળક કે પંખી કહો તેની સાથે તેને પરિતાપ ઉપજાવે તેવી રીતે વર્તવાનો, તેને નુકશાન થાય તેવી રીતે વર્તવાનો યાતો નીતિ નિયમથી ઉલટી રીતે વર્તવાનો તેમને શો હક છે વારૂ ? અમો તો એટલે સુધી વધીને કહીશું કે—

" પુષ્પ પાંખડી જ્યાં દુભાય !
જીનવરની ત્યાં નહિ આજ્ઞાય !
સર્વ જીવનું ઇચ્છો સુખ !
મહા વીરની શીક્ષા મુખ્ય ! "

અહા ! કેવી વિશાળ દ્રષ્ટિવાળી નીતિનિયમથી ભરપુર શીખામણ ? જ્યારે પુષ્પ પાંખડીને દુભવનાનો નિષેધ કરવામાં આવે છે તો મનુષ્ય, પશુ, પંખીને દુઃખ દેવાનો નિષેધ આપોઆપજ થઈ જાય છે. પશુ કે પશુ જેવા મનુષ્ય આપણી સાથે નીતિથી ન વર્તે માટે આપણે પણ તેનાજ જેવું વર્તન તેના પ્રત્યે રાખવું એ અયોગ્ય છે, કારણ સારાસાર વિચાર કરવાની શક્તિ આપણામાં છે જે તેનામાં નથી તેથીજ મનુષ્યો પશુથી શ્રેષ્ટ ગણાય છે. માટે અન્ય પ્રત્યેની આપણી ફરજ યથાતથ્ય રીતે બજાવવી એજ સદ્વર્તન યાને કર્તવ્ય ગણાય. એ સિદ્ધાંતો સિવાય કદી પણ સિદ્ધિ છેજ નહિ. પોતાના પણને માટે, દેશને માટે કે પોતાના રાજ્યના બચાવને ખાતર હજારો શૂરાઓ શીર હસ્તાં હસ્તાં કપાવે છે ! શું તેઓને પોતાનાં જીવન વહાલાં નથી ? છેજ ! પણ યશ ને સિદ્ધિ પ્રાપ્તિ તેમના જીવન કરતાં વધુ મોંઘી છે ને સિદ્ધિનું મૂલ્ય ! પ્રાણદાન તથા પ્રાણસંશયવાળા શ્રમજ છે. એ મૂલ્યથી તેઓ યશ પ્રાપ્ત કરે છે–કહો કે ખરીદે છે. તેવીજ રીતે સદ્વર્તનશાળી થવા માટે ને ફરજ બજાવવા માટે પ્રત્યેકે નાનાંમોટાં કર્તવ્યો અવશ્ય કરવાંજ જોઇએ ને તે કર્તવ્યોના પરિપાલન માટે શ્રમ ને કષ્ટ વેઠવાંજ જોઇએ. કારણ કર્તવ્ય પરિપાલનનું મૂલ્ય શ્રમ ને કષ્ટજ છે.

આ સઘળાનો આરંભ બીજા સદ્ગુણોની માફકજ નાનાથીજ થાય છે. માર્કિવસ ઓફ વર્સેસ્ટર નામના ઇંગ્લિશ સરદારે આરંભમાં ચુલાપર ઉકાળવા મુકેલા પાણીના વાસણ-પરનું ઢાંકણ–અંદરના બાફથી ઉછળતું જોયું. તે પર પુષ્કળ મોટા માણસોએ પુષ્કળ વિચારો કર્યા અને પરિણામે હાલમાં અસ્તિત્વ ધરાવતાં પ્રબળ રાક્ષસી વરાળયંત્રો, ઇન્જીનો મોજુદ છે. આજ પ્રકારે માનસિક શક્તિની વૃદ્ધિનો પણ છે.

આપણા ઘરના નાના માણસે કિંવા ચાકરે આપણી અવજ્ઞા કરી હોય તે સહન કરી જવાની ટેવ પાડવી એજ મોટાં મોટાં અપમાન સહન કરવાના સામર્થ્યનું બીજ છે. તે બીજ સંભાળવું જોઇએ. સહજ ક્રોધ આવવા મોકતાંજ દશગણી દરેક કામ કરવાની ટેવ પાડવી એ ભવિષ્યનાં અનેક ક્રોધનાં પરિણામથી થનારા અનર્થ અટકાવવાનું બીજ ગણી શકાય. આપણા દુર્ગુણો આપણાથી સમજાય છે. તે ત્યાગ કરવાનો દ્રઢ નિશ્ચય કરવો જોઇએ અને તે માટે આપણને જે મૂલ્ય ખર્ચવું પડે તે ખર્ચવુંજ જોઇએ–એકદમ ખર્ચવું જોઇએ. તેજ પ્રમાણે કર્તવ્યથી વીમૂખ કરનાર વિચારો–કાર્યો–ને સાધનોને ઠેકાણે કર્તવ્ય પ્રતિપાલન કરવામાં મદદ કરનાર વિચારો–કાર્યો–ને સાધનો સંગ્રહવાં એ કર્તવ્ય પ્રતિપાલનનાં સામર્થ્યનાં બીજ સમજવાં ને તે બીજ ગમે તે મૂલ્યે પણ તાબડતોબ ખરીદવાંજ જોઇએ.

બીજાનાં કૃત્યો જોઇને તે પરથી આપણે તેના વર્તન સંબંધી અભિપ્રાય બાંધીએ છીએ, તેજ પ્રમાણે આપણાં કૃત્યો ઉપરથી આપણા વર્તન સંબંધી લોકનો અભિપ્રાય બંધાવાનો છે. તે હમેશાં લક્ષમાં રાખવુંજ જોઇએ. પછી ભલે તે રાજાનો અભિપ્રાય હોવા રંકનો હો. મોટા પંડિતનો હો કે અક્ષર શત્રુનો હોય ! સારાને સારૂં કહેવું ને ખોટાને ખોટું કહેવું એ ઘણું કરીને સર્વ માન્ય નિયમ છે માટે આપણા માટેનો અભિપ્રાય સારો કરાવવા માટેજ આપણાં કૃત્યો શ્રેષ્ટ રાખી ઉત્તમ વર્તન વર્તવા પગલે પગલે પ્રયત્નવાન થવું એજ કર્તવ્ય ગણાય.

# માતા પિતાની ભક્તિ.

(લેખકઃ—શાહ દલસુખભાઈ ગિરધરલાલ માણેકપુર.)

॥ न मातुः परदैवतम् ॥

અવગુણ એકે નવ ગણ્યા, પ્રીતે પાળ્યાં લાડ;
માત પિતાને પાળવાં, પછી તેમાં શો પાડ.

* * * * * *

ખરા દિલની ખાંતથી, પ્રીતે માત પિતાય;
કરે ચાકરી આકરી, ભવમાં કેમ ભૂલાય.

* * * * * *

માબાપની સુશ્રુષા એ બ્રહ્મચારીના જીવનનો એક ભાગ હોવો જોઇએ, ઘરમાં તે મા અને બાપના આનંદ તથા સ્હાયનું કારણ હોવો જોઇએ; અને તેણે તેઓએ આપેલા શરીર થકી તેમની સેવા કરવી જોઇએ. (હિન્દુ-આઇડિઅલ્સ.)

* * * * * * * *

**વિવેકી વાચકવૃંદ!** આપણને ઉત્પન્ન કરી, પોતે ઘણા પ્રકારનાં કષ્ટો સહન કરીને સુખી જીંદગીમાં મૂકનાર આપણાં પૂજ્ય માતપિતાઓજ છે. માતપિતાઓ પોતાની બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા પર્યંત પોતાના પુત્રો પર જેવો નિર્મળ પ્રેમી સ્નેહ-ભાવ રાખે છે, તેવો બીજા કોઇનો અંશ માત્ર પણ હોતો નથી; તેથી તેઓની સેવા-ભક્તિ કરી તેમને સુખી કરવાને આપણે ગમે તેટલા પ્રયત્ન કરીએ તોપણ તેમના અમુલ્ય આભારનો બદલો કોઈ કાળે વળવાને સમર્થ છેજ નહિ અને થશે પણ નહિ. માતાપિતાના જેવો હૃદયનો પ્રેમ-અંકુર કુદરતે બીજા કોઇને સમર્પ્યો નથી. આપણે જ્યારથી તેઓના ઉદરે જન્મ ધારણ કર્યો ત્યારથીજ, આપણા માટે તેઓ ઘણી જાતનાં દુઃખો સહન કરતાં આવ્યાં છે, અને જીંદગી સુધી પોતાના બાળકોની લાગણી માટે સહન કર્યાજ કરે છે. તેમાંથી તેઓ કોઇ કાળે મુક્ત થતાં નથી, તેથી તેઓનો બદલો વાળવાને માટે આપણે હમેશાં તન, મન અને ધનથી ખરા અંતઃકરણથી તેઓની ભક્તિ કરી પૂજ્ય ભાવે માનની લાગણીથી વર્તવું જોઇએ, આપણને જેઓએ ઉત્પન્ન કર્યાં; ઉત્પન્ન કર્યા પછી ઉછેરવામાં દુર્ગંધાદિકના દુઃખો પ્રેમની લાગણીને લઈ સહન કર્યા, ભીનેથી સુકે સુવાડી પોતે ભીનામાં સુતાં, બાળકના સુખે સુખી અને દુઃખે દુઃખી થયાં. ઉમ્મર વધતાં વિદ્યાભ્યાસ કરાવવાને પુરતી મહેનત લઈ આગળ જતાં પોતે ઘણાં કષ્ટો સહન કરીને પ્રાપ્ત કરેલી મિલકત આપણા સુખને માટે વગર આનાકાનીએ પ્રેમથી સોંપી તે માતાપિતાઓ પ્રત્યે આપણો સ્વાર્થ સંધાઈ ગયો એટલે તિરસ્કારની નજરે જોવું અને તેઓની લાગણી દુઃખાય તેવું વર્તન રાખવું તે કેટલું બધુ ધિક્કારપાત્ર અને અજ્ઞાનતાનો નમુનો છે, તે સુજ્ઞ વાંચકો જ ખ્યાલ કરી શકશે? તેઓએ આપણા પર કરેલા ઉપકારનો બદલો આ ભવમાં તો શું પરન્તુ બીજા ભવોમાં પણ પૂર્ણ થઈ શકે તેમ નથી. આપણને સુખો આપવાને માટે જેણે પોતાનાં સઘળાં સુખોનો ત્યાગ કર્યો છે તે જેવો તેવો પરોપકાર કહેવાયજ નહિ, આપણને ખરૂં સુખ આપનાર તેજ છે; તેને માટે આદમ્સ

બોસ્ટએ કહ્યું છે કે "મનુષ્ય યા પશુ પક્ષીની જાતને મોટામાં મોટું સુખ બાલ્યાવસ્થાથીજ આપનાર પોતાનાં માતા અને પિતા છે" માટે હમેશાં શુભેચ્છા રાખવી કે "**मानो वधीः पितरं मोत्त मातरम्** હે ઈશ ! અમારાં માતાપિતાને તું મારીશ નહિ." કારણ કે "**मातृहीनानां न किं चित्सुखमस्ति**"

બન્ધુઓ ! આપણાં પૂજ્ય માબાપો એ સ્થિતિ દાતા, જન્મદાતા, અન્નદાતા, આરોગ્યદાતા, અને મોક્ષદાતા હોવાથી તેઓ બીજા સર્વની અનંતગણી ભક્તિને લાયક છે, કેમકે તેઓનો પ્રેમ આપણા પર અવર્ણનિય છે. દુનિયામાં સર્વ વંદન કરતાં પ્રથમ વંદન પણ સર્વ તેનેજ કરે છે. ત્યારથીજ વંદનની શરૂઆત થાય છે; એમ કહીએ તો વાસ્તવિક છે. દુનિયામાં આપણી હાજરી હોવી તે એ બન્ને પવિત્ર મૂર્તિઓનોજ પ્રતાપ છે. સઘળી સૃષ્ટિની ઉત્પત્તિજ માબાપથી છે. ઋષભદેવથી તે મહાવીર પર્યંત તીર્થંકરો, ભરત જેવા ચક્રવર્તીઓ, વિક્રમ, ભોજ, શાલિવાહન વિગેરે પરદુઃખભંજન રાજાઓ માઘ, કાલિદાસ વ્યાસ વિગેરે કવિરાજો, રામ, પરશુરામ વિગેરે દેવાંશી પુરૂષો, ધન્વંતરી, વાગ્ભટ્ટ, ચરક વિગેરે વૈદ્યો, ન્યૂટન, ભાસ્કરાચાર્ય વિગેરે ગણિતશાસ્ત્રીઓ, વસિષ્ઠ, કપિલ અને ગૌત્તમ વિગેરે મહાત્માઓ યા ધર્માત્માઓ તથા જગતમાં આજે મહાન્ પદે ગણાતા ધર્મસંસ્થાપકો, વિજેતાઓ અને શોધકોની હયાતી એ નિર્મલ નામો (માતા-પિતા) નેજ આભારી છે, જગતમાંની બધી વિદ્યા, શોધો, કારીગરી, કળા, તત્ત્વો, સાધનો, કાયદાઓ વિગેરેમાં માબાપજ પ્રથમ દરજ્જે છે. એ બન્નેજ આખા જગત માટે કહીએ તો જગત્ જનની છે, માબાપોએ સંતાન સુખવાળા થવું, એ પણ એમનાજ અનેક સતકર્મોનું ફળ છે, એ ફળને માટે તેઓએ આ ભવ અને પરભવમાં અનેક સતકર્મો કર્યા હશે. અનેક મુશ્કેલીઓ ઉઠાવી હશે, આ જન્મે કે પૂરવ જન્મે ઘણાં વ્રત, દાન, દયા, સંતોષ વિગેરેમાં મસ્ત રહ્યાં હશે, એ સર્વના ફળ તરીકે સંસાર સુખમાં સંતાન એ એક સુખપ્રાપ્તિરૂપ ગણાય છે. આથી તે પણ આપણે તેમનાજ આભારી છીએ; જો કે સંતાનની ઉત્પત્તિ સુખદાયક છે કે, દુઃખદાયક છે, તેનો નિશ્ચય નથી. ઘણાખરાઓ સંતાનોથી સુખને બદલે અત્યંત દુઃખને પ્રાપ્ત થાય છે. તે માબાપો જાણે છે, છતાં પણ તે નિઃસ્વાર્થ માતાપિતાઓ પોતાની ફરજ, સંતતિની ખાતર અત્યંત દુઃખ વેઠીને બજાવે છે, અને પ્રજા પ્રાપ્તિને માટે પોતાનાં અહોભાગ્ય સમજે છે તે સંતાન પ્રાપ્તિની ફરજ માબાપોને બીજી બધી ફરજ કરતાં ઘણીજ ક્લિષ્ટ, જોખમ ભરેલી અને ગ્લાનિથી ભરપૂર છે, માટે તે ફરજ બજાવનાર બન્ને પ્રેમી મૂર્તિઓ સદા સર્વદા વંદનિય, અર્ચનિય અને પૂજનિય છે.

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणां ॥
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥ १ ॥

બાળકના જન્મ સમયે માતાપિતા જે ક્લેશ સહન કરે છે તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. માટે

मातरं पितरं चैव साक्षात् प्रत्यक्षदेवताम् ॥
मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥ २ ॥

ગૃહસ્થ મનુષ્યે પિતા અને માતાને સાક્ષાત્ પ્રતક્ષ્ય દેવતા સ્વરૂપ માનીને સર્વ પ્રયત્નથી સર્વદા તેમની સેવા કરવી.

માતા અને પિતાએ આપણા માટે અનેક પ્રકારનાં કષ્ટો સહન કર્યાં છે તેથી તેમની ખરા જીગરથી સેવા–ભક્તિ કર્યા સિવાય તે ઋણમાંથી આપણે કદાપિ કાળે મુક્ત થવાના નથી. તેઓનો આપણાપર અપાર ઉપકાર ગર્ભમાં ઉત્પન્ન થવા સાથે શરૂ થાય છે; ગર્ભાવસ્થામાં પણ માતાઓને આપણા સંરક્ષણ માટે અનેક જાતનાં પથ્ય પાળવાં પડે છે, અનેક પ્રકારનાં સુખ તજી દેવાં પડે છે. સંતાન નિરોગી, નિર્મળ, નિષ્કલંક, સંપૂર્ણ બુદ્ધિશાળી અને ધર્મશાળી થાય; તે માટે તેને પોષણકારક અનેક જાતના ખોરાક દુઃખ વેઠીને પણ ખાય છે. શુદ્ધ બાબતોમાં ધ્યાન રખાય છે, સત્કર્મો કરાય છે, તથા બધો વખત આનંદમાં, ધર્મધ્યાનમાં, સદાચરણ અને શુભ સંકલ્પોમાં ગળાય છે. એ દરેક કાર્યમાં માતાપિતા અનેક શ્રમ વેઠી પળે પળે તનથી, મનથી અને ધનથી મદદ કરવામાં જરા પણ તક જવા દેતાં નથી. એ પ્રમાણે સંતાનોના સુખની ખાતર આધિ, વ્યાધિ અને ઉપાધિ સંતાપમાં રહી સહે છે. તેથી એ નિઃસ્વાર્થ પ્રેમની ખરેખરી બલિહારીજ છે. તે પ્રેમનો બદલો આપણાથી કોઇ ઉપાયે પણ વાળી શકાશે નહિ. વળી જન્મની પહેલી પળે અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિમાં અનંતગણો વધારો થાય છે. અને આપણા પરના અપાર ઉપકારોમાં મોટામાં મોટો જયો ત્યાંથી ભળે છે. બાળકની ખટપટ, મૂત્ર, વિષ્ટા, ઓરી, અછબડા, ધવરાવવું, ખાવા પીવાની સખ્ત પથ્ય, સુવાડવાનાં દુઃખો, બાળકના વિચિત્ર રોગો અને સાચવવા સંભાળવાની પીડા વગેરે ઉપાધિનો થોડા રોજમાં પાર રહેતો નથી. આ ઉપાધિ જેણે અનુભવી છે, તેજ બરોબર જાણી શકે છે. આ સમયે આ ઉપાધિથી કંટાળી માબાપ તેને જંગલમાં મૂકી આવે, અથવા અનેક બાનાં નીચે બાળકને મારી નાંખવાનું કરે તો ખુશીથી કરી શકે તેમ છે, એ સમયે બાળક જીવે યા ન જીવે તેનો તમામ આધાર એ માબાપ ઉપરજ છે. આ પ્રમાણે સંતાન ઉત્પત્તિ પહેલાં પોતે ઘણાંજ ન ફિકરાં, સ્વતંત્ર, નિરૂપાધિમય તથાં આનંદમસ્ત હતાં, અને હવે પૂર્ણ વ્યવસ્થામાં વધી ગયાં છતાં પણ માબાપ કોઈ પોતાના બાળક પ્રત્યે નાની વયમાં અસંતોષ જાહેર કરી જરા પણ દુઃખી થવા દેતાં નથી. પરન્તુ તેને ઉછેરવાને માટે અનેક દુઃખોને સહન કરીને પોતાના બહોળા સુખનો ભોગ આપે છે. પોતે બંધનમાં રહ્યાં ને પાળી પોષી પોતાની જાત વેચીને મોટાં કરે છે તે કેટલો બધો સ્નેહભાવ કહેવાય? એક કવિએ કહ્યું છે કે:—

જો આખા જગતમાં જગે જગ ફરે,
ન માબાપ સમ પ્યાર ક્યાં પણ જડે;
બહુ હેત આવે અને તે ટળે.
પરન્તુ ન એ હેત ટાઢું પડે;
ઓ માતા! ઓ માતા! વ્હાલા ઓ તાત!
ન તમ પ્યાર જેવો જગમાં જણાત!!!

* * * * * *

માતાપિતાનું હેત તો અલૌકિકજ છે, પોતાના બાળકો પર જે અનહદ્ પ્રેમ રાખે છે, તેના જેટલો બીજા કોઈ પર રાખતાં નથી. ઘરમાં ગમે તેટલી લક્ષ્મી અને રાજ્યસુખ ભોગવવાનું હોય તોપણ પુત્ર સિવાય તે સઘળાને તથા પોતાના જન્મને વૃથા ગણે છે, અને જ્યારે બાળક અવતરે છે ત્યારેજ પોતાના જન્મનું સાર્થક થયેલું સમજી ઘણા પ્રકારની

હાડમારી ખમવા છતાં તેની લાલનપાલન કરી બરદાસ ઉઠાવે છે. તે વખતે માબાપ સમજે છે કે, ઘણાં સંતાનો મોટાં થયા પછી માબાપને દુઃખી કરે છે, ક્ષણે ક્ષણે માબાપને વઢી વઢીનેજ દેખે છે, ભરણપોષણ કરતા નથી, તેમજ ઘડપણમાં ચાકરી કરવાને બદલે અનેક ઉપાધિમાં નાખી હેરાન હેરાન કરે છે. ઘણા પુત્રો એવા વ્યભિચારી–દુરાચારી થાય છે કે, પોતે કેદમાં જઈ વા બીજી રીતે માતાપિતાની આબરૂના, ધનના ને પ્રતિષ્ઠાના કાંકરા કરે છે, અને આ સંતાન વખતે તેમાંનું પણ એકાદ હોય, એ વિગેરે ઘણું સમજે છે. છતાં તે અવગુણો તરફ નહિ જોતાં પૂર્ણ પ્રેમ, પૂર્ણ શ્રમ, અને પૂર્ણ ઉમંગથી લાલનપાલન કરી પોતાની ફરજ કેવળ નિઃસ્વાર્થ તથા કેવળ પરમાર્થે બજાવે છે. જન્મથી પાંચ વરસ સુધીની ઉપાધિ સર્વ કરતાં વધુ છે, અને તેટલી મુદતની ફરજ બજાવવાની માતાપિતાઓને ઘણી વિષમ અને કઠીણ છે. આવા નિઃસ્વાર્થપણાને લીધે તેમનો ઉપકાર અવર્ણનિય, અનુપમ અને અમાપ છે. તેથી તેઓ સર્વ ઠેકાણે, સર્વ કામમાં, સર્વ સંજોગમાં અને સર્વ સ્થિતિમાં પરમ પૂજ્ય છે. હવે આપણે ૭ સાત વરસની ઉમ્મર બાળકની થયા પછીની સ્થિતિ પર આવીએ તો તે વખતે માતાપિતા એજ આપણા ખરા મહેતાજી અથવા માસ્તર છે. જુઓ કે સ્કુલના મહેતાજી તો એક વરસમાં ત્રણ માસ બે વેકેશનના, ૫૨ દિવસ રવિવારના, ૨૬ દિવસ અડધા બુધવારના, ચાળીશથી પચાશ દિવસ તહેવારના એમ આઠ માસ જતાં માત્ર ચાર માસજ સ્કૂલ ચલાવે છે તેમાં પણ માંદગી, વિવાહ, કારજ વિગેરે અવસર, ગૃહ પ્રસંગ, પરગામ ગમન ઈત્યાદિના ઓછામાં ઓછા પંદર દિવસ બાદ ગણતાં સાડાત્રણ માસ નક્કી રહે છે. હવે આ સાડાત્રણ માસમાં રોજ માત્ર પાંચ કે છ કલાક ભણાવવું, તેથી આખા વર્ષમાં માત્ર વીશથી બાવીશ દિવસ અખંડ ( ચોવીશ કલાકનો દિવસ ગણતાં ) મહેતાજીના સંસર્ગમાં બાળક રહે છે. તે વીશ બાવીશ દિવસમાં કલાકે કલાકે વિચિત્ર વિચારનો ખાસીયત શિક્ષક આવે તે પણ પગારદાર, સ્વાર્થી, ઉપરની ટાપટીપવાળો, ભય ત્રાસના જોરવાળો હોય તો તે બાળકના ભવિષ્યની, વ્યવહારની અને જીંદગીની તમામ ચિંતા માથે રાખનારો નજ હોય તો પછી બાળકનું વર્તન કેવું બંધાય તે વિચારવા જેવું છે. જેની પાસે બાળકોનાં મન કચવાય, જેને બાળક ભણો યા ન ભણો, સુધરો યા બગડો તેની સાથે કંઇ લેવા દેવા ન હોય, કદાચ હોય તો પરિક્ષામાં કેમ વધુ પાસ થાય તેને માટે યંત્રની માફક અમુક પુસ્તકો ગોખાવવામાંજ સાર્થક માનતો હોય, જે પોતે પણ ક્રોધી, વ્યસની, દુરાચારી હોય, ત્યાં સ્કૂલમાંની બાળકની હાજરી અને ભણતર એક ફારસ રૂપ, એક વેઠ જેવું હોય તેમાં શું નવાઇ? માત્ર વીશ બાવીશ દિવસ કામ કરીને એક વર્ષનો પગાર લેનાર વેઠીઆ માસ્તરો ક્યાં? અને અખંડ પરિશ્રમથી ચોવીશે ચોવીશ કલાક કામ લેનાર ને દેનાર, અખંડ પ્રસંગમાંજ રહેનાર, પોતાના જીવતરથી અધિક ગણીને ખરું તત્ત્વ સંપૂર્ણપણે આપનાર, પરમ પૂજ્ય સદ્વર્તનશાળી આપણાં માતપિતાઓ ક્યાં? વળી માબાપ જુઓ સ્કૂલ ચાલે કે ન ચાલે, સ્કુલમાં વેકેશન હો, તહેવાર હો કે ગમે તે છૂટી હો, તોપણ પોતાના બાળકને માટે બાંધેલી ઘરરૂપી નિશાળ સદા સર્વદા ખુલ્લીજ રાખે છે. તેવી આપણા પ્રત્યે ઉપકાર દૃષ્ટિ રાખીને વ્યવહારનું અને અન્ય શિક્ષણ યોગ્ય રીતે હમેશાં આપ્યાજ કરે છે, તે માતાપિતાનો ઉપકાર આપણાથી ભુલાયજ શી રીતે? તે વિચારવાનું છે.

વાંચકો! બાળક માંદું હોય, વિવાહ, કારજાદિક અવસર હોય તોપણ માબાપે ખોલેલી ઘરરૂપી સ્કૂલમાં બાળક ગેરહાજર રહેતું નથી. તેમજ માબાપને પણ ખરા શિક્ષક તરીકેની

હમેશાં નિયમિત નોકરી આપવી પડે છે. જો કે ત્યાં રીતસર હાજરી પૂરાતી નથી, દંડ થતો નથી, ફી લેવાતી નથી, અમુક જાતનો સરસામાન કે પુસ્તકો જોઇતાં નથી. નિશાળમાં જેમ ભણતાં ભણતાં ક્યારે છૂટી મળે, ક્યારે રજાના દિવસો આવે કે ઘેર જઇને બેસી રહીએ. તેવી અનેક પ્રકારની લાગણી રહ્યાં કરે છે, તેવું આ માબાપરૂપી શિક્ષકની ઘર નિશાળમાં જરા પણ હોતું નથી. પણ સદા ત્યાં રહેવાતુંજ મન વધે છે. તેથી ઘર તો ખરેખર આનંદના બગીચારૂપ નિશાળ છે. ત્યાં રહેવામાં ભય થતો નથી, મન બિલકુલ કચવાતું નથી અને કોઇ પણ જાતની છૂટી જોઇતી નથી. પૃથ્વીનો છેડોજ બાળકને ઘર છે. આવી ઘરરૂપ નિશાળમાં માબાપ માસ્તરરૂપ, પોતાના બાળકને ઉત્તમ સદ્ગુણી પુત્ર કરવા, અત્યંત વિદ્યાવાન, કવિ, શાહુકાર, પરોપકારી કે હુન્નરી કરવા હસાડી રમાડીને અહોનીશ પોતાની પાસેનો વિદ્યા, કળા, ધન અને અક્કલરૂપ તમામ ખજાનો જરા પણ સંકોચ વગર આપી દેવામાં લગારે ન્યૂનતા રાખતાં નથી. ઘરની, વ્યવહારની તમામ ક્રિયા આબેહુબ રીતે દેખાડે છે. લગ્ન, લૌકિક આચારાદિકના પ્રસંગોમાં તેમજ પોતાના આખા નિત્ય કર્મ-રૂપ ઉત્તમ આચરણોથી એવું શિક્ષણ આપે છે કે, તેથી બાળક ઉત્તમ સુપુરૂપ થાય છે. ઘરમાં અપાતા તમામ શિક્ષણ ઉપરાંત વળી માબાપરૂપ માસ્તર સ્કૂલમાં બાળક સુધરે છે કે નહિ, નબળો થતો જાય છે કે સબળો થતો જાય છે. પાસ થશે કે નાપાસ થશે તેની પણ પૂરતી ચિંતા રાખે છે. અને તેના માટે પેલા સ્કુલના કામ ચલાઉ માસ્તર ( શિક્ષકને ) ભલામણ પણ કરે છે. પરન્તુ માબાપરૂપ માસ્તરને ભલામણ કરવા કોઇ ગયા હોય એવું સાંભળ્યું કે જોયું નથી. આમ દરેક રીતે માબાપ બાળકોને પોતાના પ્રાણથી પણ અધિક ગણીને પોતાની બધી શક્તિ, આચરણ, વ્યવહાર, કળા, કારીગરી, આવડત, ચતુરાઇ અને સદ્ગુણો પ્રત્યક્ષ તથા પરોક્ષપણે અનુપમ શિક્ષણદ્વારા આપે છે. તેની બરોબરી કરવાને કોઇ પણ સ્કૂલ, કૉલેજ, ગુરૂકુલ કે બોર્ડીંગ સમર્થ નથી. વર્ષમાં માત્ર વીશ બાવીસજ બાળક સ્કૂલમાં રહે છે ને તે પણ અમુક વર્ષોની વય થવા સુધીજ! ત્યારે માબાપ કને તો જન્મથી તે જીંદગી પર્યંત જ્યાં સુધી તે હયાતી ધરાવતાં હોય ત્યાં સુધી પાસે રહે છે. અને પેલી સ્કુલ કૉલેજ છોડયા પછી પણ ઘરરૂપ નિશાળનું શિક્ષણ તો ચાલુજ રાખે છે. કારણ કે માતાપિતા તે વખતે સમજે છે કેઃ-

माता रिपुः पिता शत्रुर्बालो याभ्यां न पाठयते ॥
सभा मध्ये न शोभते, हंस मध्ये बको यथा ॥ ३ ॥

**ભાવાર્થઃ**—જે માતા અને પિતા બાળકને ભણાવતાં નથી, તે બાળકને શત્રુરૂપ છે. કેમકે હંસના સમાજમાં બગલો ન શોભે, તેમ સજ્જનોની સભામાં તેવો બાળક શોભતો નથી. વળી માતાપિતાનું કર્તવ્ય છે કેઃ-

लालयेत्पंच वर्षाणि, दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे, पुत्रे मित्रत्वमाचरेत् ॥ ४ ॥

**ભાવાર્થઃ**—પુત્રને પાંચ વરસ સુધી લાડ લડાવવાં, દશ વરસનો થતાં સુધી તાડન કરવું, અને સોળ વરસનો થતાં તેની સાથે મિત્રભાવથી વર્તવું; કારણ કે જેમ માતાપિતા આપણા પ્રત્યે શુભેચ્છા રાખે છે તેની પેઠેજ તેમની સઘળી આશા પૂર્ણ કરવી તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

आशंसते हि पुत्रेषु, पिता माता च भारत ।
यशः कीर्तिमथैश्वर्य, प्रजा धर्म तथैव च ॥
तयोराशान्तु सफलांयः करोति स धर्मवित् ॥ ५ ॥

ભાવાર્થ:—પિતા અને માતા પુત્રને વિષે યશ, કીર્તિ, ઐશ્વર્ય, પ્રજા, સંતાન અને ધર્મની આશા કરે છે, માટે જે મનુષ્ય પિતા માતાની તે આશા સફળ કરે છે તેજ ધર્મને જાણનારો છે. (અપૂર્ણ.)

## अलौकिक गुफाओ.

### (૧)

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં આવેલ કેંટકી પ્રાંતમાં "મેમોથ" નામની ઘણી પ્રાચીન વખતની એક ચમત્કારી અલૌકિક ગુફા છે. તેના જેટલી મોટી વિસ્તારવાળી ગુફા આ જગતમાં બીજા કોઇ ઠેકાણે હજુ સુધી કોઇના દેખવામાં આવી નથી. અત્યાર સુધીમાં તે ગુફા સંબંધી જે જે તપાસ કરવામાં આવી છે, તે ઉપરથી જણાઇ આવે છે કે તે આશરે દશ ગાઉ ઉપરાંત લાંબી છે પરન્તુ પૃથ્વીની માંહે નીચાણમાં કેટલી ઉંડી છે તે હજુ સુધી કોઈના જાણવામાં આવ્યું નથી, તે ગુફામાં ઘણો અંધકાર હોવાના લીધે જોવા જવાની ઇચ્છા રાખનારે અંદર મોટી બત્તી પ્રગટાવીને સાથે લઇ જવાની જરૂર પડે છે. તે ગુફામાં માંહે થોડુંએક ગયા પછી એકે અદ્દભુત ચમત્કાર જોવામાં આવે છે, એક તરફ વિલક્ષણ આકારના ચકિત કરનારા ઉત્તમ પ્રકારના થાંભલાઓથી ભરપુર મોટાં દીવાનખાના જેવા ઓરડા માલુમ પડી આવે છે, અને બીજી બાજુએ રત્નજડિત્ર દેવળોના ગભારા સરખા ઓરડાઓથી તેના તેજના લીધે આંખો સ્થિર બની જાય છે. આ ગુફાની બાંધણી ચક્રવ્યૂહ પ્રમાણે છે. અને તેના જુદા જુદા ભાગોનાં નામ જુદાં જુદાં પાડવામાં આવ્યાં છે. તેમાં એકનું નામ "રાક્ષસી ઘુમ્મટ" છે. તે જોતાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કારણકે આ ઘુમ્મટ આશરે ચારશોને ત્રીશ ફુટની ઉંચાઈમાં હોવાના લીધે તેને જોવા સારૂ ગમે તેટલી મોટી મશાલ સળગાવી હોય તો પણ તે ઘુમ્મટની ટોચ સુધી ઉંચે નજર જઇ શકતી નથી, વળી આ ગુફામાં એક "સ્ટાઇક્સ" નામની મોટી નદી વહ્યા કરે છે, તેને ગ્રીક દંત કથાઓમાં ઇહલોક અથવા નરકમાં કલ્પેલી એક નદીનું નામ આપવામાં આવ્યું છે. તેજ નામ આ નદીને પણ આપવામાં આવેલ છે. તે નદી ઘણી જગ્યાએ આડીઅવળી વહેતી હોવાના સબબે ભયંકર જણાઈ આવે છે. તેથી તેના પાણીમાં સઘળે ઠેકાણે ચકચકાટ થઈ જાય છે, ત્યાંથી આગળ જતાં એક "મૃત સમુદ્ર" નામનું ઘણું અને ચમત્કારી તળાવ રસ્તામાં આવે છે, આ આખી ગુફા કોઈનાથી પુરી જોઇ શકાતી નથી, પરન્તુ તેનો થોડો ઘણો ભાગ જોતાં પણ ચાર પાંચ દિવસ લાગી જાય છે.

### (૨)

ઇટાલી દેશમાં બાકેનો નામે શહેરથી ચાર ગાઉ પર આવેલા સાકા નામના ગામની નજીક ઘણા દરદોને નાશ કરનારી એક ચમત્કારી ગુફા છે. તે ગુફામાં ઘણી જગ્યાએ બારીક નાનાં બાકાં છે તે બાકાંમાંથી માહા તથા ફાગણ માસમાં કોઈ પણ માણસને ન કરડે તેવા

વગર ઝેરના વિવિધ રંગના મોટા સાપો બહાર નીકળે છે, તે વખતે એ ગુફાની અંદર વિસ્ફોટક, રક્તપીત્તવાળાં અર્ધાંગવાયુથી જેના હાથપગ રહી ગયા હોય તે, ગરમીથી પીડાતાં, રાફા અને સોજાના દરદીઓ તથા ભગંદર વગેરે રોગોથી પીડાતા માણસો ત્યાં જઇને બેસે કે સુઇ જાય એટલે તરત કેટલાક સાપ બાકાંમાંથી બહાર નીકળી દરદી માણસના સઘળા અંગપર લપેટાઇ જઇને પોતાની લાંબી જીભો બહાર કાઢી બધા રોગવાળા ભાગોપર ચાટવા લાગી જાય છે, તેથી તેના લીધે દરદીને ઘણોજ પસીનો વળે છે. એ મુજબ દરદી બે ત્રણ દિવસ કલાક બબે કલાક ગુફામાં જઇને બેસે અને સર્પો તેને ચાટી લે, એટલે આખા જન્મનું તે દરદ મટી જાય છે. આ ગુફામાં જે જે બાકાં છે તેમાંથી હમેશાં ઝીણો અને કોઇ વખત ભારે અવાજ જોરથી આવ્યા કરે છેઃ **"દરદનો નાશ કરવાને માટે કેવો કુદરતનો ચમત્કારી પ્રભાવ!"** એવું કહેવાય છે કે, રોમનના એક સઘળા અંગે સડી ગયેલા રક્તપિત્તવાળા દરદીએ આપઘાત કરવા નિમિત્તે પ્રવેશ કરતાં સાજો થઇ જવાને લીધે આ ગુફાને પ્રસિદ્ધિમાં આણી હતી; અને તેના પ્રતાપે હજારો દરદીઓ પોતાના અસાધ્ય દરદોથી મુક્ત, આજે પણ થાય છે.

---

# चमत्कारी फकीर.

### દશ મહિના જમીનમાં દટાઈ રહેનાર ફકીરની નજરે જોયેલી એક ખરી અને અદ્‌ભુત વાર્તા.

ઇસ્વી સન ૧૮૩૮ માં **મી. નવરોજજી ફરદુનજી** જ્યારે પંજાબ તરફની મુસાફરીએ ગયા હતા, ત્યારે તેમણે મહારાજા **રણજીતસિંહ**ની સમક્ષ **લાહોર**ના દરબારમાં એક ચમત્કારી **ફકીરને** જોયો હતો. તેનો હેવાલ તેઓ નીચે પ્રમાણે આપે છે.

એ **ફકીર** એક મહિનાથી તે બે વરસની લાંબી મુદત સુધી જમીનમાં દટાઇ રહેતો હતો, અને તેમાંથી પાછો જીવતો બહાર નીકળતો. એ વાતની ત્રણ ચાર વખત **લાહોર**માં અજમાએશ થઇ હતી. એ **ફકીર** એવો નવાઇ સરખો ખેલ દેખાડવા પહેલાં પોતાની સઘળી તૈયારી કર્યા પછી, એક દિવસે મહારાજ **રણજીતસિંહ** તથા તેમના દરબારના નામીચા અમલદારો, એ અચરત સરખો તમાસો જોવાને આવ્યા હતા, તેઓની સામે એ ફકીર દટાએલો હતો. તેની ઉપજ-નીપજ આ પ્રમાણે થઇ હતી, કે તે ધણીએ દટાવાની પહેલાં પોતાના નાકનાં નસકોરાં તેમજ કાન અને શરીર પરના બીજા છેદો કે જે રસ્તેથી હવા આવજાવ કરી શકે તે સઘળામાં મીણ દાબીને બંધ કર્યાં, પણ તેણે પોતાનું મોઢું ઉઘાડું રાખ્યું હતું, અને પોતાની જીભને વાંકી વાળીને પોતાનું ગળું પણ બંધ કર્યું. પછી તેને ઉચકીને એક **કોથળામાં** નાંખીને તેનું મોઢું શીવી લઇ તે ઉપર મહારાજાએ પોતાની **મહોર** દાબીને તે કોથેળાને એક દેવદારની **પેટીમાં** મૂકીને તેને તાળું મારી તે ઉપર પણ મહારાજાએ પોતાની મહોર દાબી અને જમીનમાં ખાડો ખોદીને તેમાં તે પેટી મૂકી, તે ખાડાને મટોડું નાંખીને પૂરી નાંખ્યો. પછી તે ઉપર તરતજ સર્વના દેખતાં જવના દાણાની રોપણી કીધી, તથા આસપાસ ચોકી કરવા સારૂ પેહેરો મેલ્યો. એ રીતે આશરે **દશમાસ** સુધી એ ફકીરને ભોંયમાં દાટી રાખ્યા પછી મહારાજા પોતે તે જગ્યા ઉપર તેને બહાર

કાઢવા માટે ગયા. તે વેળાએ તેમની સંગાથે **ઇન્દોરનો રેસીડંટ સર સી૦ એમ૦ વેડ** હતોઃ તેઓની નજરે પેલી જમીન ખોદીને તેમાંથી પેલા ફકીરની પેટી બહાર કાઢીને તેનું તાળું ઉઘાડયું, તો તેના પર મહારાજે જે મહોરો દાબી હતી તે અનામત જોવામાં આવી. તે મહોરો મહારાજાએ પોતાને હાથે તોડીને તે ફકીરને **દસ મહિને** તેમાંથી બહાર કાઢયો, ત્યારે તેની નાડી **સર વેડ** પોતે જોઈ, તથા તેનું પેટ તપાસ્યું તે પરથી જોવામાં આવ્યું કે તેનો દમ બંધાઇ ગયો હતો, તથા નાડી ચાલતી નહોતી; તેમજ તેનો પ્રાણ હોય એવું પણ માલુમ પડયું નહિ. પછી એક જણે તેના મોંઢામાં આંગળી ઘાલીને તેની જીભ બેવડ વાળીને વાંકી કરેલી હતી તે સીધી કરી, તે વેળાએ તેનું કપાળ અતિશય ગરમ થએલું હતું, પણ તેના શરીરના બીજા ભાગો શિતળ હતા. પછી તેના શરીર પર ગરમ પાણી રેડયું તથા તેના કપાળ ઉપર એક ઉની રોટલી મૂકી, અને તેનાં નાક તથાં કાનમાંથી મીણ કાઢયું, ત્યારે આશરે બે કલાકની વચમાં તે ફકીર પાછો આગળની પેઠે હોંશિયાર થઇને ઉભો થયો, તે જોઇ સર્વ લોક ભારે અચંબો પામ્યા; કારણ કે કોઇને પણ આવી રીતે દશ મહિના સુધી ભોંયમાં દટાઇ રહેવા છતાં પાછો જીવતો નીકળશે એવી બિલકુલ આશા નહોતી. એ ફકીર આશરે ત્રીશ વરસની ઉંમરનો એક રૂપાળા અને સોહામણા ચહેરાનો હતો, અને તે કહેતો હતો કે ગમે તેટલી લાંબી મુદત સુધી તેવી રીતે ભોંયમાં રહી શકું છું. જેટલી મુદત તે ભોંયમાં રહી શકે છે ત્યાંસુધી તેના **વાળ** તથા **નખ** વધતા નથી, અને એવી હાલતમાં જે વેળાએ પડી રહે છે, તે વેળાએ તે ઘણાંએક સારાં **સ્વપ્નાં** જુએ છે, તથા તેવા વખતમાં કશો ખોરાક કે પાણી તેનાં ખાવા પીવામાં આવતું નથી. વળી એ પરીક્ષા થઈ તેની પહેલાં **ડાક્ટર મેકરી ગોરેબીએ** ફકીરને બરોબર તપાસ્યો હતો. તેથી તે ઘણો અચરજમાં પડયો હતો કે એ ફકીરે અન્નપાણી તથા શ્વાસ વિના શી રીતે એટલા બધા દિવસ ગુજાર્યા હશે; તેમાં પણ વળી અન્ન પાણી સિવાય તો થોડું ઘણું નભી શકે, પરંતુ હવા સિવાય તો મનુષ્યથી એક ઘડી પણ જીવી શકાય નહિ; તો એ ફકીરનો જીવ શી રીતે કાયા સાથે હયાતી રહ્યો હશે તે ચમત્કારી માહાત્મ્ય કોઈના પણ જાણવામાં આવી શકયુંજ નહિ.

---

## काव्यकुंज.

---

### जीवन-सन्देश.

[ હરિગીત ]

આવ્યા અહિ શા કામથી, શા પ્રેમથી, શા અર્થથી ?
આવ્યા અહિ શા સારથી,-શા નેમથી, શા કર્મથી ?
આવ્યાજ હા ! વિદારવા દુઃખો કટુ દિન રંકનાં—
આવ્યા નકી કર્તવ્યથી ! કરવા જનોની સેવના !
સત્કીર્તિ ઝાંખી સુગંધવિણ સુમનો સહુ પ્રસરાવતાં,
માધુર્યવિણ ભ્રમરો કદિ મધુસ્વાદ એ ના ચાખતાં;
પ્રભુ પ્રેમીઓ પ્રભુમય બની આનન્દમાં સૌ નાચતા,
ભૂ પ્રેમિઓ દીનમય બની જન સેવમાં સૌ અર્પતા.

ચાહ્યા નથી, સેવ્યા નથી, જાણ્યા નથી પોતાસમા,
દીન રંકમાં દીધાં નથી—લીધાં નથી આશ્વાસનો;
ઝુંબ્યા ભલે, ખેલ્યા ભલે,—આરામને નીત્ય ઐશમાં,
પણ દુખીની સેવા વિના આયુષ્યની મીઠાશ ક્યાં? ૩
જાણો કુરાન, સ્મૃતિભલે જોવા ચહો તે સૌ જુવો,
ભૂ પ્રેમીઓ ને સેવકો પરમાર્થમાં સ્વાર્થજ જુવે;
દીન પોષવા, દીન સેવવા, અંધારને ઉજાસવા,
કલ્યાણીઓ સૌ યુગમાં નીજ આત્મને હોમાવતા. ૪
પરમાર્થમાં આનન્દ લે, કર્તવ્યમાં મંડયા રહે,
જન સેવમાં સત્સંગનો ઉત્સવ લહે સૌ પ્રીતિયે;
દીન સેવના ખંતે કરી તાર્યા કદિ કો દુખીને,
દેશસેવા–દેવસેવા સૌ એજ છે! હા એજ છે. ૫
જ્યારે રૂવે પામીવ્યથા, દૂખીઘણા ચોધારથી,
જ્યારે મરે રોગી બની, રંકો ઘણા ખાધાવિના;
જ્યારે ઝુરે ગરિબો ભલા ગરિબાઈમાં પૈસાવિના,
એ દીનની દીનતામહીં સેવાતણી મીઠાશ છે. ૬
ચાહો ભલા સૌ દીનને, સૌ ભાઈને, સૌ કોઈને,
પ્રેમે ગ્રહો સૌ સેવના—દીન સેવના ઉમંગથી;
ઉદ્ધારજો, સંસ્કારજો, જીવાડજો, લૈ આત્મમાં,
પીડિતો ઘણાં, રડતાં દુખે, વિલાપમાં દીન ગાળતાં. ૭
આવ્યા અહિં ઉદ્ધારવા, વિકસાવવા સૌ રંકને,
આવ્યા અહિ દેવાહૃદય, અતિપ્રેમથી સૌ કોઈને;
આવ્યા અહિ દીપ જ્ઞાનનો દીનો વિષે પ્રકટાવવા,
જન્મ્યા ઉઠાડીને કકળતા ભાણ્ડુઓ આશ્વાસવા. ૮
આવ્યા નથી ભુલાવવા સ્વાદો કટુ દીન રંકના,
ચાહી અને સેવી હૃદે છાતી પરે સૌ રાખવા;
નિવૃત્તિ કે પ્રવૃત્તિ હો, સકામ કે નિષ્કામ હો!
હો દુખ કે સુખ હો ભલે સ્વકર્મમાં સૌ સુખ છે. ૯
આવાસ છે પ્રભુવ્યક્તિનો સૌ દીનજનના આત્મમાં,
પૂજ્ય છે પ્રભુ મૂર્તિ સર્વે રંકના આરાધને;
સૌ દેશસેવા—દેવ સેવા એજ છે! હા! એજ છે!
કલ્યાણીઓ સૌ યુગમાં દીન આત્મને ઉદ્ધારવા. ૧૦
જીવન તણા કલ્યાણના સન્દેશ આ પ્રેરાય છે।
દીનરંકની આશિષથી દીન હૃદય આ પૂજાય છે!
સુખીરહો! સંતોષ લ્યો! પ્રભુ પ્રેમમાં પેર્યા રહો!
સૌ આત્મમાં નીજને જુવો ને પ્રેમથી ચાહ્યા કરો.

“રમણીય”

## પ્રેમ.

(લેખકઃ-શાહ માણેકલાલ વાડીલાલ મુ. સાબરમતી.)

આખું જગત તે સ્વર્ગને, મૃત્યુ અને પાતાલ સૌ;
તે પ્રેમનાં ઝોલાં મહિં, ગુલતાન છે ઝુલવા સહુ.
સૌ રાયને સૌ રંક વળી સૌ, જોગીને ભોગી - બધા;
તે પ્રેમના ઝરણા મહિં, આતુર છે ન્હાવા સદા.
હા થી ઓ ના કુંભનું, અંકુશ તો અંકુશ છે;
બ્રહ્માંડ સર્વે તણું ખરે, અંકુશ એકજ પ્રેમ છે.
એ પ્રેમની ખાતર ખરે, દેતી સતી પ્રાણાહુતિ;
એ પ્રેમની ખાતર ખરે, બહુકો જતા વ્હેલા મરી.
એ પ્રેમની ખાતર પતંગ, દીવા મહિં જોને બળે;
એ પ્રેમ ખાતર હાથીઓ જો, જાળમાં જલ્દી પડે.
એ પ્રેમ ખાતર જો મૃગોએ, તીરને વલ્લી ગણી;
એ પ્રેમની ખાતર અલિ, અરવિંદમાં જાતા મરી.
એ પ્રેમની ખાતર ઘણાં, કફની ધરી નીકળી ગયાં;
એ પ્રેમની આગળ નહિં, માણિક્યને મોતી વધ્યાં.

## પ્રભુજીના પગલે !

(લેખકઃ-મી. હરી અમદાવાદ.)

ચાલો, વ્હાલાં ! પ્રભુ પગલે,
દોડો, વ્હાલાં ! પ્રભુ પગલે,
ખેલો, વ્હાલાં ! પ્રભુ પગલે,
પ્રભુજીના પગલે પગલે !
બોલો, વ્હાલાં ! પ્રભુ પગલે,
હસો, વ્હાલાં ! પ્રભુ પગલે,
રડો, વ્હાલાં ! પ્રભુ પગલે,
પ્રભુજીના પગલે પગલે !
ઉઠો, વ્હાલાં ! પ્રભુ પગલે,
બેસો, વ્હાલાં ! પ્રભુ પગલે,
સુવો, -વ્હાલાં ! પ્રભુ પગલે,
પ્રભુજીના પગલે પગલે !
છોડો સંસાર પ્રભુ પગલે,
લીઓ સંન્યસ્ત પ્રભુ પગલે,
કરો આત્મોદ્ધાર પ્રભુ પગલે,
પ્રભુજીના પગલે પગલે !

## ગઝલ.

(લેખકઃ—આત્મન્. મુ. સાણંદ.)

કહ્યું તું માન જ્ઞાનીનું, અરે ઓ? આત્મના સંગી;
કહ્યું તું માન સંતોનું, અરે ઓ! આત્મના રંગી. ૧
અમે તો સંતના શરણે, રહીને આત્મ તારીશું;
હૃદય ઇચ્છા વશી એવી, છુપાવું પણ છુપે નહિ તે. ૨
નમું વ્હાલા ગુરૂ પ્રેમે, મહા સદ્‌ગુણથી ભરિયા;
બનું સેવક તમારો હું, નથી તાર્યા વિના આરો. ૩
હૃદયની વાત સહુ જાણો, ગુરૂજી સર્વ મ્હારી તે;
દયા દૃષ્ટિ ગુરૂ આણી, ક્ષમા અપરાધ સહુ કરજો. ૪
અરે ઓ તત્વના સંગી, અમોને તત્વ આપીને;
ઉગારો દુઃખ અગ્નિથી, ગુરૂજી જ્ઞાનથી મ્હારા. ૫
તમે તો જ્ઞાનમાં રમતા, અમે અજ્ઞાનમાં ભમતા;
ઉઘાડો જ્ઞાન ચક્ષુને, બુદ્ધબ્ધિ જ્ઞાનથી મ્હારા. ૬

---

## પ્રેમ મુગ્ધ ભ્રમર.

લેખકઃ—મહેતા મગનલાલ માધવજી જૈનબોર્ડીંગ—અમદાવાદ.

ભાનુ તણી ધવલ જ્યોત થકી વિકાસી,
બેઠી હતી કમલીની-અલિ રાહ જોતી;
આવ્યો મધુપ તહિં એક નીશા ભરેલ,
બેઠો જઈ કમલ ઉદરમાં છકેલ. ૧
સંગે રમે ગમત ગોષ્ટી કરીજ ભૃંગે,
ચુંબી લઇ નીરખતો વીકસીત નયને;
ધીમે ધીમે સફર પૂર્ણ કીધી રવિએ,
અંતે છુપ્યો સરકી અસ્ત ગીરિની પુંઠે. ૨
સંકોચી લીધી નીજ પાંખડીઓ ત્વરાથી,
જાણે નલિની અલિને નીજ હુંફ દેતી;
ભૃં ભૃં તણું મધુર ગાન અલિ ચલાવે,
ને તાળ દઇ નલિની હર્ષ થકી સુણે તે. ૩
રાત્રિ વીતી થઇ જશે ખીલતું પ્રભાત,
ને સૂર્ય પૂર્ણ નભમાં કરશે પ્રકાશ;
માર્તંડના કિરણથી ખીલશેજ વ્હાલી,
ત્યારે વિમુક્ત બની જઇશ પ્રિયા કનેથી. ૪
આવા વિચાર રચતો નીજ આત્મ સાથે,
ભોગી રમે અમીત હર્ષથી પ્રેમ પાત્રે;

આવી ગયો કમળ તે ક્રુર એક હસ્તી,
હા! હા!! થયો ભ્રમર તે પરલોક વાસી. ૫
આશા રૂપી કમળ વિશ્વસરે વસે છે,
ને માનવી મધુકરો કમળે ફસે છે;
છુટવા વિચાર કરતા શુભ કાર્ય સર્વે,
માતંગ કાળ હતો બધી આશ તેરે. ૬
ભોળા! કરી ક્ષણીક વૈભવને દૂરે તું,
સત્કાર્ય માળ મણકા ગણી રાત દી તું;
કીરતાર કિર્તન મહિં પ્રભુતા ગણી તું,
આરોહ જે ઉદય પર્વત શૃંગ ઉંચુ. ૭

सद्गुरु श्रीमद् बुद्धिसागरजी सूरिभ्योनमः

## अष्ट प्रवचन माता.

( લેખકઃ—મુનિશ્રી અજીતસાગરજી—વિજાપુર. )

ચરમજીનરાજ શ્રીમણ ભગવંત શ્રી મહાવીર પ્રભુજીએ ભવ્યાત્માઓના કલ્યાણાર્થે શ્રી ઉત્તરાધ્યન સૂત્રના ચઉવીસમા અધ્યયન મધ્યે અષ્ટ પ્રવચનમાતા (સંયમનીજનેતા)નું સ્વરૂપ વર્ણવ્યું છે તેનું અત્રે યદ્ કિંચિત મમમત્યાનુસારે કથન કરવા આ લેખ લખવા પ્રવૃત્તિ કરેલું અને શરૂઆતમાં સર્વે પાઠક જનોને જણાવુંછું કે હંસવત્ ગુણ ગ્રાહક બની ગુણનેજ ગ્રહણ કરશો.

હવે લેખ શરૂ કરતાં પ્રથમ શાસ્ત્રકાર મહારાજા અષ્ટ પ્રવચન માતાનાં નામ કથન કરે છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ અષ્ટ તેમાં પ્રથમ સમિતિનું નામ તથા વ્યાખ્યા આ પ્રમાણે છે.

૧ ઈર્યાસમિતિ તેના ચાર ભેદ વિર પરમાત્માએ જણાવ્યા છે ૧ અવલંબન થકી ઈર્યા. ૨ કાળથકી ઈર્યા. ૩ માર્ગથકી ઈર્યા, ૪ યત્ન થકી ઈર્યા એવં ચતુર્ધા. તત્રિમત્રપિ અવલંબન ઈર્યાના ત્રણ ભેદ શાસ્ત્રકારે કથન કર્યા છે. જ્ઞાનાવલંબન. ૧ દર્શનાવલંબન. ૨ ચારિત્રાવલંબન ૩ ઇતિ. કાલથકી ઈર્યા તે જે સમયે જે કાલ વર્તતો હોય તે. માર્ગ થકી ઈર્યા તે કુપંથનો ત્યાગ કરવો. યત્નાથકી ઈર્યા તેના ચાર ભેદ વર્ણવ્યા છે. તદ્યથા. દ્રવ્ય. ૧ ક્ષેત્ર. ૨ કાલ ૩ અને ભાવ ૪ એવં. હવે દ્રવ્યથકી યત્ના તે ત્રસ તથા સ્થાવર સર્વે પ્રકારના માટે દ્રષ્ટિનો સદુપયોગ કરીને ગમના ગમન કરવું. ક્ષેત્ર થકી યત્ના તે સાડા ત્રણ હાથ જમીન પ્રમાણે દષ્ટિ નાંખી ચાલવું, પરંતુ આડુંઅવળુ જોતાં જોતાં ગમનાગમન કરવું નહિ. કદાપી કોઇ પદાર્થ જોવાની જરૂર પડે તો ઉભા રહીને જોવું, પણ ચાલતાં ચાલતાં નહિ, કાલ થકી યત્નાતે દિવસે ગમનાગમન કરવું તેપણ ઉપરોક્તરીત્યા. પરંતુ રાત્ર ગમન કરવું નહિ. કદાપિ રાત્રે ગમના ગમન કરવાની જરૂર પડે તો જમીન પૂંજ્યા સિવાય પગ મૂકવો નહિ. રાત્રિમાં—વડીનીત, લઘુનિત તથા વાયણા. પડિમચ્છણા વિનય વૈયાવચ્યાદિક કારણોના લીધે ગમના ગમન કરવું પડે તો ખાસ પગ તથા જમીન પૂંજ્યા સિવાય ગમના ગમન કરવું

નહિ. ભાવથકી યત્નાતે શબ્દ. ૧ રૂપ, ૨ રસ, ૩ ગંધ, ૪ સ્પર્શ. ૫ વાયણા, ૬ પુછણા, ૭ પરિયટણા, ૮ અણુપેહા, ૯ ધર્મકથા, ૧૦ એ દશ બોલનું સેવન કરતાં થકાં ગમના ગમન કરવું. ઉપરોક્ત પ્રમાણે પ્રથમ ઇર્યા સમિતિને જે ભાવ્યાત્માઓ પરિપૂર્ણ પ્યારથી, આદરે છે તે જીવાત્માઓ સંસાર સમુદ્રનો પારપામી પરમ પદના અધિકારી બને છે. એમ શાસનપતિ દેવ શ્રી વર્ધમાન સ્વામીનું ફરમાન છે.

તેમજ પુનઃ શ્રી દશવૈકાલીક સૂત્રમાં શય્યંભવ સૂરી મહારાજ કથન કરે છે કે. **जयंचरे जयंचीट्ठे, जयंमासेजयंसए, जयंभुंजंतो भासंतो, पावकम्मं नबंधइ ॥ १ ॥** યત્ના પૂર્વક ગમના ગમન કરતાં થકાં તથા બેસતાં ઉઠતાં અને સૂતાં થકાં તેમજ યત્ના સહિત ખાતાં પીતાં અને બોલતાં થકાં પાપ કર્મનો બંધ થતો નથી. માટે સર્વે સુખાર્થી જંતોએ સદા ઇર્યાસમિતિનો આદર કરવો. યત્ના સંયુક્ત કાર્ય કરતાં કદાપિ જીવનઘાત થાય તોપણ તેને શાસ્ત્રાકાર આરાધક કહે છે, અને યત્ના રહિતપણે વર્તતાં કસ્મિન્નપિ સમયે જીવઘાત ન થાય તોપણ તે વિરોધકજ છે. એમ ખાસ ભાર દઇને જ્ઞાનીજનોએ કથન કર્યું છે. ઉદાહરણઃ જેમકે પરમ પવિત્ર મુનિમહારાજજી સચિત્ત જળથી ભરેલી નદી ઉતરે છે ત્યારે શું અપકાયણી વિરાધના નહિ થતી હોય ? થાય છેજ; છતાં પણ આરાધક છે એમ કહેવાનું પ્રયોજન શું ? તો એજ કે યત્ના સંસુક્ત. અને યત્ના રહિત એવા અંગારમર્દકા ચાર્ય પોતાના પગતળે અંગારા કચર્યા છતાં પણ તેવણને વિરોધક કહ્યા છે. માટે વીર પ્રભુના વીર બાળકોએ પ્રાણાન્ત કષ્ટે પણ ઇર્યા સમિતનો ત્યાગ કરવો નહિ.

હવે આગળ ચાલતાં દ્વિતિય ભાષા સમિતિ અને તેના ચાર ભેદનું આખ્યાન શાસ્ત્રકારે આ પ્રમાણે કથ્યું છે. દ્રવ્યથકી ભાષા સમિતિ ૧ ક્ષેત્રથકી ભાષા સમિતિ, ૨ કાલથકી ભાષાસમિતિ, ૩ અને ભાવથકી ભાષાસમિતિ, એવં ચતુર્ધા. પુનઃ દ્રવ્યથકી ભાષાસમિતિમાં અષ્ટ પ્રકારની ભાષા સર્વથા બોલવી નહિ, તદ્યથા. કઠોરકારી, ૧ કરકસદકારી, ૨ છેદકારી, ૩ ભેદકારી, ૪ મર્મકારી, ૫ મોસાકારી, ૬ સાવદ્યકારી, ૭ નિશ્ચયકારી, ૮ ઇતિ. હવે ભાષા સમિતિનો ધારક જીવાત્મા ભાષા બોલે તે કેવી રીતે બોલે તેનું સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું છે જે અષ્ટપ્રકારની ભાષાનો ત્યાગ કરીને બોલે તદ્યથા. ક્રોધકારી ૧ માનકારી, ૨ માયાકારી. ૩ લોભકારી. ૪ રાગકારી, ૫ દ્વેષકારી, ૬ હાસ્યકારી, અને ભયકારી, ૮ એવું સર્વેમળી કુલ સોળે પ્રકારની સાવદ્યભાષાનો ત્યાગ કરી, નિર્વદ્ય અને સત્યભાષા નિરંતર જે જીવાત્મા બોલે છે તેને ભાષાસમિતિનો આરાધક કહ્યો છે. ક્ષેત્રથકી ભાષાસમિતિનો ધારણ કરનાર જીવાત્મા રસ્તે ચાલતાં ચાલતાં કાંઈ પણ બોલે નહિ. કાલથકી ભાષાસમિતિમાં પ્રવર્તનાર ભવ્યાત્મા એક પહોરરાત્રી ગયાં પશ્ચાત્ મોટા અવાજથી બોલે નહિ. ભાવ થકી ભાષા સમિતિને સેવનાર પ્રાણી સદોદિત ઉપયોગપૂર્વક નિરવદ્ય ભાષા પરિપૂર્ણ વિચાર કરીને બોલે: ઉપરોક્ત રીત્યા જે જીવાત્મા પોતાની ભાષાનો સદુપયોગ કરે છે તે ચતુર્ગતિરૂપ સંસારનો અંત કરવા ભાગ્યશાળી બને છે. અને વળી શાસ્ત્રકાર કથન કરે છે કે ભાષા સમિતિ સહિત ભાષણ કરનાર અહર્નિશ બોલે તો પણ મુનીશ્વર છે અને ભાષા સમિતિ વિના નિરંતર મૌનપણું ધારી રહે તોપણ તે મુનિ–ગુણરહીત છે. માટે અપૂર્વ મનુષ્યાવતાર પ્રાપ્ત થયે છતે પોતે પોતાની ભાષાનો દુરૂપયોગ ન કરતાં સદા સર્વદા સત્ય અને નિર્વદ્ય તે પણ જેમ બને તેમ સ્વલ્પ બોલાય તેમ વર્તવું. પરંતુ પ્રાણાન્ત કષ્ટે પણ અસત્ય

ભાષા બોલી પોતાના પવિત્ર મુખને દોષિત કરવું એ સજ્જન પુરૂષોને શોભાપાત્ર નથી. એમ જ્ઞાની પ્રભુએ મુક્ત કંઠે કથ્યું છે. ઉદાહરણ તરીકે સત્ય ભાષા પણ વિના-વિચારે બોલવાથી મહાન્ આપત્તિ આપનારી બને છે તો પશ્ચાત્ અસત્યની તો વાતજ શું? જેમ કે સર્વ સંપત્તિયોએ કરી સંયુક્ત મોહનપુર નામનું પ્રાચીન કાળમાં એક અતિ મનોહર નગર હતું. તત્ર મણિસેન નામે એક લક્ષ્મીપતી ધન્ય ધાન્યવડે કરી સંયુક્તવાસ કરતો હતો. એક દીવસ રાત્રીના સમયમાં તે પોતે સ્વપત્નિ સાથે સુખશય્યામાં સંસાર સુખોને અનુભવતો હતો.

તેવા સમયમાં અકસ્માત્ કેટલાક નિશાચરો એકઠા થઇ તે મણીસેનનું ઘર લુંટવા માટે આવી ચઢયા. ખબર મળતાંની સાથે પતિ પત્નિ એકદમ ચમકી ઉઠયાં અને જીવતા બચીશું તો લક્ષ્મી પુનઃ મેળવીશું એમ ધારી ખાનગી જગ્યામાં બન્ને અલગ અલગ છુપાઈ બેઠાં. પશ્ચાત્ નિશાચરો નિડરપણે તેના ઘરમાં ભરાઇ ગયા અને તેનું સર્વસ્વ હરણ કરી જવાની તૈયારી કરવા લાગ્યા. તે સઘળું મણીસેન ખાનગી રીતે જોઇ રહ્યો હતો તેથી તેના મનમાં વિચારો ઉદ્ભવવા લાગ્યા કે અરે! આ ચંડાળો મારી સઘળી લક્ષ્મી હરણ કરી ચાલ્યા જવાની તૈયારી કરી રહ્યા છે, તેઓ ચાલ્યા જાશે. પશ્ચાત્ સવારે હું ખાઇશ શું, માટે થોડું પણ તેઓ મુકી જાય તો ઠીક. પરંતુ ચોર લોકોના હૃદયમાં દયા કયાંથી હોય કે તેની ધારણા પ્રમાણે વર્તે. તેઓ તો ચાલવા લાગ્યા ત્યારે મણીસેનથી બોલ્યા સિવાય રહેવાયું નહિ તેથી બોલ્યો કે અરે ચૌરી જનો! તમે મ્હારૂં સર્વસ્વ હરણ કરી ચાલ્યા જાઓ છો, પણ હું સવારે ખાઇશ શું. માટે થોડું પણ દ્રવ્ય અત્રે રાખતા જાઓ તો તમારો મોટો ઉપકાર. તેનાં વાક્યો શ્રવણ કરતાની સાથેજ નિર્દય ચૌર જનોએ વિચાર કર્યો જે આ ઘરનો માલીક જાગતો છે અને આપણ સર્વને તેણે જોયા છે માટે સવારના પ્રહરમાં તે આપણને પકડાવશે. માટે આપણે અત્યારેજ તેને પકડી મારી નાખો એમ બોલતાંની સાથેજ એક ચોરે મણીસેનને પોતાની સમશેરને સ્વાધીન કર્યો. અંત સમયમાં મણીસેન પશ્ચાતાપ કરવા લાગ્યો કે હું બોલ્યો ન હોત તો મ્હારી આ દશા થાત નહિ. અને જો હું જીવતો હોત તો ગમે તેમ કરીને પણ હું મ્હારો સંસાર ચલાવત. પરંતુ બોલવાથી આ દશા થઇ માટે ખરેખર બોલવામાં ફાયદોજ નથી; એમ વિચાર કરતાં કરતાં તેના પ્રાણોએ અન્યગતિમાં ગમન કર્યું. તે પોતાના પુન્યોદયના બળથી મદનશેન નામના ભૂપતિને ઘેર મદનકુમારપણે ઉત્પન્ન થયો. પરંતુ પૂર્વસંસ્કારના લીધે તેણે જન્મતાની સાથેજ મૌન અવસ્થાનો સ્વીકાર કર્યો, નૃપતિ તરફથી નાના પ્રકારના ઉપાયો કરવામાં આવ્યા, છતાં કુંવર જરા માત્ર પણ બોલે નહિ. કારણ બોલવાનાં ફળ પૂર્વભવમાં અનુભવ્યાં છે, માટે-પશ્ચાત્ ના ઇલાજ બની રાજાએ તે કુંવરને મુંગો છે એમ જાણી પોતાના બંગીચામાં એક આરામભુવન બનાવી તેની અંદર રાખ્યો. પાસમાં કેટલાક પહેરાગીરો સંભાળના માટે યા જે દિવસે કુંવર કંઇક પણ બોલતો થાય તે દીવસે મને જલદી ખબર આપવી એવી ભલામણ કરી રાખવામાં આવ્યા હતા. પશ્ચાત્ એક દીવસ કુંવર મહેલના ગોખમાં બેઠો હતો, તે અરસામાં ગોખ પાસમાં આવેલ એક પીંપળના વૃક્ષમાં એક પોપટ આવી ભરાઇ બેઠો. તેના પાછળ એક પારધી હતો તે પોપટને ઢુંઢવા લાગ્યો, પરંતુ પોપટનો તથા પીંપળના પત્રોનો એક રંગ હોવાથી તેને તેનો પત્તો લાગ્યો નહિ તે સમયમાં પોપટ જરા બોલ્યો તેનો શબ્દ સાંભળતાની સાથેજ પારધીએ ગલોલ મારી પોપટને નીચે પાડયો. તે પડતા પોપટને દેખી રાજકુંવર જરા માત્ર બોલ્યો-કે હાં ઓર બોલ!! ઉપરોક્ત રાજકુંવરનું બોલવું સાંભળી

એક સીપાઇએ વિચાર કર્યો કે કુંવરજીને ને બોલતાં આવડયું; માટે રાજાજીને વધામણી સર્વેની પહેલાં હું આપું, જેથી મ્હને મોટું ઇનામ મળે. એમ ધારી નૃપતિ પાસે આવી હકીકત જણાવી, તેથી ભૂપતિ એકદમ કુંવરની મુલાકાતે આવ્યો. નાના પ્રકારે કુંવરને બોલાવવા માંડયો તથાપિ કુંવર જરા માત્ર પણ શબ્દ ઉચ્ચારતો નથી ત્યારે રાજાએ વિચાર કર્યો જે મ્હારો કુંવર મૂગો છે તેથી આ સિપાઇએ મ્હારી મશ્કરી કરી અને મ્હને નાહક અત્રે દોડાવ્યો. તેના બદલામાં તેને શિક્ષા કરવી જોઇએ એમ વિચારી સિપાઇને સત્તર નેતર મારવાનો હુકમ કર્યો. તે શિક્ષા પેલા સિપાઇને કુંવરની સન્મુખ ખડો કરી રાજાના અન્ય નોકરોએ શરૂ કરી; જેથી સીપાઇ રૂદન કરવા લાગ્યો. કારણકે પ્રાણી માત્રને સુખ પ્રિય છે; કિન્તુ દુઃખથી દુનિયાના પ્રાણી માત્ર ત્રાસ પામે છે. ઉપરોક્ત રીતે રૂદન કરતા સીપાઇને જોઇ પુનઃ રાજકુંવર જરા માત્ર બોલ્યો કે હાં ઓર બોલ!! તેના શબ્દને શ્રવણ કરી પાસમાં બેઠેલા નૃપતિએ કહ્યું, વ્હાલા પુત્ર! તને બોલતાં ઘણું સરસ આવડે છે, છતાં તું કેમ મૌનાવસ્થાનું સેવન કરે છે અને તારા મધુર શબ્દોદ્વારા અમોને આનંદ કેમ આપતો નથી, તેનું શું કારણ છે! બંધુ! અમારા ઉપર પ્રેમદ્રષ્ટી કરી જલદી તે જણાવ અને અમારી સાથે બોલ. પૂર્વકથીત નૃપ વાક્યોને શ્રવણ કરી સ્મિત હાસ્યપૂર્વક કુંવર કથન કરવા લાગ્યોઃ-હે પીતાશ્રી! જે માણસો બોલે છે તેની સ્થિતિ કેવા પ્રકારની થાય છે તે આ પાસમાં ઉભેલા સીપાઇદ્વારા જાણી શકશો. કારણકે તે મ્હારી સેવામાં હાજર રહેતાં મઝા ઉડાવતો હતો, પણ તમારી પાસે વધામણી આપવા આવ્યો ને બોલ્યો-તો શિક્ષાને પાત્ર બન્યો. તેમજ આ નજીકના પીંપળ ઉપર એક પોપટનું પણ બન્યું છે; જો તે પોપટ બોલ્યો ન હોત તો તેનું મરણ થાત નહિ. તેમજ પોતે પોતાની પૂર્વ વાત પણ કથન કરી કે હે નૃપતિ! જો હું પણ બોલ્યો ન હોત તો ચોર લોકોના હાથે મારો પણ દેહાન્ત થાત નહિ. ઉપરોક્ત સર્વ કારણો હું મ્હારા હૃદયમાં પુનઃ પુનઃ વિચારૂં છું અને બોલવામાં કાંઈ પણ સાર નથી એમ સમજી મ્હેં મૌનાવસ્થાનેજ શ્રેષ્ટ માની અંગીકાર કરી છે. ઉપરોક્ત દ્રષ્ટાન્ત ઉપરથી સર્વે જનોના સમજવામાં આવ્યું હશે કે સાચું બોલવામાં પણ નાના પ્રકારની આપત્તિયો સમાએલી છે તો પશ્ચાત્ અસત્ય ભાષણમાં તો આ ભવ અને પરભવમાં દુઃખોનાંજ વાદળો છવાય તેમાં આશ્ચર્ય શું? તસ્માત્ દુઃખોમાંથી મુક્ત થવા ઇચ્છનારા જીવાત્માઓએ શુદ્ધ ભાવથી વીર કથીત ભાષા સમિતિનું સેવન કરવું ખાસ જરૂરનું છે—

તૃતિય એષણા સમિતિ તેના ચાર ભેદ છે. તે દ્રવ્ય એષણા ૧, ક્ષેત્રએષણા ૨ કાલ એષણા ૩, ભાવ એષણા ૪, એ પ્રમાણે શાસ્ત્રકારે કથન કર્યા છે. તસ્મિન્નપિ દ્રવ્ય એષણા તે બેતાલીસ દોષને દૂર કરી આહાર પાણીનો સ્વીકાર કરવો. પુનઃ પાંચ દોષ ટાળી તેનું સેવન કરવું. ક્ષેત્ર એષણા તે છે. કોશથી દૂર વિશેષ દૂર આહાર પાણી માટે ગમન કરવું નહિ, તેમજ લઇ જવો પણ નહિ. કાલ એષણા તે પહેલા પહોરનો લાવી રાખેલો આહાર પાણી ચતુર્થ પહોરે વાપરવાં નહિ. ક્ષેત્રથકી ગામ નગરમાં ઉતરવું તો રસ્તામાં પરઠવવું નહિ. અને જંગલમાં ઉતરવું તો રસ્તામાં પરઠવવું નહિ. કાલથકી દિવસે ઉપયોગપૂર્વક જોઇને પરઠવવું. અને રાત્રે, દિવસે જોઇ રાખેલી જમીન પર પૂંજીને પરઠવવું. ભાવથકી બાહેર જાતાં ત્રણવાર આવસ્સહિ તથા આવતાં નિસ્સહિ તેમજ પરઠવતાં અણુજાણહ જસ્સુગહો, અને પરઠવ્યા બાદ ત્રણ વખત વોસિરે, વોસિરે, કહી ઉપયોગપૂર્વક પરઠવવું. ઉપરોક્ત પંચ સમિ-

તિને આદરવાથી સંયમ ગુણુની વૃદ્ધિ થાય છે. તેમજ ત્રણ ગુપ્તિને પાળવાથી મોક્ષ મેળવી શકાય છે. તદ્યથા. પ્રથમ મનોગુપ્તિ તે સારંભ ૧ સમારંભ ૨ આરંભ થકી મનને ગોપવી રાખવું. ગુણથકી નીર્જરા ગુણને અર્થે તેમજ વચન ગુપ્તિ તથા કાર્ય ગુપ્તિ પણ સમજવી. એમ અષ્ટ પ્રવચન માતાને જાણીને તેમજ પાળીને અનંત પ્રાણી સંસાર સાગરનો પાર પામ્યા છે. સંખ્યાતા પાર પામે છે. અને અનંતા પાર પામશે. એમ જાણી આ અષ્ટ પ્રવચન માતા ધારશે, પાળશે, તે જીવાત્માઓ પોતપોતાના આત્માનું તથા અન્ય જીવાત્માઓનું ભલું કરવા ભાગ્યશાળી બનશે. ઇતિ.

---

# समाचार.

---

## કાઠિયાવાડમાં જૈનશાળાની સ્થાપના.

રાજકોટવાળા બારવ્રતધારી શા. જેચંદભાઈ ગોપાળજીના પ્રયાસથી ઉમરાળાવાળા શા. સોમચંદ ગીલાભાઇએ અગીઆર શહેરોમાં જૈનશાળા સ્થાપી છે. તે પૈકીના "ખસ" ગામે તારીખ ૨૩–૬–૧૪ના રોજ સ્થાપેલી જૈનશાળાની ત્રીમાસિક પરીક્ષાનો મેલાવડો તા. ૨૩–૯–૧૪ના રોજ એકત્ર કરવામાં આવ્યો હતો. તેમાં ટુંક મુદતમાં ઘણો સારો અભ્યાસ વધેલો જોઈ મજકુર ગામના આગેવાનોએ મોટી ઉમરના પુરૂષોને અભ્યાસ કરવાને એક ધાર્મીક મીત્રમંડળ સ્થાપ્યું છે. અને મજકુર 'ખસ' ગામની શ્રાવીકાઓએ રૂ. ૨૦) મુંબઈના સ્વધર્મીએ રૂ. ૧૦) ને બોટાદના ગાંધી ચત્રભુજ રતનજીએ રૂ. ૧૦) આ જૈનશાળાને મદદ મોકલેલ છે. તેમજ આ જૈનશાળાના પ્રમુખ શા. મોહનલાલ મોતીચંદ અને મેમ્બરો શા. જગજીવન ઘેલા, શેઠ મુળચંદ ઝવેરચંદ, શા. શીવલાલ નાનચંદ તથા વસાણી પુરૂષોત્તમ નાનચંદ વગેરેએ આગેવાની ભર્યો ભાગ લીધાથી ઘણું ઉત્તેજન મળ્યું છે. તેથી તેઓ ધન્યવાદને પાત્ર છે.

ઉક્ત બારવ્રત ધારી જેચંદભાઇએ મહુવામાં પણ તા. ૧૦–૬–૧૪ના રોજ જૈનશાળા સ્થાપી છે. તેની પરીક્ષાનો મેલાવડો તા૦ ૧૯–૧૦–૧૪ના રોજ એકત્ર થયો હતો. તેનું પ્રમુખસ્થાન મહુવા મ્યુનીસીપાલ ખાતાના સેક્રેટરી લાલજી હીરજીને આપવામાં આવ્યું હતું. પરીક્ષાનું કાર્ય શરૂ થતાં ટુંક મુદતમાં ઘણો સારો અભ્યાસ વધેલો તથા ધર્મનો ઉદય થયેલો જોઇ આગેવાન શ્રાવકોને ઘણોજ હર્ષ થતાં એકખરડો કરી દઇ આ શાળાને મદદ કરી હતી. ત્યારબાદ અત્રેના મોદી વછરાજ ધારશી તરફથી જરમન સીલવરના વાસણો તથા આ જૈનશાળાના સેક્રેટરી ઓધવજી રામજી તરફથી પુસ્તકો અને ઉરણવાળા ચત્રભુજ ગલા તરફથી શા છગન કકલ મારફતે આવેલા રૂ. ૧૦) નાં પુસ્તકોનાં ઇનામ તથા રૂ, ૫ ના પતાસાં પ્રમુખના સ્વહસ્તે વહેંચવામાં આવ્યાં હતાં. મોસુફ સેક્રેટરી ઓધવજી રામજીની ખંત ને આગેવાની તથા માસ્તર ઉજમસી નાનચંદની લાગણીવાળી મેહેનતનું આવું ઉત્તમ પરીણામ જોવામાં આવ્યાથી સંતોષ જાહેર કરી મોસુફ જેચંદભાઇ તથા સોમચંદભાઈ આવા ધર્મનાં ઉદ્યોત અર્થે નિઃસ્વાર્થી સત્કાર્યો કરવા દીર્ઘાયુષ અને નિરોગી જીંદગી ભોગવે એમઇચ્છી પ્રમુખનો ઉપકાર માની મેલાવડો વીસરજન થયો હતો. આવી રીતે દરેક સ્વધર્મીઓ મદદ કરી પોતાથી બનતું કરશે તોજ ધર્મનો ઉદય થશે.

# રણકારો.

( લેખકઃ-રતનલાલ નાગરદાસ વક્તા. બોરસદ. )

રણકારો નહી એકનો, ભક્તિ, જ્ઞાન, ગણાય;
સત્ય પ્રેમ ને ટેકથી, વિવિધ પ્રકાર મનાય.

વક્તા

એક વખત આચાર્યસૂરી બુદ્ધિસાગરજીએ કહ્યું હતું કેઃ-રણકારો એવો બજાવતાં શીખો કે જેનો અવાજ યુગના યુગો પાછળની પ્રજાને દ્રષ્ટાંતરૂપ થવાને વારસામાં મળે.

આત્મબંધુઓ ! એમ ન સમજશો કે આ રણકારો તે થાળીનો ખડખડાટ, એમ ના ધારશો કે આ રણકારો તે તપેલા કે તાંબાકુંડીનો અવાજ, પણ આ રણકારો તો કોઇ જુદોજ છે, તેની મજાનો બહાર તો કોઇ ઓરજ છે અને તેની ખુબીનો ખ્યાલ તેથી અલૌકીક છે. રણકારો એક પ્રકારનો હોતોજ નથી; તેના વિવિધ પ્રકાર મનાય છે. જેમાં જેની પ્રવીણતા કે સંપુર્ણતા અને તેમાંજ તેને અજબ ખુબીની લહેજત પડે છે. જેમાં જેઓ કુશળ હોય છે તેનું દીવ્ય અને ચળકતું ઝળકતું તેજ હજારો વરસો પાછળની પ્રજાને દાખલા કે દ્રષ્ટાંતરૂપ થવા વારસામાં આવતું જાય છે.

સાચો રણકારો તો સત્યનો કે એક ઉત્તમ રાજવંશી છતાં વનવગડાનાં અસહ્ય દુઃખો ભોગવતાં અને પોતાની સતી સાધ્વી દમયંતીથી વિયોગ પામતાં પણ સત્યવાદી હરીશ્ચંદ્રે તેને છોડયું નહોતું. ખરો રણકારો તો જ્ઞાનનો કે જેને લીધે મહારાજ હેમચંદ્ર આચાર્યે કુમારપાળ જેવા રાજાને પ્રતિબોધી જૈન સાહિત્ય અને સંસ્કૃત વ્યાકરણમાં વધારો કરી અમરત્વ પામી ગયા.

રણકારો તો તેનું નામ કે જે દરેકના જીવનમાં નવીન જુસ્સો રેડે અને તેવાજ ટેકના રણકારાને માટે ટેકીલા ને પ્રતાપી પ્રતાપનાં ગીતો આજે પણ ગુર્જરીપ્રજામાં ઘેર ઘેર ગવાય છે.

જ્ઞાનમંદિરમાં ભક્તિરસના ઘંટનો રણકારો નરસિંહ મહેતા અને મીરાંબાઇને પ્રભુપદ પાત્ર બનાવી ગયો છે. ખંત અને આત્મશક્તિના રણકારાથી નેપોલીયન અને શીવાજી મહાનપુરૂષોના ઇતીહાસમાં છપાઈ ગયા. એવો દિવ્ય રણકારો બજાવતાં શી રીતે શીખાય, તે તરફ આપનું લક્ષ ક્યારે દોરાય, આપણને તેમાં સંપૂર્ણ રસ ક્યારે જામે ? તો પ્રથમ તો એટલુંજ બસ છે કે બાળપણમાં માતાપિતાની સુસંસ્કારીક કેળવણીની ખાસ જરૂર છે. અમુક વખતે અને અમુક સ્થિતીમાં તેના વીચારો સદઢ બનવા જોઇએ.

એટલું યાદ રાખવું જોઇએ કે મહાન થવાનો રણકારો બજાવવાને સારૂ વિચારો પણ મહાન અને મક્કમ કરવાની ખાસ જરૂર છે. અને તેવાજ વીચારો પરિપકવ થયા પછી આપણને ગમે તે દીશામાં દોડવાને અને અડગ રણકારો બજાવાને સાહ્યરૂપ થઈ પડે છે. રણકારાના એ હૃદયમાં કોઇ જુદા રૂપે ફણગા ફુટે છે.

માતૃ સેવા અને સ્વદેશ પ્રીતીનો ફણગો પણ ઓછો પ્રશંસનીય નથી. તેને બરાબર પોષવામાં આવે તો આપણે માથે આવેલી જવાબદારીઓમાંની એક મહાન જવાબદારીમાંથી મુક્ત થતાં વાર લાગે નહિ.

સાથે સાથે કતવ્યપરાયણતાનો રણકારો તેની ભવિષ્યની પ્રજાને માટે હજારો વરસો સુધીના વખતને ગજાવી મુકે એ નિઃસંશય છે. પરમાત્મા પ્રત્યેનો પ્રેમનો રણકારો પણ સર્વાંસે માનનિય છે. જેનાવડે જન્મોજન્મનાં અભેદ બંધનો સહેજમાં તૂટે છે તેજ પ્રેમના નાવમાં બેઠેલા મહાવીરો ભવસાગર તરી ઉતરવાને સમર્થ છે. જેના હૃદયમાં એક દીવ્ય શક્તિ સમાઈ છે તે તેવી હજારો પ્રતિભાઓને ખેંચી લાવવાને શક્તિમાન છે. તેજ પ્રભુપદ પાત્ર છે, તેજ વંદનિય અને સર્વ જગતને પૂજ્યનીય છે. તેને મારા પૂનઃ પૂનઃ નમસ્કાર હો.

## जाहेर खबरनुं धतींग.

( લખનારઃ-વકીલ વેલચંદ ઉમેદચંદ. અમદાવાદ. )

કલ્યાણમલ શેઠ નવાનવા શહેર જેવા અમદાવાદમાં પોતાના વતન જોધપુરથી આવેલા છે. તેઓ અમદાવાદ શહેરનાં વખાણુ કરવા લાગ્યા "અમદાવાદ શહેર કેવું મજાનું છે! લોકો શું માયાળુ! હું તો માણેકચોકમાં ગયો કે 'શેઠ, પધારો! આપને શું જોઇએ છે? રેશમી ધોતીઆં જોઇએ છે? ખેસ જોઈએ છે? રેશમી કાપડ જોઇએ છે? કીનખાપ જોઇએ છે? આપને જે જોઇએ તે ચાલો આપને સાથે આવી અપાવું" એવું કહેતા કેટલાક લોક વગર બોલાવે મારી પાસે આવવા લાગ્યા. કેવા પરગજુ! હું તદ્દન અજાણ્યો; છતાં પરદેશી માણસ બીચારો કાંઇ મારશે તેમ ધારી વણ માગ્યે પોતાની મેળે, મદદ આપવા તૈયાર થઈ ગયા. કેવા પરમાર્થી!" આમ તેઓ કહે છે તેટલામાં ટપાલવાળો પેપર ફેંકી ગયો. તે ખોલ્યું. તેમાં મુખ્ય ભાગે મોટા અક્ષરે "જાતિ ભાઇઓને અલૌકિક બક્ષીશ" તેવા મથાળા હેઠળ લેખ માલુમ પડયો. શેઠનું ધ્યાન ખેંચાયું, અને મને તે વાંચવા વિનંતી કરી. મેં તે નીચે પ્રમાણે વાંચ્યો;—

"વીસમી સદીમાં માનસીક વધારે બોજાને લીધે, બેસી રહેવાની ટેવને લીધે, કેટલાક લોકોનાં શરીર નબળાં પડી જાય છે. ધાતુ ક્ષિણ થાય છે, યાદશક્તિ ઘટે છે. કામ કરવા ઉપર તિરસ્કાર પેદા થાય છે, ઝાડાની કબજીયત થાય છે. કમરમાં દુખાવો થાય છે. આંખોમાં પાણી નીતરે છે—આમ થાય છે, ત્યારે દરદીઓ દાકતરો પાસે જાય છે. અને દારૂથી મીશ્રીત બાટલાનાં પાણી પી શરીરને ખરાબ કરે છે, અથવા લે ભાગુ વૈદો પાસે જઈ પારા કે હડતાલની ભસ્મ લઈ શરીરને બીલકુલ નિરમાલ્ય કરી નાંખે છે. આથી ઉદેપુર, વિકાનેર, ઇંદોર, જેપુર વગેરેના પ્રખ્યાત રાજ્યવૈદ પ્રશ્નકુમાર મીશ્ર આવા દરદની અકસીર દવાની શોધમાં ફરતા હતા. આબુગિરિરાજ વનસ્પતિ માટે પ્રખ્યાત હોવાથી પોતે ત્યાં પધાર્યા અને ત્યાં સંશોધન કરતા હતા, તેવામાં ત્યાં ફરતાં ફરતાં દૂર જંગલમાં નીકળી ગયા. આગળ ચાલતાં એક ગુફા આવી. તેમાં પોતે દાખલ થયા અને જુએ છે તો મહાન યોગીરાજ સમાધિમાં બેઠેલા છે. વૈદરાજ પણ ત્યાં બેઠા. થોડો સમય વ્યતિત થયા બાદ સમાધિ પૂર્ણ થતાં યોગીરાજ જાગૃત થયા. વૈદરાજે સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને યોગીરાજની સેવા કરી તેમને સંતુષ્ટ કર્યા. અને આવવાનું પ્રયોજન પુછતાં વૈદરાજે પોતાની હકીકત નિવેદન કરી. યોગીરાજ તેમના ઉપર પ્રસન્ન થઈ ચમત્કારિક ચંદ્રિકા નામની વનસ્પતિ તેમને બતાવીને કહ્યું કે આ બીજ તેવા દરદ માટે અમુલ્ય છે. વૈદરાજે તે વનસ્પતિ ઓળખી લીધી.

અને અમને જણાવ્યું કે સદરહુ ચીજ યોગીરાજ પાસેથી પ્રસાદ તરીકે અમને મળેલી હોવાથી મનુષ્ય જાતિના કલ્યાણાર્થે મફત આપવા ધારીએ છીએ. આ પ્રમાણે આ વનસ્પતિ અમને મળી છે. અને તેની સાથે બીજી દવાઓ મીશ્રિત કર્યાથી દવા અપૂર્વ થાય છે તેની અમોએ ખાત્રી કરી છે. અને રાજા, મહારાજા, જડજો, વકીલો, દાક્તરો વિગેરેનાં પ્રમાણ પત્રકો અમને મળેલાં છે. અમોએ પણ સદરહુ દવા મનુષ્ય ભાઇઓના કલ્યાણાર્થે મફત આપવા યોજેલું છે. અને એક માણસ માટે એક તોલો બસ થાય છે; માટે જેમને જરૂર હોય તેમણે પોતાનું ઠેકાણું સારા હરફે અમને લખી જણાવવું. ભરતક્ષેત્ર મહાન ઔષધાલય, કાલબાદેવી રોડની ૫૦૦૩૬૯ મુંબઈ. કલ્યાણમલ આ સાંભળી છકજ થઈ ગયા. જાતના વાણીયા અને તે પણ મારવાડી એટલે મફત મળે છે તેમ જાણી તેમનું મન લલચાયું. આવી બાબતોમાં ઘણા લોકોનું બને છે તેમ તેઓ પણ કહેવા લાગ્યા કે મને પણ કમતાકાત માલુમ પડે છે, કોઈ કોઇ વખત ચકરી આવે છે, અને ભૂખ બરોબર લાગતી નથી (જમ્યા પછી રેલવેની ઝડપથી ભોજનને ઇન્સાફ મળે છે. તેથી આ દવા મોકલવા મારા માટે તમો લખો. મારા અતિથિ એટલે મારાથી ના કહેવાઇ નહીં. તેથી તે દવા મોકલવા મેં તરતજ કાર્ડ લખ્યું. ત્રીજે દીવસે પાર્શલ મળ્યું; ખોલતાં, કેટલાંક છાપેલાં સર્ટીફીકેટો, દવાની યાદી અને એક કાગળ મળ્યો. કાગળ નીચે પ્રમાણે હતો.

સાહેબ,–

આપનો પત્ર મળ્યો. તે મુજબ દવાની યાદી આ સાથે મોકલી છે. તે પ્રમાણે દવા બજારમાંથી લાવજો. તેમાં ચમત્કારિક ચંદ્રિકા મીશ્ર કરવાની છે. તેનો જથ્થો અમને મળ્યો હતો ને તેની માગણી ઉપરા ઉપરી આવવાથી ખુટી ગયો છે. તેની અસરથી સમગ્ર પ્રજા એકી અવાજે વખાણ કરે છે. કમનસીબે તેનો જુજ જથ્થો અમારી પાસ રહ્યો છે અને માગણીઓ ઘણીજ આવે છે, તેથી અમોએ એમ ધાર્યું છે કે જે માણસ રૂા. ૫) ખર્ચી શકે તેને તેનો લાભ આપવો. સાથેનાં સર્ટીફીકેટોથી માલુમ પડશે કે તે દવા અલૌકિક છે–"

આ પત્ર વાંચી અમારા મારવાડી ભાઇબંધ જરા નિરાશ તો થયા, પણ સર્ટીફીકેટો, તથા જાહેરખબર તથા પત્રમાં તેનાં વખાણ વાંચી તેઓ તેના ઉપર એટલાતો ફીદા થઈ ગયા હતા કે પાંચ રૂપીઆ ખર્ચવા તેઓ તૈયાર થઈ ગયા. પણ હું તો બધું ધતીંગ સમજતો હતો એટલે તેમને થોભાવ્યા અને કહ્યું હું કાગળ લખું છું તેનો જવાબ આવવા દો. પછી મેં નીચે પ્રમાણે કાગળ લખ્યો.

"પ્યારા સાહેબ,"

આપનો પત્ર આવ્યો, દવાની યાદી આવી અને જો કે માગણી નહોતી છતાં સર્ટીફીકેટો પણ આવ્યાં. આપે જણાવેલ પ્રખ્યાત પ્રશ્નકુમાર વૈદ અમારા જાણવામાં નથી. મારા જોધપુરના મીત્ર મારે ત્યાં હાલ છે. તેમના જાણવામાં પણ તે નથી. પણ તેમાં કંઇ નહીં. અમારા જાણવામાં ન પણ આવે. કારણ વિદ્વાન માણસોથી ઘણા લોકો માહીતગાર હોતા નથી તેવું ઘણી વખત બને છે. અને અમારા જોધપુરના મીત્ર તેમને ન ઓળખતા હોય તેમાં પણ આશ્ચર્ય કંઈ નથી. કારણ વિદ્વાનની કીંમત પોતાના દેશમાં થતી નથી એટલે મારા મીત્ર તેમને ન ઓળખે તેમ બનવા જોગ છે. આબુરાજ ઉપર ઘણીજ આશ્ચર્યકારક વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે; એટલે આવી દવા ત્યાં થાય તેમાં પણ નવાઇ નથી.

આપ પરમાર્થ કરો છો તે ઘણીજ ખુશીની વાત છે. અમારા મીત્રનો પણ આવા પરમાર્થને મદદ કરવાનો ઇરાદો છે. આપની પાસે ચમત્કારિક ચંદ્રિકાનો જથ્થો ખુટીગયાના સમાચાર સાંભળી ઘણાજ દીલગીર થયા છીએ. આવું અમારા મીત્રના દેશની નજીક છે; તેથી તેમનો વિચાર આ દવાની શોધ કરાવી આપને મોકલવાનો છે, પરંતુ એક દવા ઘણા નામથી ઓળખાય છે; તેથી તે નામથી વખતે ત્યા મશહુર હશે નહીં. માટે આપ જરા નમુના તરીકે મોકલશો તો તે નમુનાથી મારા મીત્ર તેનું સંશોધન કરાવી પરમાર્થમાં ભાગ લેશે"

* * * * * *

આ પત્ર પહોંચ્યાને ૭ સાત દીવસ થઇ ગયા, પણ હજી જવાબ આવ્યો નહીં. મારા મીત્ર દરેક ટપાલે રાહ જોતા પણ આશા રખાયેલ જવાબ આવ્યો નહીં. છેવટે ગઈ કાલે નાનું પાકીટ બુક પોસ્ટથી આવ્યું. તે ભારત ક્ષેત્ર મહાન ઔષધાલય તરફથી આવેલું માલુમ પડયું. તે ઉઘાડયું તો તેમાં સફેદ ભૂકી માલુમ પડી. સારા સારા વૈદો પાસે તેની તપાસ કરાવવા મોકલી અને તેના પરિણામે એમ સિદ્ધ થયું કે તે કંઇજ નહીં પણ ધોળી મુસળી હતી!

## अणमूल–मोती.

(લેખકઃ–શા. નાથાલાલ ચકુભાઇ–અમદાવાદ.)

(૧) સોબત–જ્યાં સુધી બને, ત્યાં સુધી તમારા પોતાના કરતાં વધારે સારા આદમીની (સોબત) સંગત કરવી. જો તમને નઠારા આદમીના સહવાસમાં આવવું પડે; તો યાદ રાખજો કે તમે પોતે, ઉદ્યોગ અને જાતી મહેનત કરી તેના ઉપરી બનવા ચાહો, તે કરતાં તમે તેને સુધારવાની તજવીજ કરશો, અને માયા મહેરબાની રાખશો તો તમને, તે પોતાના કરતાં વધારે માનની નજરથી જોશે.

(૨) દુનિયામાં પાંચ વસ્તુ સારી છે.

(૧) (બાદશાહી) જો તેમાં ઇન્સાફ ના હોય તો પાણી વગરનાં વાદળાં બરાબર છે. (૨) ફકીરી–જો મળે તે પર સંતોષ ન કરે તો પાણી વગરના કુવા બરાબર છે. (૩) જુવાની–જેમાં વિદ્યા ના હોય તો દીવા વગરના ઘર સમાન છે. (૪) ખુબસુરત સ્ત્રી–તેમાં શરમ ન હોય તો મીઠા વગરની રોટલી પેઠે છે. (૫) શ્રીમંતાઇ–જેમાં સખાવત ન હોય તો, તે ફળ વગરના ઝાડ જેવી છે.

(૩) ચાર વસ્તુ જીંદગીનો ઉત્તમ રસ્તો છે.

(૧) ભલી વાતચીત. (૨) સારાં કામકાજ. (૩) સારો મનસુબો. (૪) સારી સંગત.

(૪) જે મનુષ્ય દુરાચરણથી બેખબર છે તે અવસ્ય દુરાચરણમાં સપડાઇ જશે.

(૫) જે ચીજ પાછી હઠી, તે આગળ આવશે નહિ. એટલે આબરૂ ગયા પછી મળશે નહિ.

(૬) મનુષ્યોને બે કાન અને એક જીભ એટલા માટે છે કે થોડું બોલી વધારે સાંભળવું.

(૭) બે માહીતગાર આદમી ઘંટીના પડ સમાન છે.

(૮) જે મનુષ્ય પોતાનું ભલું ચહાતો હોય તેને પોતાના અખત્યારોને પોતાના કાબુમાં રાખવા.

(૯) જે વસ્તુ તમને કંટાળા રૂપ છે તેનાથી હમેશાં દૂર રહો.

(૧૦) તેજ મનુષ્ય વધારે બુદ્ધિમાન છે, કે જે પોતાની નઠારી ટેવને હમેશાં સુધારતો રહે છે.

(૧૧) મનુષ્યોને નઠારાં કામથી રોકી સારાં કામોની શિખામણ દેવી એ માણસાઇ છે.

(૧૨) દુઃખો અને સંકટોને હમેશાં સંતોષથી ઝિલતા રહેવું.

(૧૩) ગુન્હેગારોની દોસ્તીથી, નઠારાં કર્મ કરનારાઓના પક્ષથી, જુલમગારોને સહાય કરવાથી હમેશાં બચતા રહેવું.

(૧૪) અભિમાનીનું માથું હમેશાં નીચું રહે છે.

(૧૫) દુનિયા અને સ્વર્ગની સર્વ ભલાઇ ફક્ત વિદ્યાથી છે; સર્વ ખરાબીયો મુર્ખાઇથી છે.

(૧૬) જુલમગારોની પાસે બેસવા કરતાં મુડદાં પાસે બેસવું વધારે સારૂં છે.

---

# "आनंदी स्वभाव."

(લેખક. જમનાદાસ વીઠ્ઠલ. મુ. માણસા.)

"મોટા વિશાળ કુળ વડે શું! સ્વભાવ જેનો, સારો હોય તેજ સારો. સુગંધીવાળાં પુષ્પોમાં શું કીડા ઉત્પન્ન થતા નથી? અર્થાત્ સારા કુળમાં પણ દુષ્ટ સ્વભાવવાળા દુર્વ્યસનીઓ પણ પેદા થાય છે." વિવેક સાગર.

મનુષ્યો બુદ્ધિ બળથી જેટલી ફત્તેહ મેળવે છે તેટલી ફત્તેહ આનંદી સ્વભાવથી પણ મેળવી શકે છે. આ વાત સત્ય હોય વા નહોય પણ મનુષ્યની જીંદગીનું સુખ,-સુખ અને દુઃખ વખતના રહેતા સ્વભાવ ઉપર-ધીરજ અને તેની આસપાસનાઓ તરફના વિચારો ઉપર રહે છે-આધાર રાખે છે. મહાન નર પ્લેટો કહે છે કે: "બીજાઓનું સુખ શોધતાં આપણને પોતાનું સુખ મળે છે." દરેક વ્યક્તિમાં સ્વભાવનું બંધારણ હોય છે. અને તેમાં કોઇ મ્હોટા મનના પુરૂષોનું એવું શ્રેષ્ટ બંધારણ હોય છે કે ગમે તેવી ખરાબમાં ખરાબ ચીજમાં તેઓ સારૂં શોધી કાઢે છે. આકાશ વાદલાંઓથી ઘેરાઇ ગમે તેવું કાળું હોય તોપણ તેઓ ગમે ત્યાંથી પ્રકાશ શોધી કાઢે છે. તેમનું કૃત્ય જો બુરૂં થાય તોપણ તેઓ સારાને માટે ખરાબ થયું હશે એમ વિચાર કરી પોતાના દિલમાં સંતોષવાળી આનંદી રહે છે.

મનુષ્ય વ્યક્તિમાં કંઇ પણ ગુણ હોય તો તે સ્વમેળેજ પ્રગટે છે. અન્યની ખટપટ કરવાથી કદી પણ પ્રકાશમાન થતો નથી. કસ્તુરીની વાસ અને સાકરની મીઠાસ કોઇના કહેવાથી સમજાતી નથી. આનંદી સ્વભાવ પણ એક ગુણ છે. અને તે પણ હીંગની વાસ છુપી ન રહેતાં જેમ ઉઘાડી પડી જાય છે તેમ આનંદી વા હસમુખો સ્વભાવ છૂપે રહેતો નથી.

બો કંઇ નબળા તેમજ વગર વિચારના હોતા નથી. કોઇ પણ વાત સહેલાઇથી સમજી જાય એવો સ્વભાવ ઘણું કરીને હસમુખો, પ્યાર વધારનારો, આશાવંતો અને ભરૂંસાને પાત્ર હોય છે. શ્યામ અભ્રોમાં પણ નીતિની રોશનીને શોધી કાઢે છે તે ડાહ્યા તેમજ લાંબી નજરવાળો મનુષ્ય કહેવાય છે; વળી તે સ્વભાવવાળો મનુષ્ય ચાલુ દુઃખમાં આવતા દુઃખને જુવે છે તેમજ સુખમાં સુખને જુવે છે. મહાન જંજાલોમાં પણ પોતાનું સુધરવાનું જુવે છે. શોક અને વિપત્તિમાં, હિમ્મત અને જ્ઞાનથી સૌથી શ્રેષ્ઠ વ્યવહારીક ડહાપણ મેળવે છે.

સ્વભાવે આનંદી રહેવું એ જન્મથીજ મળેલી ટેવ હોય છે અને તે પણ બીજા ગુણોની માફક કેળવીને ખીલાવી શકાય છે. જીવન શ્રેષ્ઠ કરવું અથવા ખરાબ કરવું એ સ્વહસ્તમાં છે તો તેમાંથી ખુશાલી કે કંગાલીયાતપણું મેળવવું એપણ આપણી સ્વજાત ઉપર આધાર છે. જીવન સર્વદા બન્ને બાજુએ દોરાયલું રહે છે. 'સારૂં' અને 'નરસું' આ બન્ને બાજુઓ ( sides ) સ્વઇચ્છાથી એકનો ઉપયોગ થાય છે. તેને પસંદ કરતાં આપણે આપણી સમજશક્તિ અજમાવીએ છીએ. તેમાં સારી બાજુએ દોરાતાં સુખ મળે છે, અને ખરાબ બાજુએ દોરાતાં દુઃખના ભોક્તા થઈ પડીએ છીએ. ત્યારે આ ઉપરથી ચોખ્ખું વિદિત થશે કે આપણે આપણી મેળે ખુશાલી અથવા કંગાલીયાતપણું મેળવીએ છીએ. ખરાબ બાજુએ દોર્યા કરતાં સારી વલણ તરફ દોરીયે તો મનને ખુશાલીમાં મગ્ન થવાની ટેવ પાડી શકીયે છીએ. વાદળાંઓને જોઇને તેની પછવાડે છુપાઇ રહેલો સૂર્ય-પ્રકાશ જેમ આપણે ભૂલવો જોઇતો નથી તેમ દુઃખ જોઇને દિલગીર નહિ થતાં તેની પાછળ રહેલા સુખનો વિચાર કરવો. તે પરતા દુઃખમાં કંઇ પણ ડહાપણવાળો અર્થ સમાયલો હશે એમ ધારી આનંદી સ્વભાવે રહેવું-વર્તવું જોઇયે.

આનંદી સ્વભાવ આપણુ જીવન પસાર કરવાનું એક મોટું મૂલ છે તેમજ આપણી ચાલચલગત રૂપી દિવાલનો એક બચાવરૂપી કોટ છે. ઉદાર વૃત્તિ, ભલાઇ અને સદ્ગુણો ખીલવવાને પણ તે સરસ છે. સખાવતનો સાથી છે. ધીરજનો ધરનાર છે. દયાનો સાગર છે. નીતિથી મનને કૌવત આપનાર દવા છે. દાક્તર મારસલે કહ્યું છે કે-"સૌથી. સરસ, આનન્દી સ્વભાવ એજ કોરડીઅલ ( દારૂ ) દવા છે." તેમજ સોલોમન પણ કહે છે કે: "ખુશાલી ભરેલું દિલ દવાના જેવો ગુણ કરે છે."

આવા હસમુખા સ્વભાવના કેટલાક દાખલા લઇશું.

- મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો ઉપરથી પણ આપણને જણાય છે કે સૌથી વિશેષ બુદ્ધિવાળા મનુષ્યો હસમુખા અને સંતોષી હોય છે. નામ, લક્ષ્મી કે સત્તાનો તેઓ લોભ કરતા નથી. મહાન કવિ 'શેકસપીયર' તેમજ અન્ય કવિઓના પુસ્તકોમાં પણ નિર્મલ હસમુખાપણાની ઠામ ઠામ ગવાઇ આપણને ભાસ થાય છે. 'મીલ્ટન' પણ એક પાશ્ચાત્ય કવિઓમાં શ્રેષ્ઠ પદ ભોગવે છે. દુનિયાની ઘણી જંજાલો અને વેદનાઓમાંથી તેને પસાર પડેલ છે. અંધાપો તેની ઉપર અચાનક આવી પડેલ હતો. તેના મિત્રો તેને ત્યજી

(૫,તેના,દિવસો ઘણા પરાણ આવ્યા હતા; છતાં પણ તેણે પોતાના દિલને તોડી

(૭) બે માહીતગસમુખો સ્વભાવ ન છોડતાં પોતાના કામમાં આનંદીપણે રહી આગળ

(૮) જે મનુષ્ય ફેર સ્કોટ'નો સ્વભાવ એવો માયાળુ અને આનંદી હતો કે તેને

કાબુમાં રાખવા. 'આઇસેકન્યુટન'નો એક વધુ દાખલો બોધ લેવા લાયક છે.

(અપૂર્ણ.)

## બોર્ડીંગ પ્રકરણ.

### આ માસમાં આવેલી મદદ.

૪-૧-૦ ઝવેરી ચીમનલાલ બાપાલાલ નહાલચંદ. અમદાવાદ-લ્હેરીઆ પોળ.
૫-૦-૦ રા. રા. સાંકળચંદ મહાસુખરામના સ્મણાર્થે હ. શેઠ પ્રેમચંદ કેવળદાસ. અમદાવાદ-ધાંચીની પોળ.
૧-૦-૦ મી. મુંડા તરફથી દોશી મણીલાલ માધવજી. વિજાપુર.
૬૦૦-૦-૦ રા. રા. મુંબઇના મોતીના કાંટાના ટ્રસ્ટી સાહેબો તરફથી હ. શેઠ હીરાચંદ નેમચંદ. ખાતે સંવત ૧૯૭૧ ના માહ વદી ૧ થી તે વૈશાખ વદી ૦)) સુધી માસ ચારની મદદના હ. ઝવેરી ચીમનલાલ સારાભાઇ. મુંબાઈ.
૫૧-૦-૦ રા. રા. જમનાદાસ મંજલાલની વીધવા ઓરત બાઇ પાર્વતી તરફથી હ. વકીલ ડાહ્યાભાઇ રવછોડભાઈ. અમદાવાદ-લુણસાવાડા.
૨૫-૦-૦ રા. રા. મગનલાલ સવચંદ હ. જગાભાઇ. અમદાવાદ-ઝવેરીવાડો.

---

### માસિક મદદ ખાતે.

૧-૦-૦ રા. રા. વકીલ મણીલાલ મોહનલાલ અમદાવાદ-રાજા મહેતાની પોળમાં લક્ષ્મી નારાયણની પોળ.
૧૪-૦-૦ રા. રા. જમનાદાસ સવચંદ બા. માસ માર્ચથી તે ઑગષ્ટ સુધીની મદદના. અમદાવાદ-વાઘણ પોળ.
૩૦-૦-૦ રા. રા. શ્રીયુત્ શેઠ જગાભાઇ દલપતભાઇ ભગુભાઇ બી. એ., બા. માસ જુલાઇથી સપ્ટેમ્બર સુધીની મદદના માસિક રૂ. ૧૦) લેખે. અમદાવાદ.
૫-૦-૦ રા. રા. પ્રેમચંદ કેવળદાસ માસ એપ્રીલથી તે ઑગષ્ટ સુધીની મદદના. અમદાવાદ-ગુસાપારેખની પોળ.
૮-૦-૦ રા. રા. ચીમનલાલ પોપટલાલ બા. માસ જાનેવારીથી ઑગષ્ટ સુધીની મદદના. અમદાવાદ-ફતાસાની પોળ.
૧-૦-૦ રા. રા. વાડીલાલ ખેમચંદ બા. માસ અકટોબરની મદદના. અમદાવાદ-પાંજરાપોળ.
૧૨-૦-૦ રા. રા. સોમાભાઇ બહેચરદાસ બા. જાનેવારીથી ડીસેમ્બર સુધીની મદદના. અમદાવાદ-મીરજાપુર.

#### જમણ.

રા. રા. ગંભીર ચુનીલાલને ત્યાંથી વિદ્યાર્થીઓને જમણ આપવામાં આવ્યું હતું. તેમના તરફથી જમણ પેટે રૂ. ૨૪-૭-૬ મોકલવામાં આવ્યા હતા.

તા. ક.—આ મદદ સિવાય પુસ્તકો સામાન વિગેરે જે મદદ આવી છે તે હવે પછીના અંકમાં દાખલ કરીશું.

---

## અનુક્રમણિકા.



## ખેદજનક મૃત્યુ.

અત્રેના ઓશવાળ જ્ઞાતિના વાડીવાળા શેઠ પુરશોત્તમભાઈ મગનભાઈ હઠીસંગ તા. ૨૧-૧૨-૧૨ ના રોજ રાત્રિના એક વાગે એકાએક છાતીના દર્દથી ૪૭ વર્ષની વયે પંચત્વ પામ્યા છે જે ઘણુંજ માઠું થયું છે.

મહુમ સ્વભાવે શાંત અને મીલનસાર હતા. તેઓ દરરોજ પૂજા સામાયિક વિગેરે ધર્મ કાર્યો કરતા હતા. તેઓની વેપારમાં કુશળતા ઘણી સારી હતી. પોતાનું બીઝનેસ (વેપાર) ખીલવવા પોતે વિલાયત ગયા હતા અર્થાત્ વેપારમાં તેઓ ઘણા કુશળ હતા. તેઓ સ્ટોરનું મોટું બીઝનેસ કરતા હતા, તેમ તેઓ ફાયર ઈન્સ્યુરન્સ કંપનીના એજન્ટ પણ હતા.

તેમનાં છેવટનાં લગ્ન આપણા મહુમ સરદાર શેઠ લાલભાઇ દલપતભાઇની દીકરી ડાહી ઉર્ફે લીલાં બ્હેન વેરે થયાં હતાં. તેઓને આ ૩૨ વર્ષની જુવાન વયે વૈધવ્ય પ્રાપ્ત થએલું જોઇ અમો ઘણા દીલગીર છીએ. તેમને ચાર દીકરા તથા બે પુત્રીઓ છે. શેઠ પુરશોત્તમભાઇને સંગીત કળાનો પણ સારો શોખ હતો. અમદાવાદની જૈન કોન્ફરન્સ વખતે તેઓએ પોતાની જાત મહેનતનો તેમજ દ્રવ્ય સંબંધી સારો ભોગ આપ્યો હતો. તેમના જેષ્ટ ભ્રાતા શેઠ દલપતભાઇ મગનભાઈ કે જેઓએ ધાર્મિક તેમજ સંસ્કૃત વિષય માટે પાઠશાળા ખોલી છે તેમજ જેઓ ધર્મનિષ્ઠ હતા. તેમજ સ્ટોરનું તેમજ વિમા કંપનીનું મોટા પાયાપર બીઝનેસ કરતા તેમનો તા. ૧૩-૧૧-૧૪ ના રોજ દેહોત્સર્ગ થયો હતો, જેથી તેમના કુટુંબની દીલગીરીનો પાર રહ્યો નહોતો, તેટલામાં શેઠ પુરશોત્તમભાઇના આ એકાએક મરણથી તેમના કુટુંબને એક અસહ્યકારી જખ્મ લાગ્યો છે. તેમના અમર આત્માઓને શાંતિ મળો અને તેમના કુટુંબને દિલાસો મળો એવું પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ.

# बुद्धिप्रभा.

( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.]  તા. ૧૫ ડીસેમ્બર, સને ૧૯૧૪.  [અંક ૯ મો.

सद्गुरु श्रीमद् बुद्धिसागर सूरिभ्योनमः

## संयमरूपी तंबु.

(લેખક:-મુનિ અજીતસાગરજી-લાડોલ.)

સર્વે આત્મ હિતેચ્છુ સજ્જન જનોએ સ્વહિતાર્થે સંયમરૂપી તંબુને બરોબર સંભાળી તેની અંદર વસવાની ખાસ જરૂર છે. સરકારી કામદારો તથા લક્ષ્મીવાન જનો જ્યારે દેશાટણાર્થે ગમન કરે છે ત્યારે રસ્તામાં ટાઢ તડકાના બચાવના માટે તેમજ જંગલી જનાવરો પોતાના ઉપર જુલ્મ ન ગુજારે તેટલા સારૂ તંબુ સાથે લઈ જાય છે. પશ્ચાત્ સ્વેચ્છા પ્રમાણે માર્ગે ચાલતાં તંબુ ખડો કરી મુકામ કરે છે. તબુ ખડો કરવા માટે પ્રથમ મધ્ય ભાગમાં એક મોટો સ્થંભ ઉભો કરવામાં આવે છે. ત્યાર બાદ કેટલાક તણાવા ખેંચાવામાં આવે છે અને તેને જમીનમાં ખૂંટીયો બેસારી તે સાથે બાંધવામાં આવે છે. જો તણાવા તથા ખૂંટિયો નરમ રાખવામાં આવે તો તંબુ નરમ પડી જાય અને પ્રતિકૂળ જીવો તરફથી નાના પ્રકારના ઉપદ્રવ થવા પામે છે. તેવીજ રીતે વીરપ્રભુના વીર કામદાર સાહેબોએ તથા જ્ઞાનાદિક લક્ષ્મીધારક શ્રીમંત જનોએ મોક્ષ માર્ગ પ્રત્યે ગમન કરતાં અનુકૂળ તથા પ્રતિકૂળ પરિષહરૂપ ટાઢ તડકો તથા ક્રોધ, માન, માયા ને લોભ આદિ જંગલી જનાવરોના જુલ્મી જુલ્મથી બચવાની ખાતર પોતાની સાથે મજબુત સંયમરૂપી તંબુ રાખી તેની અંદરજ મુકામ કરવો જોઇએ. એ સંયમરૂપી તંબુનો સમ્યગ્જ્ઞાનરૂપ મોટો મધ્ય સ્થંભ છે અને તેની બસો ને બાવન ખૂંટીયો તથા સતરસો ને બ્યાસી તણાવા છે. તે આ પ્રમાણે પહેલું મહાવ્રત સર્વથા પ્રાણાતિપાતનો ત્યાગ તેના ચાર તણાવા:-ક્ષુધા, બાદર, ત્રસ ને સ્થાવર; એ ચાર. બીજું મહાવ્રત સર્વથા મૃષાવાદનો ત્યાગ તેના તણાવા ચાર:-ક્રોધ, લોભ, ભય, હાંસી; એ ચાર. ત્રીજું મહાવ્રત સર્વથા ચોરીનો ત્યાગ તેના તણાવા છ:-અલ્પ, બહુ, અણુ, સ્થૂલ, સચિત્ત, અચિત્ત; એ છ. ચોથું મહાવ્રત સર્વથા સ્ત્રી ત્યાગ તેના તણાવા ત્રણ:-મનુષ્ય, તિર્યંચ, દેવ, એ ત્રણ. પાંચમું મહાવ્રત સર્વથા પરિગ્રહ ત્યાગ તેના તણાવા છ:-અલ્પ, બહુ, અણુ, સ્થૂલ,

સચિત્ત, અચિત્ત; એ ૭. છઠું રાત્રીભોજન તેના તણાવાં ચાર:-અન્ન, પાણી, સુખડી, મુખવાસ; એ ચાર. એ રીતે સર્વે મળીને સત્તાવીસ થયા. તેમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ ૭ મેળવતાં તેંત્રીસ થયા. તેને દિવસ, રાત્રિ, એકલો સભા મધ્યે, સુતો; તેમજ જાગતો એ છએ ગુણતાં એકસો અઠાણું થયા. તેમાં દિવસ, રાત્રિ, એકલો, સભામધ્યે, સુતો, અને જાગતો એ ૭ બોલને ત્રણ યોગથી મન વચન અને કાયાવડે ગુણતાં અઢાર થાય, તેને ત્રણ કરણ કરૂ-કરાવું ને અનુમોદું એ વડે ગુણતાં ચોપન થાય. તે ઉપરાક્ત એકસોને અઠાણુંમાં ચોપન મેળવતાં બસોને બાવન થયા. એ સંયમરૂપ તંબુની ખૂંટિયો જાણવી. તેમજ ઉપરોક્ત ચોપનને પૂર્વકથિત તેવીસવડે ગુણતાં સતરસેં ને બ્યાસી થાય. એ સંયમરૂપ તંબુના તણાવા જાણવા. એ તણાવાની અંદરનો કોઇ પણ તણાવો ટૂટે તો સંયમરૂપ તંબુ ખંડિત થાય અને તેમ થવાથી સંયમ માર્ગમાં નાના પ્રકારનાં વિઘ્નો આવી નડે, જેથી સુખે કરી મોક્ષમાર્ગમાં ગમન કરી શકાય નહિ. માટે સર્વે સુખાર્થિ જનોએ એટલું જરૂર યાદ રાખવું કે પૂર્વકથિત સંયમ તંબુની કાળજીપૂર્વક સંભાળ રાખ્યા સિવાય આત્મકલ્યાણ થનાર નથી.

---

# *वैदक द्रष्टिए भारतवर्षनुं प्राकृतिक ज्ञान.

( લેખકઃ-વૈદ્ય. વિદ્યાકર. )

( અનુસંધાન અંક સાતમાના પાને ૧૯૯ થી. )

**પ્રકૃતિલક્ષણ**—પ્રકૃતિને કુદરત, શક્તિ, સ્વભાવ, સત્યા, તુચ્છા, અજા, દ્રવ, ગુણ, યોની વિગેરે નામથી ગણે છે. અવ્યક્ત એટલે શુન્યબિંદુરૂપે રહેનારી અને વ્યક્તરૂપે પરિણામ પામનારી. વ્યાપ સંકોચ અને વિસ્તૃતપણે કાર્ય કારણ ભાવે રહેનાર અણું પરમાણુંઓના સમુહરૂપ સાત્વિક, રાજસ્ અને તામસ્ તેઓની સમ વા વિષમ અવસ્થા જાતિ ક્રિયા અને ગુણ જેમાં પતીત થાય. તેવી ભૂતાદિ જેનાં પરિણામ છે અને તેથી ખગોળ, ભૂગોળ, પૃથ્વી, ગ્રહાદિ સુક્ષ્મ અને સ્થૂલ જે કંઈ દ્રષ્ટિગોચર થાય વા મનબુદ્ધિથી અનુભવાય

---

* જૈન દ્રષ્ટિ આ સંબંધમાં શું કહે છે તે યત્કિંચિત વિચારીએ. તત્વજ્ઞાનના અભ્યાસીઓને આ ઉપરથી સત્યનું તોલન કરવાની ઘણી અનુકુળતા પડશે.

૧. વૈદક દષ્ટિ કહે છે કે "શબ્દ એ આકાશનો ગુણ છે." હવે આમાં કેટલે અંશે સત્યતા છે તે આપણે વિચારીએ.

આકાશના ગુણોઃ—૧ અરૂપી, ( ૨ ) અચેતન, ( ૩ ) અક્રય. ( ૪ ) અવગાહના દાન છે. અને—

પુદ્ગલના ગુણોઃ—(૧) રૂપી, (૨) અચેતન, (૩) સક્રિય, (૪) મિલણ વિખરણ રૂપ પુરણ ગલન.

વળી આકાશના પર્યાયો ( એટલે જે પ્રકૃતિનાં રૂપાંતરો-વિકૃત અવિકૃત પરિણામ પામે છે તે ) (૧) ખંધ, (૨) દેશ, (૩) પ્રદેશ, (૪) અગુરૂ લઘુ.

પુદ્ગલના પર્યાયોઃ—(૧) વર્ણ, (૨) ગંધ, (૩) રસ, અને (૪) સ્પર્શ.

તે સ્થાવર જંગમરૂપ. જે જણાયું તથા જાણવામાં આવે છે અને હવે પછી જણાશે તે જે બ્રહ્મરૂપ નહિ તે. જે ચીતનથી, બ્રહ્માશ્રીત, દ્રશ્ય, જ્ઞેય, ભોગ્ય, પરિણામી, પરીછિન્ન, દેશકાળ વિનાની, દેશકાળ જેનાં કાર્ય તમપ્રકાશ, જળ વિગેરે તમામ દ્રશ્યનું ઉપાદાન પંચભૂત, પંચ તન્માત્રા, પંચવિષયનો સમુહ, દ્રવગુણ અને ગતિનો સમુહ. જીવોની દ્રષ્ટિથી વ્યાપક અને બ્રહ્મની અપેક્ષાથી મધ્યમ. નિત્ય પરીછિન્ન, જાગ્રત, સ્વપ્ન, સુષ્ટિ, ઉપાદાન, કારણ, વિદ્યુત, ગુરૂત્વ, લઘુત્વ, નામ, રૂપ વિગેરે જેનાં કાર્ય પરિણામ છે. જીવવૃત્તિની વિષય જ્યાં જ્યાં મન, બુદ્ધિ, ઇંદ્રિય પહોંચે ત્યાં ત્યાં સુધી તેજ સત્તાહીન પણ બ્રહ્મની સમસત્તાથી સત્તાવાળી, સાવયવનું ઉપાદાન, નીરાવયવ જેવી પ્રકાશ, શબ્દ, સ્પર્શરૂપ રસ, ગંધાદિ જેનો પરીણામ છે. જેનાં કાર્યરૂપ પદાર્થ પરસ્પરની અસરને ત્યાગ, ગ્રહણ કરનાર. ક્ષયા (જેમ પ્રકાશમાં તમ અર્થ શૂન્ય જેવું જણાય છે તેમ બ્રહ્માન્તર્ગત રહેનારી.) જ્ઞેય, અચીન્ત, દ્રવગુણ કર્મ; એ ત્રણેના ભેદ અને સંબંધ એ તમામ જેનાં કાર્ય પરિણામ છે. વિકાર ગુણની જનની કાર્ય કારણ કૃતત્વનો હેતુ, અનીર્ણય જે બ્રહ્મથી વિલક્ષણ છે તે.

મૂળ પ્રકૃતિ, જેનાં નામ ઉપર આપવામાં આવ્યાં છે તે અવ્યક્ત. ત્રણ ગુણોની સમાવસ્થા

---

ઉપર મુજબ આકાશ અને પુદ્ગલ તદન ભિન્ન દ્રવ્યો છે. તેમ બન્નેના ગુણ પર્યાયો પણ ભિન્ન છે. આકાશ અરૂપી છે. પુદ્ગલ રૂપી છે અને જે શબ્દ છે તે પુદ્ગલિક છે. કારણ કે:—

सद्दंधयार उज्जोअ, पमा छाया तवे हिआ।
वण्णगंध रसा फासा, पुग्गलाणं तु लक्खणं॥

અર્થ:—શબ્દ, અંધકાર, રત્નાદિકનો પ્રકાશ, ચંદ્ર વિગેરેની કાંતિ, છાયા, તડકો, અથવા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુદ્ગલાનું લક્ષણ છે.

આવી રીતે ભિન્ન ભિન્ન દ્રવ્યો હોવા છતાં અને દરેકના ભિન્ન ભિન્ન ગુણો પર્યાયો હોવા છતાં "શબ્દ" ને આકાશનો ગુણ માનવો એ ધોળે દિવસે દિવો લેઇ કુવામાં પડવા જેવું છે. એવું જૈન દ્રષ્ટિ શી રીતે સ્વીકારી શકે? સામાન્ય બુદ્ધિમાં પણ ઉતરી શકતું નથી.

(૨) વળી પ્રકૃતિને સઘળાં દ્રવ્યોનું બીજરૂપ ગણી સઘળાં દ્રવ્યોને આધેય અને પ્રકૃતિને આધારભુત માને છે. તેનો પણ જૈન દ્રષ્ટિ અસ્વિકાર કરે છે.

કારણ કે જૈન દ્રષ્ટિ આકાશને ક્ષેત્રી માને છે અર્થાત્ સર્વ દ્રવ્યોના સમાવેશ આકાશ દ્રવ્યમાં થાય છે અને સર્વ દ્રવ્યો આધેય છે અને આકાશ સર્વનો આધાર છે. કારણ કે સર્વ દ્રવ્યો આકાશમાં સમાય છે.

(૩) "આકાશ સિવાય સ્થૂલ થતાં અણુઓને અવકાશ અથવા ગતિ મળે નહિ તેથી તેની પહેલી જરૂર પડી વાયુ ઉત્પન્ન થતાં તેનો ગુણ પણ સ્પર્શ સાથે ઉત્પન્ન થયો વિગેરે વિગેરે......જે માને છે અર્થાત્ અમુક દ્રવ્ય પ્રથમ ઉત્પન્ન થયું અને અમુકને અમુકની જરૂર પડી. એટલે પછી અમુક દ્રવ્ય ઉત્પન્ન થયું જે સ્વીકારે છે તે પણ જૈન દ્રષ્ટિએ અમાન્ય છે. કારણ કે જે દ્રવ્ય છે તે સત્ છે અને સત્ છે તે નિત્ય છે, અનાદિ છે. લેખમાં પણ તે પ્રમાણે સ્વીકારેલ છે. હવે વિચારો કે અમુક પછી અમુક થયું હોય તો તેમાં પ્રથમનીજ અનાદિ ગણાય અને ત્યાર બાદ અન્યની આદિ ગણાય. પરંતુ દ્રવ્ય માત્ર અનાદિ છે તો પછી અમુક પ્રથમ થયું અને અમુક પછી થયું એ કેમ માની શકાય? અજાયબ જેવી વાત એ છે કે પ્રકૃતિનાં પરમાણુને સત્ કહી એવી રીતની શી રીતે પ્રરૂપણા કરી છે?

તેથી ત્રણ ગુણોના સુક્ષ્મ સ્વભાવવાળી જે વિષમાવસ્થા થઈ તેને શાસ્ત્રીય સંજ્ઞાએ મહતત્વે પેદા થયું–ગણ્યું, અને તેથી કંઈક ત્રિગુણાત્મક વિશેષ થતી અવસ્થા એનેજ અહંકાર સંજ્ઞા આપી. તે અહંકારથી તેવાજ ગુણોના સ્વભાવવાળું આકાશ પ્રકૃતિના સુક્ષ્મરૂપે ઉત્પન્ન થયું અને તેથી શબ્દની ઉત્પત્તિ થઈ. શબ્દ તેનો ગુણ છે. આકાશથી કંઈક સ્થૂલરૂપવાળો વાયુ ઉત્પન્ન થયો. ( જગતના સ્થાવર જંગમ પદાર્થોનાં અણું, અતીવ સુક્ષ્માવસ્થામાં હોય અને જેની ગતિ વિગેરે કંઈ પણ વ્યવહાર ન થાય, તેવા અણુંઓની સમ અવસ્થાને મૂળ પ્રકૃતિ કહે છે, અને તે જ્યારે સ્થૂલ રૂપમાં આવતું જાય, અને સૃષ્ટિક્રમ ચાલુ થાય; ત્યારેજ સ્થૂલ પ્રકૃતિ આપણી દ્રષ્ટિગોચર થાય છે. ) આકાશ સિવાય સ્થૂલ થતાં અણુંઓને અવકાશ અથવા ગતિ મળે નહિ, તેથી તેની પહેલી જરૂર પડી હશે. વાયુ ઉત્પન્ન થતાં

---

(૪) વળી અંક સાતમાના પાને ૧૯૯ માં ૩૩મી લીટીમાં લખ્યું છે કે "પ્રકૃતિ સદા સ્વરૂપે બ્રહ્મની સત્તાને લેઈ સત્‌રૂપ છે તેથી પ્રકૃતિને અમરત્વ ઘટે છે" આ પણ જૈન દ્રષ્ટિ પ્રમાણે સમીચીન નથી. કારણ કે, પ્રકૃતિ–યા તો કર્મોનો સમૂળગો નાશ કર્યા પછી આત્મા પરબ્રહ્મ રૂપે થાય છે તો પછી બ્રહ્મ પ્રકૃતિ સાથે કઇ રીતની સત્તા રાખે છે તે બુદ્ધિમાં પણ બેસતી વાત નથી.

પ્રકૃતિમાં આત્મા હતો અર્થાત્ આત્મા જ્યારે દેહી એટલે આ સંસારમાં હતો ત્યારે તો પ્રકૃતિ ઉપર તેની સત્તા હતી એ માનવું વાસ્તવિક ગણાશે પરંતુ જ્યારે પ્રકૃતિને ત્યજીને પરબ્રહ્મ રૂપે થયો ત્યાર પછી તે પ્રકૃતિ સાથે કેવી રીતની, શા માટે, શા આશયથી સત્તાનો સંબંધ રાખે છે એ સમજાતું નથી. વમેલું કોઇ પાછું જમતો દુનિયામાં પણ જોવામાં આવતો નથી તો પછી પ્રકૃતિને ત્યજી પ્રકૃતિ સાથે સત્તાનો સંબંધ રાખનાર બ્રહ્મ કેવો તે પણ એક અજાયબ જેવી વાત છે!

(૫) વળી "વાયુનો ગુણ સ્પર્શ ગણે છે" આ પણ એક હસવા જેવી વાત છે કારણ કે પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિ એ એકેંદ્રિય સંસારી દેહી જીવો છે અને તેને સાયન્સ પણ હાલ સ્વીકારવા લાગ્યું છે. જે ચૈતન્ય લક્ષણવાન છે તે જીવ કહેવાય છે. અને જીવનો ગુણ–અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય છે તેમ જીવ દ્રવ્યના પર્યાયના ગુણ:— અવ્યાબાધ–અનવગાહ, અમુતિક, અને અગુર લઘુ છે અને પુદ્‌ગલ દ્રવ્યના ગુણ તથા પર્યાય આગળ કહ્યા છે. તેમાં સ્પર્શ ગુણ છે તે પુદ્‌ગલનો છે છતાં પુદ્‌ગલના ગુણો પૈકીના એક ગુણને વાયુ જીવ દ્રવ્યનો મુખ્ય ગુણ તરીકે ગણ્યો છે તે પણ અયુક્ત છે અને ન્યાય પુરઃસર નથી.

આ સિવાય બીજી કેટલીક બાબતમાં પણ જૈન દ્રષ્ટિથી વિરૂદ્ધતા આવે છે. તત્વભિલાષીઓને સત્યાસત્યનું તોલન કરવા અને અમુક દ્રષ્ટિ અમુકમાં શી રીતે માને છે અને તેમાં આપણી દ્રષ્ટિએ શો તફાવત છે તેનું તોલન કરવાના આશયથી અને તાત્પર્યની સિદ્ધિને માટે આ લેખને અત્રે સ્થાન આપ્યું છે. જૈન બંધુઓએ હંસવત્ તેમાંથી સાર ગ્રહણ કરવો એ પ્રગટકર્તાનો આશય છે. જૈન ધર્મમાં પ્રાકૃતિક જ્ઞાનને માટે ઘણુંજ ઉત્તમ પ્રકારનું દ્રવ્યાનુયોગના વિષયમાં વર્ણન આપ્યું છે. અમોને આશા છે કે જૈન વિદ્વાન બંધુઓ તથા પૂજ્ય વિદ્વાન્ મુનિરાજો તે બાબતનો શોધ કરી લેખ દ્વારા પ્રસિદ્ધ કરશે અને આધુનિક વિજ્ઞાન શાસ્ત્ર ઉપર અજવાળું પાડશે.

શા॰ ડા॰

તેનો ગુણ પણ સ્પર્શ સાથે ઉત્પન્ન થયો અને આકાશ તથા તેના ગુણનો અનુપ્રવેશ થઇ વાયુ શબ્દ તથા સ્પર્શ ગુણવાળો થયો. આના અંદર સૃષ્ટિના ઉદ્દભવનાં પરમાણુ વિશેષ સ્થૂલ અવસ્થામાં આવ્યાં. વાયુથી અગ્નિ એટલે તેની ઉત્પત્તિ વાયુના વિકૃત પરીણામથી થઇ, તેનો પોતાનો રૂપ ગુણ પણ તેના સાથે ઉત્પન્ન થયો અને પૃથ્વ્યાદિ ગ્રહોનાં અણુઓ પણ આના અંદર વિશેષ સ્થૂલ રૂપમાં આવ્યાં. તેમજ આ ભૂતમાં ઉપલા ભૂતોનો પણ અનુપ્રવેશ થયો એટલે આકાશ અને વાયુ મળવાથી શબ્દ સ્પર્શરૂપ આ ત્રણ ગુણ આમાં મળ્યા. જેમ સૂર્ય અગ્નિનો ગોળો છે પણ પૃથ્વ્યાદિ ગ્રહોનાં અણુઓ તેના અંદર ગાઢા જુથમાં રહેલાં છે. તેજનું વિકૃત પરીણામ થઈ જળ ઉત્પન્ન થયું અને તેના અંદર રસ ગુણ પોતાનો અને ઉપલા ભૂતોના અનુપ્રવેશીક ગુણ શબ્દ સ્પર્શરૂપ મળી ચાર ગુણ જળમાં આવ્યા. જળનું વિકૃત પરીણામ થઇ પૃથ્વીની ઉત્પત્તિ સાથે પોતાનો ગંધ ગુણ અને ઉપરનાં ભૂતોના અનુપ્રવેશીક ચાર ગુણ મળી પાંચ ગુણ પૃથ્વીમાં આવ્યા, તેમજ સંકોચરૂપે જે અણુઓ સુક્ષ્મ પ્રકૃતિરૂપ, તે સ્થૂલ પ્રકૃતિરૂપે પ્રતીત થયા. પંચ ભૂતોની ઉત્પત્તિ સાથે તેનાં રૂપ અને રસનો પોતાના સ્વભાવની શક્તિ પ્રમાણે જે તે ભૂતના અંદર ઉદ્દભવ થએલ. ઉપલાં ચાર ભૂતોના કાર્યરૂપ પૃથ્વીમાં ષટ્ રસ પણ ઉદ્દભવ પામ્યા; તેમજ સ્થાવર જંગમ વિગેરે સર્વ પદાર્થ આ પંચ ભૂતથી બન્યા છે એમ શાસ્ત્રથી જાણીએ છીએ. સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, ચાર પ્રકારનાં પ્રાણી વિગેરે સ્થાવર જંગમ જે કાંઇ પ્રતીત થાય છે તે પ્રકૃતિ અને ભુતોનું વિકૃત પરિણામ છે. આપણા પ્રાજ્ઞ પુરૂષોએ દરેક પદાર્થના ગુણ દોષને શાસ્ત્રોમાં જણાવ્યા છે. જેમ આકાશ પોતે નિરવય અને પરમાણુઓને ગતિ તથા અવકાશ આપનાર શબ્દનું ભાન કરાવનાર, દીશાઓનું ઉત્પત્તિ સ્થાન, સ્થાવર જંગમ દરેક દ્રવને સ્થિતિ અને ગતિનું સહાયક. ફેફસાં, મગજ, હૃદય, ઉદર, લોહી ફરવાની ધમનીઓ વિગેરેમાં અવકાશ આપી, પ્રાણોની સ્થૂલ ઑક્સિજનની લોહીના ફરવાની ધમનીઓ જ્ઞાનેંદ્રિયો (જ્ઞાનતંતુઓ), કર્મેન્દ્રિયો (ગતિતંતુઓ)ના વ્યવહારની ક્રિયાને અવકાશ આપનાર એક ઉપયોગી નકર તત્વ છે. તેવીજ રીતે અન્ય ભૂતો પણ એવા અનેક ગુણોથી યુક્ત હોવાથી ઉપયોગમાં આવી પ્રાણીઓનું જીવન સચવાય છે. આપણા આયુર્વેદીક પુસ્તકોમાં દ્રવમાત્રના ગુણદોષનું વર્ણન છે છતાં પણ આ લેખમાં કહેવાનો હેતુ એ છે કે પાશ્ચાત્ય વિદ્યા જેમ, પંચ તત્વથી દ્રવ માત્રની ઉત્પત્તિ માને છે તો આપણામાં પંચભૂત દરેક પદાર્થનું ઉત્પત્તિ સ્થાન માનવામાં આવે છે; તેમજ પંચ ભૂતોના ષટ્ રસ દરેક પદાર્થમાં રહેલા હોય છે. આધુનિક વિદ્યા અમુક પદાર્થમાં સેંકડે અમુક ટકા કાર્બન તથા નાઇટ્રોજન વિગેરે છે એમ સિદ્ધ કરે છે તો આપણા પૂર્વાચાર્ય પણ રસ અને તેનો અનુરસ અમુક પ્રમાણથી ગણતા. જેમ સુંઠ તીખી લાગે છે અને પાછળથી ગળી લાગે છે; ત્યાં તીખાશ મૂળ રસ, ગળપણ અનુરસ. એટલે તેના અંદર મીશ્ર થએલો રસ. આ બંને રસોના મીશ્રણરૂપ સુંઠ છે. આ ગળપણ તથા તીખાશનું પૃથકરણ કરતાં આપણે શીખવું જોઇએ.

આપણા વૃદ્ધોએ ષટરસ જેવા કે મધુર, અમ્લ, કટુ, કષાય, તીક્ત, લવણ, એમ ષટરસ જે માનેલા તે પૈકી જો મનુષ્યના શરીર ઉપર વિચાર કરીશું તો લોહી, પિત્ત, કફ, વીર્ય, વિગેરે કડવું, મીઠું, ખારૂ, લાગે છે; તેમજ વનસ્પતિઓમાં સાકર મીઠી, મરી તીખું, લીંબુ ખાટું, સેંધવ ખારૂં, આમળાં તુરાં (કષાય), ચરીઆતુ કડવું હોય છે. એ આપણે જાણી શકીએ છીએ. વળી હોજરીમાં હાઇડ્રોક્લોરીક એસીડ જેને કાસ્ટીકજ્યુસ કહે છે

૩. ફરવામાં, અંગમહેનત કરવામાં, અગર છોકરાં સાથે બાગબગીચામાં, ખુલ્લી હવામાં ફરવામાં એક કલાક ગાળવો.

૪. સ્વચ્છ હવા મળે તેવી ખોળીમાં સાત કલાક બરાબર નિદ્રા લેવી.

૫. પીવું હોય તેટલું પાણી જમતાં જમતાં વચ્ચે પીવું.

૬. શત્રુ વિષે અગર બીજા કોઇ વિષે પણ મનમાં દ્વેશ મત્સર વિગેરે વિકારોથી મગજને નકામો ત્રાસ ન આપવો અને તેમને ક્ષમા કરી અપરાધ વિસરી જવાનો પ્રયત્ન કરવો.

૭. હમેશાં કોઈ પણ કામમાં રોકાયલા રહેવું. ખરેખર જુવો તો આ જગત્ ઘણુંજ આનંદદાયક ને રમણીય છે તેથી પણ તે અધિક રમણીય આપણે તેને બનાવવું જોઇએ, અને તેમ કરવાની આપણામાં શક્તિ છે એવો દ્રઢ વિશ્વાસ આપણામાં હોવો જોઇએ.

ઉપરના નિયમોનું યથાર્થ પરિપાલન અવશ્ય આપણને નિરોગી ને સુદ્રઢ બનાવશેજ.

નિરોગી શરીર હોય તો જનસેવા, પરોપકાર, ધર્મસાધના અને આત્મસાધના થઈ શકે છે માટે પ્રત્યેક બન્ધુઓએ તે તરફ લક્ષ આપવું ઉચિત છે.

---

# श्री अंतरिक्ष पार्श्वनाथ तीर्थ.

(લેખકઃ—શા. બહેચરદાસ દલવદાસ. વડોદરા.)

આ તીર્થ ખાનદેશ જીલ્લામાં છે. સુરતથી તાપતીવેલી રેલવે લાઇન જાય છે. તેમાં થઇને જવાય છે અને મુંબાઇથી ભુશાવળ લાઇન જાય છે તેમાં પણ જવાય છે. સુરતથી સવારના ૮ વાગે એક ટ્રેન ઉપડે છે અને બીજી બપોરના ૪ વાગે ઉપડે છે. સુરતથી અકોલા સ્ટેશનની ટીકીટ લેવી, તેનું નુર રૂ. ૩–૯–૦ પડે છે. ટ્રેન બહુ ધીમી ચાલે છે, સ્ટેશનો ઉપર પણ ઘણો વખત ઉભી રહે છે. વચમાં અમલનેરનું મોટું સ્ટેશન આવે છે. પછી આગળ જતાં જળગામ જંકશન આવે છે. મુંબાઇથી આવતી ટ્રેન આ સ્થળે મળે છે. ત્યાર પછી ભુશાવળનું જંકસન આવે છે. ત્યાં ઉતરવું પડે છે અને ત્યાંથી નાગપુરની લાઇનમાં બેસી અકોલા સ્ટેશને ઉતરાય છે. સુરતથી ૪ ની ટ્રેનમાં બેઠેલા પેસેંજર બીજે દિવસે સાંજના ૫ વાગે પહોંચે છે. અકોલા મોટું શહેર છે. ત્યાં ઘણાં જીનો તથા મીલો છે. આ દેશમાં કપાસનો પાક ઘણો થાય છે તેથી વેપારનું મથક છે. ગામમાં જૈનની ધર્મશાળા તથા ઉપાશ્રય પણ છે. ધર્મશાળામાં આદેશ્વર ભગવાનનું દેહેરાસર તથા કુવો છે. ધર્મશાળા ને દેહેરાસર નવું બંધાવલું છે. ઉતરવાની સવડ સારી છે. વાસણ, ગોદડાં ને ઉના પાણીની સવડ છે. ગામ સ્ટેશનથી ૧ માઇલ દુર છે. અહીંથી શ્રી અંતરિક્ષજી ૪૦ માઇલ દુર છે. અને ગાડા રસ્તે પાકી સડક છે. ભાડાનાં ગાડાં જોઇએ તે વખતે મળે છે. ગાડાનું ભાડુ રૂ. ૬ અગર ૭ લે છે. અને ૪ માણસ બેસાડે છે. ગાડાં બીજાની મારફતે કરે તો તેની દલાલી રૂ. ૦–૪–૦ ચડે છે. ગાડાં રાતનાં ચાલે છે. દિવસે કોઈ જોડતા નથી. સાંજના દીવા વખતે ગાડાં જોડે છે તે સવારમાં ૬ વાગે વચમાં ૨૦ માઇલ ઉપર પાથુર ગામ છે ત્યાં છોડે છે. સડક ઉપરજ જૈની ધર્મશાળા છે તેમાં કુવો છે. ધર્મશાળામાં એક પરદેશી ભૈયો રહે છે. તે વાસણ ગોદડાં વિગેરે આપે છે તથા સીધુ સામાન પણ રાખે છે. ગામ

બહુ મોટું નથી પણ પોસ્ટ ઓફીસ અને ટેલીગ્રાફ ઓફીસ છે. નજીકના ખેતરોમાં શેરડી, કેળાં, શાક, ભાજી વિગેરે થાય છે તે જોઇએ તેને મળે છે. ત્યાં આખો દિવસ રહેવું પડે છે અને ત્યાંથી સાંજના દીવા વખતે પાછાં ગાડાં જોડે છે તે સવારમાં ૬ વાગે ગામ શિરપુર (અંતરિક્ષજી) પહોંચાય છે.

ગામ શિરપુરમાં શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથનું દેહેરાસર છે. જોડે ધર્મશાળા છે અને કુવો છે. ફરતી ખુલ્લી જગ્યા અને ચારે બાજુ કોટ છે. આગળ એક મોટો દરવાજો છે. દેહેરાસર ઘણું જુનું, મજબુત ને ઓર ફેશનનું છે. ત્રણ બાજુ રવેશ, પથ્થરના થાંભલા અને ઉપર અગાશી છે. તે એક ઉપરનો મજલો ને તેની નીચે બે માળ જમીન અંદર ભોંયરા તરીકે ઉપર છે તેટલાજ છે. ત્રણ બાજુ મકાન ને આગળ કોટ છે. તેમાં દરવાજો તે નાની બારી જેવડો છે. ચોકમાંથી દેહેરાસરમાં જવાય છે. ચઢવાને ત્રણ પગથીઆં છે. તે પગથીઆં ઉપર અસલી જુના સિક્કાના રૂપીઆ જડેલા છે. ત્યાંથી ઉપરના માળામાં દિગમ્બરની પ્રતિમાઓ છે તેમાં બાજુની ભીંતમાં નાનું બારણું છે. તેમાં પગથીઆં ઉતરીને નીચે ભોંયરામાં જવાય છે. તે ભોંયરાનો માળ પણ ઉંચો છે. તે ભોંયરામાં શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીની પ્રતિમા ઘણીજ પ્રાચીન અને ચમતકારી અલૌકિક ભોંયરાના દિવાલના ગોખલામાં બીરાજમાન છે. આ પ્રતિમાજી શામ રંગની માથે નવમુખીની નાગની ફણાનું છત્ર છે અને બેઠકથી અરધો આંગળ ઉંચી અદ્ધર છે. પછાડી દીવાલથી પણ અલગ છે તેથી અંગલોહણું નીચે તથા પુંઠે થાય છે.

આ ભોંયરાની નીચે બીજો એક માળ પણ તેવડોજ છે. તેમાં માની ભદ્રજીની મૂર્તિ છે. આ મૂર્તિને તેલ સિંદુર ચડે છે. મૂર્તિપર સિંદુર ચઢતાં ચઢતાં ઘણે વરસે સિંદુરનો જાડો થર થઇ મૂર્તિથી અલગ પડી ખોભળા નીકળીને આંગીની પેઠે મૂર્તિના અંગોના આકારના નીકળેલા ખોભળાનો એક ઢગલો સંગ્રહ કરી રાખેલો. પાસે જોવામાં આવે છે તે ઉપરથી વિચાર ઉત્પન્ન થાય છે કે આ કેટલા વરસે થઇને આટલું સિંદુર ચઢ્યું હશે. સારાંશ કે તીર્થની પ્રાચીનતાની સાબીતી થાય છે. (અપૂર્ણ.)

---

# દાન.

---

જે ઘરમાં દાન થતું નથી તે ઘર નથી. પછી તેમાં નિત્ય સેવાનું ગમે તેટલું ડોળ જોવામાં આવતું હોય, અને પ્રાર્થનાઓનો ઘોંઘાટ ગમે એટલો ગાજતો હોય.

દાન વિનાની શ્રદ્ધાને પોકળ પવિત્રતા સમજવી. તે એક ફુલ વગરના વાંઝીયા વૃક્ષ જેવી છે.

જે મનુષ્ય પ્રભુ પ્રતિ પ્રેમ દર્શાવે છે-પણ જેને પોતાના ભાઇ-બીજા મનુષ્ય પ્રતિ બીલકુલ પ્રેમ નથી તે દાંભીક ધુતારો છે.

ગૃહસ્થે સ્વાર્થવૃત્તિને પાપ તથા દુષ્ટતાનું લક્ષણ ગણીને પરહરવી, અને પોતાના ઘરને દાન તથા પ્રેમનું ભવન બનાવવું.

ગરીબોને તું જે કંઇ આપ! તે અહંકાર ને ગર્વથી ના આપ! તેઓ જાણે નીચ, જાતિભ્રષ્ટ ને કેવળ ધિક્કાર કે દયાપાત્ર હોય એમ માનીને તેમનો તિરસ્કાર ન કર.

ગરીબ ને ગરજવાન મનુષ્યને માન આપવું, અને તેની સેવા પુણ્યદાયી છે. તે તારો અધિકાર વધારે છે એમ સમજવું.

કેમકે દાન-લેનારનું કલ્યાણ કરે છે, તે સાથે દાન દેનારનું સોગણું કલ્યાણ કર્યા વિના રહેતું નથી. લેનારના હાથમાં રૂપું આવે છે પણ દાતાને તો તેના હાથમાં સોનું કે હીરાજ મળે છે.

જ્યારે જ્યારે ગરીબ મનુષ્યો તમારી પાસે આવીને આશ્રય માગે, અન્નની આશા કરે ત્યારે તેમને સંતોષવા. તમારાં દ્વાર બંધ દેખી અગર તમારો અભાવ જોઇ તેઓ બીજા થઇ પાછા ફરે તેમ ન થવું જોઇએ.

યાચક ગમે તેટલો નીચ ને કંગાલ હોય, પણ તમારે તેને આવકાર આપવો, તે જે કંઈ કહેવા માંગતો હોય તે સઘળું સાંભળવું અને પછી શાંત તથા દયાળુ વૃત્તિથી તેની હકીકતના ગુણદોષનો વિચાર કરવો.

જો તે દાનને પાત્ર હોય તો તે હર્ષપૂર્વક ને પૂજ્યભાવથી અન્ન વસ્ત્રાદિ આપવાં.

જ્યારે તમે તમારા કુટુંબ માટે મહિનાનું અનાજ ખરીદો ત્યારે ભીક્ષુકો માટે પણ દાળ ચોખા આટો ખરીદી તેમને માટે અલાયદાં રાખવાં.

તમારાં જુનાં વસ્ત્ર ને જીર્ણ વસ્તુઓ જુદી રાખવી અને તે ગરીબોને આપવી કે નકામી ગણી કાઢેલી વસ્તુઓનો સદુપયોગ થાય.

તમારી શક્તિ અનુસાર દર માસે ગરીબોને કંઇક આપો. ઓછી બને તો ઓછી પણ ગરીબોના હક્ક છીનવી લેવાનો તમોને અધિકાર નથી.

આ વાત લક્ષમાં રાખો કે તમારૂં દ્રવ્ય તે તમારી મીલ્કત નથી કે તમો તમારી મરજી માફક વાપરો. એ તો વિધિએ પોતાના હેતુઓ બર લાવવા તમોને સોંપેલો માત્ર પવિત્ર જુમ્મો છે.

દાનદ્વારા ઘણાક લોકોપયોગી કરવાના પ્રસંગો છે.

ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી, નવસ્ત્રાને વસ્ત્ર, માંદાની સારવાર, ઘર વગરનાને રહેવા ઘર, મૃત્યુએ વિયોગી નિરાશ્રીત કરેલાને દિલાસો, વિધવા ને નિરાધાર બાળકનું દુઃખ નિવારણ, સાધનહિન વિદ્યાર્થીને પુસ્તકાદિ મદદ, ઔષધશાળાઓ, વિદ્યાલયો, દેવાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં અને ચાલુ રાખવાં એ સર્વ ધર્મકાર્યો છે. તે બજાવવાના જ્યારે પ્રસંગ આવે ત્યારે તત્પર રહેવું.

જ્યારે દેશમાં દુકાળ પડે અથવા મરકી કે ચેપી રોગ પ્રસરે અગર આગ લાગે, અગર તમારા કે અન્ય દેશના લોકો પર આફત આવી પડે અને તેનાથી વિનાશ, ભુખમરો ને સંકટ નીપજે તે વેળા તમારે સત્વર મદદ આપવી અને દુઃખનિવારણ માટે દોડી જવું એ કર્તવ્ય છે.

ઉન્હાળામાં સૂર્ય ઘણો તપે છે ત્યારે તરસ્યા માટે શિતળ જળની જોગવાઇ કરવી ને થાકેલો મુસાફર તથા કષ્ટાયલો મજુર તમારા દ્વારે આવે ત્યારે તેને વિસામો, આરામ અને દયાના ઝરામાંથી વહેતું સ્વચ્છ પાણી સદા મળે તેવું કરવું.

શીયાળાની કડકતી ટંડીથી હેરાન થતા રંક ને ચીથરેહાલ લોકને ગરમાવો આપવો.

વિચાર શૂન્ય દાન કરીને આળસ અને દારિદ્રયને ઉત્તેજન આપવું નહીં. માત્ર સુપાત્રનેજ આશ્રય આપવો.

લોકો તમારી વાહ વાહ બોલે ને પ્રશંશા કરે એમ ઢોલ વગાડીને દાન કરવું તે ખોટું. જે કંઇ આપો તે ગુપ્તપણે અને નમ્રભાવે આપવું ને તેમાં કીર્તિની આશા રાખવી નહીં.

ખરૂં દાન હાથથી નહીં પણ હૈયાથીજ થાય છે. તેનો મહિમા આપવાના કૃત્યથી નહિ પણ મનના સંકલ્પથી છે. વગર હૈયાની મોટી મોટી સખાવતો કરતાં, રંક વિધવાની મુઠી ચપટી વધારે ઉત્તમ છે.

જાત અને જીવન, દેહ અને આત્મા પરહિતાર્થે અર્પણ કરી દેનાર, અને જનમંડળની અખંડ સેવા કરવાનું વ્રત સ્વીકારનાર વિરલ પુરૂષોને ધન્ય છે. તેઓનું આ લોક ને પરલોકમાં કલ્યાણ થશે.

તમારા હૃદયને ઉન્નત, ઉત્તમ, નીતિવાળા, ને ધાર્મિક વિચારોનું દાન તમો કરી શકો તો કેવું સારૂં ?

---

# आत्म स्वरूप शी रीते प्रगट थाय ?

---

( વકીલ. નંદલાલ લલ્લુભાઇ-વડોદરા. )

**पातक पंच पखालतां, प्रगटे आत्म स्वरूप.**

શ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા.

**आत्म स्वरूप रमणे रमे, मन मोहनमेरे;**
**म करे जुठ डफाण, मन मोहनमेरे.**

શ્રી વિરવિજયજીકૃત નવાણું પ્રકારની પૂજા.

આત્મ સ્વરૂપ પ્રગટ કરવાની જીજ્ઞાસા ધરાવનારે પ્રથમ આત્માની ઓળખાણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આત્મા છે કે નહિ અને છે તો તેનું લક્ષણ શાસ્ત્રકારે કેવું બતાવ્યું છે તે જાણવું જોઇએ. આત્મા એક છે કે અનેક છે, નિત્ય છે કે અનિત્ય છે તે પણ સમજવું જોઈએ ઈત્યાદિ. આત્માના ઓળખાણ સંબંધી વાતો આત્મ સ્વરૂપ પ્રગટ કરવાનો પ્રયાસ કરતા પહેલાં સમ્યકરીતે જાણવાથી અને તેની શ્રદ્ધા કરવાથી આગળનો પ્રયાસ સરળ થશે.

જૈન દર્શનમાં આ જગતમાં નવ તત્વ છે એમ બતાવ્યું છે. ૧ જીવ, ૨ અજીવ, ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નીર્જરા, ૮ બંધ અને ૯ મોક્ષ. તેમાં પણ મુખ્ય બે તત્વ જીવ અને અજીવ છે. બાકીના સાત ગૌણ છે, અને તે એ બેમાં તેનો સમાવેશ થાય છે.

નવતત્વ પ્રકરણમાં જીવનું લક્ષણ એવું બતાવ્યું છે કે, જ્ઞાનદર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનું લક્ષણ છે. આ જ્ઞાનદર્શન, ચારિત્ર, તપ, વીર્ય, એ આત્માની શક્તિ છે. આત્મા કહો યા જીવ કહો એ બે પર્યાયવાચક છે. એ નામથી આપણે જે તત્વને ઓળખીએ છીએ તે એકજ છે.

આત્મા—જીવ—અનંત જ્ઞાન દર્શન ચારિત્ર યુક્ત છે. તેની અતુલ શક્તિ છે, અને અણાહારી તેનો સ્વભાવ છે. તે કર્મરૂપી મળથી મલીન થઇ ગયો છે, તે મળને દુર કરી મૂળ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનો પ્રયાસ કરવાની આપણી મુખ્ય ફરજ છે.

આપણુ દરેકનો આત્મા પૃથક પૃથક એટલે જુદો જુદો છે, જગતના તમામ જીવોનો આત્મા એક છે. એવી માન્યતા જૈન દર્શનની નથી. દરેક આત્માનું મૂળ સામાન્ય સ્વરૂપ—જાતી—એક છે, એ અપેક્ષાએ આત્મા એક છે પણ દરેક વ્યક્તિ જુદી જુદી છે, અને તે દરેકનો આત્મા જુદો જુદો છે, એજ વાત ન્યાય તથા યુક્તિથી પ્રતીપાદિત થાય છે. અને તે સત્ય છે એમ શ્રદ્ધા થાય છે. એમ જો માનવામાં ન આવે તો તેમાં કેટલો વ્યાઘાત લાગે છે. દરેક વ્યક્તિનો આત્મા જુદો જુદો છે એ વાત જો સત્ય ન હોય તો પછી એક જીવે કરેલા શુભાશુભ કર્મના ફળની પ્રાપ્તિનો લાભ સામાન્ય રીતે સર્વને સરખો મળવો જોઇએ પણ તેમ થતું નથી. જો દરેકનો આત્મા એક હોય, તો પછી એક માણસ બદમાશી કરે, પાપ કરે, સ્વચ્છંદે ગમે તે રીતે વર્તે, તો પણ તેને પોતાનાં નઠારાં આચરણથી ખોટાં કર્મ બંધાશે, અને તેના વિપાક પોતાને ભોગવવાં પડશે, એવી બ્હીક રાખવાનું કારણ રહેશે નહિ, કેમકે દરેકનો આત્મા એક માનવામાં આવે તો એકે કરેલા નઠારા આચરણના પાપ ફળના ભોક્તા જગતના તમામ જીવો થાય એટલે મૂળ પાપાચરણ કરનારના ભાગમાં બહુ થોડું પાપ સીલીક રહે, અથવા એક માણસ સારી રીતે ખાય પીયે અને પુદ્‌ગલીક સુખમાં લયલીન રહે અને બીજો માણસ ધર્મસાધનમાં તત્પર રહી અનેક પ્રકારે ધર્મ સાધન કરે, તેના ફળનો ભાગીદાર ધર્મ સાધન કરતો નથી અને દુનિયાના વ્યવહારિક સુખમાં આનંદ માને છે, તે થાય એટલે તેને ધર્મ સાધન કરવાની જરૂર રહેશે નહિ. ન્યાય બુદ્ધિથી અને શાંત રીતે વિચાર કરતાં આ વાતના વાસ્તવિકપણા સંબંધે આપણને અનેક તર્કવિતર્ક કરવાને જગ્યા મળે છે, અને આખરે એજ શ્રદ્ધા થાય છે કે દરેકના જીવ જુદા જુદા છે, અનેક છે.

આત્મા—જીવ—નિત્ય છે કે અનિત્ય છે, એ વાત પણ વિચાર કરવા અને સમજવા જેવી છે. જીવને કોઇએ નવીન બનાવ્યો છે, અથવા રસાયન ક્રિયાથી જેમ નવીન પદાર્થ બને છે, તેમ કંઇ વસ્તુના સંયોગથી નવીન ઉત્પન્ન થયો છે, અથવા તે પ્રથમથી અનાદિથી છે, એ પ્રશ્નો સહજીક ઉત્પન્ન થવા જેવા છે, અને થાય છે. આના ખુલાસાને માટે મનકલ્પીત કલ્પનાઓ કરતાં અગાઉ આ વિષયના અભ્યાસને માટે જેમણે આખી જીંદગી અર્પણ કરેલી હતી એવા મહાત્મા પુરૂષો શું કહી ગયા છે, તેમણે એ વિષયના પ્રતીપાદનાર્થે સાધક, બાધક શું શું કારણો બતાવ્યાં છે, તે વાંચવા અને તેનો અભ્યાસ કરવાની અને તેના વાસ્તવિકપણા સંબંધે નિઃપક્ષપાત વિચાર કરવાની પ્રથમ જરૂર છે. તેમ કરવાથી આપણો કેટલોક વખત બચવાની સાથે એ વિષે વિચાર કરવાની લાઇન હાથમાં આવશે.

આત્મા નિત્ય—અનાદિ—છે કે એ તેને કોઇએ બનાવેલો નથી. એ ક્યારથી છે એની કલ્પના થઇ શકતી નથી, દેવ, મનુષ્ય, તીર્યંચ, અને નરક ગતી એ એના પર્યાય છે. જગતમાં જીવો જન્મે છે, તે કંઇ નવીન ઉત્પન્ન થઇને જન્મતા નથી. પૂર્વભવમાં તે જ્યાં ઉત્પન્ન થયેલો હશે તે ઠેકાણે તેમણે પોતાનું આયુષ પુરૂ કર્યું એટલે તેમણે તે ભવમાં જે ભાવિ આયુષ બાંધેલું તે આધારે તે આ ભવમાં ઉત્પન્ન થાય છે. આ ભવમાં જન્મતાની સાથે

તેને પોતાની માતાને સ્તનપાન–ધાવવા–ની વાસના ઉત્પન્ન થાય છે, તે તેના પૂર્વભવના અભ્યાસથીજ થાય છે, એ કળા અહીં કોઇએ તેને શીખવી નથી, પણ સ્વભાવથીજ તેને તે ક્રિયા આવડે છે. દ્રવ્ય થકી આત્મા નિત્ય છે, અને પર્યાય થકી તે અનિત્ય છે. માણસ, જનાવર વગેરે મરણ પામે છે, ત્યારે તે આ ભવ આશ્રી પ્રાપ્ત કરેલું શરીર તેનોજ ત્યાગ કરે છે, તેનો પોતાનો નાશ થતો નથી. આ ભવમાં તે આવતા ભવની ગતી અને આયુષ બાંધે છે–મુકરર કરે છે તેથી આ ભવનું આયુષ પુરૂં કરી આ ભવમાં પ્રાપ્ત કરેલું શરીર છોડે છે કે તુરત આવતા ભવમાં ઉત્પન્ન થવાની મુકરર કરેલી જગ્યાએ તે ઉત્પન્ન થાય છે. પૂર્વભવ અને પુનરભવ માનવાથી એ વાતનો જલદી નિકાલ થાય છે. પૂર્વભવ હતો એ વાતની પ્રતીતિ એટલા ઉપરથી થાય છે કે દરેક જીવ જન્મે છે, તે વખતેથી કોઇ સુખી તો કોઈ દુઃખી, કોઇ કાળા રંગથી તો કોઈ સફેત રંગથી, કોઈનું શરીર સર્વાંગ સુંદર હોય છે તો કોઇને કોઇ અંગની ખોડ હોય છે. જેમ આંધળું–લુલું કોઈ નિરોગી હોય છે તો કોઈ રોગી હોય છે, કોઈ અલ્પાયુષી હોય છે તો જન્મતાની સાથે મરણ પામે છે, કોઈ થોડા દિવસ જીવી મરણ પામે છે અને દીર્ઘ આયુષવાળા વધુ જીવે છે. એમ દરેક જીવ ભિન્ન ભિન્ન સ્થિતિવાળા હોય છે. જો જીવ નવીનજ ઉત્પન્ન થયો હોય તો પછી દરેક જીવ ઉત્પન્ન થતી વખતે એકસરખા હોવા જોઇએ, તેમાં કોઈ જાતનો તફાવત હોવો નહિ જોઇએ. પણ તફાવત તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, એ જે તફાવત માલુમ પડે છે, તે તફાવતનું મૂળ કારણ દરેક જીવે પૂર્વભવે બાંધેલાં શુભાશુભ કર્મ છે, અને તે કર્મની ફળ પ્રાપ્તિ અનુસારે આ ભવમાં તેવા તેવા નિમિત્તોને પામી સુખ દુઃખ ભોગવે છે, એ કર્મ તેણે કંઈ જન્મતાની સાથેજ કરેલાં હોતાં નથી, તે પૂર્વભવનાંજ કરેલાં હોવાં જોઇએ, અને તે ઉપરથી પૂર્વભવ હતો એમ આપણને શ્રદ્ધા થાય છે. તેવીજ રીતે જો પુનરભવ જો માનવામાં ન આવે તો પછી આ ભવમાં જીવો શુભાશુભ કર્મ કરે છે, તે નિષ્ફળ જાય; કેમકે તેના ફળ વિપાક ભોગવવા પડે નહિ; અને કરેલાં કર્મના ફળવિપાક જો ભોગવવા ન હોય તો પછી ઇશ્વર ભક્તિ, આત્મસંયમ, તપશ્ચર્યાદિ કરવામાં જે કંઈ શ્રમ પડે છે, તેથી શો ફાયદો? કંઇજ નહિ. તેમજ હિંસા, જુઠ, ચોરી, પરદારાગમન, સપ્ત વ્યસન સેવનાર ઇત્યાદિ અનેક પ્રકારનાં અનાચરણ સેવનારને શીક્ષા ક્યાં થવાની હતી, જો તેમને શીક્ષાજ થવાની ન હોય તો પછી સદ્ અસદ્ આચરણના ભેદ પાડવાથી કંઇ ફાયદો નથી, અને તેના કડાકુટમાં પડવાનું કંઈ કારણ રહે નહિ. એકજ માબાપથી જન્મેલી પ્રજામાં એક ગરીબ થાય છે એક પૈસાદાર થાય છે. એક રોગી હોય છે એક નિરોગી હોય છે. એક રાજા થાય છે બીજા સેવક બને છે. એક સદ્‌ગુણી નીવડે છે બીજો દુર્ગુણી નીકળે છે. એક નીર્વ્યસની થાય છે બીજો વ્યસની થાય છે. ઇત્યાદિ જે ભેદ જોવામાં આવે છે, તેના કારણનો અભ્યાસ કરવાથી પૂર્વભવ અને શુભાશુભ કર્મસંચય સિવાય બીજુ કંઇજ માલમ પડશે નહિ. આત્મા એક દ્રવ્ય છે, તે નિત્ય છે, અને જુદી જુદી ગતિમાં જુદા જુદા પ્રકારનાં શરીર ધારણ કરવાને પ્રેરાય છે, તે અનિત્ય છે, જેમ સોનું એક દ્રવ્ય છે, અને તેના જે દાગીના વીંટી, કંઠી, દોરો, વેઢ, અછોડો, કડાં–સાંકળાં, ઇત્યાદિ બનાવવામાં આવે છે, તે પર્યાય છે, તે દાગીનાનો નાશ કરી તેને ગાળી નાખવામાં આવે છે, ત્યારે દ્રવ્ય રૂપે સોનુ કાયમ રહે છે, તેનો નાશ થતો નથી. વળી તે સોનાના ફરી દાગીના બનાવવામાં આવે છે, તો તે સોના

નામથી નહિ ઓળખાતાં પર્યાય રૂપે જે દાગીના બન્યા છે તે દાગીનાના નામથી ઓળખાય છે. તેમ પર્યાય રૂપે ધારણ કરેલું શરીર આયુષ પૂર્ણ થયે તે છોડીને જીવ ચાલ્યો જાય છે, અને શરીર સડી જાય છે, કે તેને દાટી કે બાળી દેવામાં આવે છે, તેનો નાશ થાય છે, પણ તેથી જીવદ્રવ્યનો નાશ થતો નથી. તે જીવ ફરી પાછો જ્યાં જે ગતિમાં નવીન ભવ ધારણ કરે છે ત્યાં તે ગતિ આશ્રી તેનું જે નામ પાડવામાં આવે છે, તે નામે ને તે રૂપે તે ઓળખાય છે, જીવદ્રવ્ય તો તેનું તેજ કાયમ રહે છે. એમ અપેક્ષાપૂર્વક જીવ આત્મા-નિત્યાનિત્ય છે.

મૂળ દ્રવ્ય થકી આત્મા અનાદિ અને નિત્ય છે, એમ શ્રદ્ધા થયા પછી આત્મા મૂળથી કર્મ મળસહીત હતો કે નિર્મળ હતો, અને પાછળથી કર્મ લાગ્યાં? આ પ્રશ્ન તત્વજીજ્ઞાસુઓને સ્વાભાવિક ઉત્પન્ન થાય તેમ છે. જેવી રીતે આત્મા-જીવ અનાદિ છે, તેવીજ રીતે કર્મ પણ અનાદિ છે. પ્રથમ જીવ હતો અને પાછળથી કર્મ ઉત્પન્ન થયાં ને તે જીવને વળગ્યાં એમ જો કલ્પના કરીએ તો તેમાં ઘણા ઘણા તર્કવિતર્ક ઉત્પન્ન થાય છે. જો જગતમાં પ્રથમ જીવ-નિર્મળ આત્મા એકલોજ હતો અને કર્મ પાછળથી ઉત્પન્ન થયાં એમ માનીએ તો તે કર્મને કોણે બનાવ્યાં, બનાવવાનું પ્રયોજન શું? અને નિર્મળ-અરૂપી એવા આત્માને તે લાગ્યાં શી રીતે? આત્મા એકલો નિર્મળ હતો, તો આત્મા તો અરૂપી છે, તે શરીરના આશ્રય સિવાય એકલો ક્યાં રહેતો હતો અને તે શી રીતે રહી શકે? આ વાતો એટલી બધી ગુંચવણ ભરેલી છે કે તેનો સહજ રીતે નિકાલ આપણે પોતાની મેળે પોતાની સ્વઅક્કલથી કરી શકીયે તેમ નથી. માટે દરેક દર્શનવાળાઓએ બહુ બહુ પ્રયત્નો કરેલા છે, અને યુક્તિ પ્રયુક્તિથી કેઈ વાત માનવા જેવી છે તેને માટે પોતાથી થાય તેટલો નિર્ણય કરવાની મહેનત કરેલી હોય છે. જૈન દર્શનમાં પણ એ સંબંધે સિદ્ધાંતોમાં તથા બીજા ઘણા ગ્રંથોમાં ઉહાપોહ કરેલો છે. તે વાંચવાની અને તેનો અભ્યાસ કરવાનીજ ભલામણ કરી કારણોનું બહુ લંબાણ નહિ કરતાં તેમણે છેવટે શું માનેલું છે તેટલુંજ આપણે અહીં જાણવાને પ્રયત્ન કરીશું. જૈન શાસ્ત્રકારોની એવી માન્યતા છે કે જીવ અને કર્મ એ બન્ને અનાદિ છે. જીવ ને કર્મ ક્યારે લાગ્યું તેનો કાળ નિશ્ચીત થઈ શકે તેમ નથી. જેમ સોનાની ખાણમાંથી સોનુ કાઢવામાં આવે છે, તે સોનુ ચોખ્ખું સોનુ હોતું નથી, પણ માટીથી તે મિશ્રીત હોય છે, એ માટી અને સોનાનો સંયોગ ક્યારે થયો એ રસાયન શાસ્ત્રના અભ્યાસીઓથી મુકરર થઈ શકે તેમ નથી, તે તો ફક્ત એવા માટી મિશ્રીત કાઢેલા સોનાને રસાયન પ્રયોગથી શુદ્ધ કરવાને પ્રયત્ન કરે છે, અને તે પ્રયત્નને અંતે સોનાને લાગેલો કચરો કાઢી નાખીને સોનાને શુદ્ધ બનાવે છે. તેવી રીતે અનાદિ કાળનો આત્મા કર્મમિશ્રીત છે. સમયે સમયે જુના કર્મ ખપાવે છે અને મિથ્યાત્વ અવિરતી કષાય અને યોગથી નવીન કર્મ ગ્રહણ કરે છે. એમ અનંત સંસારમાં તે ભવભ્રમણ કરે છે. જેમ રસાયણ વિદ્યા જાણનારાઓ રસાયણ પ્રયોગથી સોનાને શુદ્ધ કરે છે, તેમ ધર્મશાસ્ત્રના અભ્યાસીઓ અનાદિ કર્મ મળથી મલીન થયેલા આત્માને શુદ્ધ કરવા સારૂ પૂર્વસંચીત કર્મોને ૧૨ પ્રકારની નિર્જરાથી ખપાવવા અને સંવર તત્વના આશ્રયથી અને સંવર ભાવથી નવીન કર્મ આવતાં રોકવાનો પ્રયાસ કરે છે. પરીણામે આત્માને નિર્મળ બનાવે છે, પોતાનું સ્વસ્વરૂપ -આત્મ સ્વરૂપ પ્રગટ કરે છે. સંપૂર્ણ આત્મ સ્વરૂપ પ્રગટ થાય તો ભવભ્રમણતા મટી જઈ આત્મા મોક્ષ-સિદ્ધ પદ પ્રાપ્ત કરે છે.

આત્મ સ્વરૂપ પ્રગટ કરવાના ઉપાયની શોધ કરવાનો ઉપાય શોધતી વખતે બીજી કેટલીક વાતોનો તે પહેલાં વિચાર કરવો પડશે. જીવને જે કર્મ વળગેલાં છે, તે કર્મનો કર્તા કોણ? અને તેનો ભોક્તા કોણ? એ બે વાતોનો સાથે સાથે વિચાર કરવાથી આપણને કેટલીક મદદ મળશે.

કેટલાક દર્શનમાં એમ માનવામાં આવેલું છે કે, દરેક જીવ પોતાની મરજીથી-પોતાની સત્તાથી જગતમાં કંઇ પણ કરી શકતો નથી. તે જે જે શુભાશુભ કર્મ કરે છે, તે ઇશ્વરની મરજી તેની પ્રેરણા પ્રમાણે કરે છે. ઇશ્વરની મરજી તેની પ્રેરણા કે ઇચ્છા સિવાય માણસ કંઇ પણ કર્મ કરવા અસકત છે. આ વાતનો ન્યાય અને યુક્તિપુરઃસર વિચાર કરતાં તે અસત્ય ઠરે છે. (અપૂર્ણ.)

# સુવિચાર નિર્ઝર.

(લેખકઃ-સદ્‌ગત ડી. જી. શાહ-માણેકપુર.)

(૧) યુવાવસ્થાથીજ ધર્મપરાયણ થવું જોઇએ, કેમકે એ ખરેખર અનિત્યજ છે, વળી કોઈ પણ જાણતું નથી કે આજે કોનું મૃત્યું થશે. * * * જેનાં મન અને વાણી સર્વદા સારી રીતે વશ હોય છે, અને જે સત્ય, દાન તથા તપનું પાલન કરે છે, તેવા સર્વે મનુષ્યો પરમ પદને પ્રાપ્ત થાય છે. **(મહાભારત.)**

(૨) અપમાન ખમનારો માણસ સુખથી સુવે છે. સુખથી જાગે છે. અને લોકોમાં સુખથી ફરે છે, ત્યારે અપમાન આપનારો મનુષ્ય પોતે સર્વ વાતે દુઃખી થઇ વિનાશને પામે છે. **(મનુસ્મૃતિ.)**

(૩) વાઘણની પેઠે તિરસ્કાર કરતું ઘડપણ પાસેજ રહે છે, શત્રુઓની પેઠે રોગો સર્વદા દેહને પ્રહાર કરે છે અને ફુટેલા ઘડામાંથી ઝરી જતા જળની પેઠે આયુષ્ય નષ્ટથાય છે, તો પણ લોક વિરૂદ્ધ મનુષ્યો કાર્યો કરે છે, એ આશ્ચર્ય છે? **(વૈરાગ્યશતક.)**

(૪) હે પુરૂષોમાં ઉત્તમ? સુખને તથા દુઃખને સમાન ગણનારા જે ધીર પુરૂષને ઇન્દ્રિયોથી થતા વિષય સંબંધી આદિ અનર્થો આત્મ નિષ્ઠામાંથી ચલિત કરી શકતા નથી, તે પુરૂષો મોક્ષને માટે યોગ્ય થાય છે. **(શ્રીમદ્ ભગવદ્‌ગીતા.)**

(૫) જેમ મલયાચલના સંગથી વાંસ ચંદનરૂપ થતો નથી, તેમ અન્તરમાં બુદ્ધિ વિનાના મનુષ્યોને ઉપદેશ લાગતો નથી. જેમ દુધ અને ઘીનું મૂળમાં સિંચન કરવા છતાં પણ લીમડાના ઝાડમાં મધુરતા આવતી નથી, તેમ બહુ પ્રકારથી ઉપદેશ આપ્યા છતાં પણ દુર્જન પુરૂષમાં સાધુતા આવતી નથી. **(ચાણાક્ય નીતિ.)**

(૬) વીસ આંગળ પહોળું અને ત્રીશ આંગળ લાંબુ વસ્ત્ર લઈ તેને બેવડું કરી તેનાથી પાણી ગાળીને પીવું, ને તે વસ્ત્રમાં રહેલા જીવોને કૂવા વિગેરેમાં નાંખવા. આવી રીતે કરીને જે માણસ પાણી પીએ તે ઉત્તમ ગતિને પામે છે. **(વિષ્ણુ પુરાણ.)**

(૭) ઘણા ધનનો લાભ થવા છતાં પણ જે હર્ષ પામતો નથી, અને દુઃખના સમયમાં મુંઝાતો નથી, તેમજ સુખ તથા દુઃખની મિશ્ર અવસ્થામાં પણ તેવીજ સ્થિરતા રાખે છે, તેજ સર્વોત્તમ પુરૂષ છે. **(શાન્તિપર્વ.)**

(૮) આલસ્યજ મનુષ્યોના શરીરમાં રહેલો મોટો શત્રુ છે; ઉદ્યોગ જેવો બીજો કોઇ પણ બન્ધુ નથી. માટે ઉદ્યોગ કરનાર પુરૂષ દુઃખી થતો નથી. પુરૂષને ફળ મળતું તે કર્મને વશ છે અને બુદ્ધિ કર્માનુસારી છે તથાપિ વિદ્વાન માણસે વિચારીને કામ કરવું જોઇએ.

(ભર્તૃહરિ.)

(૯) જે વાક્ય અપ્રિય છતાં પણ હિતકારી હોય તે પરિણામે સુખને આપનારું થાય. * * * વિદ્વાન સાથે ગુપ્ત વાત કરવી, શક્તિવાન પાસે કાર્ય કરાવવું, સ્નેહિ સાથે નીતિ અનીતિનો વિચાર કરવો, અને મૂર્ખ મનુષ્યનો સર્વદા ત્યાગ કરવો. (હિતોપદેશ.)

(૧૦) પોતાનો યશ, પરાક્રમ, ગુપ્ત રાખવાને કહેલી વાત, ઉપકાર માટે કરેલું કામ, એટલાં વાનાં ધર્મને જાણનાર મનુષ્યે બીજાની આગળ જણાવવાં નહિ. (મહાનિર્વાણ.)

(૧૧) પ્રત્યક્ષ કારણોથી કંઇ ફળની પ્રાપ્તિ થતી નથી, કિંતુ પૂર્વ જન્મમાં કરેલાં કર્મથી ફળની પ્રાપ્તિ થાય છે. કર્મ સિવાય બીજી કોઇ પણ વસ્તુ ફળ આપવાને શક્તિમાન નથી થતી, આવો વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે. × × × મનુષ્યો પૂર્વ જન્મમાં જેવાં કર્મ કરે છે, તેવાં કર્મ ફલોનો ઉપભોગ કરવા યોગ્ય તેની બુદ્ધિ થાય છે. (શુક્રનીતિ.)

(૧૨) જે મનુષ્ય ધર્મનો તથા અર્થનો પરિત્યાગ કરીને ઇન્દ્રિયને આધીન થાય છે. તે જલદીથી શોભા, પ્રાણ, ધન અને સ્ત્રીથી રહિત થાય છે, લોભ બુદ્ધિને હણે છે, બુદ્ધિ હણાવાથી લજ્જા હણાય છે, અને લજ્જા હણાવાથી ધર્મનો નાશ થાય છે. (ઉદ્યોગપર્વ)

(૧૩) ભોજરાજાએ કહ્યું કે "મારી પાસે ચિત્તને હરે તેવી સ્ત્રી, અનુકૂળ મિત્ર, સારા સંબંધી, નમ્રતા તથા વિનયયુક્ત વાણીવાળા પરિજનો અનેગર્જના કરતા હસ્તિ તથા ચંચળ ઘોડાઓ છે." ત્યારે કાલિદાસ કવિએ કહ્યું કે "આંખ મીંચાયા પછી તેમાંનું કાંઇ પણ નથી." (ભોજ પ્રબન્ધ.)

(૧૪) જે અનિત્યનો નિત્ય, તથા ચેતનનો ચેતન છે, અને સર્વ પ્રાણીઓને તેમના ... ફળ આપે છે. તેનો જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરે છે તેને નિરંતર
જાણવાને ... છે. (યજુર્વેદ–કઠોપનિષદ.)
અનાદિ છે. ... નિમાં કુશળ પુરૂષો નિંદા કરો, સ્તુતિ કરો, લક્ષ્મી ભલે આવો વા જાઓ,
સોનાની ખાણમાંથી ... યુગાન્તરે થાઓ પરન્તુ ધીર પુરૂષો ન્યાય માર્ગથી એક પગલું પણ
માટીથી તે મિશ્રીત હોય (નીતિશતક.)
શાસ્ત્રના અભ્યાસીઓથી મુકરર થ.
સોનાને રસાયન પ્રયોગથી શુદ્ધ કરવાને ... કોઇ એવું કૃત્ય ન કરવું, તેમ બીજાને દુઃખિત થાય
લાગેલો કચરો કાઢી નાખીને સોનાને શુદ્ધ બનાવે છે, તે ... દયાથી ન બોલાવવો, તેમજ
કર્મમિલીન છે. સમયે સમયે જુના કર્મ ખપાવે છે અને ... કરાવનાર વાણી કદી ન ઉચ્ચારવી.
(દક્ષગીતા.)
યોગથી નવીન કર્મ ગ્રહણ કરે છે. એમ અનંત સંસારમાં તે ... અપમાન કરે છે, નિર્ગુણ છતાં
પણ વિદ્યા જાણનારાઓ રસાયણ પ્રયોગથી સોનાને શુદ્ધ ક ... છે, વિના પુછે વાત કરે છે,
અભ્યાસીઓ અનાદિ કર્મ મળથી મલીન થયેલા આત્માને શુદ્ધ ... (વિદુરનીતિ.)
૧૨ પ્રકારની નિર્જરાથી અપારવા અને સંવર તત્વના આશ્રયથી ક ... તિ જ્યાં જો તું ગુરૂજીની
આવતાં રોકવાનો પ્રયાસ કરે છે. પરીણામે આત્માને નિર્મળ બ ... ારે બાજુએથી અંધાર મધુર
—આત્મ સ્વરૂપ પ્રગટ કરે છે. સંપૂર્ણ આત્મ સ્વરૂપ પ્રગટ થાય ... ર ? તું તારી જુવાનીમાં કાં
આત્મા મોક્ષ–સિદ્ધ પદ પ્રાપ્ત કરે છે.
(રસિક જીવન)

(૧૯) પોતાનું ભલું થવાથી અતિશય રાજી થવું નહિ, અર્થાત્ ફુલાઇ જવું નહિ, તથા ભુંડું થવાથી તપી જવું નહિ. પૈસા ઘટી જવાથી મોહવશ થવું નહિ. તથા ધર્મને તજી દેવો નહિ. (વનપર્વ.)

(૨૦) મન, વચન અને શરીરથી સર્વ ક્રિયા વડે સર્વ પ્રાણીઓને ક્લેશ ઉત્પન્ન ન કરવા એનું નામજ યોગીઓએ અહિંસા કહેલ છે. (યાજ્ઞવલ્કય સંહિતા.)

(૨૧) ધીરજ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, વિના આગ્રેજ બીજાનું ભલું કરવું, પવિત્રતા; ઇન્દ્રિય નિગ્રહ, બુદ્ધિ, સત્ય, અને અક્રોધપણું એ દશ ધર્મનાં લક્ષણ છે. * * * માથાના વાળ ધોળા થવાથી વૃદ્ધ થવાતું નથી, પરન્તુ યુવાન હોવા છતાં પણ જે ઘણો વિદ્વાન ગુણી હોય તે મનુષ્યને દેવતાઓ વૃદ્ધ કહે છે. (મનુસ્મૃતિ.)

(૨૨) જે ધન ધર્મપૂર્વક મેળવેલું હોય તેજ ખરૂં ધન છે, અને અધર્મથી મેળવ્યું હોય તે ધનને ધિક્કાર છે; કારણ કે ધર્મ એજ આ લોકમાં સાચું ધન હોવાથી ધનના લોભને લીધે ઉત્તમ ધર્મનો નાશ કરવો નહિ. (મહાભારત.)

(૨૩) જે પુરૂષ શાસ્ત્રવિધિને છોડી દઈ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. તે પુરૂષ સિદ્ધિને પામતો નથી, સુખને પામતો નથી અને પરમગતિને પણ પામતો નથી.

(શ્રીમદ્ ભગવદ્ગીતા.)

(૨૪) જગતમાં પારધીઓ, તૃણ ખાઇ જીવનાર, મૃગના વિના કારણે વૈરી થાય છે, ઢીમરો, જળથી જીવનારાં માછલાંના વિના કારણે વૈરી થાય છે અને દુર્જનો, સંતોષી સજ્જનોના વિના કારણે વૈરી થાય છે. (નીતિશતક.)

(૨૫) પ્રાણીઓને જેમ દુઃખો અણધાર્યા આવે છે, તેમજ સુખો પણ અણધાર્યાજ આવે છે; કારણ દૈવજ તેમાં મુખ્ય કારણ છે. × × × કોઇ કોઇનો શત્રુ નથી અને કોઈ કોઇનો મિત્ર પણ નથી. વ્યવહારે કરીને સૌ શત્ર કિંવા મિત્ર થાય છે. (હિતોપદેશ.)

(૨૬) બીજાની કીર્તિરૂપી અગ્નિથી બળી જતા દુર્જનો તેના જેવી પદીને પામવાને તો અશક્ત હોય છે. એટલે નિંદા કરીને સંતોષ પામે છે. × × × સુખની ઇચ્છાવાળાએ વિદ્યાભ્યાસ છોડી દેવો, અને વિદ્યાની ઇચ્છાવાળાએ સુખનો ત્યાગ કરવો; સુખની ઇચ્છાવાળાને વિદ્યા ક્યાંથી, અને વિદ્યાર્થીને સુખ ક્યાંથી? (ચાણાક્યનીતિ.)

(૨૭) જેઓ બુદ્ધિવાન, ધૈર્યવાન, પ્રાણીઓ પર દયાળુ તથા ઇચ્છા અને દ્વેષરહિત છે, તેઓજ સત્પુરૂષ અને લોકના સાક્ષી છે. વિદ્યાની સમાન ચક્ષુ નથી, સત્યના સમાન તપ નથી, વિષયાસક્તિ જેવું દુઃખ નથી, અને દાન તથા પરોપકાર જેવું બીજું પુન્ય નથી.

(વનપર્વ.)

(૨૮) ભોગ તો ભોગવાયા નહિ, પણ અમે કાળથી ભોગવાઈ ગયા, તપ તપાયું નહિ, પણ અમેજ દુઃખથી તવાઇ ગયા, કાળ તો ન ગયો પણ અમેજ ઘરડા થઈ ગયા, અને તૃષ્ણા તો જીર્ણ ન થઈ પણ અમેજ જીર્ણ (વૃદ્ધ) થઈ ગયા. (વૈરાગ્યશતક.)

(૨૯) ધીર પુરૂષે સત્ય, કોમળ તથા પ્રિય લાગે એવું વચન બોલવું, અને પોતાની મ્હોટાઇ તથા પારકી નિન્દાનો પરિત્યાગ કરવો. (મહાનિર્વાણ.)

(૩૦) વિપત્તિમાં ધૈર્ય, ચઢતીમાં ક્ષમા, સભામાં વાક્ચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશમાં પ્રીતિ, અને સાચમાં વ્યસન એ ઘણું કરીને મહાજનોમાં સ્વાભાવિક ગુણ હોય છે. × × ×

મનુષ્યે વિજ્ઞાન, શૌર્ય, વૈભવ, તથા શ્રેષ્ટ ગુણે સહિત ક્ષણ માત્ર પણ જે પ્રસિદ્ધપણે જીવાય તેનેંજ સુજ્ઞ પુરૂષો આ લોકમાં જીવવું કહે છે. (વિષ્ણુશર્મા.)

(૩૧) કોઇ પ્રાણીની હિંસા ન કરતાં મિત્રતાથી વર્તવું, આ અસ્થિર જીવનને માટે કોઇની સાથે વૈર ન કરવું, પારકાં દુર્વચન સહન કરવાં, પરન્તુ કોઇનું અપમાન કરવું નહિ, આપણા પર ક્રોધ કરે તેનું ભલું કરવું, અને વૈરીનું પણ રૂડું બોલવું. * * * જે કાર્ય કલ્યાણકારી હોય તે આજેજ શરૂ કરો, સમયની વાટ જોશો નહિ; કેમકે ધારેલું કાર્ય થઇ રહ્યું ન હોય એટલામાંજ મનુષ્યનું મૃત્યુ આવે છે. (શાન્તિપર્વ.)

(૩૨) પરાપવાદી, ખાદાસ્વાદિયા પુરૂષો જેમ અન્યમાં દોષદષ્ટિનું નિદર્શન કરતા તત્પર જોવામાં આવે છે, તેમ તે પુરૂષમાં આવાસ કરતા શુભ સદ્ગુણોની વાત કહાડવા સરખી પણ ઇચ્છા રાખતા નથી. (હંસગીતા.)

(૩૩) ભોગ વિલાસની ઇચ્છા નિવૃત્ત થઈ, પુરૂષત્વનું અભિમાન ગળી ગયું, સમોવડિયા તો ક્યારનાય દેવલોક પહોંચ્યા, સંબંધી પણ પોતાની દશાને પામ્યા, લાકડીને ટેકે પરાણે ધીમે રહીને ઉઠાય બેસાય છે; અને આંખે અંધારાં આવે છે, એવી દશા પ્રાપ્ત થઇ તો પણ અહો ? આ નીચ દેહ તો હજી પણ મરણના ભયથી થરથરી જાય છે. (ભર્તૃહરિ:)

(૩૪) મનુષ્યે પૂર્વજન્મમાં જેવાં કર્મ કર્યાં હોય તે કર્મના પાર પાકોદય પ્રમાણે તેની બુદ્ધિ થાય છે. અને તેના ભાગ્ય પ્રમાણેજ તેને સ્હાય કરનારાઓ પણ મળી આવે છે. * * * આ વિશ્વમાં પરાક્રમના બળથી, નીતિના બળથી અને સંપત્તિથી પશુ પક્ષીઓ પણ વશ થાય છે, ત્યારે મનુષ્યને વશ કરવાં તેમાં તે આશ્ચર્ય શું છે ? (શુક્ર નીતિ.)

(૩૫) સંસારમાં ક્ષમાજ ખરૂં વશીકરણ છે, કેવળ એકલો ધર્મજ સર્વ મંગળનો દાતા છે, એકલી ક્ષમાજ સર્વ શાન્તિ કરવાવાળી છે, એકલી વિદ્યાજ સર્વ તૃપ્તિને કરવાવાળી છે, અને એકલી અહિંસાજ અનેક સુખોનું મુળ છે. (વિદુર નીતિ.)

(૩૬) જેના પર કરેલો ઉપકાર વૃથા જતો નથી, તેમજ પૂર્વે કરેલા ઉપકારથી વિશેષ ઉપકાર જે કરે છે, તેજ ખરો પુરૂષ છે. (આદિપર્વ.)

(૩૭) સજ્જનોએ હસતાં હસતાં બોલેલું વચન પણ પત્થરપર કોતરેલા અક્ષર સમાન છે અને દુર્જનોએ સોગન ખાઇને કહેલું વચન પણ જળમાં લખેલા અક્ષર સરખું છે. આપવું, અપાવવું તથા મધુર વાણી બોલવી, એ ત્રણે ગુણ કોઇ વિરલા સજ્જનમાંજ હોય છે. (સભા તરંગ.)

(૩૮) જેમ આત સુંદર શરીરમાં માખીઓનો સમુદાય આળાં (વ્રણ) ગોતે છે, તેમ દુર્જનો રમણીય ધર્મકાર્યોમાં દોષજ ગોતે છે. જેમ રમણીય રાજભુવનમાં કીડી દર શોધે છે, તેવીજ દુર્જનોની પ્રકૃતિ હોય છે. તેઓ કદી ગુણને શોધતાજ નથી. (કલ્પતરૂ.)

(૩૯) કોકીલ [illegible] અમૃત રસ પીને ગર્વ કરતી નથી, પરન્તુ દેડકાં ખારવાળું પાણી પીને વધારે [illegible] છે. (રત્નાવળી.)

(૪૦) પ્રમાણિક માણસ ગમે તેવો ગરીબ હોય તો પણ તેની ગરીબાઇ છતાં મનુષ્યોમાં તે રાજા જેવો છે. (માઘકવિ.)

# काव्यकुंज.

## कळीने !

( લેખક–કલ્યાણ–વડોદરા. )

ડોલી રહી તો, મધુર કળીઓ ! પૂર્ણ ડોલીજ રહેજે !
મીઠી મીઠી, કુસુમ કળી તું ! ખૂબ ખીલીજ લે'જે !
ત્હારો દૈવિ-વિરલ રસ તે, વ્યર્થ જાવા ન દેજે !
સિંચેલી તે મધુર સુરભિ, માળીને અર્પિ દેજે !!
એ સુગન્ધી, રસ, મધુ, કળા, પૂર્ણ છેના હજીએ !
બીડાએલી રસીક તુજમાં, સૌ બીડાઈ રહ્યાં છે !
થોડા કાળે જગત વનમાં—પૂર્ણ વિકસીત થાતાં !
ઉભરાતાં કંઈ અજબ રસથી, વિશ્વ આકર્ષી લેશે !
× × × × × ×
માળી આવ્યો લલિત કલીકા-ચુંટવાને ત્હને તો !
નિર્માયું એ સકળ જગતે-કોણ વારી શકે એ !
ના નિશ્ચિંતે, ઝુલી શકીશ તું-એકલો આંહી ખીલી !
ગું-ગું-કરતા રસીક ભમરા-લુંટશે. રજ નવેલી !
એથી તો છે સુખદ તુજને, માળી પાસે જવાનું !
ખીલ્યું-ઝુલ્યું-સફળ તુજ સૌ ત્યાં જવામાં થવાનું !
અંશુમાળી પ્રખર કીરણો-બાળશે કે નહી તો-
ભૂમિ શીરે જરૂર પડવું-એજ નિર્માયું વિશ્વે !
કાંતો જાજે પ્રભુ શિર-દઈ વિશ્વને બોધ ચારૂ !
હોજો ત્હારૂં-મધુર કળીઓ-વિશ્વ "કલ્યાણ" વારૂ !

## कुल जगत काल कराल छे.

( લેખક–મુનિ અજીતસાગરજી. મુ. વિદ્યાપુર )

### હરિગીત–છંદ.

જે રાયની દશ દીશમાં આજ્ઞા બરોબર ચાલતી,
ચતુરંગી સેના સજ્જ થઈ અરિ સૈન્ય જીતવા મ્હાલતી;
એ રાયના સેના સહિત શ્રવણે સુણ્યા બેહાલ છે,
ઉર માંહી જીવડા જાણીલે કુલ જગત કાલ કરાલ છે. ૧.
નિત્ય ધારતા મણિ યુક્ત શિરપર મુલ્યવાળા તાજને,
કંઈ છીંક થાતાં બોલતા ખમ્મા ધણી મહારાજને;
છડીદાર-તાજ-સહિત એવા મરિ ગયા ભૂપાલ છે,
ઉર જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૨

વિણ વાંક—ન્યાયી—પુરૂષ પર બહુ જુલમને વરતાવતા,
અન્યાય ન્યાય ન જાણતા વિજયી ધ્વજા ફરકાવતા;
એ વીજયધ્વજ ત્યાગી કરી મરી ચાલીઆ નરપાલ છે,
ઉર જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૩
જરીઆની વસ્ત્રો ઝગઝગે કુંડળ કરણમાં તગતગે,
ઉર હાર કિમત કરોડના તેની ઘુતી અતિ ચગચગે;
એ હાર વસ્ત્રો કુંડળો તજી ચાલિઆ પરશાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૪
ઘોડાલમાં—બલવાન કીંમતવાન અશ્વો હણહણે,
ઉમદા રથો પર ઘુઘરાના શબ્દ સુંદર ઘણઘણે,
તજી ચાલીઆ રથ અશ્વ નર અહીં રહી ગઈ ઘોડાલ છે.
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૫
મખમલ તણી શય્યા વિષે જઈ પ્રેમદા સહ પોઢતા,
ઉત્તમ મનોરથ ભોગવી શાલો દુશાલો ઓઢતા;
એ પ્રમદા રહી આંહી શય્યા સાથ રહી દુશાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૬
કૈં સુંદરી મન્મથભરી—મુખકાન્તિએ વિધુ લજવતી,
મારી નયન પર પુરૂષને રસ્તે જતાં રસ જગવતી;
ગજગામની યૌવન ભરી થઈ ભસ્મ તેની ન ભાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૭
હસતાં ગુલાબી ગાલ પર ખાડા ઉભય પડતા હતા,
અત્તર ભરેલે ચોટલે જન ભ્રમર લોભાતા હતા;
બન્ને નૂપુર ઝણકાર રવ જાણે વદંત મરાલ છે,
એવી ત્રીયા ચાલી ગઈ કુલ જગત કાલ કરાલ છે. ૮
કુલ કંઠ તે કોકીલ સમા જેના મનોહર લાગતા,
કટિ મધ્ય સિંહ સમાન્ કૃશ જેના સ્મરદ દીપતા હતા;
સમશાન મૃત થઇ ચાલી તે જેને ઉરે મણિમાળ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૯
કોરેયની સાડી લિલા—પીળા ગુલાબી રંગની,
પહેરી મહીયર મલકતી આશા ભરેલ અનંગની;
ચતુરા બળી ગઇ ક્હે વિરે ભરિ લટક ચટક રતિ ચાલ છે,
જીવ જાણી લે મન માની લે કુલ જગત કાલ કરાલ છે. ૧૦
નિજ દેખતાં ચાલ્યા ગયા સરખી ઉમરના સ્નેહીઓ,
મૃત્યુ રૂવી દાવાનલે દાઝી મુવા કૈં દેહીઓ;
ચાલ્યા ગયા પૂર્વજ ઘણા ક્યાં નામ ઠામ જ હાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૧૧
પર નારીઓ પર પ્રેમ વાળા કુટિલજન વ્યભિચારીઓ,
અથવા વિષય આધિન થઈ વરનાર અતિશય નારીઓ;

આયુષ્ય એનાં ક્ષિણ થયાં જ્યમ તેલ દહતિ મશાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૨
કાને ભરાવી કલમ બની અધિકારી જે કોરટ જતા,
નિર્દોષીને દોષી કરી મનમાં મગન થાતા હતા;
દોષી કરણ નિર્દોષીને અંતે થયા કંગાલ છે;
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૩
જન કૈક કેરા શેર–કાઢે એક મોટી મીલ જે,
પૈસા પૂરણ ભેળા કરી કરતા ત્રીયાનાં વીલ તે;
બળી ખાખ સાફ થઈ ગયા કહેતા હવે ક્યાં માલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૪
મુનિરાજ બની કઈ મુનિપેર દીલમાં અદેખી આણતા,
વીતરાગ પંથે ચાલીને વિતરાગતા નહી જાણતા;
એવા મુનિની થઈ સ્થિતિ અગ્નિ વિષે જેમ રાલ છે,
જીવ જાણીલ મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૫
નદીપુર જેવું તેવું આ યૌવન તણું પણ પુર છે,
અંતે જવું છે ઉડી જેવાં આકડાનાં તૂર છે;
તન ધન તથા સગાં તણો નભ વાદળાં સમ તાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૬
વાદળ વીચેની વીજલી ક્ષણવાર થઈ વણ સાય છે,
તેમ માનવીનો દેહ પણ ઉપજી અને કરમાય છે;
સમજ્યા વિના એ વાત જન કરતા કરમ વિકાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૭
દીકરો કદી મરી જાય પાછળ તાત પોક પુકારતો,
અથવા વધુ મરી જાય તો કરી રૂદન પછીથી વિસારતો;
જાણે નહી પણ આપણે ગાજી રહો શીર કાળ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૮
સરવર તણી પાળે ઉગ્યાં જે ઝાડ તેની પાસ જઈ,
સંધ્યા સમે અવલોકશો તો પંખીડાં જોશો તહીં;
એ પંખીડાં ઉડી જશે સુની પડે ત્યાં પાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૧૯
મુવા પછી મળવું નથી કોટી ઉપાયે કોઇને,
તો કોણ કોનું સંબંધી છે ? જનગણ જરા લે જોઇને;
આ કાળ રૂપી સીંહ છે બહુ ક્રુર જીભડી લાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલજગત કાલ ફરાલ છે. ૨૦
કે નારીનાં–કે નરતણાં–કે પંખીનાં કે પશુ તણાં,
સંહારી–પેટવિદારી–ચૂસ્યાં રૂધીર બહુજ બીહામણાં;
એ અર્થ એની જીભડી છે લાલ જાત કરાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ ફરાલ છે. ૨૧

નદી નાવમાં બેસા જઇ કે નારી નર આવી મલ્યાં,
સામા તટે પોચ્યા પછી નિજ આશ્રમે સરવે વળ્યાં:
સંસાર રૂપ નદી નાવમાં રહેવા તણો ક્યાં ખ્યાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૨૨
હળીએ તથા મળીએ વળી કરીએ બધાથી વાતડી,
કંકાસ-પણ કરીએ નહી રાખે ઘરે કોઇ રાતડી;
જીવ મંદિરે જાવું-જરૂર-જાવાથી ભાગ્ય વિશાળ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૨૩
સુત દાર યાર અપાર ધન તજી જાય જીવડો એકલો,
યમ યાતનામાં ભાગવે દારૂણ દુઃખ નહીં બકલો!
પશ્ચાત કર્મ વિચારતો નિશ્વાસ તો કુહવાલ છે,
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ છે. ૨૪
સૌ પ્રાણીપર ધરો દયા-નિષ્ઠુરતા-અલગી કરો,
પર ભવ તણું ભાથું સજી સાચે પંથે જીવ સંચરો;
દીનને કરો કંઈ દાન-પ્રભુ ભજને સુમંગલ માલ છે,
કહે અજીતસાગર મોતીડાં લે વીણી જીવ મરાલ છે! ૨૫

## जीवन गीत.

લેખકઃ-મહેતા મગનલાલ માધવજી. જૈન બોર્ડીંગ. અમદાવાદ.

તું ગળગળા સ્વર થકી, નવ એમ કહેતો,
કે જીંદગી જીવન આ, સૌ સ્વપ્ન માયા;
*માલીક આ શરીરનો, તજી જાય ચાલી,
ને વસ્તુ સ્થિતિ દરરોજ રહે ન તેવી. ૧
છે જીંદગી જરૂર આ વળી સત્ય વસ્તુ,
ને કબ્રસ્થાન નથી અંત કથીત હેનો;
"રે માટીના મનુજ! માટી મહિં જવાનું,"
એ વાક્ય છે શરીરનું નથી આતમાનું. ૨
નહિં ગ્લાની કે વિવિધ ભોગ વિલાસ વસ્તુ,
છે આપણો જીવન માર્ગ કે અંત નક્કી;
પ્હેરી મહીયર મલકતાં ચીર ભરેલ અનંગની;
ચતુરા બળી ગઇ ચ્હે વિષે ભરિ લટક ચટક રતિ. ૩
જીવ જાણી લે મન માની લે કુલ જગત કાલ કરાલ
નિજ દેખતાં ચાલ્યા ગયા સરખી ઉમરના સ્નેહીઓ
મૃત્યુ રૂપી દાવાનલે દાઝી સુવા કૈં દેહીઓ;
ચાલ્યા ગયા પૂર્વજ ઘણા ક્યાં નામ ઠામ જ હા ૪
જીવ જાણીલે મન માનીલે કુલ જગત કાલ કરાલ
પર નારીઓ પર પ્રેમ વાળા કુટિલજન વ્યભિચ

*અથવા વિષય આધિન થઈ વરનાર અતિશય "શરીર" એ "તજી"નું કર્મ છે.

જોજે વિહાર કરતો, બની શુષ્ક ભીરૂ,
પણ ઘુમજે રણ મહિં બની શુર પુરો. ૫
આધાર તું ભવિષ્યનો કરતો કદી ના,
ને ભુતને કદીય ચીન્તીશ તું જરીના;
ચાલુ સમય સમજીને અતિ લાભકારી,
કરજે મહાન યત્નો પ્રભુ છેય બેઠી. ૬
સુચવે મહાન નરનાં સુચરિત્ર સઘળાં;
કે જીંદગી સફલ-સાર્થ, બની શકે છે;
જ્યારે મહાન વીચરે, પરલોક માર્ગે,
તે મુકતા પદવી કાલની વાલુકાએ. ૭
સંસાર સાગર તણી સફરે ચડેલ,
નીર્ભાગી કો પુરૂષનું, નૌકા સડેલ;
અવળા ખરાબ પથમાં ન્હડીને ખરાબે,
તે ભાગતું અટકશે, પગલાં પ્રભાવે. ૮
ચાલો ઉઠી કટી કસી, કરીએ પ્રયાસ,
હા ! ખંતને ધીરજને, મળશે ઇનામ;
યા હોમથી પડવું આત્મ વિકાસ માટે,
રે ! ધારીને, વિજય કિંચિત કાલ અંતે. ૯

---

## अकार्य प्रेम माटे फांफां.

( લેખકઃ—મયૂર. અમદાવાદ. )

ગર્થ ગુમાવે, વ્યર્થ ગુમાવે વખત વળી પોતાનો,
વાતોમાં સૌ સુખ સમજીને અનેક આશા રચતો—
માનવ કેવી ભુલ ખાતો. (૨)

ચકોરડું શશીની સામેરે તલસી તલસી જોતું
શશીને મનતો વિસાત નહિ પણ ચકોરડું હરખાતું—
માનવ કેવી ભુલ કરતું (૨).

અસત્ય જો કદી પ્રેમ હોય પણ, તોય તે અવરીત કરતો,
સ્વચ્છંદે વર્તીને માણુસ પર શીક્ષા નવ સુણતો—
માણુસ તે કેવો મુર્ખો (૨).

અયુક્તામાં લોલુપ બનીને પર નિંદા મેળવતો,
નહિ અર્થ સરે પોતાનો પરનો, પાછળથી પસ્તાતો—
આહા ! તે દોઢ ડાહ્યો (૨).

સત્વ વિનાનું વલણ હોય પણ તેને નવ પરિહરતો,
આસપાસનું ભાન ભુલીને મૃગજલ માટે મરતો—
કેવો ! અક્કલનો અંધો (૨).

તુચ્છ નજીવી વસ્તુઓની લાલચમાં લપટાતાં,
લાલચમાં લપટાઇ પોતે, અયોગ્ય કાર્યો કરતો—
કેવો ! લાલચનો લડકો (૨).
લપટાતા દુર્ગુણમાં જેઓ, બીજાને લપટાવે
સુસાબતનો સ્વાદ લહે તો પળમાં સૌ સમજાયે—
સોબત તેવાં ફળ પામે (૨).
શાણાને શીખામણ જોઇએ પણ રાસભને સોટાં,
જરાક બોધે વિચાર કરીને, શાણા તો સુધરતા,—
છે બુદ્ધિના તે બળીઆ (૨).

---

## प्रगटने कोइ नव माने.*

(પંડીતે ખેલ બગાડયો આ જીવનો તો પંડીતે ખેલ બગાડયો એ રાહ.)

પરગટને કોઇ નવ માને, હો ભાઇ રે મારા પરગટને કોઇ નવ માને;
સૌ પાછળથી ગુણ ગાઇ વખાણે, ઓ ભાઇરે મારા પરગટને કોઇ નવ માને. ॥ટેક.॥
પરગટ મીરાંની પ્રભુતા ન માની, ઝેર પાયું તો કુંભેરાણે;
પરગટ [1]નરસૈયાને ન્યાતબહાર મુક્યો, હવે [2]શ્રાદ્ધ મોસાળુ ગાઇને વખાણે. ભા૦ ॥૧॥
સોળ કળાએ જ્યારે કૃષ્ણ કહેવાતા, ત્યારે ઓધવજી અક્રૂર રસ માણે;
મોટા તે રૂપીઓએ મર્મ ન જાણ્યો, હવે ગોપીયોને વેદમાં વખાણે. ભાઇરે મારા. ॥૨॥
સેજાનંદ સ્વામી પ્રગટ છતાં, લોક ધુળ નાખી મારતા પાણે;
પરગટ હતા ત્યારે પતીત ન આવી, હવે કીરતી ગાઇને વખાણે. ભાઇરે મારા. ॥૩॥
પરગટ રામે જુવો પથ્થર તાર્યા, એવી વાત સૌ કોઇ જાણે;
દાસ મોહન કહે પ્રગટ સમજ્યાવિના, મોક્ષ ન મળે કોઇ ટાંણે. ભાઇરે મારા. ॥૪॥

---

* આ પદ મોહનદાસ નામના એક અન્ય દર્શની ભગતે બનાવેલું છે, જે એક મીત્ર તરફથી પ્રાપ્ત થયું છે. મોહનદાસ અધ્યાત્મ દૃષ્ટિવાળા હતા. તેઓએ તથાપ્રકારે ઘણાં પદ બનાવ્યાં છે. આ પદ પોતાને જે અમુક મહાત્મામાં પોતાને ગુણોનો સમુહ જણાતો હોય અને અન્ય—કેટલાક જનોને અવળી દૃષ્ટિવડે—અજ્ઞાન યોગે—તેઓની હયાતીમાં દોષો જણાતા હોય, પણ તે પુરૂષની હયાતી બાદ તેના ગુણો જાણી પ્રાર્થના, પ્રસંશા, ઇત્યાદિ કરતા હોય, તેવા લોકો પોતાની સમક્ષ જોઇ તેઓને મુર્ખ ઈત્યાદિ શબ્દોવડે નીંદવા કરતાં, કરૂણાભાવ લાવી જગતની વીચીત્રતા એવીજ છે એમ જણાવવાને આ પદમય ઉદ્ગાર કહાડયા જણાય છે.

આ પદમાં જણાવ્યા પ્રમાણે રામ—કૃષ્ણ—નરસિંહ મહેતા, મીરાંબાઇ, ઇત્યાદિના પ્રગટ સમય કરતાં પાછળના સમયમાં પ્રશંસકો વધારે જણાયા છે. એ મુજબ મોહનદાસને પણ કોઇ મહાત્માના અંગે પોતાને અનુભવ થયો હોય અને તેથી જન-સ્વભાવની વીચીત્રતા જોઈ આ રીતે પદમય ઉદ્ગાર કહાડયા હોય એમ જણાય છે. જૈનદર્શનમાં પણ તેવો પ્રકાર અનુભવાય છે. દાખલા તરીકે શ્રીમદ્ આનંદઘનજી આદિ ઘણા મહાત્માઓનું સત્ય સ્વરૂપ પાછળની દુનીઆ વધારે જોઈ શકી છે. વર્તમાનમાં પણ તેવો પ્રકાર કેટલાકોના અંગે બનતો હશે એમ કહીએ તો તેમાં ખોટું શું છે? કારણ જનસ્વભાવજ તેવો વીચીત્ર છે.

૧. નરસિંહ મહેતા. ૨. મોસાળાનું પદ.

# समाचार.

કપડવણુજ શહેરના મર્હુમ નગરશેઠ પ્રેમાભાઈ કેવળભાઈની મીલકતનો કુલ વહીવટ તેમના સુપુત્ર શેઠ જેશીંગભાઇ ઉમ્મર લાયક થવાથી તા. ૪-૧૨-૧૪ ના રોજ જે નામદાર સરકાર તથા તેમના ટ્રસ્ટીઓને હાથ હતો તે તેમને સોંપવામાં આવ્યો છે.

આ પ્રસંગે શેઠશ્રીના સગાસ્નેહી વિગેરે તરફથી આનંદની ઉર્મી પ્રગટ કરવાના હેતુભુત ગાર્ડનપાર્ટી તથા ડીનરપાર્ટી કરવામાં આવી હતી. તા. ૬-૧૨-૧૪ ના રોજ શેઠના પીતાશ્રીના મર્હુમમાં મા. શેઠ જમનાદાસ કરમચંદ કે જેઓ તેમના ટ્રસ્ટના વાલી હતા તેમ શેઠના કુટુંબ પ્રત્યે સદા તેઓ અપ્રતિમ સ્નેહની લાગણી દર્શાવતા અને શેઠને તેમજ તેમના પીતાશ્રીને પુત્રવત્ ગણી દરેક પ્રકારે તેમના કામમાં મદદ કરતા. તેમના તરફથી અંતીસરીઆ દરવાજે શેઠાણી જડાવના બંગલામાં એક ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી. આ પ્રસંગે આંબલીઆરાના દરબાર સાહેબ તથા શહેરના તમામ શરીફ઼ો, અગ્રજનો, સરકારી અમલદારો, તેમના નાતના ગૃહસ્થો તથા બહાર ગામથી પધારેલા ગૃહસ્થો વિગેરે મળી ઘણા સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી.

શરૂઆતમાં રા. રા. શંકરલાલ દ્વારકાંદાસે શેઠશ્રીની મુબારકબાદીને માટે એક પેમ્ફલેટ અમુક સદ્‌ગૃહસ્થ તરફથી વાંચી બતાવ્યું હતું જે નીચે મુજબ હતું.

**"તા. ૪-૧૨-૧૪ ના રોજ મરહુમ શેઠ પ્રેમાભાઈ કેવળભાઇની મીલકતનો વહીવટ જે આજ સુધી નામદાર સરકાર તથા તેમના ટ્રસ્ટીઓ પાસે હતો તે મીલકતનો કુલ વહીવટ તેમના સુપુત્ર શેઠ જેશીંગભાઈ પ્રેમાભાઇ લાયક ઉમરના થવાથી તેમને નામદાર સરકાર તથા તેમના ટ્રસ્ટીઓ તરફથી હસ્તગત કરવામાં આવ્યો તે શુભ પ્રસંગે શેઠ શ્રીયુતને ઇચ્છેલી મુબારકબાદી."**

**સુજ્ઞ-મહાશયો,** આજે આનંદીત અને માંગલીક પ્રસંગે આપ સર્વેને અત્રે એકત્ર મળેલા જોઈ મને ઘણો જ હર્ષ થાય છે. આપણે સઘળા કપડવણુજના નગરશેઠના કુટુંબથી જાણીતા છીએ, તેમજ નગરશેઠના કુટુંબીઓ આપણી જે નગર સેવા આજ સુધી બજાવતા આવ્યા છે, અને બજાવે છે, તે પધારેલા કોઇ સદ્‌ગૃહસ્થોથી અજાણ નહિ હશે.

આજે તેજ કુટુંબના નબીરા, શેઠ જેશીંગભાઇ પ્રેમાભાઇની લાયક ઉમર થવાથી તેમની મીલકતનો કુલ વહીવટ, તેમને નામદાર બ્રીટીશ સરકાર તરફથી તેમજ તેમના ટ્રસ્ટીઓ તરફથી મળવાનો શુભ પ્રસંગ છે જે શુભ પ્રસંગ ઉજવવાને આપણે સર્વે અત્રે એકત્ર મળ્યા છીએ તે જોઇ કોને આનંદ નહિ થતો હોય?

આપણા નગરશેઠના કુટુંબનાં મર્હુમ શેઠાણી માણેકબાઇના નામથી ચાલતું સદાવ્રત તેમજ તેમણે કોમના તથા જનસમુહના ભલા અર્થે બંધાવેલ ધર્મશાળાઓ, દેરાશરો; ઉપાશ્રયો આદિ ભાગ્યેજ કોઇથી અજાણ હશે.

શેઠ જેશીંગભાઈ સ્વભાવે ઉદાર અને ઉમદા અંતઃકરણના છે. તેમજ પોતે લક્ષ્મીવંત છતાં તેમનામાં જે સાદાઇનો, તેમજ નિરભિમાનીપણાનો ગુણ પ્રત્યક્ષ જણાઈ આવે છે તે

ખરેખર પ્રસંશનીય છે અને તે ગુણો ભવિષ્યમાં તેમનામાં કાયમ રહેશે એવી આશા રાખું છું.

તેઓએ ઈંગ્લીશમાં સારૂં જ્ઞાન સંપાદન કર્યું છે તેમજ તેઓ જો પોતાની કલમને કસે તો ભવિષ્યમાં એક સારા લેખક નિવડી શકે તેમ છે. તેમને "સાહિત્ય" નો ઘણો શોખ છે અને પ્રસંગવશાત્ તેમાં પોતે પોતાથી બનતી શક્તિનો ફાળો પણ આપે છે.

આવા એક આપણા નગરશેઠના કુટુંબના આભૂષણરૂપ શેઠ જેશીંગભાઇ પોતાને મળેલી મીલકતનું સાર્થક કરી પોતાની લક્ષ્મીનો, બુદ્ધિનો અને જ્ઞાનનો સદુપયોગ કરી દિનપ્રતિદિન તેનો વધારો કરી તેમના કુટુંબને દીપાવો એવું પ્રભુ પ્રત્યે પ્રાર્થું છું.

શેઠ જેશીંગભાઇ આપણી અત્રેની મ્યુનીસીપાલીટીના મેમ્બર છે તેમજ મરહુમ શેઠાણી માણેકબાઇના ટ્રસ્ટના વહીવટમાં પણ હાલ નીમાયા છે. આથી તેમની લોકપ્રીયતા અને કોમ પ્રીયતા આપણને આદર્શની પેઠે જણાઇ આવે છે.

શેઠશ્રીની મીલકતનો વહીવટ જ્યારે નામદાર સરકારને સોંપવામાં આવ્યો ત્યારે નામદાર સરકાર તરફથી તેમની મીલકતનો વહીવટ કરવાને ટ્રસ્ટી તરીકે શેઠશ્રીનાં માતુશ્રી શેઠાણી બાઈ ભુરી તથા તેમના પિતાશ્રીના મામા શેઠ જમનાદાસ કરમચંદ તથા તેમના સસરા શંકરલાલ છોટાલાલ અમીન અને સરકાર તરફથી ડેપ્યુટી નાજર તરીકે પ્રથમ રા. રા. વ્રિજલાલભાઇ નથુભાઇ, ત્યારબાદ નંદલાલ તારાચંદ અને ત્યારબાદ રા. રા. લલ્લુભાઇ ચંદુલાલ ઠાકોર જે હાલ છે તેમને નીમવામાં આવ્યાં હતા.

શેઠની સગીર અવસ્થામાં તેમની મીલકતના ટ્રસ્ટીઓએ તથા નામદાર સરકારે તેમની મીલકતનું સંરક્ષણ કરવા જે વખત અને મહેનતનો ભોગ આપ્યો છે તેના માટે શેઠ તેઓના હમેશને માટે આભારી છે. આ પ્રસંગે હું શેઠ શ્રીયુત પ્રત્યે બે શબ્દ બોલવાની રજા લઉં છું તે એ કે, જેવી રીતે આપના પરંહિતેચ્છુ ટ્રસ્ટીઓએ જે જાત મહેનતનો ભોગ આપી આપની મીલકતનું સારી રીતે સંરક્ષણ કર્યું છે તેવી રીતે આપ આપને મળેલી મીલકતનું સારી રીતે સંરક્ષણ કરી તેમાં વધારો કરી ઉપરના વહીવટને શોભાવી આપના કુળની મોટપમાં અને યશમાં વૃદ્ધિ કરશો.

શેઠના ઇષ્ટ મીત્ર શેઠ કેશવલાલ જમનાદાસે શેઠના આ ઉત્સાહના પ્રસંગે જે આનંદની ઉર્મી પ્રગટ કરી "મીજલસ" તથા "ડીનર પાર્ટી" આપવા દર્શાવી પોતાની મીત્ર તરીકેની ઉમદા ફરજ બજાવી છે તેમજ અત્રે સર્વે સુજ્ઞ સદ્‌ગૃહસ્થોએ પધારી શેઠશ્રીના આનંદમાં ભાગ લીધો છે તેના માટે સર્વનો અંતઃકરણથી આભાર માનું છું.

છેવટ પ્રભુ કૃપાએ શેઠશ્રી દીર્ઘાયુષ્યી થાઓ અને તેમના યશકીર્તિ અને વૈભવમાં સદોદિત વૃદ્ધિ થાઓ અને સદા દેશ સેવા અને ધર્મ સેવામાં ઉત્સુક રહેવાને તેમનામાં ઉત્સાહ બળ પેરાઓ એવું ઇચ્છી તેમને દરેક પ્રકારે મુબારકબાદી આપી વિરમુ છું.

પેમ્ફલેટ વાંચી રહ્યા બાદ શેઠ કેશવલાલ જમનાદાસે શેઠને મુબારકબાદ ઇચ્છી હતી અને આ તેમના આનંદદાયક પ્રસંગની યાદગીરીરૂપ અને મિત્ર તરીકેની લાગણીદર્શક એક સીલ્વર ફ્રેમમાં મઢેલો ફોટો અર્પણ કર્યો હતો. ત્યાર બાદ શેઠ જેશીંગભાઇએ દરબાર સાહેબનો તથા પધારેલા સર્વે સદ્‌ગૃહસ્થોનો આભાર માન્યો હતો અને જે જે સ્નેહી સંબંધીઓએ તેમના માટે જે લાગણી પ્રદર્શીત કરી ગાર્ડનપાર્ટી અને ડીનરપાર્ટી આપી હતી

તેમનો ઉપકાર માન્યો હતો. તેમણે જણાવ્યું જે નામદાર સરકારે તથા ટ્રસ્ટીઓએ આજ સુધી મારી મીલકતનો જે સંતોષકારક રીતે વહીવટ કર્યો છે તથા મને વખતો વખત જે અમૂલ્ય સલાહો-સુચનાઓ આપી છે તેમનો તથા નામદાર ડીસ્ટ્રીક્ટ જજ કેનેડી સાહેબે તથા જોઇન્ટ જજ સાહેબ સી. એન. મહેતાએ તથા મારા વિદ્વાન સ્નેહીઓએ જે જે આ પ્રસંગે મને અમૂલ્ય સુચનાઓ કરી છે અને મારી ભવિષ્યમાં ફતેહ ઇચ્છી છે તે સર્વે સાહેબોનો આ સ્થળે હું પૂર્ણ ઉપકાર માનું છું અને જણાવવાની રજા લેઉં છું કે મારા પીતાશ્રીના મર્હુમ મામા. શેઠ જમનાદાસ કરમચંદના ઘર તરફથી મારે માટે જે આ પ્રસંગે લાગણી દર્શાવવામાં આવી છે તેને માટે તેમના જ્યેષ્ટ પુત્ર શેઠ વાડીલાલનો તથા કેશવલાલનો આ સ્થળે આભાર માનવાની તક હાથ ધરૂં છું અને આશા રાખું છું કે જેવી રીતે તેમના પીતાશ્રી મારા ઘર પ્રત્યે પ્રેમની લાગણી દર્શાવતા હતા તેવી રીતે તેઓ દર્શાવી મને આભારી કરશે એવી આશા રાખું છું.

વળી મારે આ સ્થળે જણાવવું જોઇએ કે મારા વડીલોએ જે કંઇ શહેરની, કોમની, નાતની યત્કિંચિત સેવા બજાવી છે તેવી રીતે હું બજાવવાને ભાગ્યશાળી થાઉં એવી શ્રી પરમાત્મા પ્રત્યે અભ્યર્થના કરૂં છું.

ત્યાર બાદ શેઠ વાડીલાલ જમનાદાસે જણાવ્યું જે મારા પિતાશ્રી શેઠશ્રીના ઘર પરત્વે જે લાગણી દર્શાવતા તે તેમના ઘરનો અને અમારા ઘરનો પરસ્પરનો નિકટનો સંબંધ જોતાં તેમની ફરજ હતી અને હું પણ આશા રાખું છું કે તેમના કુટુંબના હિતમાં મારી બનતી શક્તિ અનુસાર સદોદિત ફાળો આપવાને ભાગ્યશાળી થાઉં.

આ પ્રસંગે હું શેઠ જેશીંગભાઇને બે બોલ બોલવાની રજા લઉં છું અને તે એ કે જેવી રીતે તમારી મીલકતનું ટ્રસ્ટીઓએ સારી રીતે સંરક્ષણ કર્યું છે તેવી રીતે તમને મળેલી મીલકતનું સારી રીતે સંરક્ષણ કરી તેમાં વૃદ્ધિ કરશો તથા તમારા કુટુંબે જે નાત સેવા, કોમ સેવા, શહેર સેવા બજાવી કીર્તિ સંપાદન કરી છે તેમની મેળવેલી કીર્તિમાં સદા વધારો કરશો એવી આશા રાખું છું. ત્યાર બાદ સર્વે પધારેલ સદ્‌ગૃહસ્થોનો તેમણે આભાર માન્યો હતો. ત્યાર બાદ મીજલસનું કામ શરૂ થયું હતું. પશ્ચાત મેળાવડો બરખાસ્ત થયો હતો.

પ્રેક્ષક.

* * * * * *

**પાદરામાં લગ્ન પ્રસંગે આનંદોત્સવઃ**—પાદરાના સુપ્રસિદ્ધ વકીલ મી. મોહનભાઇ હેમચંદની પુત્રી તથા અમારા માસિકના સંપાદક રા. રા. મણીલાલ મોહનલાલ વકીલનાં બ્હેન માણેકનાં લગ્ન તા. ૧૧-૧૨-૧૪ ના રોજ નિર્વિઘ્ન અને માંગલીક રીતે પસાર થયાં હતાં. તે પ્રસંગે તા. ૧૨-૧૨-૧૪ ના રોજ લગ્ન મંડપમાં રાતના આઠ વાગે આનંદોત્સવ કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે પાદરાના રા. રા. વહીવટદાર મી. ધાડગે તથા રા. રા. મુનશમ સાહેબ તથા નાપાડથી તથા બોરસદથી બ્હેન માણેકના સાસરા પક્ષ તરફથી પધારેલ કેટલાક સંભાવિત સદ્‌ગૃહસ્થો તથા પાદરાના આગેવાન સદ્‌ગૃહસ્થો વિગેરે આ આનંદોત્સવમાં હાજરી આપી હતી.

શરૂઆતમાં મી. લલીત કે જે હાલ વડોદરા રાજ્યની ડીસ્ટ્રીક્ટ લાયબ્રેરીના નીતિ-

કીર્તનકાર તરીકે અહીં ફરતા હોવાથી તેમણે જીવનને સૌંદર્યમય કેમ બનાવવું તેમજ આત્મોત્કર્ષ કરવા માટે સર્વે પ્રત્યે સમાનતા તથા અભેદ બુદ્ધિ રાખી સર્વે જીવોનું ભલું કરવું, સર્વેની સાથે પ્રેમભાવથી રહી સહિષ્ણુતાનું બળ સંપાદન કરવું વિગેરે બાબતોનું અસરકારક મનન કરવા યોગ્ય નૈતિક સંકીર્તન કર્યું હતું. ત્યારબાદ નામદાર ગાયકવાડ સરકારે દેશનો ધંધો ખીલવવા તેમજ ધંધામાં ચોખ્ખાઈ, સાદાઇ, ધૈર્ય, કુશલતા, કામના વિભાગ ( Division of labour ) વિગેરે આદર્શોની પેઠે દેખાડવા અને પ્રજાજનોને તેની માહીતી સીનેમેટોગ્રાફની ફીલમોદ્વારા આપવા હમણાં યોજના કરી છે એટલુંજ નહિ બલ્કે તેને અમલમાં પણ મુકી છે જેના પ્રભાવે સીનેમેટોગ્રાફના એક નાના કૉંકમશીનદ્વારા હુન્નર, ઉદ્યોગ વિગેરેની ફીલ્મો મી. લલીતે દેખાડી હતી. ફીલમો બતાવતી વખતે તેઓએ ફીલમો અનુસાર કેટલુંક વિવેચન પણ કરી બતાવ્યું હતું. ત્યારબાદ મી. બાઇલેકર કે જેઓના નામથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે અને જેઓ અત્યારના જમાનામાં Born Caricatriotst એટલે "જન્મથી નકલ કરનાર" તરીકે ગણાય છે. તેમણે જુદી જુદી ભાષાઓ બોલી, પંખીઓની ભાષાઓ બોલી તેમજ નસતરંગ એટલે કે ગળે ભુંગળીઓ મુકી રાગ ગાઇ બતાવી અવર્ણનીય આનંદ આપ્યો હતો. ત્યારબાદ વકીલ મી. નંદલાલ લલ્લુભાઇએ મે. વહીવટદાર સાહેબનો તથા મુનશફ સાહેબનો તથા જે જે સદ્‌ગૃહસ્થો પધાર્યા હતા તેમનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું જે જો કે આ સ્થળે મારા સ્નેહી, સબંધી મી. મોહનભાઇને માટે બોલવું એ "મુસાળમાં મા પીરસનાર" બરોબર છે છતાં મારે બોલવાની જરૂર પડે છે કે મી. મોહનભાઇએ લગ્ન પ્રસંગે આવી રીતે જે આનંદોત્સવ કરવા પ્રયાસ સેવ્યો છે તે સ્તુત્ય છે. ઘણા શ્રીમન્તો લગ્ન પ્રસંગે વેશ્યાઓ બોલાવી નાચ નાટારંગ કરાવે છે જેને જૈન શાસ્ત્ર તદ્દન રીતે વખોડે છે અને જે જૈન દૃષ્ટિએ ધિક્કારને પામે છે તેના કરતાં આવી રીતે જે આનંદોત્સવ કરવાની પહેલ કરવામાં આવી છે તે હજાર દરજ્જે ઉત્તમ છે એવું મારૂં માનવું છે.

વળી પ્રસંગનો લાભ લેઇ તેઓએ જણાવ્યું હતું કે ગામના લોકો અને શહેરના લોકોનું અરસપરસ મીલન થવાથી એક બીજાના રીત રીવાજોમાં મોટો ફેરફાર થાય છે એટલું જ નહિ પરંતુ અરસપરસ ભ્રાતૃભાવ અને પ્રેમ ભાવની લાગણીઓ પણ વિસ્તૃત થાય છે. આ સવાલ નાત સબંધનો છે એટલે તે સંબંધમાં હું કાંઇ વધુ બોલવા માગતો નથી પણ એટલું તો બોલવાની રજા લઉં છું કે જેમ જેમ નાતનાં ક્ષેત્રો વિશાળ હોય તેમ મોટા ફાયદા થાય છે અને અરસપરસ સ્નેહનાં બીજાંકુરો રોપાયાં હોય છે તેમ સ્નેહની લાગણી વૃદ્ધિંગત થઇ સંપની વૃદ્ધિ થાય છે એ નિર્વિવાદ છે.

આ સ્થળે મારે જણાવવું જોઇએ કે આપણા નામદાર ગાયકવાડ સરકાર પ્રજાજનોના હિતાર્થે જે જે ભગીરથ પ્રયત્નો સેવે છે અને દેશનો વેપાર, ધંધો, કેળવણી ખીલવવાને અર્થે જે જે સ્તુત્ય પ્રયાસોનું આવાહન કરે છે તેઓ સાહેબને આપણે જેટલો ધન્યવાદ આપીએ તેમજ તેઓ સાહેબનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. હું આ સ્થળે બોલવાની રજા લઉંછું કે તેઓ સાહેબે જે જે યોજનાઓ યોજેલી છે તે સ્તુત્ય છે એટલું કહી બેશી ન રહેતાં તેને અમલમાં મુકવા દરેક પ્રજાજનો પોતપોતાથી બનતું કરશે એવી આશા રાખું છું. મી. લલીતે પધારેલ ગૃહસ્થોને ભજનો દ્વારા—ભાષણો દ્વારા જે નિર્દોષ

આનંદની સાથે બોધ આપ્યો છે તેમજ મી. ભાઇલેકર જે પોતાની કુદરતી બક્ષીશ ( Divinely grace ) થી જે અવર્ણનીય આનંદ આપ્યો છે તે માટે તેઓ સાહેબનો આ સ્થળે આભાર માનું છું. છેવટ પધારેલ સર્વે સદ્‌ગૃહસ્થોનો આભાર માની બેશી જવાની રજા લેઉં છું. ત્યાર બાદ મી. લલીતે ઉભા થઈ મી. ભાઇલેકરનાં વખાણ કર્યા હતાં અને જણાવ્યું હતું કે આવાં રત્નો આપણા ઇન્ડીઆમાં હોવાને માટે આપણે મગરૂર થવું જોઇએ અને પરમ પ્રભુનો ઉપકાર માનવો જોઇએ. શ્રીમંત ગાયકવાડ સરકાર કે જેઓ પ્રજાના કલ્યાણાર્થે જે વખત, મહેનત અને ધનનો ભોગ આપે છે તેઓનો ઉદ્દેશ–ધારણા પાર પાડવા પ્રજાજનો તત્પર થશે એવું અંતઃકરણથી ઇચ્છું છું. ત્યાર બાદ ભજનો ગાયાં હતાં અને જેવી રીતે રામ અને સીતાજી પોતાનાં જીવનો આ સંસારમાં પસાર કરતાં હતાં તેવી રીતે જગતના જીવો સંસાર વ્યવહારમાં અને ધર્મમાં મસ્ગુલ રહી આનંદમાં મગ્ન રહો અને જીવનો પસાર કરો એવું ઇચ્છી બેશી જવાની રજા લેઉં છું. આમીન ૩.

પ્રેક્ષક.

---

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય.

( લેખક–સાકરચંદ માણેકચંદ ધડીઆળી–મુંબઈ.)

શ્રી મહાવીર જૈન વિદ્યાલય વિષે બોલતાં એક લેખકે એક પત્રમાં જણાવ્યું હતું કે "કાગળ ઉપર આ યોજના ઘણીજ સારી લાગે છે અને તે સર્વાંશે પાર પડે એવી અમે આશા રાખીએ છીએ પણ તે માટે અમારે કેટલોક ચેતવણીનો અવાજ ઉઠાવવાની જરૂર છે, કેમકે જૈનોનાં ઘણાંજ ખાતાંઓ પહેલાં બહુ મોટી આશાથી જન્મ પામીને પાછળથી ઘણીક કડવી લાગણીને જન્મ આપનાર થઇ પડયાં છે, એમ જેઓ જૈનોના ખાતાંઓના કારભારથી અને સંસ્થાઓના વહીવટથી વાકેફગાર છે તેઓ બહુ સારી રીતે જાણે છે. શ્રી બનારસ જૈન પાઠશાળા, જૈન એસોસીએશન ઓફ ઇંડિયા, જૈન કોન્ફરન્સ ખાતું, વગેરેનાં નામો માત્ર જ એ સંબંધમાં વિચાર કરવાને અમે રજુ કરીએ છીએ." જે વિચાર લગભગ છ મહીના ઉપર એ લેખકે રજુ કર્યો હતો તે કમનસીબે ખરો પડયો જણાય છે. જે ખાતાં માટે રૂ. ૧૨,૦૦૦ ની વારસીક આવકની આશા રાખવામાં આવી હતી તે આશા પરિપૂર્ણ થવાનાં ચિન્હ જણાતાં નથી અને માત્ર ૯૦૦૦ ની આવકમાં એ ખાતાની શરૂઆત મુંબઇમાં કરવાનો વિચાર ચાલી રહ્યો છે. વધુ કમનસીબીની ખીના તો એ છે કે મહા પ્રતાપી મુનિરાજ શ્રી વલ્લભવિજયજીના અખંડ પ્રયાસ છતાં આવું પરિણામ આવ્યું છે અને ગઇ તા. ૪ થી ઓકટોબરે એ સંબંધમાં નાણાં ભરનારાઓની એક સભા બોલાવવામાં આવી હતી. તે વખતે બહુ થોડા જૈનોએ હાજરી આપી હતી અને તેથી તે સભા મુલતવી રાખવી પડી હતી. "પારોસામાં આ તો પહેલી પુની" હતી. હજી તો આગળ ઘણું કામ લેવાનું છે, અને સાંજ આવું પરિણામ આવે તે બહુ ખેદની વાત છે. અમે જૈન આગેવાનોને તે માટે આગ્રહ કરીશું કે તેઓએ હવે પછી "મહાવીર જૈન વિદ્યાલય" ની યોજના પાર પાડવા માટે પૂર ઉત્સાહથી મંડવું અને "તેની શરૂઆત આ

વખતે કરવામાં લાભ છે કે કેમ" તે ઉપર પોતાના વિચારો ખુલ્લા દીલે રજુ કરવા. લડાઇના સબબે જ્યારે આખી દુનીઆનો તેમજ હિંદુસ્તાનનો વેપાર વીખરાઇ ગયો છે, નાણાની ધીરધાર બંધ પડી ગઈ છે, ગરીબોને કેવી રીતે કમાવું અને ખાવું તે સંબંધમાં મોટી ચિંતા ઉત્પન્ન થઇ છે, અને જે વખતે સર્વત્ર કાળાં વાદળાં દેખાય છે તે વખતે સઘળા પ્રતિકુળ સંજોગોને નહિ ગણકારતાં પુરૂષાર્થ કેવી રીતે વાપરવો એ બાબત ઉપર સઘળા આગેવાનોએ ખાસ વિચાર ચલાવવો જોઇશે. તે સાથે "વિદ્યાલય" નું મકાન ક્યાં રાખવું, કે જેથી તે તંદુરસ્તી, અભ્યાસ, અને બીજા વ્યવહારિક તેમજ ધાર્મિક કાર્યોને માટે અનુકૂળ થઇ પડે તે ઉપર પણ ખાસ વિચાર કરવો પડશે. તે સાથે જે વખતે મહિને રૂ. ૧૦૦) ના પગારે સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે જે માણસની નીમણુક કરવામાં આવે તે વખતે વિદ્યાલયની યોજનામાં જે નીચલો હેતુ રાખવામાં આવ્યો છે તે ભૂલી જવામાં નહિ આવશે એવી સર્વ કોઇ આશા રાખે છે. તે એ છે કે "શ્રી મુંબઇ નગરીના શ્રાવક સમુદાયને માલમ પડે છે કે જ્યારે વિદ્યાર્થી ૧૬ વર્ષની ઉમરે કે ત્યાર પછી, મેટ્રીક અથવા એન્ટ્રન્સ પરિક્ષા પસાર કરી યોગ્ય સાધનોના અભાવે આગળ અભ્યાસ કરતાં અટકી પડે છે અને ધર્મનું શિક્ષણ નહિ મળવાથી સાચા રસ્તાને છોડી દઇ આડો અવળો માર્ગ પકડે છે. જેને લઇને પોતાના આત્માનું કલ્યાણ કરી શકતો નથી, પરંતુ હાંસી પાત્ર થાય છે. મેટ્રીક અથવા તેની બરોબરની એન્ટ્રન્સ કે બીજી પરીક્ષા પસાર કરી જે વિદ્યાર્થી ત્યાર પછીનો અભ્યાસ પોતાના ખર્ચે ન કરી શકતો હોય તથા જે વિદ્યાર્થીઓ ખર્ચ આપી આ સંસ્થાનો લાભ લેવા માગતા હોય તેવા વિદ્યાર્થીઓને **આ સંસ્થામાં રાખી તેની ચાલચલગત, ખાવું, પીવું, વ્યવહારિક, ધાર્મિક તથા શારીરિક શીક્ષણ ઉપર પુરેપુરૂં ધ્યાન આપી તેને વ્યવહારિક તથા ધાર્મિક બાબતમાં હુશીઆર કરી સંપૂર્ણ શ્રદ્ધાળુ અને લાયક બનાવવા."**

## શું એ હેતુ પાર પડશે ?

"વડિલો, મહાત્માઓ અને આગેવાનો જે કાર્ય હાથમાં લે તે ઉત્તમજ હોવાં જોઇએ" એવું મનાવવાની પ્રથા આપણામાં લાંબા વખતથી—અને બરોબર કહીએ તો વંશપરંપરાથી—છે. આગલા જમાનામાં તે પ્રથા ઠીક હશે એમ માની શકાય, પણ હાલનો જમાનો તદનજ ફેરવાયો છે, એમ જે સર્વત્ર કહેવાય છે તે ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. જ્યાં ત્યાં કહેવામાં આવે છે કે "જમાનો બદલાઈ ગયો છે: ધર્મ ઉપર કોઇને શ્રદ્ધા રહી નથીઃ અંગ્રેજી શીખીને સર્વે ટોપીવાળા બની જાય છેઃ સારાં કપડાં, નેકટાઇ, કોલર પહેરવા, એમાંજ ગૃહસ્થાઇનાં લક્ષણ આવી જાય છે." આવું કહેનારાઓ ખોટું નથી કહેતાં અને ઘણે દરજ્જે તેઓના કહેવામાં તત્વ છે એમ કહ્યા વગર ચાલે એમ નથી. પણ તેથી ફાયદો શું થયો ? તે બાબતના વાસ્તવિક ઉપાયો યોજાયા વગર માત્ર બોલવાથી શું ફાયદો ? અને તેના ઘણા યથાર્થ ઉપાયોમાં એક ઉપાય એ છે કે નાનપણથીજ બાળકોને ઉત્તમ ધાર્મિક અને વ્યવહારિક કેળવણી આપવી. એ માટે ગુરૂકુળ જેવી કોઇ સંસ્થા ઉપયોગી થઈ પડે, તોપણ તે આ જમાનાને માટે સંપૂર્ણ યોગ્ય થઇ પડશે કે કેમ તે એક સવાલ છે. આ જમાનો "પૈસાનો" "બળનો" અને "હુન્નર ઉદ્યોગ"નો છે. જેઓ પાસે પૈસા છે તેઓને બીજાઓની તેમજ પૈસા કમાવાની ફીકર નથી. તેથી તેઓ

ધાર્મિક કેળવણી તેમજ વ્યવહારિક કેળવણી લેવા માટે ફુરસદ તેમજ વખત મેળવી શકે છે. જેઓ પાસે "બળ" અને "હુન્નર" છે તેઓ પણ પોતાનો નિર્વાહ કરવા માટે બહુ ચિંતા રાખવાની જરૂર જોતા નથી, પણ જેઓ મધ્યમ વર્ગના છે, જેઓને કાલે શું ખાવું, શું પહેરવું, સંસાર વહેવારમાં કેમ રહેવું, પોતાના ગરીબ કુટુંબીઓને કેમ પાળવા એવી અનેક ચિંતા કોટે વળગી છે તેઓ કેળવણી લેવા માટે વખત પણ ફાજલ પાડી શકતા નથી તેમજ તેઓ પાસે પૈસા પણ તે માટે પુરતા નથી. તેજ વર્ગ-કોમને ખરે-ખરો ઉપયોગી થઈ પડે એમ છે. તેઓનેજ ખરેખરી કેળવણી આપવી જોઇએ અને તેની શરૂઆત બાળપણથી થવી જોઇએ. "કુમળુ ઝાડ વાળીએ તેમ વળે" એમ કહેવામાં આવે છે તે અનુભવ સિદ્ધ ખરૂં છે. મેટ્રીક થયેલાઓને ધાર્મિક અને વ્યવહારિક કેળવણી આપી શ્રદ્ધાળુ અને લાયક બનાવવા એ ઠીક છે, પણ તે હેતું શું આ યોજનાથી પાર પડશે? જે વખતે તેઓના ઉપર દુનિઆના સારા નરસા અનેક સંસ્કારો પડી ચુકયા હોય છે, જે વખતે તેઓનાં મગજ કુમળાં નથી પણ કાંઇક પાકટ થયલા હોય છે, અને જે વખતે તેઓને કોલેજના અભ્યાસ માટે બહુ વખત ફાજલ પાડવાની જરૂર છે, તે વખતે તેઓ ઉપર એક નવો બોજો નાખવાથી તે શું અસહ્ય થઇ નહિ પડે? અને જે હેતુ પાર પાડવાની આશા રાખવામાં આવી છે તે પાર પડશે કે? અમે તેવી આશા પાર પાડવામાં મુશ્કેલીઓ જોઇએ છીએ! પછી તે ખોટી હોય તો અમે વધુ ખુશ થઇશું પણ એક કામની શરૂઆત કરવા અગાઉ તેને લગતી બીજી-કાળી બાજુ-જોવા માટે વિચાર રાખવામાં આવતો નથી તો ભવિષ્યમાં તેથી નુકશાન થવા સંભવ રહેતો હોવાથી અમે આટલું ખુલ્લા શબ્દોમાં લખવા હિમત કરી છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે શરૂઆત મેટ્રીક અથવા તેથી આગળ વધેલા વિદ્યાર્થીઓની બાબતમાં કરવા વિચાર રાખવામાં આવ્યો છે, તેને બદલે નાના કુમળા મગજવાળા વિદ્યાર્થીઓ સંબંધમાં કર-વામાં આવે તો વધુ લાભ થાય. તે માટે જે અનેક એવાં બીજાં ખાતાંઓ હસ્તિમાં છે તેઓને એકત્ર કરી મોટા ફંડ મારફતે શરૂઆત થાય તોજ કાંઇક સારા ભવિષ્યની આશા રાખી શકાય. કોમના યુવાન અને વિદ્વાન વર્ગને શ્રદ્ધાળુ બનાવવા માટે તથા લાયક કરવા માટે જે ઉપાય યોજાય છે, તે કેટલો લાયક છે અને ખર્ચના પ્રમાણમાં તે કેટલો લાભ આપશે તે ઉપર જૈન આગે-વાનોએ પ્રથમ વિચાર કરવાનો છે. ધર્મની અને વ્યવહારિક કેળવણી લેવા માટે સોળ વર-સની ઉમર લાયક છે કે કેમ! અને મેટ્રીક સુધીનો અભ્યાસ યોગ્ય છે કે કેમ તે ઉપર તેઓએ વિચાર કરવાનો છે, અને તેનું પરિણામ તેઓ બહાર પાડશે તો એક ઉપયોગી ખાતાને સારી મદદ આપવાના કામમાં તેઓ સહાયક થઈ પડશે.

## આપણી કેળવણી અને સુધરેલી દુનીઆની કેળવણી સાથે તેની સરખામણી.

"મહાવીર જૈન વિદ્યાલય સંબંધમાં અમોએ ઉપર પ્રમાણે લખ્યા પછી કોઇ પુછશે કે ત્યારે તમે શું કરવા માગો છો અને કેળવણીનું તમારૂં ધારણ શું છે? કોઇને પણ અવિનય કરવાની જરા પણ ઇચ્છા રાખ્યા વગર અમે કહીશું કે તે બાબતમાં બીજા ઘણા વિદ્વાનોની સલાહ લેવી જોઇએ. વ્યાખ્યાન સમયે જેઓ ભેગા થતા હોય, અથવા જેઓએ ફંડમાં નાણાં ભર્યા હોય તેઓની સભા મેળવી અમુક ઠરાવો પસાર

ક્યાંથી આપણે જે કામ કરીશું તે કદી પણ ઉત્તમ થનાર નથી. એ માટે તો જેઓ કેળવણીની બાબતના ખાસ અભ્યાસી હોય તેઓને પૈસા આપી તે માટે સારી જેવી રકમ ખર્ચી તેઓના મત લેવા જોઇએ અને તે ઉપરથી કોઇ સત્તાવાર યોજના તૈયાર કરવી જોઇએ. જરમની અને અમેરીકા, તેમજ ઇંગ્લંડનાં એવાં ખાતાંઓ-વિદ્યાલયો કેવી રીતે ચાલે છે તેને લગતાં પુસ્તકો મંગાવી અને તેના અનુભવીઓની સલાહ લઇ કાંઇક કરવું જોઇએ, તે સિવાય શરૂઆત કરવી તે પૈસા બરબાદ કર્યા બરાબર, તેમજ આપણને પચાસ વરસ પાછળ રાખનારજ જણાશે. જ્યારે બીજા દેશો દરરોજ કાંઇક નવું નવું શોધીને કેળવણીના માર્ગોની એવી ખીલવણી કરે છે કે જેનો આપણને ખ્યાલ સરખો પણ નથી ત્યારે આપણે ચાલુ રીતીએ આગળ વધવા માગીએ તો તે કેમ ચાલશે. તેનું પરિણામ એજ આવે કે જ્યારે બીજાઓ આગળ વધી ગયેલા હશે ત્યારે આપણે જ્યાંને ત્યાંજ ઉભેલા-રખડતા હોઇશું. એ કારણથી જ આ લેખ લખવાની પ્રવૃતિ થઇ છે, તે કદાચ કોઇને અરૂચીકર હોય તો તેઓની અમે ક્ષમા માગીએ છીએ. તે સાથે સુધરેલા દેશોમાં કેટલાક કેવા સુધારા થયા છે તેની કાંઇક રૂપ રેખા અત્રે આપીએ છીએ: "(૧) સુધરેલા દેશોમાં વિદ્યાલયમાં દાખલ થતા દરેક વિદ્યાર્થીની શારીરિક તપાસ લઇ તેની તંદુરસ્તી ઉત્તમ રીતે કેમ રહે તે માટે યોગ્ય મકાનની તેમજ તબીબની ગોઠવણ કરવામાં આવે છે, જે માટે તબીબોને સારો દરમાયો અપાય છે. (૨) તેઓની આંખોની ખાસ તપાસ લેવામાં આવે છે અને તેમાં કોઈ ખામી હોય તો તે માટે ઉપાય યોજાય છે. (૩) તેઓની તંદુરસ્તીને માફક આવે એવો પુષ્ટિકારક ખોરાક, દુધ વગેરે સારા પ્રમાણમાં આપવામાં આવે છે. (૪) તેઓની શારીરિક અને માનસિક ખીલવણી માટે કસરતો અને રમત ગમતોની સારા પ્રમાણમાં ગોઠવણ કરવામાં આવે છે. (૫) તેઓને શરીર રચનાની, શરીર તંદુરસ્ત રાખવાની, સંસાર વહેવારને લગતી, અને લગ્ન કરવાની લાયકાતની અને મીતાહારપણાની વિદ્યાનું જ્ઞાન આપવામાં આવે છે. (૬) જે બાળકો અને વિદ્યાર્થીઓ વિદ્યાલયો કે બોર્ડીંગમાં નહિ રહેતાં, પોતાને ઘેર રહી વિદ્યા લેવા માટે વિદ્યાલયમાં આવતા હોય તેઓને પોતાના ઘરો અને આસપાસના વાતાવરણને તંદુરસ્ત રાખવા માટે, તેઓના માબાપો અને વાલીઓને સલાહ આપનારી કમીટીઓ હોય છે, જે જરૂર પડે તો નાણાંની પણ મદદ આપે છે. (૭) જુના શિક્ષકોને આ જમાનાને અનુસરતું એનેટોમી, ફીઝીઓલોજી, સાઇકોલોજી વગેરેનું જ્ઞાન આપવામાં આવે છે, જેથી તેઓ પોતાની ફરજને બરાબર બજાવી શકે. (૮) ઉતરતી મગજશક્તિવાળા વિદ્યાર્થીઓ માટે ખાસ યોજનાઓ પ્રમાણે શિક્ષણ અપાય છે." આ રૂપ રેખા માત્ર છે, અને તે પર મોટું વિવેચન થઇ શકે. એ બાબતો સાથે આપણા વિદ્યાર્થીઓ, તેમના સુપ્રીન્ટેન્ડન્ટો અને શિક્ષકોનું જ્ઞાન સરખાવજો, તેમની લાયકાતનો વિચાર કરજો અને આપણાં નાણાં બરબાદ જાય છે કે ઉગી નીકળશે તેનો ખ્યાલ કરજો-પછી આગળ પગલું ભરજો. વધુ સારૂં તો એ છે કે આવાં અનેક છુટાં છુટાં ખાતાંઓનો જીર્ણોદ્ધાર કરી, સર્વે જુદાં જુદાં ફંડો એકત્ર કરી, મોટા ફંડ મારફતે ઉત્તમ શરૂઆત કરો. તેમ થતાં એક એવું ખાતું ઉભું થશે કે જે હમેશ સુધી નબી, પાશ્ચાત્ય વિદ્યાલયો જેવી નામના કાઢશે.

## બોર્ડીંગ પ્રકરણ.

### આ માસમાં આવેલી મદદ.

૧૦૦-૦-૦ સદ્‌ગત ઝવેરી કેશવલાલ મહોલાલભાઇ મગનભાઇના સ્મર્ણાર્થે બા. દરવરસે સ્કોલરશીપ ખાતે આપવા કહ્યા છે તે મુજબ ચાલુ વરસના. હ. ઝવેરી અમૃતલાલ મોહલાલભાઇ.

૫૦—૦-૦ સદ્‌ગત અ. સૌ. બ્હેન ચંપા, ઝવેરી અમૃતલાલ મહોલાલભાઇનાં પત્નીની તીથીના સ્મર્ણાર્થ વિદ્યાર્થીઓને ઇનામ ખાતે. હ. ઝવેરી અમૃતલાલ મહોલાલભાઇ.
– અમદાવાદ–દોશીવાડાની પોળ.

૫૦—૦-૦ મર્હુમ વાડીલાલ દોલતચંદના સ્મર્ણાર્થે. હ૦ શા. ગટાભાઇ ઉમેદચંદ.
અમદાવાદ—નીશાપોળ.

૧૫—૦-૦ ડૉ. માણેકલાલ મગનલાલ પેથાપુરના. બા. બોર્ડીંગમાં રહી. સબ. આ. સરજનની પરીક્ષા પસાર કરી તેની ખુશાલીમાં વિદ્યાર્થીઓને જમણ નિમિત્તે.

૧૫—૦-૦ રા. રા. બાપુલાલ ભુલજી બોરસદ પાસે ગામ નાપાડ ના. બા. તેમના ચિ. ફકિરચંદના લગ્નની ખુશાલીમાં વિદ્યાર્થીઓને જમણ નિમિત્તે.

૫-૦-૦ રા. રા. વકીલ મોહનલાલ હેમચંદ. પાદરા બા. બ્હેન માણેકના લગ્ન પ્રસંગે વિદ્યાર્થીઓને જમણ નિમિત્તે.

૨૩૫-૦-૦

### માસિક મદદ ખાતે.

૬-૦-૦ રા. રા. વકીલ વેલચંદભાઇ ઉમેદચંદ. અમદાવાદ–નાગજી ભુધરની પોળ આ. માસ જુલાઇથી ડીસેમ્બર સુધીની મદદના.

૬-૦-૦ રા. રા. ડાહ્યાભાઇ છોટાલાલ. અમદાવાદ–કાલુશીની પોળ બા. જુલાઇથી ડીસેમ્બર સુધીની મદદના.

૬-૦-૦ રા. રા. કેશવલાલ મગનલાલ. અમદાવાદ–વાઘણ પોળ બા. માસ જુલાઇથી તે ડીસેમ્બર સુધી મદદના.

### જમણ.

રા. રા. મોહનલાલ નગીનદાસના ચિ. ભાઇ. હીરાલાલના લગ્ન પ્રસંગની ખુશાલીમાં વિદ્યાર્થીઓના જમણ નિમિતે ૮૦ કનસઇના લાડુ મોકલાવવામાં આવ્યા હતા.
અમદાવાદ–ઝવેરીવાડો–સોદાગરની પોળ.


# ભેટ આપવાની છે.

શ્રીમદ્ દેવચંદ્રજીકૃત ચોવીશી બાળાવબોધ સહિતની બીજી આવૃત્તિની ૧૦૦ બુકો અત્રેના સુરદાસ શેઠની પોળવાળા શેઠ લખમીચંદ લટકુભાઈ તરફથી તથા ૨૫ બુકો કપડવણજનિવાસી રા. રા. છગનલાલ મહાસુખ તરફથી દરેક જૈન પાઠશાળાઓ, લાયબ્રેરીઓ તથા પૂજ્ય મુનિ મહારાજોને ભેટ આપવાની છે. બહાર ગામથી મંગાવનારે રૂ. ૦-૧-૦ ની ટીકીટ ટપાલ ખર્ચ બદલ બીડી આપવી. સદરહુ પુસ્તક રોયલ બત્રીસ પેજી ૫૩૫ પૃષ્ઠનું પાકા પુંઠાનું છે વેચાણ મંગાવનાર પાસેથી તેની રાખેલી પડતર કીંમત ૦-૬-૦ તથા ટપાલ ખર્ચ લેઈ મોકલાવી આપવામાં આવશે.

લખોઃ—"બુદ્ધિપ્રભા" ઑફીસ.
ઠે. નાગોરીસરાહ—અમદાવાદ.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના પ્રગટ થયેલ ગ્રન્થો.

| ગ્રન્થાંક. | પૃષ્ઠ. | કી. રૂ આ. પા. |
|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો ... | ... ૨૦૮ ... ... | .. ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાન માળા ... | ... ૨૦૬ ... ... | ... ૦—૪—૦ |
| ૨. ભજન સંગ્રહ ભાગ ૨ જો ... | ... ૩૩૬ ... ... | ... ૦—૮—૦ |
| ૩. ભજન સંગ્રહ ભાગ ૩ જો ... | ... ૨૧૫ ... ... | ... ૦—૮—૦ |
| ૪. સમાધિ સતકમ્* ... ... | ... ૩૪૦ ... ... | ... ૦—૯—૦ |
| ૫. અનુભવ પચ્ચિશીx ... | ... ૨૪૮ ... ... | ... ૦—૮—૦ |
| ૬. આત્મ પ્રદીપ ... ... | ... ૩૧૫ ... ... | ... ૦—૮—૦ |
| ૭. ભજન સંગ્રહ ભાગ ૪ થો ... | ... ૩૦૪ ... ... | ... ૦—૦—૦ |
| ૮. પરમાત્મદર્શન ... ... | ... ૪૩૨ ... ... | ... ૦-૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ ... ... | ... ૫૦૦ ... ... | ... ૦-૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ ... ... | ... ૨૩૦ ... ... | ... ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ (આવૃત્તિ બીજી) .. | ... ૨૪ ... ... | ... ૦—૧—૦ |
| ૧૨. ૧૩ ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા ... ... | ... ૧૯૦ ... ... | ... ૦—૬—૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન (આવૃત્તિ બીજી) ... | ૬૪ ... ... | ... ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજન સંગ્રહ ... | ... ૧૯૦ ... ... | ... ૦—૬—૦ |
| ૧૬. ગુરૂબોધ ... ... | ... ૧૭૨ ... ... | ... ૦—૪—૦ |
| ૧૭. તત્ત્વજ્ઞાનદિપિકા* ... ... | ... ૧૨૪ ... ... | ... ૦—૬—૦ |
| ૧૮. ગહુંલી સંગ્રહ ... ... | ... ૧૧૨ ... ... | ... ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મ સ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી) ... | ... ૪૦ ... ... | ... ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) ... | ૪૦ ... ... | ... ૦—૧—૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો .. | ... ૨૦૮ ... ... | ... ૦-૧૨—૦ |
| ૨૨. વચનામૃત ... ... | ... ૩૮૮ ... ... | ... ૦-૧૪—૦ |
| ૨૩. યોગદીપક ... ... | ... ૨૬૮ ... ... | ... ૦-૧૪—૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા... | ... ૪૦૮ ... ... | ... ૧—૦—૦ |
| ૨૫. અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી) | ... ૧૩૨ ... ... | ... ૦—૩—૦ |
| ૨૬. આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ | ... ૮૦૮ ... ... | ... ૨—૦—૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો ... | ... ૧૪૨ ... ... | ... ૦—૮—૦ |
| ૨૮. જૈન ધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ ... ... | ... ૦—૨—૦ |

* આ નીશાની વાળા ગ્રન્થો શીલક નથી.

### ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.

૧ અમદાવાદ—જૈન બોર્ડીંગ—ઠે. નાગોરીશરાહ.

૨. મુંબાઇ—મેસર્સ મેઘજી હીરજીની કું.—ઠે. પાયધુણી

,, શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ—ઠે. ચંપાગલી.

૩. પુના—શા. વીરચંદ કૃષ્ણાજી—ઠે. વેતાલપેઠ.

REGISTERED No. B 876.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું



સૂચના:—પત્ર વહેવાર સઘળો વ્યવસ્થાપકના શરનામે કરવો.

સંપાદક—મણીલાલ મોહનલાલ. પાદરાકર.

# बुद्धिप्रभा.

# LIGHT OF REASON.

કવ્વાલિ

દિવ્ય પંથ પ્રતિ સંચરવાને, જન્મ સફળ કરવાને,
જ્ઞાન સુધારસ રસવવાને, પ્રગટે રહાય પ્રભાતે"

पुस्तक ६ ठ्ठुं. जान्युआरी १९१५. वीर संवत् २ अंक १० मो.

प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક—શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ—

તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શા કરસાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે રૂ ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

## અનુક્રમણિકા.



# અત્રેની બૉર્ડિંગના મેમ્બર સર ન્યાયાધીશ.

અમોને આ સ્થળે જણાવતાં અત્યંત હર્ષ થાય છે કે પાલણપુર નિવાસી રા. રા. વકીલ વેલચંદભાઇ ઉમેદચંદ મ્હેતા. વઢવાણ સ્ટેટના સર ન્યાયાધીશ રૂ. ૨૦૦)ના પગારથી નિમાયા છે. તેઓના વિદ્વાન્ મિત્રોના આગ્રહથી તેમજ ભવિષ્યમાં સારી આશાઓને લેઇને તેઓને આ હોદ્દો સ્વીકારવાની ફરજ પડી છે તેઓ હાઇકોર્ટની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા હતા. તેઓ ચાર વર્ષથી વકીલાતના ધંધાની પ્રેક્ટીસ કરતા હતા, તેઓની પ્રેક્ટીસ ઘણી સારી હતી તેમજ તેમની પ્રમાણિકતાને માટે કોર્ટના મોટામોટા અધિકારીઓનો તેમના ઉપર સારો ભાવ હતો. "કનક ને કુંદન"ની જેમ વઢવાણ સ્ટેટે તેમના જેવા વિદ્વાનને લાયક, ને પ્રામાણિક માણસને સર ન્યાયાધિશ જેવા ન્યાયના પવિત્રાસનની જગ્યા ઉપર પસંદગી કીધી છે તે ઘણુંજ બુદ્ધિગમ્ય અને ન્યાયપુરઃસર પગલું ભર્યું છે તેમ કહેવાને અમો હિંમત ધરીએ છીએ. જેવી રીતે તેઓ ધંધામાં કુશળ છે તેમ તેઓ પરોપકારાર્થે પણ પોતાનું જીવન વ્યતીત કરે છે. તેઓ અત્રે પ્રભાવક મંડળના પ્રેસીડન્ટ હતા તેમ આ બોર્ડીંગના પણ મેમ્બર હતા. તેમજ પ્રસંગવશાત્ ન્યુસપેપરો દ્વારા, માસિકો દ્વારા, જનસમુહના ભલાને અર્થે લેખો મોકલાવે છે. આ માસિકના પણ તેઓ પરમ શુભેચ્છક હતા, તેમ બોર્ડીંગને મદદ કરવાના હેતુસુત બોર્ડીંગ સ્હાયક મંડળની પણ તેઓએ યોજના કરી હતી. તેઓને માન આપવાને અર્થે બોર્ડીંગ વિદ્યાર્થી વર્ગની તેમજ પ્રભાવક મંડળ તરફથી મીટીંગો મળી હતી અને તેમને તે સંસ્થાઓ તરફથી માનપત્રો આપવામાં આવ્યાં હતાં. આ તેમના પારમાર્થિક જીવનની આપણને ઝાંખી કરાવે છે. તેમનું કુટુંબ પાલણપુરમાં ઘણું પ્રતિષ્ઠિત છે "સોનું ને સુગંધ"ની પેઠે આવા એક કુલીન કુટુંબના અને વિદ્વાન નરને લાયક જગો મળેલી જોઈ અમો ઘણા મગરૂર છીએ. તેઓ પોતાના ધંધાનું સાર્થક કરે, અને તેઓની દિન પર દિન વૃદ્ધિ થાય તેના માટે અમો શ્રી અરિહંત પ્રભુ પ્રત્યે અભ્યર્થના કરીએ છીએ અને કહેવાની રજા લઇએ છીએ કે જેવી રીતે અત્રે રહી આ બોર્ડીંગની અમુલ્ય સેવા બજાવતા હતા તેવી રીતે બોર્ડીંગને સ્મરણમાં રાખી તેની અભિવૃદ્ધિ અર્થે સદા પોતાનો પ્રયત્ન ચાલુ રાખી બોર્ડીંગને આભારી કરશે. છેવટ-અમો તેઓની સર્વ પ્રકારે મુબારકબાદી ઇચ્છીએ છીએ.

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠું.] તા. ૧૫ જાન્યુઆરી, સને ૧૯૧૫. [અંક ૧૦ મો.

## ज्ञान तरंग.

ગઝલ.

"નથી સંગત સન્તોની, નથી મેળાપ જ્ઞાનિનો;
ભજે તે ગાય પોતાનું, ગ્રહેલા પક્ષને તાણે." ૧
સહુની વૃત્તિઓ ન્યારી, યથાવૃત્તિ રસો તેના;
ગુલામો વૃત્તિયોના તે, ભલામાં ભાગ શું લેશે ? ૨
"જીવે છે વૃત્તિના પોષ્યા, ખરા નહિ જીવનારાઓ;
પડે નહિ ચેન વૃત્તિમાં, કહું શું ને કહાવું શું." ૩
ઘણા શિષ્યો ઘણા ભક્તો, યથાવૃત્તિ તથા મોજી,
અનન્તા વૃત્તિના ભેદો, મળે વૃત્તિનો મેળાપી. ૪
ખરે એ મેળ ક્યાં સુધી, ક્ષણિકતા વૃત્તિની જોતાં;
બધા બ્રહ્માંડમાં જોતાં, મનોવૃત્તિ તણા દાસો. ૫
વિકલ્પો વૃત્તિના ચેલા, નચાવે છે જગતને તે;
કુદે છે ને કુદાવે છે, જીવે છે ને જીવાડે છે. ૬
જગત્ સ્મશાનમાં ચિત્તા, રચે છે ને રચાવે છે;
કરે છે રાખ દેહોની, બચે છે તે યોગીનો ચેલો." ૭
અરે ઓ પંડિતો સઘળા, અરે ઓ વૃત્તિ–સાધુઓ;
અરે ઓ સર્વ વક્તાઓ, મનોવૃત્તિ થકી બચશો. ૮
નથી યારી નથી લજ્જા, કરે છે સર્વ ધૂળધાણી,
મનોવૃત્તિ વિકલ્પોના,, બન્યા જે દાસ મરવાના. ૯
સરોવરમાં તૃષાતુરો, અહો ઉધે તેમા અન્ધા;
તમારી પાસ છે શાન્તિ, નથી જોતા હૃદય શૂન્યો." ૧૦
પરમ ધન પાસ પોતાની નથી ત્યાં વૃત્તિનો દાવો;
બુદ્ધ્યબ્ધિ બ્રહ્મ છે પોતે, સદા ધ્યાવો સુખી થાવો. ૧૨

(ભ ભા. ૫ મો. પૃષ્ઠ ૫૪)

વિવેચનઃ—ઉપરની ગઝલમાં કર્તા જણાવે છે જે જ્ઞાનીઓનો–સન્તોનો સંબંધ આ જગતમાં બહુજ દુર્લભ છે. સંત વિના કોઇ પ્રકૃતિનો–માયાનો અંત લાવી શકતું નથી અત્યારના જમાનામાં અલખની ખુમારી જગાવે, આત્મજ્ઞાનનો તાદૃસ્ય અનુભવ કરાવે, અખંડાનંદ શાંતિની ઝાંખી કરાવે તેવા સન્તોનો વિરહ છે. આ માટે શ્રીમદ્ આનંદઘનજી મહારાજે પણ અસંતોષ જણાવ્યો છે. તે તેમની બનાવેલ આનંદઘન ચોવીશીમાંથી સ્પષ્ટ સમજાય છે.

**आगम वादही गुरुजन को नहि ए सघळो विखवाद** વિગેરે શબ્દો સન્તોના સંબંધમાં ઉચાર્યા છે. કદાચ કોઇ મળી આવે છે તો સૌ પોતપોતાનું રણશીંગું ફુંકે છે. પોતાના પક્ષનુંજ મંડાણ કરવા મથે છે. જગતમાં સૌ સૌની વૃત્તિઓ Inclination of mind ભિન્ન ભિન્ન પ્રકારની અવલોકાય છે અને જેવી જેવી વૃત્તિ જેઓની હોય છે તેના જેવોજ સ્વાદ તેઓ અનુભવે છે તેમ તેવુંજ આસ્વાદન અન્યને–સંયોગીજનને કરાવે છે. જેઓ વૃત્તિઓના દાસ છે, વાસના ઉપર જેઓએ જય મેળવ્યો નથી, હજારો પ્રકારની માનસિક ઇચ્છાઓની–લાલસાઓની તૃપ્તિ અર્થેજ રાચતા હોય તેઓ અન્યનું શું ભલું કરી શકે? જેઓ પોતાનું ન સુધારી શકે તેઓ પારકાનું તો શી રીતજ સુધારી શકે? કેટલાકનાં તો જીવનજ વાસના તૃપ્તિ અર્થે ઘડાયલાં હોય છે. હવે કહો કે તેઓ જીવનનું સાર્થક શી રીતે કરી શકે? શિષ્ય હો, ભક્ત હો, કે જગતના કોઇ પણ જન હો પરંતુ જ્યાં સુધી જેઓ વાસનાના અર્થી છે ત્યાં સુધી તે ક્ષણિક વાસના અર્થીઓ આત્માના શાશ્વતા ગુણોમાં કદિ ભળી શકવાના નથી. કદાચ ભળે તો પણ તે ક્ષણિક વખતને માટેજ. ક્ષણિક તે ક્ષણિક અને શાશ્વતું તે શાશ્વતું. "મીઆં ને મહાદેવ"ને જેમ જોગ ખાય નહિ ત્યાં સુધી વૃત્તિના ધારકને અને આત્માર્થીને મેળાપ થઇ શકે નહિ. વૃત્તિઓના શિષ્યો–ચેલાઓ વિકલ્પો છે અને આ દુનિઆમાં સર્વ મનુષ્યોને તે અહંવૃત્તિ સ્વેચ્છા પ્રમાણેજ ચલાવે છે–નચાવે છે. પોતે અસ્તિત્વ ભોગવે છે અને અન્યોને ભોગવાવે છે. "જગત શમશાનમાં ચિત્તા રચે છે અને રચાવે છે" અને આ ક્ષણિક દેહની રાખ કરવામાં પણ તેજ કારણભુત છે. જે મહાત્માઓ છે, ત્યાગી પુરૂષો છે તેજ તેનાથી બચી શકે છે. જેમ સિંહની ગર્જના સાંભળી શિયાળવાં નાશી જાય છે તેમ મહાન્ યોગીના સમાધિના પ્રભાવે વૃત્તિઓ પલાયન કરી જાય છે. તેમનાથી સો ડગલાં દુર ભાગી જાય છે. માટે મુમુક્ષુઓ, પંડિતો, સાધુઓ તમો વૃત્તિઓ ઉપર જય મેળવો. વિકલ્પોના સરોવરમાં જેઓ સ્નાન કરી રહ્યા છે તે દેખતે દિવસે અંધપ્રાયઃ બન્યા છે. માટે વૃત્તિ ને તેના વિકલ્પોને દુર કરી આત્મધ્યાનમાં મગ્ન રહો. જે સઘળું છે તે તમારી પોતાની પાસે જ છે. **अप्पासो परमप्पा** આત્મા તેજ પરમાત્મા છે. તમારૂં ધન તમારી પાસે છે. આત્મજ્ઞાનના અભાવે કસ્તુરીઆ મૃગની માફક પરમ શાંતિ માટે–પરમજ્ઞાન માટે ફાંફાં મારવાં પડે છે. "તરણા પાછળ મેરૂ મેરૂ કોઇ દેખે નહિ" ફક્ત વૃત્તિના પડદા પાછળજ તમારૂં આત્મજ્ઞાન–દીવ્યજ્ઞાન રહેલું છે માટે વૃત્તિનો પડદો તમો દુર કરો તો આપોઆપ જ્ઞાન પ્રગટ થશે અને જ્યાં આત્મ ધન પ્રાપ્ત થયું એટલે વૃત્તિ–અહંવૃત્તિનો કશો દાવો ચાલવાનો નથી માટે પરમ પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગર સૂરિજી કહે છે કે દુનિયાના સર્વે જીવો તમો તમારૂં આત્મ ધન પ્રાપ્ત કરો. સૂર્ય પ્રકાશ થતાં આગીઆનું તેજ ઝાંખુ થશે તેમ આત્મજ્ઞાનનો પ્રકાશ થતાં સર્વે માયીક વસ્તુઓ પલાયન કરી જશે માટે વૃત્તિમાં ચિત્ત ન રાખતાં આત્મ ધર્મમાં મસ્ત રહો અને તેથીજ અંતે સુખનો માર્ગ સિદ્ધ છે.

શાં. ડા.

---

ઇ

# अहिंसा.

પુષ્પ પાંખડિ દુભાવશો ના!
પરદિલ બાપુ દુખાવશો ના!
જીવન હણો ના કોનું કદાપી!
એજ અહિંસા–ધર્મ શિર સ્થાપી!

પાદરાકર.

અખિલવિશ્વમાં પ્રાણી માત્ર પોતપોતાના હિત માટે અનેક પ્રકારના ઉદ્યોગ કરી રહ્યાં છે. ધર્મ, નીતિ, શાસ્ત્ર, કાયદા, કાનુન એ સર્વે મનુષ્ય પ્રાણી માટેજ નિયત થયાં છે. જે જે રીતે મનુષ્યને સુખ પ્રાપ્તિ થવાનો સંભવ રહે છે, તે તે બાબત મનુષ્ય અમલમાં આણવાને કદી પણ ચુકતોજ નથી. રાજકીય, ધાર્મિક, સામાજીક, રાષ્ટ્રિય કોઇ પણ બાબત લ્યો, ત્યાં માનવી-સ્વાર્થ સિવાય બીજું શું છે? એક માણુસ બીજા માણુસનું ખુન કરે છે તો, કોર્ટમાં હજારો માણુસો ભેગા મળે છે. કાગળોનાં રીમનાં રીમ બગાડી, મહીનાઓ ને મહીનાઓ ગાળી, હજારો રૂપીઆ ખરચી તેનો ન્યાય થાય છે, અને મનુષ્યવધનું પ્રાયશ્ચિત મનુષ્યના પોતાના જીવનથી વાળી લે છે; પણ તેજ માણુસ જ્યારે હજારો જીવોનો, મુગા પ્રાણીઓનો, અનાથ જીવાત્માનો, ખરા બપોરે કોળીઆ કરે છે, પોતાના પાપી પેટમાં, જીહ્વાઇંદ્રિયના સ્વાદને ખાતર સ્વાહા કરે છે ત્યારે મનુષ્યનો ઘણીજ ચોકસીથી ન્યાય કરનાર ખુદ ન્યાયાધીશનું હૃદય દ્રવતું નથી એ કેવું અજાયબ જેવું છે? અરે નજરે હિંસા કરતાં–માંસભક્ષણ કરતાં જોનાર પ્રેક્ષક અગર પંચ–તેમને કંઇ લાગતુંજ નથી. અરે એટલેથી સરતું હોય તો ઠીક પણ ઉપરથી કહે છે કે, ભાઇ, માણસની યોગ્યતા જુદીજ છે, અને પશુ તે પશુજ. એક મનુષ્યનું મરણ ને સો પશુનાં મરણ સરખાંજ. એટલા માટે અમે મનુષ્યનો ન્યાય આટલો કસોટીથી કરીએ છીએ તે બરાબર છે. પણ મને તો લાગે છે કે મનુષ્યને જ્ઞાન છે, અને તે પશુને નથી માટેજ આપણે તેને ક્ષુદ્ર સમજીએ છીએ; પરંતુ જ્યાં સુધી માનવી જ્ઞાનનો વ્યય કેવળ સ્વાર્થ ખાતરજ થાય છે, ત્યાં સુધી મનુષ્ય અને પશુમાં શો અંતર છે વારુ? કારણ મનુષ્ય પ્રાણી પ્રમાણેજ ઇતર સર્વે પ્રાણીઓને પોતાનો સ્વાર્થ સારી પેરે સમજાય છે. "આહાર, નિદ્રા, ભય, મૈથુન," એ મંજ્ઞાતો મનુષ્ય તેમજ પશુ પક્ષિને પણ છેજ અરે એવા સ્વાર્થી મનુષ્યો કરતાં તો પશુને પુછડું ને પક્ષિને પાંખો વધારા ખાતેજ ગણવાં જોઇએ. જો પોતાને મળેલા જ્ઞાનનો સદુપયોગ કરતાં મનુષ્યને ન આવડે તો મનુષ્યને પણ પુછડાં વગરનાં ઢોર કેમ ન કહેવાં, કારણ, પશુ અરે વાઘ કે સિંહ જેવા ક્રૂર ને હિંસક પ્રાણીઓ પણ પોતાના બાલકને–પોતાના આપ્તને ખાતાં કે મારતાં નથી તો "आत्मवत् सर्वभूतानि" એ સૂત્રને સમજનાર–માનનાર–સંજ્ઞાવાળા મનુષ્યો પોતાના આત્મા સરખા માની લેવાતાં–કુદરતનાં બાલકોને પોતાની જઠર–ભુખ–તૃપ્ત કરવા "ઓહિઆં" કરી જાય. તો તેમને "શીગડાં અગર પુછડાં વગરનાં પશુ" કહેવામાં શો વાંધો છે?

ગરીબ બિચારાં મુગાં પ્રાણી! હજારો લાખો વર્ષો થયાં–નહી નહી–યુગોના યુગો થયાં માનવી પ્રાણીના ભક્ષસ્થાને શાંત રીતે તમો પડો છો! તેમના કોળીઆ–આહાર બનો છો! પણ આ પ્રાણઘાતક સંકટમાંથી છુટકો કરવા સારુ તમારાથી કંઇ સભા ભરાય અગર

વ્યાખ્યાનો દેઇ શકાય છે? અરે બીચારાં જનસેવાના ઉદાત્ત પાઠ શીખવનાર પરમાર્થી-નીમકહલાલ-પ્રાણીઓ તમોને બચાવવા કોઇ વીરલા બહાર આવે છે! ઓ કુદરતમાં લક્ષાવધિ ઘણો વધારો કરનાર, આળસુ મનુષ્યોને ઉદ્યોગોના પાઠ શીખવનાર-નિયમિતપણું જાળવનાર-ભવિષ્યકાળ સુચવનાર સુન્દર કુદરત બાલકો-પક્ષિઓ તમારાં પીછાંને આહાર માટે તમારા બલિદાનના પ્રબંધ માટે કોઇ વીર કમર કસે છે? કોણ કસે? તમોને કોણ બચાવે? અગર જૈન કોમ-દયા ધર્મ સિદ્ધાંતને સર્વ ધર્મમાં શ્રેષ્ઠસ્થાન આપનારી દયાળુ જૈન કોમ જો આ સૃષ્ટિ પર હયાતી ન ધરાવતી હોત તો કોણ જાણે તમારી દીંટડીયો પણ અહીં હયાત હોત કે નહિ તેની શંકા છે.

આ સુધારાનો યુગ છે, આ સૃષ્ટિનો તારૂણ્યકાળ છે. પ્રત્યેક બાબતમાં સૃષ્ટિ એક પગલું આગળ ધસતી જાય છે. તે જનસમાજને પોતાની પાછળ ઘસડતી જાય છે, પણ દીલગીરીની વાત એટલીજ છે કે હિંસાની બાબતમાં અનંતકાળથી અદ્યાપિ સુધી તેને તેજ સ્થિતિ દ્રષ્ટિગોચર થાય છે. અન્ય રાષ્ટ્રો સંબંધી વાત કોરે મુકીએ, કારણ તે તો મૂલથીજ માંસાહારી-અત એવ-હિંસકજ છે. પરંતુ અમારૂં આ હિંદીરાષ્ટ્ર! કે જે સાત્વિક વૃત્તિનું છે, એમ કહેવાય છે-ને તે સત્યજ છે નહિ તો મહાવીર-શાંતિનાથ આદિ કેવળ દયાનીજ મૂર્તિઓ આ દેશમાં જન્મ લેતજ નહિ-એવા હિંદી રાષ્ટ્રમાં હિંસા-અરરર! આવા દયાળુ સાત્વિક-ધાર્મિક દેશમાં હિંસા! પ્રાણીઘાત! હાય! જીવતા જીવનું ચામડું ઉતારી તેનું લોહી અને માંસ! કે જેને જોતાંજ તમ્મર આવે એવી દુર્ગંધવાળી ચીજ! આહારના ઉપયોગમાં! હાય દયાની દેવી! સ્વર્ગમાંથી આ હિંસાથી પતિત થયલા હિંદમાં પધાર! ને તાહરો વરદ હસ્ત ફેલાવ!"

બંધુઓ! હિંદુઓ લાગણીવાળા કહેવાય છે. પારસીઓ ઘણા ગરીબોની દાઝથી ગુપ્તદાન દેતા સાંભળ્યા છે, જૈનો છેક નાનેથી તે મોટા જીવોની અને અનાથ, અપંગને ભુખ્યા તરસ્યાની દયાથી વિભૂષિત ગણાય છે, તેમને હું પુછું છું કે, એક કાંટો તમારા પગમાં ભોકાતાં તમોને કેવું થાય છે? કેવી ધ્રૂજરી વછુટે છે! કેવા બેચેન થાવ છો! તે કાઢવા કેવા મથો છો! ને જ્યાં સુધી તે ન નીકળે ત્યાં સુધી કેવા માર્યા માર્યા ફરો છો! હાય! જરા તો વિચારો! કોમળ લાગણીવાળા હિંદુ ભાઈઓ! લક્ષમાં લ્યો! દરિયાફ્ કરો! જ્યારે કોમળ પ્રાણીના ગળાપર છરી ફેરવાય-તે પ્રાણ જવાની બીકે તરફડે-ચીસો પાડે-મદદ માટે ગરીબડું મુખ ફેરવે! અરે! ઓ અનાથના નાથ છોડાવ! એવો આર્ત નાદ તે કરે! છતાં દયાનો અંકુર પણ જેના હૃદયમાં ન ફુટે એવા રાક્ષસ-નરાધમો તે ઝેરી છુરી તેના ગળામાં ઉંડીને ઉંડી ખોસી દે! અરે! લોહીની છોળો ઉડે! કપડાં લોહીથી રંગાઈ જાય! બીચારૂં, ગરીબ મુગ પ્રાણી અશક્તિથી આરડતું બંધ પડી જાય! તેના પ્રાણ વાયુગત થઈ જાય! અરે દયાના અંકુરો જેના બળી ગયા છે એવા ક્રુર રાક્ષસના જડબામાં જવા તે પુરેપુરૂં મરી જાય! હાય! આ ચિત્ર! જરા કાંટો વાગવાથી થતી વેદના! અને આ પ્રાણઘાતક વેદનાનો તોલ કરો! ને તૃણ ખાઇ ફર્યા કરનાર પ્રાણીનો પ્રાણ હરવાની તમને કેટલી સત્તા છે તેનો વિચાર કરો! હિંસક દેશમાં તો જવા દો પણ આવાં સેંકડો સ્થાનો, આ આર્યાવર્તમાં-જ્યાં દેવતાઓ અને દેવિઓ સ્વર્ગમાંથી આવે છે, તેવા હિંદમાં! જ્યાં પવિત્ર ધર્મોચ્ચાર પ્રભુના નામના ઉચ્ચાર થાય છે તેવી આર્યભૂમિમાં આ લોહીની નદીઓ! બંધુઓ વિચારો! ભારતનું ગૌરવ અહિંસાથી વધે છે કે ઘટે છે તેનો તોલ કરો!

સનાતન ધર્મના મૂળ તરફ જુવો ! વેદને એક માનવામાં આવે છે તે તેને વેદ નામ આપ્યું તે બદલ ! અમો કહીશું કે હિંસાની બાબતમાં તો તેનું હિનત્વજ જણાઇ આવે છે. મંત્ર ભણીને પશુને મારવાં અને હોમહવાનથી અગ્નિને શાંત કરવો, ને તેથી કરીને ઇન્દ્રાદિ દેવો સંતુષ્ટ થાય ને તે મેઘવૃષ્ટિ વિગેરે કરે ! આ શી ઘેલછા ! કેવું ધર્માંધપણું ? જીહ્વા-સ્વાદને ખાતર કેવું અઘટિત કર્તવ્ય કરવું ! હિંસાનાં બીજ વાવીને અહિંસાનાં ફળ લેવાય કે ? અરે આશાજ રખાય કે ? ઋગ્વેદ તો ઘણોખરો તેનાથીજ ભરેલો છે. પણ ખેર ! વૈદિક કાળ એટલે સૃષ્ટિની બાલ્યાવસ્થા સમજો ! કે જે વખતે નરમાંસભક્ષક માણસો સુદ્ધાંત અસ્તિત્વમાં હતાં તેવા સમયમાં મંત્ર તંત્રનું ઓઠું દઇ પશુવધ થતો હશે ! પણ તે વખતે પણ મોટા પુરૂષો સમાજના અગ્રગણ્યો બીજા મનુષ્યોના હિત માટે મહેનત કરતા હતા. પણ આજ તો સુધારાનો કાળ છે. જે વખતે સામાની લાગણી દુખવવી એ અસભ્ય-પણું-ખરાબ-વર્જ્ય મનાય છે, જે સુધારણાની પાયરીઓ પર ચઢતાજ રહીએ છીએ તેવા સમયમાં પણ તેનો આવિર્ભાવ ખરેખર શોચનીયજ લાગે છે.

સમજાતુ નથી કે તે કાળ સુધારાનો હતો કે હાલનો ? કારણ પૂર્વકાલીન ઋષિમુનીઓ કાયદા સમજતાજ નહતા. નિંદ્ય કે વર્જ્ય કર્મ કરનારને માત્ર "મા" (નહિ) એટલીજ શિક્ષા હતી. છતાં પણ તે કરનારને "ધીક્"નો દંડ કરવામાં આવતો. જે તે સમયે અસહ્ય મનાતો, જ્યારે આજ "ધીક્કાર શબ્દ" નાના મોટી ડીકશનેરીઓ અને કોશોમાં અનેક અર્થ બતાવે છે. ને કેદ-કાળુપાણી-દેશનીકાલ-ને ફાંસી જેવી કડક, અરે ઘાતકી શિક્ષા પણ કર-વાની ફરજ પડે છે. કહો વાંચક બંધુ ? તે કાળ સુધારાનો કે આજનો ? છતાં માની લ્યો કે હાલનોજ કાળ સુધારાનો છે.

જૈનો કે જેઓ પારકા માણસનું મન દુખવવામાં પણ હિંસા માને છે, જેમને જન્મતાંજ એવું શિક્ષણ આપવામાં આવે છે કે—

પુષ્પ પાંખડિ જ્યાં દુભાય !
ત્યાં જીનવરની નહિ આજ્ઞાય !
સર્વ જીવનું ઇચ્છો સુખ !
મહાવીરની શિક્ષા મુખ્ય ! !

આવા વિચારોના સંસ્કારો સાથેજ જન્મનાર જૈનો સિવાય અને તેમના ધર્મ સંસ્થાપક ધર્માચાર્યો સિવાય-મહાત્મા ગૌતમ બુદ્ધ કે જેમનું નામ હિંદુઓ પરમ આદરથી સ્મરે છે તેવા એક મહાત્માની સર્વ ભૂત વિષે એક સરખીજ દયાર્દ્રદષ્ટિ હતી. નહિ તો 'आत्मवत् सर्व भूतानि' એવું મોઢેથી બોલનાર તો ઘણાય છે, પણ તેમના "સર્વભૂત" એટલે માત્ર મનુષ્યો જ !

બૌદ્ધકાલના પૂર્વના પૌરાણીક રાજાઓ કે જેમને પુણ્યશ્લોક ગણવામાં આવે છે એવાં નળ, યુધિષ્ટિર વિગેરે સર્વસદ્દગુણ સંપન્ન, સાત્વિક વૃત્તિવાળા, ઇન્દ્રિય પરાયણ હોવા છતાં પણ તેઓ માંસાહારી કેવી રીતે હશે એ અજાયબ જેવીજ બાબત જણાય છે. જે "અજાત શત્રુ" ધર્મરાય-તેમને કામ્યક વનમાં નિરૂપદ્રવી એવી હરિણીનો શીકાર કરતાં દયા નહિ આવી હોય ? દમયંતી સરખા સ્ત્રી રત્નને માટે જેણે દેવોની બાજુએ મધ્યસ્થી કરી. એવા નિઃસ્વાર્થ નળરાય, કેવળ ક્ષુધા સાન્ત્વનાર્થ એક માછલુ પકડે ને તે અતિ કોમળ

હૃદયવાળી દયમંતી ધોઇને સ્વચ્છ કરે ! એ વાંચીને તો એમજ લાગે છે કે તેમનું પુણ્ય-શ્લોકત્વ શું ફક્ત મનુષ્યો માટેજ હતું કે શું ?

બાલ્યાવસ્થામાં—દિવ્ય પિતૃભક્ત રામચંદ્રનું વૃત્તાંત વાંચી તેમના પર અતિશય શ્રદ્ધા ને માનની લાગણી ઉત્પન્ન થાય છે, પણ જ્યારે વાલ્મીકી રામાયણમાં, ચિત્રકૂટપર રામ હતા તે સમયે હમેશાં ઉપહાર અર્થે એક બે નિર્દોષ હરિણ તેઓ મારી લાવતા એ જાણી પૂર્વની શ્રદ્ધા અને માનની લાગણી બહુજ કમી થઇ જાય છે.

બુદ્ધિમતી સીતા સતી, જેનું પૂણ્ય ચરિત્ર આજ સ્ત્રી જાતિના આદર્શ નમુના રૂપ દેખાય છે, તેણે એકાદ ક્ષુદ્ર સ્ત્રી પ્રમાણેજ 'કાંચન મૃગ મારી લાવી તેની ચામડીની ચોળી મને શીવરાવો" એવી હઠ લીધી એ શું તેના ઉદાત્ત ચારિત્રને કલંક લગાડતું નથી? ભલે રાવણે મૃગની ગોઠવણ—યા—ઇન્દ્રિજાલ રચી પણ—અરે ! નિર્દોષ પ્રાણીનો વિના કારણ પ્રાણ કેમ હણાય ! એવી દયા—બુદ્ધિ જો તે સતિ સાધ્વીના હૃદયમાં વસી હોત તો શું લક્ષાવધી મનુષ્યોના નાશના કારણભુત રામ—રાવણનું યુદ્ધ થવાનો પ્રસંગજ આવત કે ? કુદરતની શોભામાં વધારો કરનાર એ મૃગ નિરાંતે ફર્યા કરત ! ને સીતા તેનાથી ન લોભાતાં તેને જોયા કરત. રામ તથા લક્ષ્મણને દૂર જવાનો પ્રસંગજ ન આવત ! અને એક મહાન્ યુદ્ધનો પ્રસંગજ ટળી જાત ! પણ હિંસા—મૃગને મારવાની લાલસાભરી ઇચ્છાએજ આ બધો પ્રસંગ આણ્યો. તો શું રામ અને પવિત્ર સાધ્વી સીતા—માહન્—મારીશ નહિ—એ મહાન્ ધર્મ શાસ્ત્રની આજ્ઞાનું વાક્ય જાણતાં નહોતાં ? જો આ દૈવી ઘટના ગણો તો એક માત્ર પારેવા જેવા તુચ્છ પ્રાણી બચાવવા લાખો માણસોનો પાલનહાર "શીબી" રાજા પોતાનું માંસ શા માટે કાપી બાજને આપત ? પણ ના ! દયા—દયાનેજ ખાતર તે ધર્માત્માએ આ કર્મ કરેલું ! ઘટનાને ઘટના દૈવી ચમત્કૃતિની હો કે સામાન્ય, પણ પોતાની ફરજ સાથેજ શીબી રાજાએ તો જોયું. એક પ્રાણ—બચાવવા પોતાના પ્રાણની પરવા તેણે ન કરી ?

આટલા બધા પ્રાણનો વીના કારણ વધ કરવો અનુચીત જણાયાથીજ—અર્જુને કુરુ-ક્ષેત્રના યુદ્ધના પ્રથમ દિવસેજ પોતાનાં ધનુષ્ય બાણ ફેંકી દીધાં કે જેને માટે ગીતાની રચના કરવા શ્રી કૃષ્ણને ફરજ પડી. દયા ! અરે તેતો દરેક મનુષ્યના હૃદયમાં વસી રહેલીજ છે, પણ આજ્ઞાધારક પત્નીના સદુપદેશ ન ગણગારતાં દુષ્ટપતિ પોતાનુ ઇચ્છીત, પત્નીને ધમકાવી દબાવી કરે છે, તેમ સદ્‌બુદ્ધિને દબાવીનેજ આહિંસાનાં કામ પ્રત્યેક કરે છે.

જ્યાં કેટલીક કોમોને જૈનો ખૂદ એ સિવાયની બધીજ પ્રજાઓ માંસાહારી, ત્યાં એક બે માણસોના અહિંસા પરના લેખ કેટલી અસર કરી શકશે ? માત્ર એ આશા આકાશ કુસુમવતજ જણાય છે, એ ખરૂં ! પણ મુગા પ્રાણીઓના મૃત્યુ સમયે જે તડફડાટ અનુભવવામાં આવે છે, અરે પ્રત્યક્ષ આંખોએ જોવામાં આવતાંજ હૃદયમાં જે ચિરા પડે છે, તે તરફ જોતાં બેસી રહીને જોયા કરવું એ ઠીક લાગતું નથી ને તેથીજ કલમ પોતાની ફરજના મેદાનમાં પ્રવાસ કરવા નીકળી પડે છે. આપણી એક આંગળીને જરા ઇજા થતાંજ આપણને તે કષ્ટદાયક થઇ પડે છે તો, જેના શરીરમાં તાજું લોહી દોડે છે, જેને આપણા જેવીજ આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ સંજ્ઞાઓ છે, તેવા જીવતા જાગતાં પ્રાણીના શરીરના ટુકડા કરતાં તેને કેટલી વેદના થતી હશે તેનો ખ્યાલ કરો ! અને એ વિચારોનો વાયુ—દયા રૂપી અગ્નીનું ધુંધવાઇ રહેલુ સ્વરૂપ એકદમ મોટા ભડકાના રૂપમાં બદલાવી નાંખે

છે. તે ફરીને બેસવા પણ દેતું નથી. અરે ! જે રાષ્ટ્ર સુધરેલું-ધાર્મીક-ગણાવાનો ફાંકો રાખે છે, જે રાષ્ટ્રમાં હમેશાં, દયા, દાન, પરોપકાર, પ્રભુ પ્રાર્થના, જે આત્મ જ્ઞાનનાં દર્શન હમેશાં થાય છે; તેજ જગ્યાએ-તેજ ભારતવર્ષના-પ્રત્યેક .મોટા ગામોમાં-અસંખ્ય કસાઈ-ખાનાઓ કે જ્યાં હમેશાં રાત્રિ દિવસ સાંચાઓની મદદથી લક્ષાવધી નીરપરાધી મુંગાં જાનવરો એક બે નહિ-ડઝન નહિ પણ એકી વખતે સેંકડોની સખ્યામાં ક્રુરતા ભરી રીતે કત્લ કરી નાંખવામાં આવે ! જ્યાં ખાસ એવા નિરપરાધી પશુઓનાં લોહી માંસ-આર્ય દેશ નિવાસીઓના ઉદરમાં પધરાવવા-તેમને પુરાં પાડવા ખાસ ટ્રેનો દોડાવવી પડે, અરે ! આર્યાવર્તમાં આ બધું ? શી આ સુવર્ણ દેશની અધમાવસ્થા ? આવીજ હૃદયદ્રાવક ચીસો સાંભળી હિંદુઓના ગૌરવરૂપ ગણાતા મહાત્મા ગૌતમ બુદ્ધે-દયા ધર્મ-માટે રાજપાટ ત્યાગી પ્રસાર કરવા માંડયો. ખરૂં કહીએ તો જૈનોથી બીજે નંબરે અહિંસાનો ઘોષ કરી-હિંસા ઓછી કરાવનાર મહાત્મા ગૌતમ બુદ્ધજ છે.

આજ બ્રાહ્મણોના હૃદયમાં અહિંસાનાં તત્વો એટલાં બધાં ઠસી ગયાં છે કે તેમના પૂર્વજો ઋષિ મુનીઓ માંસાહારી હતા એ માનવા પણ તેમનાં દયાળુ હૃદયો સાફ ના પાડે છે. ઓહો ! પુર્વે કાળે જે માંસ મનુષ્યો અરે બ્રાહ્મણોનો ખાદ્ય પદાર્થ ગણાતો તેજ માંસ જોઇ આજ સભ્ય બ્રાહ્મણોને ઉબક આવે છે એ શું દર્શાવે છે ? એ આનુવંશિક સંસ્કાર નહિ કે ? આજ સંસ્કાર બ્રાહ્મણો પોતે પાળતા હોય અને અન્ય જાતિઓને પળાવતા હોય તો કેવું રૂડું, પણ આજકાલ તો અમારા બ્રાહ્મણ બંધુઓ સુધારાના અન્ય તત્વો અંગીકાર કરે છે પણ તેની સાથેજ અહિંસાના મૂળતત્વોપર હરતાળ લગાવે છે. ઘણાક પરદેશગમનમાં સવડ થવા માટે-શરીર બળ વધારવા માટે, અને કેટલાક તો 'કલબ' જેવા પવિત્ર (!) ઠેકાણે ચાર મિત્ર મંડળ ભેગા બેઠા તો લેવુંજ પડે એ પ્રમાણે કોઇનાં કોઇ ઓઠાં-બહાના હેઠળ-ડૉક્ટર, બારિસ્ટર, સરકારી અમલદારો-ને સીવીલ્યનો વિગેરે મોટા મોટા લોકો માંસાહારી બનતા જાય છે, એ જોઈ ખેદ થાય છે. કઇ કોમને પોતાના ધર્મ શાસ્ત્રોથી હિંસા કરવાની અગર માંસ ખાવાની પરવાનગી આપવામાં આવી છે ? હલાલ કરી માંસાહાર કરનાર મુસલમાન કોમને પણ કુરાનમાં હિંસા કરવાની સાફ મનાઈ કરવામાં આવી છે. ક્રિશ્ચીયનો ને ઇસ્રેલોને પણ "બાઇબલ" માં સ્પષ્ટ આજ્ઞા છે કે—Dont kill મારશો નહિ. પારસીઓને પણ ચોખ્ખી હિંસા કરવાની ધર્મ શાસ્ત્રોથી મનાઈ છે. હિંદુઓને તો વેદ અને પુરાણમાં **माहन्!** મારશો નહિ. એમ આજ્ઞા છે. જૈનો તો પોતાનો ધાર્મીક મુદ્રાલેખજ 'અહિંસા'ને માને છે. ત્યારે વાંચકો ! કહો કે વિશ્વમાંની કોઇ પણ કોમ હિંસા કયા ધર્માનથી કરી શકે ? માત્ર પોતાના મનસ્વી વર્તનને મનસ્વી ટેકા આપીનેજ તે હિંસા કરવા કે માંસ ખાવા ઉદ્યુક્ત થાય છે ને નહિ કે ધર્માજ્ઞાથી.

બધી રીતે સારાસાર વિચાર કરી શકનાર સુજ્ઞ-ઉદાર મતવાદી અને દયાળુ બન્ધુવર્ગ અહિંસા જેવા મહત્વના વિષય તરફ આંખ આડા કાન કેમ કરતા હશે ? સામાજીક ઉન્નતિ અર્થે ચર્ચાતા હજારો મુદ્દાના સવાલો ભેગા અહિંસાનો સવાલ કેમ નહિ ઉદ્ભવતો હોય ?

અમારા ધર્માંધ અને અજ્ઞાન હિંદુલોક કોઇ ખંડોબાને, કોઇ કાલીમાતાનો, કોઇ ભદ્રકાળીને સુપ્રસન્ન કરવાને તેમને ઘણાજ ભક્તિ ભાવથી બલિ આપે છે. કોઇ પોતાના ખેતરમાં અનાજ પાકે તે માટે કોઇ આજારીને આરામ કરવા, કોઈ છોકરાં માટે, કોઇ દુષ્કાળ

મટાડવા, તો કોઇ કુળદેવીને રીઝવવા માટે નીરપરાધી બોકડાંનો ભોગ આપે છે.

આ અજ્ઞાનીઓની વાત તો બાજુએ રહી પણ ચાલુ જમાનાનાં સુધરેલા ને ખીતાબોના ઝુમખા લટકાવનાર, ધર્મીષ્ટ રાજા રાણાઓ અને રાજ્યાધિકારીઓ તથા મહાવિદ્વાન મનાતા બ્રાહ્મણો દશેરા જેવાં માંગલિક પર્વને દિવસે ધોળે દિવસે નીરપરાધી બકરાનું ખૂન હજારો મનુષ્યોના દેખતાં કરે છે. આ શું ઓછી દીલગીરીની વાત છે? શું કોલેજમાં-શાસ્ત્રોમાં ને રાજનીતિમાં દયા! એ શબ્દની વ્યાખ્યાને તેનાં ગુણ દોષ તેમને શીખવવામાં આવ્યાજ નહિ હોય! પણ હાય સુવર્ણમય મનાતી ભારતભૂમિ! ત્હારા જીહ્વાલોલુપી બાળકોજ પોતાના હાથેજ આ નીરપરાધી પશુઓને વધેરે છે, તેમને રાક્ષસોની માફક ખાઇ જાય છે.

અમદાવાદમાંથી નીકળતાં 'વૈદ્યકલ્પતરૂ' માસિકના તંત્રી રા. જટાશંકર લીલાધર પોતાના માસિકમાં લખે છે કે—" હું અંબાજીમાં ત્રણ દિવસ રહ્યો, પણ કમનસીબે એ ત્રણે દિવસો ત્યાં નીરપરાધી પશુઓની કત્લને માટે નીર્માણ થયા હતા. અંબાજીની વેદી નીરપરાધી પશુઓના લોહીથી ભરાઇ-રંગાઇ ગઇ હતી; ને શરીરમાં ધ્રુજારી વછુટે તેવા દેખાવ ત્યાં થયા હતા. શું સર્વ જગતની માતા કહેવરાવનાર માતા-અંબાજીજ પોતે આવા ઘાતકી હિંસાના કામ માટે આજ્ઞા આપતાં હશે?!!"

યજ્ઞ, યાગ ને હોમ-હવનના માટે કાપવામાં આવતાં ને હોમવામાં આવતાં અસંખ્ય પશુઓ કે જેમને સ્વર્ગ લોકમાં ગયલા માનવામાં આવે છે, એ શું ધર્મશાસ્ત્રાજ્ઞા મુજબ કરવામાં આવે છે કે? સ્વાર્થ ત્યાગ-વૃત્તિઓનો નીરોધ-આદિ સત્ય યજ્ઞને બદલે-ધર્માજ્ઞાનાના કપોલ કલ્પિત-ખોટા અર્થ કરી પોતાની જીહ્વાને સંતોષવા ખાતર પારકા પ્રાણ લેનાર હિંસકો શું ધર્મ કહે છે? ના! ના! કદી નહી! હિંસા કરી પૂણ્ય ઉપાર્જન કરવાની વાંચ્છા-કૌવચ વાવી આમ્રફળની વાંચ્છા જેવીજ હાસ્યજનક વિચાર કરે છે. પણ આપણા ભારતવર્ષમાં એવી ધર્મશ્રદ્ધા ચોંટી બેઠેલી છે કે ધર્મ ગુરૂ બોલ્યા તે સાક્ષાત્ પરમાત્મા બોલ્યા-પણ સારાસાર વિચાર કરવાની બાધાજ! આવી તામસી ભક્તિ અને રાક્ષસી દૈવપણું જોઇ રૂવેરવા ખડાં થઇ જાય છે, ને કોણ એવો પાષાણ હૃદયવાળો હશે કે જેનાં હૃદય આ રાક્ષસી ઘાત થતો જોઇ આર્દ્ર ન બને!

આ ગરીબ પશુઓની દયા માટેની અપીલ હું મ્હારા બન્ધુ વર્ગ કરતાં ઓ દયાની મૂર્તિ સ્વરૂપ આર્ય ભગીનીઓ અને માતાઓ! તમોનેજ હું તો કરવી વધારે અગત્યની સમજુ છું, ને તેથી તમોનેજ પ્રાર્થના કરૂં છું કે, હે બહેનો! તમેજ તમારા નિસર્ગ-દત્ત કોમળ હૃદયમાં પ્રત્યેક પ્રાણીમાત્ર વિષે દયા દ્રષ્ટિ રાખીને, તમારા ન્હાનાં ન્હાનાં અર્ભક-ગભરૂ બાલકોના હૃદયમાં પણ અહિંસાનાં બીજ રોપો, તેમને પારણામાંજ ભૂત દયાનું અમૃત પાઓ, તમારાં બાળકોને શીખવો કે સુવર્ણ આભુષણોથી શરીર શોભાવવા કરતાં દયા રૂપી આભૂષણોથી શરીર ને હૃદય બેઉ વધુ શોભાયમાન બની જશે! આ પૂણ્ય કાર્ય હે દયાની દેવીઓ! તમોને જેટલું સુલભ થઇ પડશે તેટલુંજ પુરૂષોને નહિ થાય. કારણ ઘણા ભાગે પુરૂષોના હૃદયો-સ્ત્રીઓના વિચારોથી અંકીત હોય છે (કેમકે બાલ્યાવસ્થામાં માતાના કોમલ કે કઠણ વિચારોથી બાલકના વિચારો પોસાય છે.) તો માતાના હૃદયમાં જો ભૂત માત્ર માટે પૂર્ણ દયા હોય, તો તેનાં બાળક સર્વાંતઃકરણ-દયાળુ કેમ ન બને? સગર્ભા સ્ત્રીઓ ભાવી

બાળક શૂરવીર બનાવવા તે સ્ત્રીને શૂરવીર પુરૂષોની કથાઓ સંભળાવવામાં આવે છે અને તે શૂરત્વના સંસ્કાર બાળક લઇનેજ જન્મે છે. તેમજ હે બ્હેનો ને માતાઓ ! તમારાં બાળકોજ દયાળુ બને તેવો પ્રયાસ કરવાથી તમે ઉત્કૃષ્ટ દયાનાં કામ કરી શકશો.

કુદરતથીજ જે માંસાહારી છે, એવાં પ્રાણીઓનાં બચ્ચાં માતાના ગુણુ ધર્મ જન્મતાંજ લેઇ આવે છે. તેને કંઇ શીખવવા જવું પડતું નથી. બીલાડીનું બચ્ચું નાનપણથીજ એકાદ દોરી હાલતાંજ તેને પંજો મારવા લાગે છે. જીવજંતુ જોતાંજ તેના પર ઝડપ મારે છે. આવા ખેલ તે પોતાના હિંસક સ્વભાવને લીધેજ ખેલે છે. પણ એક મનુષ્યનું બાળક, એકાદ ઉંદરનું બચ્ચું જોતાંજ ગભરાઇને ભાગી જાય છે, આ તેનો જાતિસ્વભાવ નહિ કે? પછી આવા બીકણુ અને નિરૂપદ્રવી બાળકને માંસાહારનો ચટકો લગાડી તેને હિંસક અને ક્રુર કોણુ બનાવે છે? માતાજ કે બીજું કોઇ?

એક નજરે જોયેલો બનાવ જણાવવો પડે છે કે મુંબાઇ જેવા શહેરમાં એક હિંદુ પણુ માંસાહારી કુટુંબમાં—નોકર શાકતરકારી લઇ આવ્યો. ઘરની સુશિક્ષિત, ટાપટીપવાળી, કળાકૌશલ્યયુક્ત શારીરિક બાબતમાં વધારે સ્વચ્છતા પાળનાર ગૃહીણી તે " મટન—માંસ" ખાનાર તથા સુધારનાર નોકર પાસે આવી ઉભી. તુર્તજ એક ફુલ જેવું ગભરૂ બાળક ત્યાં આવી ઉભું અને માતાની સોડમાં ભરાતું ભરાતું બોલ્યું: માતા ! આ શું છે? શાકને લોહી કેમ નીકળે છે? નિર્દોષ—કોમળ મનના બાળકને સુશિક્ષિત માતા શો જવાબ દે કે તે બાળકને સંતોષ આપી શકે! બાળકે પુછ્યું: બા ! આ શું છે? માતાએ કહ્યું: " શાક ! " ના ! ખોટું. શાકને લોહી કેમ નીકળે? બાદ માતાએ ખરી હકીકત સમજાવતાં બાળક રોઇ પડયો, અને કંપારી ખાઇ પોતે તે ચીજ કદી નહિ ખાય એમ જણાવવા લાગ્યો. આ વખતે માતાથી રોયા સિવાય રહેવાયું નહિ. અને મ્હેં યથાશક્તિ માંસના ગુણદોષ સમજાવ્યા. આ મૃદુહૃદયે બાળકના હૃદય પર અહિંસાની એવી તો સરસ સચોટ છાપ પડી કે મરણાંતે તે માંસ ખાવા કે હિંસા કરવા કોઇ દિવસ દોરાય કે લલચાય નહિ. વાંચક બહેનો ! ઉપલું દૃષ્ટાંત જોઇ તમારી ફરજ બજાવો !

મ્હારા જૈન, બ્રાહ્મણુ અને ઇતર જ્ઞાતિની બગીનીઓને મારી "અપીલ" છે કે જેઓ પોતાના બાળકને પરદેશ મોકલવા માંગતી હોય અગર જે ભાગ્યવાન—વિદ્વાન પુત્રને પરદેશ સાહસ ખેડવા મોકલવા ધારતી હોય, તેઓ પણુ પરદેશમાં પોતાનું અહિંસાનું શીલ અબાધિત રાખે તે માટે તેમના હૃદયમાં ન્હાનપણુથીજ દયાનો બોધ કરવો. " ભૂત દયાનું અમૃત જ્યાં સુધી હૃદયમાં ભરેલું હશે ત્યાં સુધી માંસ વિષ તુલ્યજ લાગવાનું ! "

જેનો જન્મ ક્ષાત્રિ કુળમાં થયો છે, અને જેને ભવીષ્યમાં શિકારનો નાદ લાગવાનો સંભવ છે, એવા પુત્રોની માતાઓએ પોતાના પુત્રોને જે શરીરને મનથી કેવળ દેશમથી પણુ મૃદુ છે, કેવળ તૃણુ પર જીવનાર એવાં જગતમાં ખરાં તપસ્વી, સસલાં, હરિણુ ઇત્યાદિ સાત્વિક પ્રાણી કે જેઓ આત્મ સંરક્ષણુમાં કેવળ અસમર્થ એવાં પ્રાણીઓને દુખવવાં નહિ એ બાલ્યાવસ્થાથી શીખવો. અહિંસા એ શબ્દની વ્યાપ્તિ જો જોઇશું તો તે ઘણીજ વિશાળ થવા જશે. કોઇનું મન દુખવવું એ પણુ હિંસા જ છે. એવાં કેટલાંક માણુસો જૈનેતર કોમમાં છે કે જેમનાં મન, ઝાડના ફળ ફુલ તોડતાં પણુ દુખાય છે. એવાં " મૃદૂનિ કુસુમાદપિ " એવા દયાળુ હૃદયના મહાત્માઓને કોટી કોટી વંદન.

કોમળ પુષ્પપાંખડી દુભવવી એ જ્યાં હિંસા, તો પછી ઘાતકીપણે પરદ્રવ્ય હરણ કરી, પર પ્રાણ હરવાં, ગરીબ પ્રાણીઓની કતલ કરવી, એ હિંસા ત્યાગવા લાયકજ છે તે સહજ સમજાશેજ.

પુના નજીકના એક ગામડામાં રહેનાર "શ્રીમતી સૌ. સિંધુસુતા" પોતાનો જાતિ અનુભવ નીચે પ્રમાણે જણાવે છેઃ—

"એક દિવસે અમો અમારા ગામમાં દશરા જેવો ઉત્તમ તહેવાર ઉજવવામાં ગુંથાયલાં હતાં. અમારા ઘર નજીક ગામ દેવી માતાનું મંદિર હોવાથી તે મંદિર નજીક દશરા નિમિત્તે ત્યાં મૂર્ખ લોકોએ પચાસેક ગરીબ મુંગાં બોકડાં ખુશીથી કાપી નાંખ્યાં. દુર્દૈવે તે બિચારાં પ્રાણીઓની હૃદયભેદક ચીસો અમારે કાને સાંભળવા છતાં પણ અમે તે બિચારાંઓને તે રાક્ષસોના હાથથી છોડાવી શક્યાં નહિ. ધીક્કાર છે અમારા મનુષ્યત્વને! તે દિવસ તે લોકોને સુદીન હતો, પણ અમોને તો તે દિવસ ભયંકર અને ઉદાસીનજ લાગ્યો. ખાવું પીવું કોઇને ગમ્યું નહિ. અમે ઘણીએ બુમો પાડી કે બાપુ! હિંસા ન કરશો? ઇશ્વરના પ્રાણીને મારશો ના? પણ નગારખાનામાં તતુડીનો અવાજ કોણ સાંભળે? દારૂ પી મસ્ત થયેલા ક્રૂર બ્રાહ્મણો પોતેજ સાક્ષાત્ યમરાજ બની હાથમાં છરા લઇ ગરીબ બોકડાં મારવા ઉત્સુક થયેલા જોયા; આ બ્રાહ્મણત્વ કે આર્યત્વ તે સમજાયું નહિ. આવા અધમો કેમ જીવતા હશે તે સમજાતું નથી. ઇત્યાદિ."

આજ દશા અમદાવાદ, વડોદરા, મુંબાઇ, પુના આદિ સર્વે નાના મોટા સ્થળે છે. દશરા નિમિત્તે હજારો નિરપરાધી પશુઓ કતલ થાય છે ને હોમાય છે કે દુર્જનોના આસ-કોળીયા થાય છે. રણસંગ્રામમાં શત્રુઓને મારી વિજય મેળવનાર ક્ષત્રિઓનું અનુકરણ દશરાને દિવસે અમારા આર્યબંધુઓ કેવળ બકરાં ઘેટાં મારીનેજ સંતોષ પામે છે. હાય! શી અધમાવસ્થા?

હમણાં રા. રા. લાભશંકરભાઇ તથા બીજા જીવદયા પ્રસારક મંડળના સભ્યોના પ્રયત્નથી કઇક રાજારાણાઓ ને ગામોએ દશરાનો પશુવધ બંધ કર્યો છે પણ હજી આજે દીને હજારો મુંગા પ્રાણીઓ કતલ થાય છેજ. માટે સર્વે કોમોના બંધુઓને નમ્ર વિનંતી છે કે તેમણે હિંસા અટકાવવા બનતો પ્રયાસ કરવો. કારણ એ કર્તવ્ય માત્ર જૈનોનુંજ નથી પણ વિશ્વમાં વસ્તી પ્રત્યેક વ્યક્તિનું છે.

અંતમાં બગીનીઓ! મનુષ્યના પહેલા ગુરૂ જે તમે માતાઓ! તે તમોજ તમારા કોમળ છાત્ર વર્ગને અહિંસાનો પવિત્ર પાઠ તમારા ખોળામાંજ ભણાવો. જે તેમને ઘણોજ સારો હશી જશે.

ઓ એમ. એ. બી. એ. થએલા વિદ્વાનો! વિલાયત જેવા દુર દેશમાં જઇ શિક્ષણ લઇ આવનાર બેરીસ્ટરો, ડોકટરો, રાજાઓ, શ્રીમંતો, મહાજનો અને સામાન્ય જનો! અખિલ વિશ્વમાં સર્વોપરિ ધર્મ—દયા ધર્મ પાળો, તમારાં બાળકોને શીખવો; અને તેનો પ્રસાર અખિલ વિશ્વમાં થાય તેવો પ્રયાસ કરવા કટિબદ્ધ થાઓ અને તેમ કરવા માટે અખિલ વિશ્વનિવાસી બન્ધુ બગિનીઓના હૃદયમાં ભૂત દયાનો અખંડ ઝરો વૃદ્ધિંગત થાઓ એમ ઇચ્છી વીરમીશ!

# मुंबई शेहेरमां जैनो सारु सस्तां अने सुखाकारीभर्यां मकानोनी आवश्यकता.

મુંબઈ શેહેરમાં સુખાકારી અને સસ્તા ભાડાનાં મકાનોની સામાન્ય અને મધ્યમ વર્ગની સ્થિતિવાળા જૈનો માટે આવશ્યકતા દર્શાવનારા લેખો અવારનવાર જાહેરમાં ચર્ચાયા છે, છતાં તે સંબંધી હજુ કોઈપણ જાતની હીલચાલ થયેલી જોવામાં નહિ આવતાં મુંબઇ શેહેરમાં તેમજ તેની આસપાસના પરાંમાં વસ્તીના પ્રમાણમાં થતાં મરણનું પ્રમાણ કેવું આવે છે તેને લગતા આંકડાઓ બતાવી જૈન કોમની, શ્રીમંતો તરીકે ગણાતી જૈન પ્રજાનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂરીઆત છે. મુંબઇમાં વસતા આપણા જાતભાઇઓની તંદુરસ્તી સંબંધી કાંઈ પણ ખ્યાલ લાવી જો કોઇ પણ લક્ષાધીપતી, સભા અથવા એસોસીએશન જેવી બંધારણવાળી મંડળી, જૈન કોમના મધ્યમ વર્ગના માણસો કે જેઓ પોતાના ટુંક પગાર અથવા ધંધા-રોજગારને લીધે પોતાની શક્તિ ઉપરાંતનાં ભાડાં ભરવા છતાં પણ જોઇતાં સુખાકારી મકાનોમાં નહિ રહી શકતા હોવાથી કેવી જાતની હાડમારી ભોગવે છે તે તરફ લક્ષ આપી, પોતાના જ્ઞાતીબંધુઓનાં દુઃખ નીવારણાર્થે કાંઈ પણ ઉપાય લેશે તો ખરેખર તે ઘણુંજ ખુશી થવા જેવું છે. નીચે દર્શાવેલા કોઠાઓમાં જણાવવામાં આવતા આંકડાઓમાં સને ૧૯૧૧ ની વસ્તીની કરવામાં આવેલી ગણત્રી પ્રમાણે મુંબઇની મ્યુનીસીપાલીટીના જાહેર તંદુરસ્તી ખાતાંનાં વાર્ષિક રીપોર્ટ ઉપરથી મેળવવામાં આવ્યા છે કે જેમાં નીચેની હકીકતનો સમાવેશ થાય છેઃ—(૧) મુંબઇ શહેરમાં વસતા જૈનોના દરેક વૉર્ડમાં રહેતી જૈન વસ્તીનો કોઠો, (૨) મુંબઇ શહેરમાં છેલ્લાં ત્રણ વરસ દરમ્યાન અન્ય કોમની સાથે સરખાવતાં જૈન કોમની અંદર થતાં મરણોની કુલ સંખ્યા, (૩) મુંબઇ શહેરમાં વસતા જૈનોની વસ્તીના પ્રમાણમાં બીજી કોમોની સાથે સરખાવતાં છેલ્લાં ત્રણ વરસમાં દર વરસે દર હજારે આવતું મરણનું પ્રમાણ, (૪) મુંબઇ શહેરમાં વસતા જૈનોની વસ્તીના પ્રમાણમાં બીજી કોમોની સાથે સરખાવતાં દર હજારે છેલ્લા ત્રણ વરસની અંદર મરકીના રોગથી આવતું મરણનું પ્રમાણ, (૫) મુંબઇ શેહેરમાં વસ્તા જૈનોની વસ્તીના પ્રમાણમાં જન્મના પ્રમાણે સરખાવતાં દર હજારે અન્ય કોમની સાથે સરખાવતાં છેલ્લાં ત્રણ વરસની અંદર બાળકોની અંદર થતાં મરણોનું પ્રમાણ.

સને ૧૯૧૧ ની વસ્તી પ્રમાણે મુંબઇ શેહેરમાં તેમજ પરાંમાં વસ્તી જૈન કોમની દરેક વૉર્ડની વસ્તીની કુલ સંખ્યા નીચે મુજબઃ—

| વૉર્ડ. | વસ્તી. |
|---|---|
| એ. ... ... ... ... ... | ૪૬૫ |
| બી. ... ... ... ... ... | ૪૮૩૬ |
| સી. ... ... ... ... ... | ૮૭૦૧ |
| ડી. ... ... ... ... ... | ૧૦૪૫ |
| ઇ. ... ... ... ... ... | ૨૦૧૭ |
| એફ. ... ... ... ... ... | ૧૨૫૨ |
| જી. ... ... ... ... ... | ૧૩૨૫ |
| રેલવે, બંદર અને ઘરબાર વીનાના ... ... ... | ૩૧૦ |
| કુલ ... | ૨૦૪૫૦ |

ઉપરનો કોઠો તપાસતાં માલુમ પડશે કે મુંબઇમાં વસ્તી જૈન કોમની કે વસ્તી ફક્ત બી. અને સી. વૉર્ડમાં રહે છે કે જે લતાઓ ગીચ વસ્તીને લીધે મુંબઇમાં થતાં મરણોનું વધુ પ્રમાણ ધરાવતા લતાઓમાં ગણાય છે.

મુંબઇ શહેરમાં છેલ્લાં ત્રણ વર્ષના અન્ય કોમો સાથે સરખાવતાં જૈન કોમની વસ્તીના પ્રમાણમાં થતાં મરણોનો કુલ સરવાળોઃ—

| જ્ઞાતી. | વસ્તી. | સાલવાર મરણોની સંખ્યા. | | |
|---|---|---|---|---|
| | | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
| જૈન. | ૨૦૪૬૦ | ૧૪૩૮ | ૧૪૧૪ | ૧૩૪૯ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૧૨૬૫ | ૧૩૯૧ | ૧૧૫૯ |
| પારસી. | ૫૦૯૩૧ | ૧૨૪૨ | ૧૩૧૪ | ૧૧૪૫ |
| મુસલમાન. | ૧૭૯૩૪૬ | ૮૩૨૧ | ૭૦૯૭ | ૬૯૯૬ |

મુંબઈ શહેરમાં છેલ્લાં ત્રણ વરસમાં અન્ય કોમ સાથે સરખાવતાં જૈન કોમની વસ્તીના પ્રમાણ પ્રમાણે જૈનોની અંદર દર હજાર માણસે કેટલા ટકા 'માણસના મરણનું પ્રમાણ આવે છે તેનો કોઠોઃ—

| જ્ઞાતી. | વસ્તી. | સાલવાર દર હજારે આવતું મરણોના ટકાનું પ્રમાણ. | | |
|---|---|---|---|---|
| | | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
| જૈન. | ૨૦૪૬૦ | ૭૦.૨૮ | ૬૯.૧૧ | ૬૫.૯૩ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૨૩.૫૭ | ૨૫.૯૨ | ૨૧.૬૦ |
| પારસી. | ૫૦૯૩૧ | ૨૪.૩૮ | ૨૫.૭૯ | ૨૨.૪૮ |
| મુસલમાન. | ૧૭૯૩૪૬ | ૪૬.૩૯ | ૫૦.૭૨ | ૩૯.૦૦ |

ઉપરના બંને કોઠા ઉપર જો પુરતી ખંતથી જોવામાં આવે તો માલુમ પડશે કે જૈન જ્ઞાતીમાં મરણનો કુલ સરવાળો તેમજ દર હજારે કેટલા ટકા મરણનું પ્રમાણ આવે છે તે બન્ને વસ્તીની ગણત્રી પ્રમાણે ખરેખર બીજી કોમોની સાથે સરખામણી કરતાં સૌથી વધારે મરણો ધરાવનારી આપણી કોમ છે. મુંબઇમાં વસતા જૈનોની અંદર કેવી રીતે આટલું મોટું મરણનું પ્રમાણ આવે છે તે દર્શાવવા સારૂ ઉપરના આંકડાઓ કરતાં વધારે સારી માહિતી હોઈ શકે નહિ. ત્રણ વરસના સામટા આંકડાઓની ગણત્રી મુજબ જૈનો કે જેની વસ્તી ફક્ત ૨૦,૪૬૦ માણસોની છે તેની અંદર દર હજારે મરણનું પ્રમાણ ૬૮.૪૪ ટકા આવે છે અને બ્રાહ્મણ કે જેની વસ્તી આસરે ૫૪,૦૦૦ છે તેનું મરણનું પ્રમાણ ૨૩.૬૯ ટકા આવે છે અને પારસી કોમ કે જેની વસ્તી લગભગ ૫૦,૦૦૦ છે તેનું મરણનું પ્રમાણ ૨૪.૨૧ ટકા આવે છે. જ્યારે મુસલમાન કે જેની વસ્તી ૧,૭૯,૩૪૬ ની છે તેનું મરણનું પ્રમાણ ૪૫.૩૭ ટકા આવે છે.

મુંબઇ શહેરમાં અન્ય કોમની સાથે સરખાવતાં છેલ્લાં ત્રણ વરસની અંદર દર હજારે જૈનોનું મરકીનાં મરણોનું આવતું ટકાનું પ્રમાણઃ—

| જ્ઞાતી. | વસ્તી | સાલવાર દર હજારે આવતું મરકીના મરણનું ટકાનું પ્રમાણ. | | |
|---|---|---|---|---|
| | | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
| જૈન. | ૨૦૪૬૦ | ૧૨.૭ | ૫.૯૧ | ૯.૫૩ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૨.૮૭ | ૧.૩૬ | ૨.૧૪ |
| પારસી. | ૫૦૯૩૧ | ૧.૭૬ | ૦.૬૬ | ૦.૬૫ |
| મુસલમાન | ૧૭૯૩૪૬ | ૨.૯૦ | ૧.૫૧ | ૧.૬૫ |

ઉપરનો કોઠો જોવાથી આપણને માલુમ પડે છે કે બીજી કોમોની સાથે સરખાવતાં આપણી કોમની અંદર મરકીના દરદથી નીપજતાં મરણોની સંખ્યા સૌથી વધારે છે, અને તેના કારણમાં ફક્ત આવાં મરણો નીપજવાના સંબંધી આપણી કાળજી રાખવાની બેદકારી. અથવા તો કેવા સંજોગો વચ્ચે આપણા જ્ઞાતી બંધુઓ મરકીના સપાટામાં આવે છે તે સંબંધી રાખવામાં આવતી સંભાળની ખામી હોય તેમ માલુમ પડે છે.

મુંબઇ શહેરમાં બીજી કોમની સાથે આપણી જ્ઞાતીની અંદર જન્મ નોંધ સરખાવતાં બાળકોનું મરણનું પ્રમાણ દર હજારે કેટલા ટકા આવે છે તેને લગતો કોઠો:—

દર હજારે આવતું બાળકનું પ્રમાણ:—

| જ્ઞાતી. | વસ્તી. | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
|---|---|---|---|---|
| | | જન્મની નોંધ પ્રમાણે. | | |
| જૈન. | ૨૦૪૬૦ | ૯૫૩.૨ | ૧૨૦૧.૪ | ૭૯૩.૫ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૬૩૮.૨ | ૬૩૨.૮ | ૬૦૦.૪ |
| પારસી. | ૫૦૩૧ | ૬૮૬.૨ | ૨૦૬.૨ | ૧૮૮.૧ |
| મુસલમાન. | ૧૭૯૩૪૬ | ૩૮૮.૦ | ૪૨૬.૬ | ૩૬૯.૫ |

ઉપરનું બાળકોનું મરણનું પ્રમાણ જોતાં ખેદ ઉત્પન્ન થાય છે કે બાળકોનાં મરણો આપણી કોમમાં રજીસ્ટર થતાં જન્મની સાથે સરખાવવામાં આવતાં ભય ઉપજાવે તેવાં છે. જો કે આ બાબત જણાવવાની જરૂર છે કે બાળકોનાં મરણને લગતા ખરા આંકડાઓ મેળવવા સારૂ કેટલી જાતની મુશ્કેલીને લીધે ભુલ થવા સંભવ છે, કારણ કે કેટલાંક માબાપો જન્મની નોંધ કરાવવામાં અજ્ઞાનતા દર્શાવે છે, તેમજ કેટલીક સ્ત્રીઓ સુવાવડ આવવાના પ્રસંગે પોતાના દેશમાં જાય છે અને પાછા ફરતાં નોંધ ન કરાવતાં અને તેને લીધે શેહેરમાં થયેલા ખરા જન્મની નોંધમાં વધારો થાય છે તેમજ બહાર ગામમાં જન્મેલ હોય અને મુંબઇ શેહેરમાં આવીને થતાં બાળકોનાં મરણોને લીધે ખાસ મુંબઇ શેહેરમાં થતાં બાળકોનાં મરણનું પ્રમાણ અનીશ્ચિત છે, છતાં પણ કોમના ખાસ આગેવાનોની ફરજ છે કે બાળકોની આટલી મોટી સંખ્યામાં મરણનું પ્રમાણ કયા કારણોને લીધે થાય છે તે શોધી કહાડવા પ્રયત્ન થવો જોઇએ છે.

છેવટે ટુંકમાં જણાવવાનું કે સને ૧૯૧૧ ની સાલ અગાઉ આપણી જ્ઞાતીના આંકડાઓ જુદા જણાવવામાં આવતા નહોતા કારણ કે હીંદુઓની એકત્ર ગણત્રીની અંદર સમાવેશ કરવામાં આવતો હતો. હાલમાં છેલ્લાં ત્રણ વર્ષ થયાં ઉપર પ્રમાણે આપણી જ્ઞાતીના ખાસ જુદા આંકડાઓ બહાર પડતા હોવાથી આપણી કોમની તંદુરસ્તી સંબંધી કેવા પ્રકારની

સ્થિતી છે અને મુંબાઇ જેવા શહેરમાં જૈનોની વસ્તીના પ્રમાણમાં મરણનું પ્રમાણ કેવી રીતે છે તે જાણવા સારૂ તે ઘણુંજ ઉપયોગી છે. આપણી કોમના આગેવાનોને પોતાના જ્ઞાતીબંધુઓની શારીરિક સ્થિતી અને મરણોનું પ્રમાણું સૌથી મોટા પ્રમાણમાં કેમ આવે છે તે સંબંધી માહીતી આપી જાગૃત કરવાને પુરતી છે. આપણા જ્ઞાતી બંધુઓ વરસોનાં વરસો સુધી જોઇએ તેવાં સુઘડાઇવાળાં મકાનોની અંદર નહિ રહેવાને લીધે જે હાડમારી ભોગવ્યા કરે છે તે તરફ જેમ બને તેમ જલદીથી પુરતું લક્ષ આપણા આગેવાનોએ આપવું જોઇએ. મારી ખાતરી છે કે હવે છેલ્લાં દસ વર્ષમાં સરકારી વસ્તી પત્રકમાં જણાવવા મુજબ આપણી કોમ જે કેળવણીમાં આગળ વધી છે તે કોમની દરેક વ્યક્તિ પોતાના જ્ઞાતીબંધુઓ સાથે સુખાકારી મકાનોમાં રહેવાની આવશ્યકતા તથા લાભો, પોતા માટે કોમી હોસ્પીટલની જરૂરીઆત તેમજ મરકી, ક્ષય અને કોલેરા જેવાં છવલેણ અને હઠીલાં દરદોને લીધે તેવા વખતમાં ખુલી હવાવાળાં સેનીટારીયમોથી થતા ફાયદા વધારે પ્રમાણમાં સમજવા લાગી છે, તેને લીધે પણ આ અગત્યતા ધરાવનારો થઇ પડયો છે તે નીઃશંક વાત છે; ઘણીજ સંતોષની વાત છે કે જૈન એસોસીએશને આ સવાલની આવશ્યકતા અને લાભો સ્વીકારેલ છે અને જાણીને ઘણી ખુશાલી ઉપજે છે કે પોતાથી બનતી મદદ ભવિષ્યમાં અનુકુળ આવતા વખતે આપવાની અગત્યતા હવે તેને માલમ પડી છે. એન. બી. શાહ.

## ઉપરના લેખનું અનુમોદન.

મુંબાઈ શહેરમાં વસતા જૈનો માટે સસ્તા ભાડાના સુખાકારી ભરેલાં મકાનોની આવશ્યકતા દર્શાવનારા લેખો અમારી યાદ મુંજબ એક દશકા અગાઉ સારા પ્રમાણમાં લખાયા હતા પણ હમણાં મી. નરોત્તમ બી. શાહે એક લંબાણુ લેખ જે અમો તરફ પ્રકટ કરવાને મોકલી આપ્યો છે તે એટલો તો અર્થસૂચક છે કે સમજુવાન દરેક દરેક જૈન તેની કદર કર્યા વિના રહી શકશે નહિ. મજકુર લેખ દૈનિક અને અઠવાડીક પત્રોમાં પ્રકટ થયો છે. જૈનેતર પત્રોમાં માત્ર પ્રગટજ કરીને બેસી રહ્યા નથી પણ તે વિષે એડીટોરીયલ લેખો પણ લખ્યા છે. ટાઇમ્સ આદિ ઇંગ્લીશ પત્રોએ પણ જૈનોના સુખાકારીવાળા સવાલનો તથા સંતાવાર આંકડાને લઇ પ્રકટ કરી જૈનોનું તે સવાલ તરફ અગત્યનું ધ્યાન ખેંચ્યું છે. ખેદ માત્ર એટલોજ છે કે તે કામ વિષે જેઓ અગત્યનો હિસ્સો આપી શકે તેમ છે તેવા જૈન ધનાઢયોએ તે ઉપર સંભાળભર્યું ધ્યાન આપ્યું હોય તેમ માનવાને કંઇ કારણ બહાર આવ્યું નથી.

અગાઉ પણ આ પ્રશ્ન ચર્ચા પામ્યો હતો કે જે વખતે મરકી પુરજોરમાં હતી અને જૈનોનો કચરઘાંણ વધારે નીકળતો હતો પણ રા. બા. માણેકચંદ કપુરચંદની દેખરેખ નીચે લાલબાગમાં કામ ચલાઉ હૉસ્પીટલ શરૂ કરવા સિવાય કંઇ વધુ કરવામાં આવ્યું નહોતું; પણ હવે અનુભવે સુખાકારીવાળાં મકાનોની જરૂરીઆત વધારે સાબીત કરી આપી હોવાથી તેમ કેટલાક સંજોગો, તે કામ માટે તાકીદે યોગ્ય બંધારણ સાથે એક સોસાયટી ઉભી કરવા અને કામે શરૂ કરવાની તરફેણમાં જતા હોવાથી અમે કહેવાની જરૂર ધારીએ છીએ કે, મુંબઇના શ્રીમાન અને વહીવટદાર જૈનોએ પોતાના પ્રમાદને ત્યાગ કરી સુખાકારી સવાલ ઉપર પ્રથમ ધ્યાન આપવું.

મી. શાહે આ સંબંધીનો લેખ જેમ જુદાં જુદાં માસિકો અને પત્રોને પુરો પાડયો

છે તેમ એસોસીએશન ઓફ ઇન્ડીયાને પણ પુરી પાડી પત્ર વ્યવહાર કરી તેને વ્યવહાર રૂપ આપવાને એસોસીએશન પ્રયત્ન કરે એમ પ્રેર્યા છે તે યોગ્યજ કર્યું છે; કેમકે મજકુર કાર્ય માટે મુંબઇમાં તે સંસ્થાની જવાબદારી પ્રથમ દરજ્જે હોવી જોઇએ એમ તેની હાલની જાગૃતીથી કહી શકીએ છીએ. પણ તેની કારોબારી કમીટીએ જે જવાબ મી. શાહને આપ્યો છે તે વર્તમાન જમાનામાં ઉત્સાહભર્યો અથવા સંભાળભર્યો ભાગ્યેજ કહી શકાશે. 'સમય અનુકુળ નથી' એ શબ્દ કેટલાક વર્ષોથી જૈનોના અને ખાસ કરી આપણી સંસ્થાઓના કાર્યવાહકોના હૃદયમાં કેમ પેસી ગયો તે સમજી શકાતું નથી. કોઇ કાર્ય સંબંધી વ્યાજબી હીલચાલ કે પ્રયાસ કર્યા વીના સમય પ્રતિકુળ છે એમ માનવું તે આપણી નબળાઇજ છે અને તે માટે અમો આગ્રહ કરીશું કે એસોસીએશને જેમ બને તેમ જલદી મુંબઇના દેરાસરો અને આપણી સંસ્થાઓના ટ્રસ્ટીઓ તથા કાર્યવાહકોને એકત્ર કરી આ સવાલનું વ્યાજબીપણું પુરવાર કરી આપી પ્રથમ તેઓની સહાય મળે તેવી દીલસોજી મેળવવી, તેમજ તે કાર્યની શરૂવાત કરવા માટે તેવી સંસ્થાઓના પડી રહેલા અને માત્ર ત્રણ ટકા જેવા ઓછા વ્યાજે બેંકોમાં ફેરવાતા પૈસા 'જૈન બીલ્ડીંગ સોસાઇટી' જેવી સંસ્થામાં રોકે તેમ કરવું. અમને વિચાર કરતાં જણાય છે કે તેમ થવાથી તે તે સંસ્થાઓ ખર્ચ કાઢતાં ૩॥ ટકા ચોખ્ખા મેળવવા ઉપરાંત જૈનોની સુખાકારી વિષે અગત્યનો હિસ્સો આપ્યાનું વ્યાજબી માન પ્રાપ્ત કરશે અને જૈન શ્રીમંતોને પણ તે માર્ગે લાવી શકશે.

ટ્રસ્ટીઓની જવાબદારી એ છે કે પોતાના હસ્તકનાં ખાતાઓની રકમો સધર જામીનગીરીમાં રોકવી અને તે યોગ્યજ છે પણ સાંભળવા મુજબ તેથી જુદી રીતે પણ વ્યાજે નાણાં ફેરવવામાં આવે છે અને ગયા વર્ષની બેંકોની ગરબડમાં કેટલાંક જૈન ખાતાંઓ પણ સપડાવ્યાં છે. બીજી રીતે તેવાં ખાતાંઓ મકાનો પણ ધરાવે છે પણ તે એવી જગ્યાએ હોય છે કે તે મકાનોનો લાભ જૈનો ભાગ્યેજ લઈ શકે છે. તો પછી એક સોસાયટી મારફતે દરેક દેરાસરો અને સંસ્થાઓના એક એક ટ્રસ્ટી કે વહીવટદારોની બનેલી બોર્ડ જે જગ્યાએ જૈનો વધારે બલ્કે પુરેપુરો લાભ લઇ શકે ત્યાં સસ્તાં અને સુખાકારી મકાનો બાંધવાં અને ઉપર જણાવ્યું તેવું વ્યાજ છુટે તેવા ભાડાએ જૈનોને રહેવાને ચલાવવા એ શું ઘટીત નથી ?

આથી બીજી રીતે જૈનો શ્રીમંતો ઘણા હોવા છતાં પોતાથી ન્યૂન એવા પોતાનાજ બાંધવોના સુખાર્થે ખરચી અને તેના પગલે ચાલવા લાગેલાં બીજી કોમોના ધનાઢયોની માફક કાળજી ધરાવતા નથી એમ કહેવાય તે સારૂં નથી કેમકે પારસી અને કપોળ આદિ કોમ સસ્તા ભાડાની ચાલીઓ હસ્તી ધરાવે છે અને જૈન કોમ માટે કંઇજ નહિ, તે શું જૈન કોમની પૂર્વની ખ્યાતિને ખામી લગાડનારૂં છે ?

અમો મી. શાહને સુચવીશું કે તમે ઉપાડેલા કાર્યમાં મંડયા રહેશો અને જૈન શ્રીમંતો અને વહીવટદારો ઉપર તમારા સવાલને જેઓએ ટેકો આપ્યો હોય તેઓના અભિપ્રાય સાથેની એક એક નકલ મોકલી મજકુર સવાલનું છેવટનું વ્યવહાર પરિણામ લાવવાને તમારાથી બને તે ભાગ આપવામાં પાછા હઠશો નહિ અને તેમ કરશો તો જરૂર તમે વિજય પામશોજ. જૈનોની હયાતીમાંજ જૈન ખાતાંઓની હયાતી છે એ વાત મુખ્ય યાદ રાખવાની હોવાથી આટલી લંબાણ નોંધ લીધી છે.

# मरण पथारीए पडेली प्रजा.

(લેખકઃ—રા. રા. વકીલ વેલચંદ ઉમેદચંદ મ્હેતા. સરન્યાયાધીશ, વઢવાણ સ્ટેટ.)

"વેદિક મેગેઝીન અને ગુરૂકુળ" પત્રના કાર્તિક માસના અંકમાં ઉપરના મથાળાનો લેખ પ્રોફેસર બાલશને આપ્યો છે.

તેમણે વસ્તિ ગણત્રી પત્રકો ઉપરથી સારી રીતે સાબીત કરી આપ્યું છે કેઃ—

"ભરતખંડમાં ખ્રિસ્તીઓ અને મુસલમાનો દરેક રીતે આગળ વધે છે, અને હિંદુઓ તેમના સરખાવામાં, સંખ્યામાં અને સમૃદ્ધિમાં ઘટે છે. કેટલાક પ્રાંતોમાં તેઓ ઘણાજ ઘટે છે. પંજાબના શુદ્ધ આર્ય હિંદુઓ ઘણા ઘટે છે."

નીચેના આંકડાથી કોઇ પણ હિંદુની ખાત્રી થશે કે વખતસર ઉપાય લેવામાં નહિ આવે તો થોડા વખતમાં દુનિયામાંથી હિંદુ પ્રજા નાબુદ થશે.

સને ૧૮૮૧ થી ૧૮૯૧ સુધીમાં મુખ્ય ધર્મવાળાઓની સંખ્યા.

| | ૧૮૮૧ | ૧૮૯૧ | દશ વરસમાં વધારો (સેંકડે ટકા) |
|---|---|---|---|
| હિંદુ. | ૧૭૭૯૩૭૪૫૦ | ૨૦૭૭૩૧૭૨૭ | ૧૦.૫ |
| મુસલમાન. | ૫૦૭૨૧૫૮૫ | ૫૭૩૨૧૧૬૪ | ૧૪.૪ |
| ખ્રિસ્તીઓ. | ૧૮૬૨૬૩૪ | ૨૨૮૪૩૮૦ | ૨૨.૪ |

| સને | ૧૮૯૧ | ૧૯૦૧ | વધારો. |
|---|---|---|---|
| હિંદુઓ | ૨૦૭૧૩૧૭૨૭ | ૨૦૭૧૪૭૦૨૬ | કંઈ નહિ. |
| મુસલમાનો. | ૫૭૩૨૧૧૬૪ | ૬૨૪૫૮૦૭૭ | ૮.૯ |
| ખ્રિસ્તિઓ. | ૨૨૮૪૩૮૦ | ૨૯૨૩૨૪૧ | ૨૭.૯ |

| | સને ૧૯૦૧ | સને ૧૯૧૧ | વધારો. |
|---|---|---|---|
| હીંદુઓ. | ૨૦૭૧૪૭૦૨૬ | ૨૧૭૫૮૬૯૨૦ | ૫ |
| મુસલમાન. | ૬૨૪૫૮૦૭૭ | ૬૬૬૨૩૪૧૨ | ૬.૬ |
| ખ્રિસ્તિઓ. | ૨૯૨૩૨૪૧ | ૩૮૭૨૯૨૩ | ૩૨.૬ |

સને ૧૮૮૧ થી પ્રાંતવાર હીંદુ અને મુસલમાનોમાં વધારાનું પ્રમાણઃ—

| પ્રાંત. | હીંદુઓ. | મુસલમાનો. |
|---|---|---|
| આસામ. | ૧૮.૭ | ૪૩.૨ |
| બંગાળા. | ૧૫.૯ | ૩૧.૮ |
| બીહાર અને ઓરીસ્સા. | ૧૩.૩ | ૧૧.૨ |
| મધ્ય પ્રાંત અને વરાડ. | ૨૨.૦ | ૨૪.૪ |
| મદ્રાસ. | ૩૦.૬ | ૪૩.૦ |
| પંજાબ અને નૈરત્ય પ્રાંત. | ૫.૦ | ૨૨.૫ |
| સંયુક્ત પ્રાંત. | ૫.૬ | ૧૨.૦ |

આપણે હલકી જાતના હીંદુઓ સાથે સારૂં વર્તન કરતા નથી, તેથી તેમાંના ઘણા હીંદુ ખ્રિસ્તિ અને મુસલમાન થાય છે, એટલે તેમની સંખ્યામાં આપણે વધારો કરીએ

છીએ અને આપણી સંખ્યામાં ઘટાડો કરીએ છીએ. આ ઉપરાંત બાળલગ્ન, વિગેરેની ગેરહાજરી, અને આવા બીજા હાનીકારક રીવાજો હીંદુઓની વસ્તીને વધવામાં વિઘ્નરૂપ છે. તે સિવાય પ્લેગ, કોલેરા વગેરે રોગો તથા દુષ્કાળ સંખ્યામાં ઘટાડો કરે છે.

## હીંદુઓનું મરણ પત્રક.

| પ્રાંત | આખી વસ્તીમાં દશ હજાર માણસમાં હીંદુઓનું પ્રમાણ | | |
|---|---|---|---|
| | ૧૮૮૧ | ૧૯૧૧ | કેટલા વરસ પછી હીંદુઓનો પ્રલય થશે. |
| નૈઋત્ય પ્રાંત | ૭૦૮ | ૫૪૬ | ૧૦૧ |
| પંજાબ | ૪૧૩૦ | ૩૨૯૭ | ૧૧૯ |
| આસામ | ૬૨૭૩ | ૫૪૧૮ | ૧૯૦ |
| કુર્ગ | ૯૧૧૫ | ૭૯૩૯ | ૨૦૩ |
| બંગાળ | ૪૮૫૫ | ૪૪૮૦ | ૩૩૨ |
| અજમેર અને મારવાડ | ૮૧૬૨ | ૭૭૫૦ | ૫૬૪ |
| મદ્રાસ | ૯૧૪૧ | ૮૮૮૯ | ૧૦૫૮ |
| સંયુક્તપ્રાંત | ૮૬૨૭ | ૮૫૦૪ | ૧૧૯૧ |
| હીંદુસ્તાન | ૭૪૩૨ | ૬૯૩૧ | ૫૬૪ |

પણ આપણે તો બધા ડાહ્યા માણસો છીએ ! મોત આપણી સામ ડોકીયાં કરે છે, અને આપણે શાન્તીથી બેસી રહીએ છીએ અને અભિમાનથી એમ ધારીએ છીએ કે હજારો વરસ ઉપર જે આપણા ઘરડાઓએ લખ્યું છે તે ઉત્તમ છે અને આપણા રીવાજોમાં કંઈ ખામી જેવું નથી. ઉપર મુજબનું લખાણ ડીસેમ્બરના "મૉડરન રીવ્યુ"માં છે. તે આપણા જૈનોને પણ લાગુ પડે છે. હીંદુઓમાં વધારો થોડો થોડો પણ થાય છે–પણ જૈનોમાં તો ઘટાડોજ થાય છે–હીંદુઓમાં વધારો થાય છે તેનું કારણ કે, કોળી, ભીલ, ઢેડ, વાઘરી વગેરે જાતો તેમાં-સમાએલી છે; જેમાં વસ્તિ વધે છે–પરંતુ જૈનોમાં તો વધારાના બદલે ઘટાડો થાય છે.

સને ૧૯૧૧ ની ગણત્રી મુજબ ત્રણે ફીરકા મળી જૈનની વસ્તી ૧૨૪૮૧૮૨ ની છે જે ૧૯૦૧ કરતાં બે લાખ ઘટી છે અને તે પ્રમાણે ઘટતી આવે છે. સાડાબારલાખમાં દીગમ્બરીભાઇઓનો પણ સમાસ થાય છે, તેમની વસ્તી લગભગ સાતલાખની હું ગણું છું. તે બાદ કરતાં શ્વેતાંબરી સાડાપાંચ લાખ છે. તેમાં સ્થાનકવાસી (ઢુંઢીયા)નો પણ સમાસ થાય છે. તે સ્થાનકવાસી જૈનો આસરે કમમાં કમ અઢીલાખ ગણીએ તો, બાકી ત્રણલાખ મૂર્તિપૂજક જૈનો છે, તેમાંથી ત્રીસ ટકા વીધવાઓ છે. એટલે બેલાખ રહ્યા. તેમાંથી વૃદ્ધ પુરૂષો તથા સ્ત્રીઓ વગેરે બાદ કરતાં દોઢલાખથી પણ ઓછા મૂર્તિપૂજક જૈનો ( છોકરાં સહિત ) રહે છે, કે જેના ઉપર છત્રીસહજાર દેરાસરોનો, પાલીતાણા જેવાં મોટાં તીર્થોનો, પાંજરાપોળો, અપાસરા, પાઠશાળાઓ, પુસ્તકોદ્ધાર તથા બીજી અનેક સંસ્થાઓનો આધાર છે અને આમાં ખર્ચતાં પણ જાણે કે પૈસો ઉભરાઇ જતો હોય તેવી રીતે કેટલાક મુનિરાજો તેમની પાસે મોટા વરઘોડા ચઢાવરાવે છે, નોકારસીઓ કરાવરાવે છે, સંઘ કઢાવે છે, અને ઉજમણાં (રોશનીનાં) કરાવે છે. જે સ્થળે ચોમાસુ થાય એટલે, આવુંજ કરાવવા યોજના શરૂ કરવામાં આવે છે પરંતુ જૈનો વસ્તિમાં દીન પ્રતિદીન ઘટતા જાય છે,

અને આ પ્રમાણે ઘટતા જશે તો, પચાશ વર્ષમાં દુનીયામાંથી નાબુદ જેવા થશે તેનો વિચાર કેટલા મુનિરાજોને આવ્યો હશે ? આ સવાલ ઘણોજ અગત્યનો છે અને તે દરેક જૈને અને ખાસ કરીને મુનિરાજોએ મનન કરવો જોઇયે, અને તે માટે ઘટતા ઉપાયો કરવા જોઇએ. તે ઘટવામાં ઘણાં કારણ છે. તેમાં મુખ્ય બાળલગ્ન છે. જૈનોમાં લગ્ન થયા પછી છોકરીને સાસરે તરત મોકલવાનો રીવાજ છે, એટલે છોકરી સાસરે જાય તે વખતે તેણીની ઉમર સાધારણ રીતે બાર તેર વરસની હોય છે, અને છોકરાની ઉમર ચૌદ પંદર વરસની હોય છે. આથી ઘણુંજ માઠું પરિણામ થાય છે, વર અથવા વધુને ક્ષય રોગ લાગુ પડે છે, અથવા બૈરી પહેલી અથવા બીજી સુવાવડે મરે છે. વંશની વૃદ્ધિ થતી નથી અને થાય છે તો પ્રજા નિર્માલ્ય થાય છે, સ્ત્રી નાની ઉમરમાં વિધવા થાય છે, અથવા પુરૂષ ત્રણ ચાર વખત લગ્ન કરે છે. આપણી આવી સ્થિતિ હોવાથી વસ્તિનો ઘણો ઘટાડો થાય છે; શ્રી જીનદત્તસુરી માહારાજે લખ્યું છે કે પુરૂષ પચીસ વરસ પહેલાં, અને સ્ત્રીએ સોળ વરસ પહેલાં લગ્ન કરવું જોઇએ નહીં, અને તેટલી ઉમર સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવું જોઇએ. મુનિરાજો લીલવણ ખાવાની, ઉપવાસ કરવાની બાધાઓ આપે છે અને વ્યાખ્યાનો આપે છે, તે સાથે આવી બાધાઓ તથા આ સંબંધી વ્યાખ્યાનો આપવાં જોઇએ, અને ન્યાતોએ ધારા કરવા જોઇએ કે અમુક ઉમર સુધી લગ્ન થઇ શકેજ નહીં.

જૈનો વ્હેપારી છે તેમને બેસી રહેવાની ટેવ છે, શરિરને કસરત આપવાનો તેમનો ધંધો ન હોવાથી ક્ષય રોગ, મસા, વાયુ, પેટનું વધી જવું, મેદ, કબજીયત વીગેરે ઘણી જાતના રોગ થાય છે. સ્ત્રીઓને હીસ્ટીરીયા થાય છે તેથી પણ ઉમર ટુંકી થાય છે. જૈનના છોકરા થોડાકજ કસરત કરે છે કારણ મુખ્યત્વેજ પૈસો તેમનો લક્ષ બીંદુ છે. એટલે શરિર માટે થોડીજ કાળજી રાખવામાં આવે છે આથી કરીને મારી સુચના એવી છે કે જૈન બાળકોમાં કસરત કરવા ઉત્તેજન આપવું જોઇએ. વરઘોડા ચડાવી શૌર્ય રહીત પીળચટાં છોકરાંને સાબેલાં કરવામાં પૈસા ખરચો છો તેના કરતાં તન્દુરસ્ત છોકરાં કરવામાં પૈસા ખરચો. ઘેર છોકરાને પુરૂં દુધ પણ આપતા નથી અને સાબેલા કરવામાં તેમજ ફેશનેબલ ડ્રેસ કરાવવામાં પૈસા ખરચાય છે અને જાણે કે મોટી બહાદુરી કરી હોય તેમ જાહેર પેપરોમાં વરઘોડાની ખબર અપાય છે કે અમુક જગ્યાએ હાથી વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. આને બદલે જૈન બાળકોનાં શારીરિક કસરત માટે ઇનામ કાઢવાં, તેમજ મોટે મોટે સ્થલે અખાડા ( જીમનાસીયમ ) બનાવવામાં, અને મોટા મોટા શેઠીઆઓ એ દર વરસે છોકરાઓ પાસે કસરત કરાવી ઉત્તેજન આપવું જોઇએ.

સને ૧૯૧૧ ના વસ્તીપત્રકના સેન્સસ કમીશનર લખે છે કે—છોકરીઓને ઘણી નાની ઉમરમાં પરણાવવામાં આવે છે, અને સંબંધ માટે તેમનું શરીર લાયક થાય તે પહેલાં તો તેમની સાથે સંબંધ થાય છે. ઘણીજ નાની ઉમરમાં પ્રસુતી થાય છે, અને તેની સાથે પ્રસુતી માટે દાયણો હોંશીયાર હોતી નથી, તેનું એકજ પરિણામ એ આવે છે કે સ્ત્રીઓમાં મોટા પ્રમાણમાં મૃત્યુ થાય છે. દરેક દીંકુ સ્ત્રીને ઘણું કરી આ ભયમાં આવવું પડે છે.

રાય બહાદુર બૈજનાથ લખે છે કે—ચૌદ પંદર વરસની અંદર છોકરા છોકરીનાં લગ્ન કરવામાં આવે તો તેમની પ્રજા નિર્માલ્ય થાય તેમાં શી નવાઇ ! યુરોપખંડમાં ૨૧૪૭ પુરૂષમાં ફક્ત એક પુરૂષ અને ૧૪૫ સ્ત્રીમાં ફક્ત એક સ્ત્રીનું લગ્ન વીસ વરસની અંદરની ઉમ-

રમાં જોવામાં આવે છે. હીંદુઓમાં દશ વરસની ઉમરની અંદર પરણેલી પચીસલાખ છોકરીઓ છે, અને પંદર વરસની અંદર પરણેલી નેવુ લાખ છોકરીઓ છે. હીંદુઓમાં ૧૫ વરસની ઉમર ઉપર ન પરણેલી છોકરી ૧૮ માં ૧ મળી આવશે. મુસલમાનોમાં ૧૫ વરસની અંદર પરણનારી ફક્ત ૩૪ ટકા છે અને ખ્રીસ્તીઓમાં ફક્ત એક ટકા છે. પરિણામ એ આવ્યું છે કે હીંદુઓ દીવસે દીવસે નબળા પડતા જાય છે. આપણી ઘણી છોકરીઓ કુમારીકાઓ તો થતીજ નથી. બાળીકા વધુ થાય છે, પછી તરતજ માતા થાય છે, પછી તરતજ થોડા વખતમાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે, અને બીજા દેશોમાં જે અવસ્થાએ જુવાનીમાં હોય છે, તે અવસ્થાએ મરણને શરણ થાય છે.

વડોદરાના સેન્સસ સુપ્રીનટેન્ડેન્ટ લખે છે કે—ઘણી સ્ત્રીઓ ચોરીમાંથી સ્મશાનમાં થોડા વખતમાં જાય છે. શરિરની નબળાઈ, ક્ષય, અને પેસાબનાં દરદો સ્ત્રીઓમાં ઘણો ત્રાસ વર્ત્તાવે છે.

---

# ડૉ. કાળીદાસ ગોકળભાઇના જીવનની ટુંક નોંધ.

( લેખક. સત્યગ્રાહી. અમદાવાદ. )

અમોને લખતાં દીલગીરી ઉપજે છે કે આ ધર્મશીલ બંધુનો દેહોત્સર્ગ તેમની જન્મ તિથીનેજ દિવસે એટલે સવંત ૧૯૭૧ ના પોસ સુદી ૧૫ ને દિવસે ૩૯ વર્ષની વયે થયો છે. તેમનો જન્મ સવંત ૧૯૩૨ ના પોસ સુદી ૧૫ ના દિવસે થયો હતો, તેમના પિતા પોતાની પાછળ ત્રણ દીકરા તથા એક દીકરી મુકી દેવલોક પામ્યા હતા. તેમના એક ભ્રાતા રા. રા. મોહનભાઇ ગોકળદાસ જેઓ બી. એ. એલ. એલ. બી. વકીલ છે અને જેઓ આપણી અત્રેની શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના ઑનરરી સેક્રેટરી છે. જેમની બોર્ડીંગ પ્રત્યે અમુલ્ય સેવાથી આપણી જૈન કોમ ભાગ્યેજ અજાણ હશે. તેમના દ્વિતીય ભ્રાતા રા.•રા. ચીમનલાલ ગોકળદાસ બી. એ. છે કે જેઓ મુંબાઇમાં શેઠ ગોકળભાઇ મુલચંદ જૈન હોસ્ટલના સુપ્રીન્ટેન્ડન્ટ છે.

મહુમ ડોક્ટર કાળીદાસે પોતાની મેટ્રીક્યુલેશનની પરીક્ષા સને ૧૮૯૩ની સાલમાં પસાર કરી હતી અને એલ. એ. ડૉક્ટરની પરીક્ષા સને ૧૮૯૬માં પસાર કરી હતી. ડૉક્ટરની પરીક્ષા પાસ કર્યા બાદ તેઓ થોડો વખત ગવર્નમેન્ટ સરવીસમાં જોડાયા હતા. ત્યાર બાદ કાઠીઆવાડ એજન્સીમાં, અને પછી ધાંગધ્રા સ્ટેટમાં અને છેવટે દાનવીર શેઠ મનસુખભાઈ ભગુભાઇના દવાખાનામાં સરવીસ કરતા હતા. આ બંધુ મૂળ વયથીજ ધર્મપરાયણ હતા. તેઓએ પોતાની લઘુ વયથીજ એટલે અગીયાર બાર વર્ષની વયે પોતાના ધાર્મિક જીવનની શરૂઆત કરી હતી, કેટલોક વખત તેમના વેવિશાળ માટે તેમને પુછવામાં આવતું યા તેમને સમજાવવામાં આવતું ત્યારે તે સામો તે સખ્ત અણગમો બતાવતા હતા.

વસ્તુ ખરી છે કે જેને પરમાત્માનો રંગ લાગ્યો છે. પ્રભુ પ્રત્યે દ્દઢ પ્રિતીનું જોડાણ થયું હોય છે તેઓ સંસારને હાથે કરીને ગળે ફાંશી કેમ નાંખે ? દિવસે દિવસે વ્રત પચ્ચખાણાદિનું સેવન કરતાં કરતાં જ્યારે તેમને એમ લાગ્યું કે હું હવે બરાબર રીતે બારવ્રત પાળી શકીશ અને તેમાં તટસ્થ રહી શકીશ ત્યારે તેઓએ સને ૧૯૦૫ ની સાલમાં વ્રત

લીધાં. કોઇ મોટી હવેલી બાંધનાર જેમ પાયો ઘણો મજબુત ચણે છે તેમજ આપણા બંધુ કાળીદાસે સંયમ્ વૃત્તિને પ્રથમથીજ ખીલવી હતી જેથી ભવિષ્યમાં તેઓ પોતાના વ્રતમાં અડગ રહી શક્યા હતા. છેવટની ઘડી સુધી તેઓએ નોકારશીનું પચ્ચખાણ, દરરોજના નિયમ ધારવા, રાત્રીચોવિહાર અને જીનેશ્વર પ્રભુનું પૂજન કર્યા વિના રહ્યા નથી. તેઓ ડૉક્ટરનો ધંધો કરતા હતા પરંતુ અજાયબ જેવી વાત એ છે કે પોતે પાઉડર સિવાય કોઇપણ જાતની માંદગીના કે કોઇપણ અન્ય પ્રસંગે દવા પોતાના માટે વાપરી નથી. મરણ વખતે અસહ્ય વેદના થયા છતાં પાણીનો શોપ પડયા છતાં કોઇ દિવસ રાત્રીએ પાણી જીભે અડકાર્યું નથી અને પોતાના વ્રતમાંથી ચલ્યા નથી—અડકાર્યું નથી એટલુંજ નહિ પણ કોઇ રીતની તે તરફ ઇચ્છા—વૃત્તિને પણ અવકાશ આપ્યો નથી. પથારીવશ છતાં જ્યાં સુધી તેમનામાં બેશવાની શક્તિ હતી ત્યાં સુધી પ્રતિક્રમણ કરવા ચુકયા નથી.

મર્હુમ ડૉ. કાળીદાસે પોતાના દેહ ઉપરનો મમત્વભાવ પોતાની શક્તિ અનુસાર ત્યાગ કર્યો હતો. તેમ તેમના ચારિત્ર્ય ઉપરથી આપણને ખ્યાલ આવે છે. તેઓએ પોતાને કેમ વર્તવું તેના માટે પોતાના હસ્તે એક બુકમાં લખ્યું હતું જે જોવાને મને ચાન્સ (લાગ) મળ્યો હતો આ ઉપરથી એમ લાગે છે કે જેમ શિલ્પકાર મકાન બનાવવાની પ્લેન શરૂઆતથી નક્કી કરી રાખે છે તેવીજ રીતે પોતાના જીવનનો સિદ્ધાંત પ્રથમથીજ તેમણે ઘડયો હતો અને તત્ અનુસાર તેઓ છેક છેવટની ઘડી સુધી પાળવા ચુકયા નથી.

અમારા જે બંધુઓ કેળવાયલાઓને-ઇંગ્રેજી ભણેલાઓને નાસ્તિક પ્રાયઃ ગણે છે તેઓને બંધુ કાળીદાસભાઇનું જીવન ઘણો અમુલ્ય બોધ આપે તેમ છે. કાળીદાસભાઈ ઇંગ્લીશ ભણેલા હતા તેમ ડૉક્ટર પણ હતા અને તેમના આ ધાર્મિક જીવનમાં મુખ્યત્વે પ્રભાવ કેળવણીને લેઇનેજ હતો.

તેઓ બાળ બ્રહ્મચારી હતા. તેઓને સંયમ લેવાની ઉત્કટ ઇચ્છા હતી પરંતુ તેમના વિદ્વાન બંધુઓની ઇચ્છાને લઈને્ તેમને ગૃહસ્થ વેશમાં મુનિ જીવન ગાળવાની ફરજ પડી હતી. તેઓ ઘણી વખત યાત્રાએ જતા તેમ તેઓએ અંતરિક્ષજી, સમેતશિખર, ગીરનાર-પાલીતાણા ભોયણી વિગેરે ઘણી જાત્રાઓ કરી હતી. અર્થાત્ પોતાની જીંદગીનો અમુક ભાગ પ્રવૃતિનો બાદ કરતાં તેઓએ બાકીનું પોતાનું સઘળું જીવન નિવૃત્તિ માર્ગે વ્યતિત કર્યું હતું. છેવટ તેમના કુટુંબમાં તેમના વિરહથી પડેલી ખોટને માટે હું ઘણો દીલગીર છું. તેમના કુટુંબને દિલાસો મલો અને મર્હુમના અમર આત્માને અખંડ શાંતિ મળો એવું ઇચ્છી વીરમું છું. ૐ.

---

# आरोग्य अने मन अथवा मननी शरीर पर थती असर.

( લેખક—એક જૈન ગ્રેજ્યુએટ—અમદાવાદ. )

શરીરની મન પર અસર થાય છે, એ વાત તો સર્વને સુવિદિત છે. જ્યારે શ૨ અસ્વસ્થ હોય અથવા કોઈ પણ પ્રકારના રોગથી પીડા પામતું હોય ત્યારે મન પણ ત બેચેન અને શાંતિ વગરનું જણાય છે. કોઈ પણ પ્રકારની શારીરિક વ્યથાનો જન્મ ૨ માનસિક વ્યથા પણ સાથેજ ઉત્પન્ન થવા લાગે છે. પણ આજના લેખમાં આપણે સિદ્ધાંતથી તદ્દન જૂદાજ સિદ્ધાંત પર વિચાર કરવાનો છે.

ઘણા મનુષ્યો આપણને એમ કહેતા માલૂમ પડે છે કે અમે આરોગ્યતાના બધા નિયમોનું સેવન કર્યું, છતાં અમારી તંદુરસ્તી તો તેવી ને તેવીજ રહી; આ અમારૂં શરીર તો દુર્બળજ રહે છે; તેનો કાંઇ ઉપાય સૂચવશો ?

આનો ઉપાય શોધવાને આપણે દૂર જવું પડે તેમ નથી. ઉપાય દરેક મનુષ્યની પાસે છે, ફક્ત તેની મનુષ્યોને ખબર નથી; અને તે કારણથીજ રોગ દૂર કરવાના અનેક બાહ્ય ઉપચારોનું સેવન કર્યા કરે છે અને રોગમય સ્થિતિમાં સડયાં કરે છે.

આરોગ્યતાને ઇચ્છતા દરેક પુરૂષે આ નિયમ સ્મરણમાં રાખવો ઘટે છે કે, મનની સહાનુભૂતિ સિવાય સંપૂર્ણ આરોગ્ય અશક્ય છે. કારણ કે આપણા વિચારો તથા આપણી લાગણીઓની આપણા શરીરના અવયવો ઉપર તેમજ જ્ઞાનતંતુઓ ઉપર તમે કદાપિ કલ્પી પણ નહિ હોય એવી ભારે અસર થાય છે. મનની શરીરના અંદરના ભાગો ઉપર કેવી અને કેટલી પ્રબળ અસર થાય છે, તેના સંબંધી ભાગ્યેજ કોઈ વિચાર કરે છે. આ લેખમાં તે બતાવવા પ્રયત્ન કરવા ઇચ્છા છે.

એક મનુષ્યને લૉટરીની ટિકિટમાં ૧૦૦ રૂપીઆનું ઇનામ મળે છે, આ સમાચાર મળતાંજ તેના મુખ પર લોહી કુદતું માલૂમ પડે છે, અને તેના આનંદની અસર આખા શરીર પર થાય છે. એક છોકરાને બીજાઓ ભેગા મળી ચીડવે છે, તરતજ તેના મુખ પર શ્યામતા ઢળી જાય છે. ક્રોધથી મનુષ્યની આંખો લાલચોળ થતી જોવામાં આવે છે, અથવા તો કોઈ પણ પ્રકારના ભયથી કે ચિંતાથી ફીક્કા પડી જતા ઘણા દેખાય છે. કાંઇક ખરાબ સમાચાર સાંભળતાં મનુષ્યની ખાવાની રૂચિ મરી જાય છે. આપણી લાગણીઓના પ્રમાણમાં આપણા પ્રાણની ગતિ પણ બદલાય છે, અને અતિ ભયંકર આપત્તિ વખતે તો માત્ર એકજ રાત્રિમાં કોઇના કાળ થઇ જતા જોવામાં આવે છે.

ઉપરની બાબતો ઘણાના જોવામાં આવી હશે, અને જેઓએ ન જોઇ હોય તેઓ જરા તપાસ કરશે તો ઉપરના કથનની સત્યતા તેમના અનુભવમાં આવ્યા વગર રહેશે નહિ. જો મનુષ્યો બરાબર ધ્યાન પૂર્વક તપાસ કરે તો જણાશે કે માણસના વિચારો–વિકારો–વૃત્તિઓ–લાગણીઓ જે પ્રમાણમાં બદલાય છે, તે પ્રમાણમાં તેના પરસેવાની ગંધમાં પણ ફેર માલૂમ પડે છે. પ્રોફેસર એલ્મર ગેટસે (Professor-Elmer Gates) આ બાબતના પ્રયોગો કરી, સિદ્ધ કર્યું હતું કે ક્રોધ, ભય, ઉદાસીનતા, અને ચિંતાથી પરસેવામાં, થુંકમાં શ્વાસમાં, અને લોહીમાં ઝેરી તત્વો મળી જાય છે; અને તેને બદલે પ્રેમ, આનંદ, સંતોષ અને ખુશ મિજાજથી પોષકતત્ત્વો ઉત્પન્ન થાય છે; જો ધવરાવનારી આયા ક્રોધે ભરાય તો તેનું દુધ વિકારી બને છે અને આ કારણથી તે બાળક માંદું પડે છે, એવા ઘણા દાખલા અનુભવીઓની નોંધમાં નોંધાયા છે. આ બાબતનો હજુ જરા વિશેષ અભ્યાસ કરવામાં આવશે તો લાગશે કે, કેટલાક શારીરિક રોગો અને સામાન્ય શારીરિક અસ્વસ્થતાનું મુખ્ય કારણ આપણા અનિયમિત અને અશુદ્ધ વિચારો અને લાગણીઓ છે.

આરોગ્યને ઇચ્છતા પુરૂષો જો આ બાબત પર દુર્લક્ષ આપશે તો તેઓની શોધમાં તેઓ જરૂર નિષ્ફળ નીવડશે. ત્યારે હવે એ પ્રશ્ન ખડો થાય છે કે, મનની કેવા પ્રકારની સ્થિતિ રાખવી કે જેથી આરોગ્ય વધે ? આ સંબંધીના નિયમો બહુજ ટુંક્રા પરન્તુ બહુજ ઉપયોગી છે અને તે સ્વ તેમજ પર ઉભયને એક સરખા લાભકારી છે.

## ૧ આનંદ.

આનંદી બનો તમારા હૃદયમાંથી આનંદને ચારે બાજુએ ફેલાવો દો, કે જેથી તમારા સંબંધમાં આવનારા પુરૂષો પણ આનંદી બને. ઉદાસ થવાથી અથવા કટાણું મોં રાખવાથી શો લાભ છે ? ઉદાસ અને કટાણા મુખવાળાનો સ્વભાવ બગડી જાય છે, તેને અજીર્ણ થાય થાય છે, અને તેના સંબંધમાં આવતાં મનુષ્યોને પણ તે ઉદાસ બનાવે છે. બનાવો ગમે તેવા પ્રતિકૂળ હોય, તો પણ હસો ! હાસ્યમાં એક પ્રકારનું જાદુ રહેલું છે. ! Laughing lengthens life. ' હાસ્યથી જીંદગી લંબાય છે. ' એ સૂત્રનું રહસ્ય સમજો. પ્રથમ તમને આ કામ જરા કઠણ લાગશે, પણ થોડા વખત પછી એ કામ સરલ થશે. આથી હાસ્ય કરવાથી–આનંદી સ્વભાવ રાખવાથી–તમે તમારી જાતને વાસ્તે તેમજ તમારા સંબંધમાં આવતાં મનુષ્યોને વાસ્તે આશીર્વાદ રૂપ થશો; કારણ કે તમે આનંદનું મધ્ય બિન્દુ થશો.

## ૨ શુભદર્શન.

ગુણદર્શી થાઓ. દરેકમાંથી શુભ જોતાં શીખો. આપણને જેનો ખ્યાલ ન આવે તેવા જ્ઞાનપૂર્વક આ વિશ્વની વ્યવસ્થા ચાલે છે.

આ જગતમાં કોઇ પણ બનાવ અચાનક બનતો નથી. સઘળું કાર્ય–કારણના અચળ નિયમ પ્રમાણે ચાલે છે. માટે જે કાંઇ બનાવ બને છે તેમાં જરા પણ અન્યાયનું તત્વ નથી. આપણે પૂર્વ ભવમાં અથવા પૂર્વ વર્ષોમાં વાવેલાં બીજનાં ફળ અત્યારે લણીએ છીએ. માટે જરા પણ ગભરાવાનું કારણ નથી. દરેક વસ્તુની શુભ બાજુ જોતાં શિખો. દુઃખને પણ આશીર્વાદ ગણી દુઃખ રૂપ ગુરૂ જે બોધ આપે તે શિખો. ચિંતા કરવી એ માણસાઈનું લક્ષણ નથી.

જો ચિંતાની લાગણી તમારા પર પોતાનું બળ અજમાવવા પ્રયત્ન કરે તો તેને દૂર કરવા પ્રયત્ન કરો. એ તમારાથી બનતું કર્યું છે, પરિણામ તો જે આવવાનું હોય તેજ આવશે. ચિંતા એ માનસિક તથા શારીરિક શક્તિનો મિથ્યા વ્યય છે. ચિંતા કરવાથી તમારી સ્થિતિમાં જરા માત્ર પણ ફેર પડતો નથી. પણ તેથી પાચન શક્તિ નિર્બળ બને છે, જ્ઞાન તંતુઓ શિથિલ બને છે, ઉંઘ બરાબર આવતી નથી. એટલુંજ નહિ પણ તમારી આસપાસના દરેક મનુષ્યને તમે શ્રાપ સમાન બનો છો. તે ટેવ ધીમે ધીમે શરીરના બંધારણરૂપ થઇ પડે છે. માટે આજથી તે ચિંતા રૂપી રાક્ષસને–તે લોહી ચૂસી મનુષ્યોને નિઃસત્વ બનાવનારી બલાને તમારા હૃદયમાંથી દેશવટો આપો. " જે બનાવ બને છે તે સારાને વાસ્તે બને છે. " એ નિયમમાં પ્રતિતિ રાખો. સૌ સારાં વાનાં થશે એવી પ્રબળ શ્રદ્ધામાં રહો.

## ૩ આત્મશ્રદ્ધા.

આત્મશ્રદ્ધા રાખો. કેવળ તમારી આસપાસ વસતાં મનુષ્યોના વિચારો ગ્રહણ કરતા નહિ; પણ તમે ઉત્પન્ન કરેલી ઉચ્ચ ભાવનાઓ અને લાગણીઓ પર વિચાર કરવાનું બીજાને શિખવો. બીજાઓ પોતાની ભાવના તેમને રૂચે તેવી ભલે રાખે. પણ તમારે તો તમારી મેળેજ ઉચ્ચ ભાવના રાખવી. કેવળ તમારી માનસિક શક્તિ તમારા મગજ ઉપર અસર કરે એટલુંજ નહિ પણ આધ્યાત્મિક શક્તિ તમારા મગજ પર, શરીર પર, અને તે દ્વારા

બીજાઓ પર અસર કરે એવી રીતે ઉચ્ચ આત્મ તત્વનું ધ્યાન ધરો. દરેક મનુષ્યમાં ઇશ્વિરી શક્તિ તિરોહિત છૂપી પડેલી છે. જો આપણે તેને જાગૃત કરી શકીએ તો આપણામાં તે પ્રસરી રહે છે અને આપણે તેના તેજથી ઝળકવા લાગીએ છીએ, પોતાની પાસે રહેલી દીર્વ્યવસ્તુની મનુષ્યોને ખબર નથી, તેથીજ તેઓ અજ્ઞાન બાળકની પેઠે નજીવી વસ્તુઓમાં આસ્વાદ લેતા માલૂમ પડે છે. પણ જો એક વાર તેઓ પોતાની દ્રષ્ટિ ઉંચી કરે અને તે આત્મ સૂર્યનું એકાદ કિરણ પણ ગ્રહણ કરે તો જરૂર તેઓને પોતાના બળમાં વિશ્વાસ આવશે, અને પોતે સૂર્યરૂપ ન થાય ત્યાં સુધી પ્રયત્ન કર્યાજ કરશે. માટે બીજા પર આધાર ન રાખતાં તમારા દૈવી સ્વભાવ પર આધાર રાખો.

## ૪ શાન્તિ.

શાન્ત થાઓઃ—શાંતિ એ મહાન પુરૂષોનું ઉમદા લક્ષણ છે. કંઇપણ સંજોગોમાં ઉશ્કેરાઇ જતા નહિ, પણ તમારા વિચારોને સ્થિર કરો, તમારી લાગણીઓ પર કાબુ મેળવો, અને તમે કયા સંજોગોમાં મૂકાયા છો, તે સવાલ પર વિચાર કરવાને તમારૂં સઘળું મનોબળ અજમાવો. જો કોઇ મનુષ્ય ઉશ્કેરાઇ જાય તો તેની વિચાર કરવાની શક્તિ બુઠ્ઠી થઇ જાય છે. સ્થિર થાઓ. અને ( માર્કસ ઓરેલીઅના શબ્દોમાં કહીએ તો ) પર્વત જેવા દ્રઢ રહો, કે જેથી જીવનનાં મોજાંઓ તે પર્વતને અસર કરી શકે નહિ. જ્યાં બીજા મનુષ્યોના નાજુક પગો સરકી જવાનો સંભવ હોય તેવે સ્થળે પણ મનનું સમાધાનપણું જાળવતાં શિખો. જો કોઇ મનુષ્ય શાન્ત અને એકાગ્ર ચિત્તથી દરરોજનાં બધાં કાર્યો કરે, અને જે જે કામ કરવાનું આવી પડે તે પોતાના સઘળા બળથી કરે તો થોડા શ્રમથી અને થોડી મહેનતે ઘણું કામ બહુ સારી રીતે કરી શકે. ઉશ્કેરાઇ જવાથી, અને નાની નાની બાબતોમાં મનનું સમતોલપણું ખોઇ બેસવાની ટેવથી શરીરને ભારે ઘસારો પહોંચે છે અને નાની વયમાં ઘણા માણસો મરણને શરણ થાય છે.

## ૫ પ્રેમ.

પ્રેમાળ બનો. તમારા જાતિ બંધુઓ તરફ પ્રેમનો પૂર્ણ પ્રવાહ તમારા હૃદયમાંથી વહેવા દો, કારણ કે દરેક મનુષ્યમાં–અધમમાં અધમ દેખાતા શરીરમાં પણ–ઇશ્વિરી તત્ત્વ વ્યાપી રહેલું છે. તે તત્વ પર શ્રદ્ધા રાખો. તમારા નિસ્વાર્થી પ્રેમથી તે મનુષ્યોમાં પણ તમારા તરફ આભારની લાગણી ઉત્પન્ન થશે; કારણ કે પ્રેમ પ્રેમને પોષે છે. અને વિશ્વાસ વિશ્વાસનો જનક છે. તેમની સેવા કરો, કારણ કે 'સેવા' કરતાં વધારે ઉત્તમ સુખ પ્રાપ્તિનું સાધન છેજ નહિ. તેમને મદદ કરો, કારણ કે તે તમારા ભાઈઓ છે.

શું આવી મનની સ્થિતિ રાખવાથી સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી શકાશે ? જવાબમાં એટલુંજ જણાવવાનું કે અવશ્ય આ નિયમોને પાળનારની તંદુરસ્તી ઘણીજ સારી થશે. કારણ કે, કુદરતનો આ એક મોટો કાનૂન છે કે શરીર એ મનની સ્થિતિનું પ્રતિબિમ્બ છે. જો તમારા મનમાં પ્રેમ, પવિત્રતા, શાન્તિ, આનંદ અને આત્મશ્રદ્ધા હશે તો જરૂર આ માનસિક સ્થિતિને અનુકૂળ શરીરના પરમાણુઓ થવા માંડશે. તમારી આગળની ભૂલોના માઠાં પરિણામ અદ્રશ્ય થવા માંડશે, અને તમે પૂર્ણ આરોગ્ય અનુભવવા યોગ્ય થશો.

# " आनंदी स्वभाव "

( લેખક, જમનાદાસ વીઠલદાસ. શરાફ. માણુસા )

બે હૃદયોને જોડવાથી મિત્રતા થાય છે. અને મિત્રતા જેવા અમુલ્ય સદ્ગુણમાં પણ સ્વભાવ એ પ્રથમ પગથીયું છે. સ્વભાવે કરીને એકને તો શું ! પણ અનેકનાં હૃદયો જોડી શકાય છે. આનંદી સ્વભાવતી વૃદ્દિ એવી રીતે બીજાઓ પ્રત્યે જો વિવેક પૂર્વક કરાય તો ભવિષ્યમાં લાભની આશા રાખી શકાય. દરેક મંડળમાં (Club) આનંદી સ્વભાવનો મનુષ્ય તુરતજ પ્રકાશી નીકળે છે. સર્વનાં દિલ સ્વભાવરૂપી લોહચુંબકથી આકર્ષણ કરી પોતા તરફ મેળવી લેછે. માયાળુ સ્વભાવ સાથે વિનયપૂર્વક વર્તવાથી પ્રત્યેક મનુષ્ય આપણી તરફ માનની લાગણીએ જુવે એ વાત નિઃસંશ છે.

સ્વભાવને કાબુમાં રાખવો એ નાનો સુનો વિષય નથી. એના આરંભે આપણને અતિ વિકટતા આવે છે, પણ મધ્યે તે આનંદદાયક લાગે છે અને પરિણામે મોક્ષ છે. પોતાની રસનાએ કરી મનુષ્ય અમૃત સરીખાં વચનો વદી અન્ય મનુષ્યોને સુખ આપી શકે છે; તેટલુંજ નહિ પણ સર્વને સાંત્વન કરી શકે છે. અને તેજ રસના અન્ય મનુષ્યને દુઃખિ તો શું ! પણ પાસે ઉભા રહેલા મનુષ્યના કર્ણને–દુષિત્ શબ્દોચ્ચાર કરી અપવિત્ર કરે છે. મનને ઉદ્વેગ પમાડે છે; તેમજ ચિત્તને સંતાપ કરાવે છે. આવા પ્રસંગે કરીને વળી નહિ ધારેલાં નુકશાન પણ વેઠાવે છે. સ્વભાવનું પણ આવીજ રીતે છે.

મનુષ્યોને ઇન્દ્રિયોમાં જેવી રીતની શક્તિ મળેલી છે. તેવી સ્વભાવને પણ એક શક્તિ છે. શક્તિ માત્રને એટલે કોઇપણ જાતની હોય તોપણ તેનો " સદુપયોગ " વા " દુરૂપયોગ " બન્ને થઇ શકે છે. સ્વભાવશક્તિ એ ઉચ્ચાશયો સાધનારી શક્તિ છે. મનુષ્યનું જીવન અથવા મરણ ક્યારે થશે તેનો કાંઈ નિશ્ચય નથી. તેમજ તેની ઇંદ્રિયશક્તિઓ ક્યાં સુધી ટકી રહેશે તેનો પણ ભરૂસો નથી. કાલે બહેરો કે બોબડો થઇ જાય, તો ઐહિક શક્તિઓ પર શો ભરૂંસો રાખી શકાય ? કદાચ એમ સમજો કે એ ઇંદ્રિયશક્તિઓ સારી રીતે ટકી પણ પોતાના વૈભવે કરીને અનેક દીન જનોને વા સારા મનુષ્યોને દુઃખડાં દીધાં તો શું ! ! પણ તેમ નહિ કરતાં સુસ્વભાવે રહીને પોતાના જાતિ બન્ધુઓનાં અને દેશ બન્ધુઓનાં કઇ પણ દુઃખડાં ઓછાં કીધાં તોજ જીવનનો લહાવો છે. એકલા સ્વભાવે કરીને નહિ પણ મનુષ્યે તેની સાથે, શાંતતા, નમ્રતા, વિવેક અને વિનયાદિ સદ્ગુણો ધરાવવા જોઇયે. સ્વભાવને સાધવાથી જોકે આ સદગુણો મળી આવે છે પણ એટલું તો નકીજ છે કે પોતાના સ્વભાવ ઉપર અંકુશ નહિ રાખનાર મનુષ્ય કંઇ પણ જનસેવા કરવાને સારૂ ના લાયક છે.

મોટા વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષો પણ, મ્હોટા અમલદારની કે ઓદ્દાદારની અગર તો ઉંચી પદવી પર આવતાં ઘણાજ ઉદ્ધત્ અને અભિમાની થઈ જાય છે. તેમજ ઓછા પેટના અને નીચ મનુષ્યો પણ ઉપર કહેલી લાયકાત ભોગવતાં અંકુશ વગરના થાય છે. તેઓ તેમનાથી ઉતરતા કે નાના દરજ્જાના માણસો સાથે બેસવામાં કે બોલવામાં પોતાને હલકા પડયા જેવું ગણે છે, અને ધીરે ધીરે દરેક અવગુણોને નીજ પ્રત્યે ખેંચી

લાવે છે. સ્વભાવે કેળવાયેલા મનુષ્યોને આવી ખોટી અહંતા હોતી નથી તેમજ રાખતા નથી, અને સર્વદા નિરાભિમાની રહે છે, અને દીન મનુષ્યો સાથે ખટરાગ નહિ કરતાં તેમના પ્રત્યે માયાળુ સ્વભાવે રહીને પોતાથી બને તેટલું ભલું કરી લે છે. સ્વાર્થને ત્યાગી પરમાર્થ પર પ્રીતી રાખે છે.

દુષ્ટ સ્વભાવાળા મનુષ્યો "વિશ્વાસઘાત" જેવો મહાન્ અપરાધ કરવામાં પણ ડરતા નથી. તેઓની દ્રષ્ટિ સદા તેમના પોતાનાજ આત્મહિત તરફ દોરાયલી રહે છે. તેમના દિલમાં દ્વેષ, ઈર્ષા વિગેરે અનેક અવગુણો વાસો વસી રહે છે. દયા જેવો અમુલ્ય સદગુણ–કે જે આપણા જીવનનું એક મ્હોટું રહસ્ય છે અને વળી વધારામાં ગમે તેના કઠોર હૃદયને પીગળાવી શકે છે–તે શું છે! એટલું પણ તેઓ જાણતા નથી. અહા! દયા એ મનુષ્ય સ્વભાવનાં સારાં લક્ષણોનું પોષણ કરે છે, શુભ વિષયોને બળ આપી દ્રઢ કરે છે, અને વિરોધને નબળો પાડે છે; પણ ઉપરોક્ત દયાનો ગુણ સ્વાર્થ ત્યાગી સુસ્વભાવના મનુષ્યોમાંજ હોય છે. છેલ્લે હસમુખા તેમજ માયાળુ સ્વભાવનું એક ઉદાહરણ આપીશું.

સર આઇઝેક ન્યુટન પણ એક પાશ્ચાત્ય પુરૂષોનાં જીવન ચરિત્રોમાં સારૂ અજવાળું આપે છે. અને તેનો દાખલો બોધ લેવા લાયક છે.

ન્યુટન પાસે એક "ડાયમંડ" નામનો માનીતો કુતરો હતો. એક દિવસે કંઇ અગત્યનું કામ આવતાં તે બહાર ગયો. અને ભુલથી કુતરો તેના ઓરડા ( Room ) માં રહી ગયો. ઓરડામાંથી બહાર ગયો તે વખતે તેના સુંદર ટેબલ ઉપર કેટલાક અગત્યના કાગળો પડયા હતા અને પાસે બત્તી બળતી હતી. કુતરાએ બહાર નીકળવાને સારૂ ટેબલ પર કુદકો મારતાં સળગતી બત્તી કાગળો ઉપર પડી અને તરતજ ફરીને નહીં મળી શકે એવા તેના ઉપયોગી કાગળો બળીને ભસ્મ થઇ ગયા!! "ન્યુટન" આ વખતે જરાવસ્થાએ પહોંચેલો હતો. અને બળેલાં કાગળોની ખોટ તેનાથી પૂરી કરી શકાય એમ નહોતું છતાં પણ જ્યારે તે ઓરડામાં દાખલ થયો ત્યારે પોતાના બચપણથી "કેળવાયેલા સ્વભાવ"ને કાબુમાં રાખી ગયેલી ખોટને સહન કરી. ફક્ત એટલાજ શબ્દો ઉચ્ચાર્યા કે "ડાયમંડ" ડાયમંડ તને થોડીજ ખબર છે કે તેં મ્હારૂં શું નુકશાન કર્યું છે!" અહા! કેટલી ધીરજ કેટલી ખામોશી! હમેશાં ખુશ મીજાજને સુખ દુઃખમાં સમભાવનાને લીધે સારા મનુષ્યોને સહન કરવાની ટેવ પડેલી હોય છે પોતાની તરફ અસભ્ય વર્તણુકથી પણ ચીડાતા નથી અને ગમે તેવા ગેરવાજબીમાં ગેરવાજબી તેમજ સખ્તમાં સખ્ત શબ્દો વડે ગુસ્સો બતાવ્યા સિવાય સાંભળી રહે છે. અને આથી કરીને તેઓ ગમે તેવી અગવડોમાં પણ પોતાનું કામ સરલતાથી કરી શકે છે. હિંદના મહાન દેશભક્તો પણ આ અમુલ્ય ગુણને પાત્ર છે. અને તેવા અન્ય થાઓ એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી આટલેથીજ વિરમીશું. અસ્તુઃ–

(૪૧) સર્વ જીવોનું રક્ષણ કરનાર માણસ સર્વ જીવોનો વિશ્વાસ પાત્ર થાય છે જે સર્વદા કોઇને ઉદ્વેગ કરતો નથી. તે પોતે પણ ઉદ્વેગ પામતો નથી, * * * સદાચારથી આયુષ્ય વધે છે, સદાચારથી લક્ષ્મી વધે છે, અને સદાચારથી પુરૂષની આ લોક તથા પરલોકમાં કીર્તિ વધે છે. * * * શ્રદ્ધાવાળા, દયાવાળા, પવિત્ર, ઉત્તમ મનુષ્યો પર પ્રીતિ રાખનારા અને ધર્મ તથા અધર્મને જાણનારા પુરૂષો સ્વર્ગમાં જનારા છે. **(મહાભારત)**

# समाचार.

વકીલ મી. વેલચંદભાઇ ઉમેદચંદ મ્હેતા વઢવાણ સ્ટેટના સર ન્યાયાધિશ નીમાયા તેમના માનમાં બોર્ડીંગના વિદ્યાર્થી વર્ગ તરફથી એક મિટીંગ ભરવામાં આવી હતી અને તેઓને માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું.

આ પ્રસંગે રા. રા. ઝવેરી લલ્લુભાઈ રાયચંદ તથા વેલચંદભાઇના કેટલાક મિત્રોએ હાજરી આપી હતી. શરૂઆતમાં બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટ મી. શંકરલાલ ડાહ્યાભાઈએ શેઠ લલ્લુભાઈ રાયચંદને પ્રમુખ નીમવાની દરખાસ્ત કરી હતી અને તેને મી. ધરમચંદ દીપચંદે ટેકો આપ્યાથી રા. રા. લલ્લુભાઇએ મીટીંગનું અધ્યક્ષપદ સ્વીકાર્યું હતું.

ત્યારબાદ સોમચંદ પી. સંઘવીએ વિદ્યાર્થી મગનલાલ માધવજી કૃત નીચે મુજબ એક કવિતા પ્રસંગને લગતી ગાઇ બતાવી હતી.

## आशिर्गान.

આનંદની ધારા વહે અમ હૃદયમાં ખળખળ કરી,
કે આપશ્રીને યોગ્ય ન્યાયાધીશની પદવી મળી;
સઘળે મળો તમને અહો ખ્યાતિ અને તૃપ્તિ બધે,
ને દ્રષ્ટિ પ્રેમામૃત ભરી રાખો સદા અમ સૌ પરે. ૧
શુભ ભાવનાઓને બતાવી સ્હાય તન મનથી કરી,
ને ભોગ આપ્યો વખતનો પરમાર્થ દ્રષ્ટિથી ગણી;
સુચના હરેક કરી અને યત્નો કીધા હિતને ચહી,
તે દ્રષ્ટિ પ્રેમામૃત ભરી રાખો સદા અમ સૌ ભણી. ૨
દીર્ઘાયુ થાઓ ને વળી સંપત્તિ સઘળી સાંપડો,
ને પામજો સુખ કુસુમની વેલી અમોલી પરિમળો;
સદ્ધર્મને સુનીતિની કરજો કૃતિઓ ઉજળી,
ને દ્રષ્ટિ પ્રેમામૃત ભરી રાખો સદા અમ સૌભણી. ૩
સ્નેહની સુગંધને શીતળ અમીને મેળવો,
વળી રિદ્ધિ સિદ્ધિ મેળવી ધર્મોદ્ધરણ મનતો રહો;
એ યાચીએ જગદીશ પ્રત્યે નમ્ર ધરવા અમતણી,
તે દ્રષ્ટિ પ્રેમામૃત ભરી રાખો સદા અમ સૌભણી. ૪

"मयूर"

ત્યાર બાદ મી. મગનલાલ એમ. મહેતાએ તેઓશ્રીની પરોપકાર વૃત્તિ વિષે વિવેચન કરતાં જણાવ્યું કે તેમણે બોર્ડીંગને મદદ અપાવવા માટે તનતોડ મહેનત કરી છે. તેઓએ બોર્ડીંગ સ્હાયક મંડળના સભ્ય નીમાઈ બોર્ડીંગને સારી મદદ આપી છે. આવી રીતે તેઓએ બોર્ડીંગની જે અપૂર્વ સેવા બજાવી છે તેને માટે બોર્ડીંગ તેમની હંમેશની આભારી છે. વળી વિદ્યાર્થી વર્ગની મીટીંગોમાં પણ અવાર નવાર હાજર રહી વિદ્યાર્થીઓને પોતાનો અત્યુત્તમ બોધ આપવાને પણ તેઓ ચુકયા નથી. વળી આ માસિકમાં તેમજ અન્ય

ન્યુસપેપરોમાં લેખ આપી જનસમાજની અમુલ્ય સેવા બજાવે છે. છેવટમાં મી. વેલચંદભાઈ ન્યાયાધીશ થયા તે માટે અમો સર્વે વિદ્યાર્થીઓ આનંદ માનીએ છીએ. ભવિષ્યમાં તેઓ વિજયશાળી થાઓ એવું પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ.

ત્યાર પછી બૉર્ડીંગના વિદ્યાર્થી મી. અમૃતલાલ જીવરાજ શાહે જણાવ્યું હતું કે ઉંચી પદવી મેળવનાર પુરૂષને અસંખ્ય ગુણોની આવશ્યકતા હોય છે. જેથી કરીને માન્યવર વેલચંદભાઈના સદ્‌ગુણ તરફ દ્રષ્ટિ ફેંકવી ઠીક પડશે કારણકે તેથી આપણે પણ તેમના ગુણોનું અનુકરણ કરી શકીએ. ઘણી વખતે વકીલોને અસત્યના ભોગ થવું પડે છે તે છતાં તેઓએ પોતાના ધંધામાં પ્રમાણીક રહી જે નામના મેળવી છે તે ખરેખર અભિનંદનીય છે.

બાદ પ્રમુખ સાહેબના શ્રી હસ્તે માનપત્ર તથા હારતોરા મી. વેલચંદભાઈને એનાયત કરવામાં આવ્યા હતા. માનપત્ર એનાયત કરતી વખતે પ્રમુખ સાહેબે જણાવ્યું હતું કે મી. વેલચંદભાઈને આ પદ્વી મળેલી જોઇ હું ઘણોજ ખુશી થાઉં છું. બૉર્ડીંગને વેલચંદભાઈએ ઘણી મદદ કરી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. ભવિષ્યમાં તેઓ સારી પાયરી પર ચઢો અને પોતાના જાતિભાઈઓના કલ્યાણ માટે નીરંતર પ્રયત્ન કરો એવું અંતઃકરણથી ઇચ્છું છું.

માનપત્ર સ્વીકારતાં વેલચંદભાઈએ જણાવ્યું કે જે જે ગુણો મારા માટે બોલવામાં આવ્યા છે તે ગુણોને હું લેશ પણ લાયક નથી. મેં શું કર્યું છે! બૉર્ડીંગને કોઈ પણ રીતે સહાય કરવી તે દરેક જૈનનો ધર્મ છે. તેથી મેં કંઇ પણ મારી ફરજ કરતાં વિશેષ કર્યું નથી. ધન્યવાદ તો તેમનેજ ઘટે છે કે જે ધર્મી બંધુઓએ આ સંસ્થાને મદદ કરી છે. મહાન નરો જે જે પરમાર્થે સેવા બજાવે છે તે સેવા આગળ મારી સેવા શી વીસાતમાં છે! ત્યાર પછી તેઓએ જણાવ્યું કે હાલ હું બૉર્ડીંગથી દુર જાઉછું તોપણ મારો બૉર્ડીંગ પ્રત્યેનો પ્રેમ નીરંતર તેવોને તેવોજ રહેશે.

જ્યારે જ્યારે હું અત્રે આવીશ ત્યારે ત્યારે જરૂર બૉર્ડીંગની મુલાકાત લઇશ અને યોગ્ય સુચનાઓ કરીશ. આ પ્રમાણે તેમણે બૉર્ડીંગ પ્રત્યેની સહાનુભુતિ દર્શાવી હતી. પરંતુ તેઓના ઉદાર ચરિત્રનો નમુનો તો એજ છે કે તેમણે બાર મહિને બૉર્ડીંગને અમુક મદદ ગમે તે રીતે મોકલાવવા વચન આપ્યું છે. અને પોતાની તરફથી પણ છ મહિનામાં અમુક વસ્તુ મોકલવાનું કહ્યું છે.

વળી તેમણે વિદ્યાર્થીઓને અત્યુત્તમ બોધ આપતાં જણાવ્યું કે દરેક વિદ્યાર્થી જ્યારે બૉર્ડીંગ છોડે ત્યારે તેનો એવો સિદ્ધાંત હોવો જોઇએ કે જે બૉર્ડીંગનો પોતે લાભ લીધો તે બૉર્ડીંગને પોતાના તન, મન અને બની શકે તો ધનથી મદદ કરવીજ. જે બૉર્ડીંગમાં રહી પોતાના ઉચ્ચ જીવનનો પાયો રોપ્યો. જે બૉર્ડીંગે પોતાના વિદ્યાર્થી જીવનને પોષ્યું અને જે બૉર્ડીંગે પોતાના મગજ ઉપર ઉચ્ચ સંસ્કાર પાડયા તેને કદિ ભુલવી નહિ. આવો અમુલ્ય બોધ આપી પોતાની જગા લીધી હતી. ત્યાર બાદ સુપ્રી. મી. શંકરલાલે નીચે પ્રમાણે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

---

ફo,

# Velchand Umedchand Mehta Esq.

**Ahmedabad.**

DEAR SIR,

I, the superintendent of the Jain Swetamber Boarding of Ahmedabad, on behalf of the students and myself, take this opportunity of expressing our joy and satisfaction on the occasion of your appointment to the post of chief Justice of the Wadhwan State in Kathiawar.

EVER since you came to Ahmedabad, you have been taking keen and sympathetic interest in all movements calculated to the progress of Jainism and amelioration of the social condition of our Jain brothers. It was you, sir, who inspired by love of education started a Boarding Sahayak Mandal with a view to help the Boarding when it was badly in need of pecuniary help and tried your best to get money for the boarding for which we are grateful to you.

WE are confident that wherever you will go, you will not forget the chain of love that ties you to this Boarding, and in the place where your duty calls you at present, you will, by the valuable qualities of your head and heart, do useful service to the public and thus win their sympathy and love.

IN conclusion we wish with the innermost feelings of our heart that you may have a long and useful career and that all your efforts be crowned with success.

We are,

*Ahmedabad.*
*15-1-15*

S. D. Kapadia.

**The Superintendent and the Boarders of**

The Jain Swetamber Boarding House.

ઉપરના માનપત્રનો ભાવાર્થ ગુજરાતીમાં નીચે પ્રમાણે છે.

**રા. રા. વેલચંદભાઈ ઉમેદચંદ મહેતા.**

**મુ. અમદાવાદ.**

**મહેરબાન સાહેબ,**

અમે બોર્ડીંગના વિદ્યાર્થીઓ અને સુપ્રીન્ટેન્ડેન્ટ, આપ વઢવાણ સ્ટેટના સર ન્યાયાધીશ નીમાયા તે બાબત અમારો સંતોષ અને આનંદ પ્રદર્શીત કરવાની આ તક હાથ ધરીએ છીએ. જ્યારથી આપ અમદાવાદ આવ્યા ત્યારથી જૈન ભાઇઓની સામાજીક સ્થિતિ સુધરે અને જૈન ધર્મની ચડતી થાય તેવી હીલચાલમાં અત્યંત ઉત્સાહ અને સહાનુભુતિ દર્શાવતા આવ્યા છો. બોર્ડીંગની આર્થીક સ્થિતિ નબળી પડી ગઈ ત્યારે આપે બોર્ડીંગ સ્હાયક મંડળની સ્થાપના કરી હતી. અને બોર્ડીંગને મદદ અપાવવામાં આપે આપતું બનતું કર્યું છે કે જેને માટે અમો સઘળા આપના અાત આભારી છીએ.

અમને ખાત્રી છે કે જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં આપ આ બોર્ડીંગ પ્રત્યેનો પ્રેમ બીલકુલ વીસારશો નહીં અને ઇચ્છીએ છીએ કે જે સ્થળે હાલ આપ જાઓ છો તે સ્થળે પણ આપ આપના ઉત્તમ ગુણો વડે લોકોની શુભેચ્છાઓ અને પ્રીતિ સંપાદન કરો.

છેવટે અમે અમારા અંતઃકરણપૂર્વક એવું ઇચ્છીએ છીએ કે આપ દીર્ઘાયુ થાઓ અને આપ આપના દરેક પ્રયત્નોમાં સફલ નીવડો અને આપનું જીવન લોકોપયોગી બનો. ઈતિ.

અમદાવાદ. તા. ૧૫-૧-૧૫.

લી. શુભેચ્છક,
**એસ. ડી. કાપડીઆ**
અને બોર્ડીંગના વિદ્યાર્થીઓ.

ત્યાર બાદ મી. ચીમનલાલ. કે. શાહે પ્રસંગને અનુસરતું એક મધુરૂં કાવ્ય હારમોનીયમના સંગીત સાથે સુંદર સ્વરથી ગાઈ બતાવ્યું હતું.

ત્યાર બાદ પ્રમુખ સાહેબનો ઉપકાર માની સભા વિસર્જન કરવામાં આવી હતી. અને વિદ્યાર્થીઓની "ચીઅર્સ" વચ્ચે મી. વેલચંદભાઈ પોતાના ઘર તરફ પધાર્યા હતા. **ઇતિ.**

**ॐ शान्ति. शान्ति. शान्ति.**

ઉપર મુજબ અત્રેના પ્રભાવક મંડળ તરફથી પણ રા. રા. વેલચંદભાઈ વઢવાણ સ્ટેટના સરન્યાયાધીશ થયા તેમના માનમાં એક મિટીંગ ભરવામાં આવી હતી તેમાં મંડળના આશરે પંદરેક મેમ્બરોએ તેમજ બોર્ડીંગના કેટલાક વિદ્યાર્થીઓએ હાજરી આપી હતી. મીટીંગમાં પ્રમુખપદ રા. રા. વેલચંદભાઇના એક વયોવૃદ્ધ અને કેળવાયેલ સગાને આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં રા. રા. મણીલાલ નથુભાઇ દોશી. બી. એ. એ જણાવ્યું કે રા. રા. વેલચંદભાઈએ આપણા મંડળની જે સેવા બજાવી છે તે કોઇથી અજાણ નહીં હશે. તેઓનામાં પોતાની કોમનું ભલું કરવાની તેમજ જનસમાજનું ભલું કરવાની તીવ્ર ઇચ્છા છે અને પોતાથી બનતું તદર્થે કરે પણ છે. તેઓ આપણા મંડળના પ્રેસીડન્ટ થયા પછી તેમની જૈન સમાજનું કંઈ પણ હીત કરવાની ઘણી ઇચ્છા હતી પરંતુ અત્યારના અત્રેના સંકુચિત વિચારના વાતાવરણને લેઇને તેઓની ઇચ્છા બર આવી શકી નથી. સુકૃત ભંડારની યોજના માટે તેમણે બજાવેલી સેવા અભિવંદનીય છે. આપણી અત્રે બોર્ડીંગને પણ પૈસા સંબંધી મુસ્કલીના વખતે તેઓએ બોર્ડીંગ સ્હાયક મંડળ ખોલી બોર્ડીંગને પણ પોતાથી બનતી મદદ કરી હતી. તેઓએ જણાવ્યું હતું કે માણસ ન્યાયનિતિથી ચાલે છે તેને કોઇ પણ સ્થળે કોઇ પણ દિવસે અવિજય થતો નથી

વેલચંદભાઇ સ્ટેઈટમાં જાય છે. સ્ટેઈટોના કામમાં કેટલીક વખત કેટલીક જાતની ખટપટો થાય છે પરંતુ જે ન્યાયનિપુણ અને નીતિજ્ઞ છે તેઓ હમેશાં દિવસે દિવસે વૃદ્ધિનેજ પામે છે. અમો આશા રાખીએ છીએ કે વેલચંદભાઇએ જેવી રીતે પ્રમાણિકપણાથી આજ સુધી વકીલાતનો ધંધો કર્યો છે તેવી રીતે હમેશાં પોતાના વિચારમાં દ્રઢ રહેશે એવું ઇચ્છું છું. છેવટ તેમને દરેક પ્રકારે વિજય મળો અને તેમની ધારેલી મુરાદો પાર પડો એવું ઇચ્છી વિરમું છું. ત્યાર બાદ મી. મણીલાલ મોહનલાલ પાદરાકરે વેલચંદભાઇની બજાવેલી પાર માર્થિક સેવાનું દિગ્દર્શન કરાવ્યું હતું અને તેમની દરેક પ્રકારે ફત્તેહ ઇચ્છી હતી. ત્યાર બાદ મી. શંકરલાલ ડાહ્યાભાઇએ વેલચંદભાઇની બોર્ડીંગ પ્રત્યે બજાવેલી સેવા માટે તેમનો ઉપકાર માની તેમને દરેક પ્રકારે ફત્તેહ ઇચ્છી હતી. ત્યાર પછી મુલચંદભાઇ આશારામ વૈરાટીએ વેલચંદભાઈ ને માનપત્ર આપવાની નકલ વાંચી બતાવી હતી અને પ્રભાવક મંડળના અંગે સમયોચિત કેટલુંક વિવેચન કર્યું હતું અને વેલચંદભાઇની દરેક પ્રકારે ફત્તેહ ઇચ્છી હતી. ત્યાર બાદ પ્રમુખના હસ્તે માનપત્ર તથા ફુલના હાર આપવામાં આવ્યા હતા. રા. રા. વેલચંદભાઇએ માનપત્ર સ્વીકારતાં જણાવ્યું જે મારા સંબંધમાં આજે જે બોલવામાં આવેલું છે તે ગુણોને હું લાયક નથી. લાયક તો તે કે જેમણે દેશ સેવા અર્થે ધર્મ સેવા અર્થે હજારો રૂપીઆનું અને જાત મહેનતનું બળીદાન આપ્યું છે. મેં શું કર્યું છે? હું જાઉં છું તેથી કરી કોઇએ એમ સમજવું નહીં કે હું મંડળની સાથેથી મારો સંબંધ તોડી નાંખું છું. મંડળ મને હમેશાં પ્રિય છે અને તેનો મેમ્બર રહેવાને સદા હું ચહાઉં છું. અને જે મંડળે પોતાની લાગણી પ્રદર્શીત કરી છે તેને માટે હું મંડળનો ઘણો આભારી છું હું મંડળને રૂ ૨૫) તથા એક કબાટ મોકલાવી આપીશ અને આશા છે કે તે મંડળ સ્વીકારશે. બંધુઓ અત્યારે તમારે જે જે સવાલો કોમના ભલાને માટે હાથ ધરવાના છે તે **સામાજિક સુધારણાના** છે. ધાર્મિક સવાલો તો આપણા મુનિ મહારાજો ચર્ચનારા છે એટલે તેમને શિર રહેવા દો, પરંતુ સામાજિક સુધારણાના સવાલો હાલના આપણા ચાલતા વાતાવરણને લઇને સાધુ મુનિ મહારાજાઓ ચર્ચી શકે તેમ નથી. માટે તમારે મંડળના ઉત્સાહી અને કોમના હિતચિંતકોએ અત્યારે તે સવાલો હાથ ધરવાની જરૂર છે. આપણી વસ્તી દિવસે દિવસે ઘટતી છે. આર્થિક તેમજ શારીરિક સ્થિતિમાં પણ મંદતા આવેલી જણાય છે તો મારી દરેક મેમ્બરને ભલામણ છે કે તેઓ સામાજિક સુધારણાના સવાલો હાથ પર ધરશે. તેમને જૈન કોમની સ્થિતિ વિષે ઘણું સારૂં વિવેચન કર્યું હતું અને તે અંગે શું કરવું જોઇએ તે પણ બતાવ્યું હતું. અને પોતાની જગ્યા લીધી હતી. ત્યાર બાદ મિટીંગનું કામ બરખાસ્ત થયું હતું.

---

# स्वीकार.

**કાવ્ય ચંદ્રોદય:**—તેના કર્તા અને પ્રકાશક શંકરલાલ મગનલાલ વ્યાસ નાંદોલના તરફથી અભિપ્રાય અર્થે ભેટ મળ્યું છે.

**અકદ્દ આયોઆરી:**—તેના ઈંગ્લીશમાં લેખક રા. રા. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ બી. એ. છે તે પ્રકાશક પેથાપુર સ્ટુડન્ટસ એસોસીએશનના સેક્રેટરી તરફથી અભિપ્રાય અર્થે ભેટ મળ્યું છે.

**અ. સૌ. મહુંમ બાઇ સમરથ સ્મારકમાળા મણકો ૫ મો:—**

**લગ્નાદિ શુભ પ્રસંગે ગવાતાં માંગલિક ગીતો:**—સંગ્રહ કર્ત્તા બ્હેન જસકોર કુંવરજી આણંદજી અને પ્રકાશક તે માતાના ચરણ કિંકરો તરફથી અભિપ્રાય અર્થે ભેટ મલ્યું છે. હા. રા. રા. મોતીચંદ ગીરધર કાપડીઆ. બી. એલ. એલ. બી. સોલીસીટર.

મુંબાઈ—હાઇકોર્ટ. ભાવનગર—કાઠિયાવાડ.

સુચના:—ઉપરના નામની સ્મારકમાળાના સર્વે મણકા ટપાલ ખરચના ૦-૩-૦ મોકલવાથી પ્રસિદ્ધ કર્ત્તા તરફથી મળી શકશે. તેનો ઉપરોક્ત મણકો ૦-૧-૦ ટપાલ ખર્ચનો મોકલવાથી મળી શકશે માટે તેનો લાભ લેવા દરેક બંધુ ચુકશે નહિ એવી આશા છે.

---

# *शेठ देवचंद लालभाइ जैन पुस्तकोद्धार फंड.

આ ફંડનો સંવત ૧૯૭૦ ની સાલનો રીપોર્ટ અમોને અમારા માસિકમાં પ્રગટ કરવાને મળ્યો છે. સ્થળ સંકોચને લીધે તેનો ટુંક સાર આ નીચે આપ્યો છે.

આ ફંડ શ્રીમાન્ આનંદસાગરજી પંન્યાસના ઉપદેશથી શા. ગુલાબચંદ દેવચંદની સંમતિથી અને શેઠ દેવચંદ લાલભાઇ ઝવેરીએ ધર્માર્થે કાઢેલી રકમમાંથી તેઓના ટ્રસ્ટીઓએ

---

* આ ઉપરથી અમારા જૈન બંધુઓ જોઇ શકયા હશે કે આ ખાતાની આપણામાં કેટલી બધી આવશ્યકતા છે. દરેકે દરેક વિદ્વાન મુનિરાજો તથા વિદ્વાન શ્રાવકોને અમો આ ખાતાને ઉંગરની લાગણીથી મદદ કરવા વિનવીએ છીએ. આપણા ધર્મની જાહોજલાલીનો મુખ્ય આધાર આપણાં પુસ્તકોને અવલંબીને રહ્યો છે. પુસ્તકોનો ઉદ્ધાર કરવાની હાલ કેટલી બધી આવશ્યકતા છે તે બાબત અમે નીચલી બીના ઉપર વાચકનું લક્ષ ખેંચીએ છીએ. એક વખત રા. રા. સાક્ષર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબની સાથે જૈન ધર્મના અમુલ્ય ગ્રંથો તેમજ આગમો સંબંધમાં અમારે વાતચીત થઇ હતી. તે વખતે તેમણે જણાવ્યું કે જો કોઇ પણ કામ તમારી સમાજે અત્યારે પહેલું કરવાનું હોય તો એ છે કે તમારા ગ્રંથોને બરોબર વિદ્વાનો પાસે સુધરાવી છપાવો. હું તમારૂં ઉપાસક દશાંગ વાંચું છું તે ઘણીજ અશુદ્ધ લખાયલી પ્રત છે. તેમાં ઘણીજ ભુલો રહેલી માલૂમ પડે છે. વખતે લહીઆઓ પણ પોતાનું ડહાપણ ડોળતા જોવામાં આવે છે. "**અધ્યાયને બદલે અધ્યાપક**" આવી આવી રીતની તેમાં લહીઆની કસુરથી ગણો, યાતો અશુદ્ધ પ્રત ઉપરથી ઉતારા કરવાથી કેટલીક વખત ઘણી ભુલો દ્રષ્ટિ ગમ્ય થાય છે, ને દિવસે દિવસે આમ ને આમ ચાલશે તો અર્થનો અનર્થ થઇ જાય એ સ્વાભાવિક છે માટે જેમ બને તેમ જલ્દીથી વિદ્વાનો અને તેના અનુભવીઓ પાસે પુસ્તકો સુધરાવી છપાવવાં જોઇએ." આ મુજબ તેઓશ્રીનું આપણા આગમ વિગેરે અમુલ્ય ગ્રન્થોના સંબંધમાં કહેવું થયું હતું. માટે અમારો વિદ્વાન વર્ગ આ બાબતમાં પોતાનું લક્ષ ખેંચશે એવું ઇચ્છીએ છીએ. મુનીરાજો અને લાયબ્રેરીઓ તથા જ્ઞાનભંડારોના વ્યવસ્થાપકો, વિદ્વાન શ્રાવકો, ધર્મના હિતચિંતકો આ ખાતાને પોતાથી બનતી મદદ કરશે એવું ઇચ્છીએ છીએ. આ ખાતું જે પુસ્તકોદ્ધાર કરવાના નિમિતભૂત પગભર થએલું છે તેને હાલમાં જે જે વિદ્વાન મુનિરાજો, વિદ્વાન ગૃહસ્થો, અને લાયબ્રેરીના જ્ઞાનભંડારના વ્યવસ્થાપકો જે મદદ આપે છે તે અભિનંદનીય છે, અને આશા રાખીએ છીએ કે તે મુજબ તેઓ હંમેશ આ સંસ્થાને મદદ આપશે.

સને ૧૯૦૯ માં સ્થાપ્યું. બાદ વીજકોર તે શા. મુલચંદ નગીનદાસની વીધવાની મોલાસ્તથી વધીને આજે તેનું ભંડોળ રૂ. ૧૦૦૦૦૦ ) અંકે એક લાખના આશરાનું થએલું છે.

સંવત ૧૯૭૦ ની સાલમાં આખાતે શ્રી વ્યાજ ખાતે રૂ. ૪૯૪૬-૧૦-૧૦ આવેલા છે અને પુસ્તકોના વેચાણના ખર્ચ ખાતે રૂ ૧૯૪૦-૧૦-૯ જમે થએલા છે. તેમ અન્ય ગૃહસ્થો તથા કેટલીક સંસ્થાઓના નામે રૂ. ૫૨૪-૮-૧ જમે થએલા છે. તે સને ૧૯૭૦ના જાનેવારીની તા. ૧ લીની તપશીલ રૂ. ૧૦૪૪૦૯-૫-૧ સાથે ઉમેરતાં કુલ રૂ. ૧૧૧૭૨૧-૨-૯ રીપોર્ટવાળા વર્ષમાં જમે થએલા છે. ઉધાર બાજુએ રૂ. ૧૦૧-૧૪-૩ શ્રી વ્યાજ ખાતે ગવર્નમેન્ટ પ્રોમીસરીનોટના ઇન્કમટેક્ષ તરીકે ઉધાર્યા છે. રૂ. ૨૬૯૮-૧૧-૯ જુદા જુદા ખાતે ઉધાર્યા છે. અને રૂ. ૧૦૫૦૬૬-૧૪-૦ શ્રી ગવર્નમેન્ટ પ્રોમીસરી નોટ ( સાડાત્રણ ટકાની ) ખાતે ઉધાર્યા છે. તથા રૂ. ૩૮૦૯-૨-૬ ખરચ ખાતે પુસ્તકોના છપામણ, કાગળ વિગેરેના ઉધાર્યો છે. અને પોતે જાથુમ રૂ. ૫૪-૮-૩ ગણી કુલ ઉધાર બાજુ રૂ. ૧૧૧૭૨૧-૨-૯ ઉધર્યો છે. આ ખાતાના ટ્રસ્ટીઓ રા. રા. નગીનભાઇ ઘેલાભાઇ, રા. રા. જીવણચંદ સાંકરચંદ ઝવેરી, રા. રા. ગુલાબચંદ દેવચંદ, રા. રા. ફુલચંદ કસ્તુરચંદ, રા. રા. કેસરીચંદ રૂપચંદ, તથા રા. રા. મંછુભાઇ સાકરચંદ છે. આ ખાતા તરફથી આજ સુધીમાં લગભગ ૨૩ ગ્રંથો બહાર પડ્યા છે જેનાં નામ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧ શ્રી વીતરાગ સ્તોત્ર. | ૧૩ ધી કર્મ ફીલોસોફી. |
| ૨ શ્રમણ પ્રતિક્રમણ વૃત્તિ. | ૧૪ આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૧ લું |
| ૩ સ્યાદ્વાદ ભાષા. | ૧૫ ધર્મ પરીક્ષા. |
| ૪ શ્રી પાક્ષિક સૂત્ર. | ૧૬ શ્રી શાસ્ત્રવાર્તા સમુચ્ચય ભા. ૧ લો. |
| ૫ શ્રી અધ્યાત્મ મત પરીક્ષા. | ૧૭ કમ્મપયડી. |
| ૬ શ્રી ષોડશક પ્રકરણ. | ૧૮ કલ્પ સૂત્ર બારસો. |
| ૭ કલ્પ સૂત્ર સુબોધિકા. | ૧૯ પંચપ્રતિક્રમણ સૂત્ર. |
| ૮ વંદારૂવૃત્તિ નામની શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ. | ૨૦ આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૨ જું |
| ૯ દાન કલ્પદ્રુમ ધાન્યના ચરિત્ર. | ૨૧ ઉપદેશ રત્નાકર. |
| ૧૦ ધી યોગ ફીલોસોફી. | ૨૨ આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૩ જું. |
| ૧૧ શ્રી જલ્પ કલ્પલતા. | ૨૩ ચતુર્વિંશતિ જીનાનન્દ સ્તુતિ. |
| ૧૨ શ્રી યોગ દ્રષ્ટિ સમુચ્ચય. | |

---

(૪૨) ધર્માચરણ કરવું, પણ ધર્મની ધ્વજાવાળા એટલે ધર્મનો દેખાવ રાખવાવાળા દંભી થવું નહિ, જેઓ કીર્તિ ઇત્યાદિ ફળ મેળવવા માટે ધર્માચરણ કરે છે. તેઓ તો ધર્મનાજ વેપારી છે. × × × સર્વ પ્રાણીઓ પ્રત્યે મન, વાણી તથા કર્મથી વૈર રહિત થવું. અને દયાદાન તથા દાન પરાયણ થવું એ સનાતન ધર્મ છે. ( મહાભારત. )

(૪૩) અધર્મ કરવાથી પ્રથમ વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પછી નાના પ્રકારનાં સુખ જુએ છે, પછી શત્રુઓને જીતે છે. પરન્તુ અન્તે સમૂળો વિનાશ પામે છે. માટે ધર્મના કરવામાં કદેનાં પીડા થાય તો પણ અધર્મ કરનારા પાપીઓને જલદી સુખો પ્રાપ્ત થતાં જોઇને અધર્મમાં જોડવું નહિ. ( મનુસ્મૃતિ. )

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના-પ્રગટ થયેલ ગ્રન્થો.

| ગ્રન્થાંક. | પૃષ્ઠ. | કી. રૂ. આ. પા. |
|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો | ૨૦૮ | ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાન માળા | ૨૦૬ | ૦—૪—૦ |
| ૨. ભજન સંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦—૮—૦ |
| ૩. ભજન સંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦—૮—૦ |
| ૪. સમાધિ શતકમ્ | ૩૪૦ | ૦—૮—૦ |
| ૫. અનુભવ પચ્ચિશી* | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬. આત્મ પ્રદીપ | ૩૧૫ | ૦—૮—૦ |
| ૭. ભજન સંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦—૦—૦ |
| ૮. પરમાત્મદર્શન | ૪૩૨ | ૦-૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૦-૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| ૧૨. ૧૩ ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૪ તીર્થયાત્રાનુ વિમાન (આવૃત્તિ બીજી) | ૬૪ | ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજન સંગ્રહ | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૬. ગુરુબોધ | ૧૭૨ | ૦—૪—૦ |
| ૧૭ તત્ત્વજ્ઞાનદિપિકા* | ૧૨૪ | ૦—૬—૦ |
| ૧૮. ગહુંલી સંગ્રહ | ૧૧૨ | ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મ સ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો | ૨૦૮ | ૦-૧૨—૦ |
| ૨૨. વચનામૃત | ૩૮૮ | ૦-૧૪—૦ |
| ૨૩. યોગદીપક | ૨૬૮ | ૦-૧૪—૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા | ૪૦૮ | ૧—૦—૦ |
| ૨૫ અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| ૨૬ આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ | ૮૦૮ | ૨—૦—૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૪૭ | ૦—૮—૦ |
| ૨૮. જૈન ધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૮૬ | ૦—૨—૦ |

* આ નીશાનીવાળા ગ્રન્થો શીલક નથી

## ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.

૧. અમદાવાદ—જૈન બોર્ડીંગ—ઠે. નાગોરીશરાહ

૨ મુંબાઇ—મેસર્સ મેઘજી હીરજીની કું.—ઠે. પાયધુણી.

,, શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ—ઠે. ચંપાગલી

૩ પુના—શા વીરચંદ કૃષ્ણાજી—ઠે. વેતાલપેઠ.

# બૉર્ડીંગ પ્રકરણ.

---

### આ માસમાં બક્ષિશખાતે આવેલી રકમ.

૫૦-૦-૦ શા. જેસીંગભાઈ સાંકળચંદ તરફથી હ. જગાભાઈ. અમદાવાદ દોશીવાડાની પોળ.

### માસિક મદદ ખાતે આવેલી રકમ.

૨૪-૦-૦ રા. રા. વાડીલાલ મગનલાલ બા. માસ જાનેવારીથી તે ડીસેમ્બર સુધીના.

૧૪-૦-૦ રા. રા. પ્રેમચંદ કેવળદાસ બા. સપ્ટેમ્બરથી તે ડીસેમ્બર માસ સુધીની મદદના.

૧૨-૦-૦ રા. રા. શેઠ ચંદુલાલ લલ્લુભાઈ બા. માસ જુલાઈથી તે ડીસેમ્બર સુધીની મદદના.

૭-૦-૦ બાઈ માણેક શા. ફુલાભાઈ નગીનદાસની વીધવા હા. શા. વાડીલાલ સાંકળચંદ બા. ડીસેમ્બર સુધી મદદના.

૧૨-૦-૦ રા. રા. વાડીલાલ મગનલાલ બા. માસ જાનેવારીથી તે ડીસેમ્બર સુધીની મદદના સને ૧૯૧૪ના.

૨૪-૦-૦ રા. રા. મગનલાલ છગનલાલ કંટ્રાકટર બા. જાનેવારીથી ડીસેમ્બર સુધીની મદદના અને ૧૯૧૪ ના માટે કહેલા તે.

### શ્રી ધાર્મિક જ્ઞાનોત્તેજક ખાતે આવેલી રકમ.

૨૫-૦-૦ બ્હેન પ્રભાવતી રા. રા. ઝવેરી અમૃતલાલ મોહનલાલની દીકરીના સ્મર્ણાર્થે ધાર્મિક જ્ઞાનોત્તેજક ખાતે ભેટ

---

૧૬૮-૦-૦

---

# શ્રી જૈનશ્વેતાંબર નવમી કૉન્ફરન્સ.

સુજાનગઢ. ( બિકાનેર. )

અમોને લખતાં અત્યંત ખુશાલી ઉપજે છે કે આપણી કોમના આભુષણ રૂપ આપણી કૉન્ફરન્સ આ નવમા વર્ષમાં તેનું અધિવેશન કરે છે. તેની બેઠક ચાલતા માસની તા. ૨૭-૨૮-૨૯ મીએ છે. અમોને આશા છે કે દરેક બંધુ તે પ્રસંગનો લાભ લેશે. કૉન્ફરન્સથી કેટલા ફાયદા છે તથા તેની કેટલી બધી આવશ્યકતા છે તે અત્યારે કહેવાની જરૂર નથી. તેને અનુમોદન આપવું, તેના કાર્યોમાં યથાશક્તિ ભાગ લેવો, તેના ઠરાવો બનતા પ્રકારે અમલમાં મુકવાની કોશીશ કરવી એ જે મહાવીરના ખરા પુત્ર તરીકે કહેવા દાવો કરતા હોઈએ તો દરેકે દરેકની ફરજ છે. દરેક બંધુઓ ત્યાં જે જે ઠરાવો પસાર થાય તથા જે જે યોજના બાબતને માટે મનાશે સર્વોપ તે ઉપર લક્ષ આપી પોત પોતાથી બનતી મદદ કરશે એવી ઉમેદથી આશા રાખીએ છીએ. જણાવતાં ખુશી ઉપજે છે કે તે આપણા પૂજ્ય મુનિ મહારાજ શ્રીમદ્ વિજયાનંદ સૂરિના શિષ્ય મુનિ લબ્ધિવિજયના સદુપદેશથી કૉન્ફરન્સ પોતાની

REGISTERED No. B. 876.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું



સૂચના:—પત્ર વગેરે મોકલો વ્યવસ્થાપક ના શરનામે કરવો.

# બુદ્ધિપ્રભા.

# LIGHT OF REASON.

સંપાદક—મણિલાલ મોહનલાલ. પાદરાકર.

કવિત

દિવ્ય પંથ પ્રતિ સંચરવાને, જૈન જીવન ઉન્નત કરવાને,
જ્ઞાન સુધારસ રેલવવાને, શારદ સ્હાય દે 'બુદ્ધિપ્રભાને"

पुस्तक ६ ठ्ठुं. फेब्रुआरी-मार्च १९१५ वीर संवत २४४० अंक ११-१२.

प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક—શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ-
તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ.

મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે રૂ. ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ

ધી "ડાયમંડજ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

## અનુક્રમણિકા.



### યોગનિષ્ઠ મુનિમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીકૃત.

# કાવ્ય સંગ્રહ.

## ભાગ ૭ મો.

શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ રચેલો આ સાતમો ભાગ ઘણો સુંદર, રસિક અને અધ્યાત્મ ભાવનાઓથી ભરપૂર છે. નૈતિક તેમજ વ્યવહારિક ઉચ્ચ ભાવનાઓ અતિ સ્ફુટ રૂપે તેમાં પ્રકટ થયેલી છે અને પરમાર્થ, મનુષ્ય દેહનું સાફલ્ય, વગેરે ઉપર જે કાવ્યો રચેલાં છે, તે એકેકથી ચઢીઆતાં હોઇ મનને પ્રમન્ન કરે છે, અને અપૂર્વ બોધ આપે છે.

આ પુસ્તકની ઉત્તમતાના સંબંધમાં વિશેષ નહિ લખતાં **ગુજરાતી પ્રાચીન અને અર્વાચીન ભાષાના અથંગ અભ્યાસી પ્રસિદ્ધ સાક્ષરરત્ન શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો** અભિપ્રાય અત્રે ટાંકીએ છીએ; જે ઉપરથી વાચકને સહજ ખ્યાલ આવી શકશે. તેઓશ્રી લખે છે કેઃ—

"ત્યાગી છતાં દેશ કાળનું સ્વરૂપ જો કોઇએ લક્ષમાં લીધું હોય, મુક્ત છતાં સંસારી જીવના શ્રેયની ચિંતા ધરાવી હોય, સ્વધર્મમાં આસક્ત છતાં પરધર્મ પ્રત્યે સમભાવ દૃષ્ટિ દર્શાવી હોય, અસંગ છતાં મૈત્રી ભાવનાને છાજતી વિશ્વકુટુંબબુદ્ધિ વિચારમાં અને વાણીમાં પ્રકાશી હોય, તો તે બુદ્ધિસાગરજી છે. એમના કાવ્ય સંગ્રહનો સાતમો ભાગ પૂર્વે પ્રસિદ્ધ થયેલા ૭ ભાગ જેવોજ બોધદાયક છે. સરળ ભાષા, અકૃત્રિમ-શૈલી અને ઝમકદારપૂર્ણ વાણીની સાથે વિચારની સ્વતંત્રતા, આદર્શની શુદ્ધતા અને અંતરની એકરસતા એ આ સંગ્રહમાં પણ સહજ દૃષ્ટિપાત કરવાં પ્રતીત થાય છે. આ મહાત્માના કવનમાં આ જમાનાના નવા સાહિત્યની નવીનતા સ્ફુરે છે, અને તેમના નિર્મળ હૃદયમાં વર્તમાન કાળની મહેચ્છાઓ જાણે પ્રતિબિંબ પામી હોય તેમ એમની વાણી હાલની પ્રગતિની રૂપરેખાને અવકાશ આપતી જણાય છે. આવા ઉદાર આશયના, વિશાળ દૃષ્ટિના, શુભાકાંક્ષી લેખકને હાથે સુંદર સર્વાંગ સંદર્ભ બંધાય એ ઇચ્છવા જોગ છે."

તા. ૧૬-૪-૧૩. }
અમદાવાદ. }

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

# बुद्धिप्रभा.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૬ ઠ્ઠું.] તા. ૧૫ ફેબ્રુવારી, સને ૧૯૧૫. [અંક ૧૧ મો.


## अपराध क्षमा स्तोत्र.

( લેખકઃ-મુનિ અજીતસાગર-સુરત. )

### वसंततिलका छंद.

દીધાં ન કોઈ ભવમાં જન અન્ન દાન,
ભૂલ્યો અનંત ભવ આતમ તત્ત્વ જ્ઞાન;
આવ્યો હવે શરણ હે પ્રભુજી ત્હમારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૧

કોઈ ભવે જીભવડે જુઠ્ઠું વદાયું,
વિશ્વાસઘાત વનમાંહી વળી ભમાયું;
દુભવ્યા પ્રપંચ કરી દીન જીવો બિચારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૨

જાણી નહી પારકી યા સ્વનારી,
કામાંધ ક્રૂર થઈ કૃત્ય કીધાં વિકારી;
સેવ્યા નહી સદ્‌ગુરૂ સુર માની સારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૩

આત્મા સમાન જીવ સર્વ નહીજ જાણ્યા,
ખોટા ખરેખર ઉરે અભિમાન આણ્યા;
જાણ્યાં ન સ્વપ્ન સરખાં સુત ભ્રાત દારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૪

મદ્યાદિ પાન પણ કોઈક જન્મ કીધાં,
સદ્‌ગ્રંથ દાન નહી કોઈક જન્મ દીધાં;
દુર્ભક્ષ ભક્ષ કરી હાથ કર્યા નઠારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૫

સેવ્યા ન સજ્જન તણા સુખદા પ્રસંગ,
સેવ્યા અસજ્જન જનો ઉર લાવી રંગ;
કીધો કષાય અવજ્ઞાન વડેથી પ્યારો,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૬

મોહ સ્વરૂપ મધુમાં મદમાંખી થૈને,
ધાર્યું મલીન રૂપ વારમવાર જૈને;
દેખ્યા જરૂર દુખના અતિ ભ્રષ્ટ ક્યારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૭

અકર્મ પાશ સુજને દૃઢ રીત લાગ્યો,
એથી અયોગ પથ ને નથી નાથ ત્યાગ્યો;
પાશ પ્રહાર સહુના દુઃખ આપનારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૮

સંસાર જાળ તજી સાહ્ય લીધી તમારી,
એ આપદા બધી પરી કરી ધોજ મારી;
છો આપ નિર્ભય શીરે કર થાપનારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૯

આ જીવરૂપ મીન જ્ઞાન સ્વરૂપ વારી,
વીના બહુ તલફતું પણ તે તમારી;
લૈને થયું અજીત જ્ઞાનની પામી ધારા,
સર્વાપરાધ પ્રભુ માફ કરો હમારા. ૧૦

---

ધર્મની બાબતમાં બીજાની સહાયતા પર ન રહેતાં પોતે એકલાએજ ધર્મનું આચરણ કરવું, બળતા અગ્નિની પેઠે પ્રકાશવાળો ધર્મ જો લાંબા કાળ સુધી રક્ષણ કરાયેલો હોય તો તેને વિસ્તાર પામેલો અધર્મ સ્પર્શ કરવાને પણ સમર્થ થતો નથી. (મહાભારત.)

સત્ય બોલવું, તે પ્રિય લાગે તેવું બોલવું; પ્રિય ન લાગે તેવું સત્ય બોલવું નહિ, તેમ પ્રિય લાગે તેવું અસત્ય પણ બોલવું નહિ, એવો સનાતન ધર્મ છે. (મનુસ્મૃતિ.)

પ્રવાસમાં વિદ્યા મિત્ર રૂપ છે. ઘરમાં સ્ત્રી મિત્ર રૂપ છે. વ્યાધિ હોયે તેને ઔષધ મિત્ર રૂપ છે, અને મરી ગયેલાને ધર્મ મિત્ર રૂપ છે. (ચાણાક્યનીતિ.)

પ્રત્યેક ઈન્દ્રિયના વિષયમાં રાગ અને દ્વેષ જેઓ રહેલાજ હોય છે, તેઓને વશ્ય ન થવું. કેમકે એઓજ પુરૂષના શત્રુ છે. (શ્રીમદ્ ભગવદ્ગીતા.)

પારકો હોવા છતાં પણ જો હિત કરનારો હોય તો તે બન્ધુ છે, અને બન્ધુ છતાં પણ અહિત કરતો હોય તો તે પરાયો છે. રોગ એ પોતાના દેહથી ઉપજે છે, છતાં અહિત કરે છે, અને ઔષધ અરણ્યમાં થતું હોવા છતાં પણ તે હિતકારક છે. (હિતોપદેશ.)

જે કોઇની નિંદા કરે નહિ અને કરાવે પણ નહિ, કોઇએ પોતાને માર્યા છતાં મારે નહિ અને મરાવે પણ નહિ, અને પાપીને પણ મારવા ઇચ્છે નહિ, તેવા પુરૂષોના આગમનની દેવતાઓ ઇચ્છા રાખે છે. (ઉદ્યોગપર્વ.)

# નવ પદનું આરાધન.

( લેખક–નંદલાલ લલ્લુભાઇ, વડોદરા. )

૧. નવ પદ–સિદ્ધચક્રનો મહીમા ઘણો છે, અને તેના આરાધનથી મહાન ફળની પ્રાપ્તિ થાય છે, એવી જૈનોમાં મહાન શ્રદ્ધા છે. દરસાલના આસો અને ચૈત્ર માસના અજવાળીયા પખવાડીયામાં સુદ ૧૫ સુધીના ૯ દિવસો તેના આરાધનને માટે મુકરર થએલા છે, અને તે ઓળીના નામથી ઓળખાય છે. આ ઓળી સાશ્વતી કહેવાય છે, એટલે અનાદિ કાળથી એ નવ નવ દિવસો મહાન પવિત્ર તરીકે ગણાયલા છે. એ તીથીઓમાં સામાન્ય રીતે ગૃહઆરંભનાં કેટલાંક કામ બંધ કરવામાં આવે છે, અને એવા પૂજ્યવંદ્ય દિવસોમાં જેમ બને તેમ આરંભ–પાપનાં કામ ન થાય તેને માટે ખાસ કાળજી રાખવામાં આવે છે.

૨. એ દિવસોમાં આંબીલતપ સાથે સિદ્ધચક્રનું આરાધન કરે છે તેને ઓળી કહે છે એમ કહેવામાં આવે છે. ઓળીમાં જે તપશ્ચર્યા કરવામાં આવે છે તેને આંબીલ કહેવામાં આવે છે. આંબીલની તપશ્ચર્યા કરનારને એક વખતજ જમવાનું હોય છે, અને ભોજનમાં તેલ, ખટાશ, ગળપણ, મરચાં, હળદર ઇત્યાદિ જે ચીજો ભોજનને સ્વાદીષ્ટ બનાવે છે, તે સિવાય તૈયાર કરેલા પદાર્થ વાપરવામાં આવે છે; તેમજ દુધ, દહીં, ઘી, તેલ, બીલકુલ વાપરવામાં લેવાય નહિ. શાક સુકવણી અથવા લીલવણી વપરાય નહિ. એક વખત ભોજન કરવાનું અને ફાશુક જળ–ઉકાળીને ઠંડું કરેલું પાણી વાપરવાનું હોય છે. એ તપ કરવાની સાથે સિદ્ધચક્રનું દ્રવ્ય અને ભાવથી પૂજન અને આરાધન કરવાનું હોય છે. દ્રવ્ય આરાધનમાં વિધિ સહીત નવ પદની દરરોજ અષ્ટપ્રકારી પૂજા કરવાની હોય છે. ભાવપૂજામાં નવ પદ મહીમા ગર્ભિત ચૈત્યવંદન, સ્તવન, થોય, અને સ્તોત્ર કહેવાનાં હોય છે. તે ઉપરાંત દરરોજ બે વખત દેવશી અને રાઈ પ્રતિક્રમણ કરવાનું હોય છે. અનુક્રમે દરેક પદના જેટલા ગુણોની સંખ્યા બતાવેલી હોય છે, તેટલા લોગસ્સનો કાઉસગ્ગ–કાયોત્સર્ગ કરવાનો હોય છે, ને તેટલાજ ખમાસણા દેવા ઉપરાંત તે તે પદનો બેહજાર જાપ કરવાનો હોય છે. ભોંય સંથારો કરવાનો અને બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. એ સિવાય એ નવ દિવસોમાં નવપદ મહીમા ગર્ભિત શ્રીપાલ ચરિત્ર વાંચવાનું કે સાંભળવાનું હોય છે. મતલબ એ છે કે એ નવ દિવસોમાં શાસ્ત્ર વિધિ મુજબ ભાવસહીત શુદ્ધ ક્રિયા કરી આરાધન કરનારને સંસારીક કાર્ય કરવાને ઘણા ભાગે વખત મળવો મુસ્કેલ થઈ પડે છે. એવી ઓળીઓ નવ કરવાની હોય છે, અને તે સતત તુટ પડયા સિવાય કરવામાં આવે તો સાડાચાર વર્ષે એ તપ પુરો થાય છે. એવી ખાસ ઓળીનું આરાધન કરનાર ઉપરાંત છુટક છુટક આંબીલ તપશ્ચર્યા કરનાર ઘણી વ્યક્તિઓ સંખ્યાબંધ હોય છે. આ નવ દિવસોમાં એ તપનું આરાધન કરનારની ખાસ સવડને ખાતર અને તેમના એ વ્રતના આરાધનમાં સારી રીતે વ્રત થઇ શકવાના હેતુથી ઘણા સ્થળોએ નવ દિવસોમાં આંબીલની રસોઈ તૈયાર કરવાને માટે ખાસ ગોઠવણ કરવામાં આવે છે. ઓળી નવની રસોઈમાં મીઠાનો ઉપયોગ કરવાના સંબંધમાં મતભેદ છે. કેટલાકનું કહેવું અને માનવું એવું છે કે એ રસોઇ મીઠા વગરનીજ હોવી જોઇએ, પણ ઘણા ભાગે એમાં મીઠું, મરી, સુંઠ, ને હીંગનો ઉપયોગ થતો જોવામાં આવે છે.

૩. એ નવ પદ સિદ્ધચક્રયંત્રમાં નવ પદ હોય છે તેમાં દેવ, ગુરૂ, અને ધર્મ તત્વનો સમાવેશ કરવામાં આવેલો છે. સિદ્ધચક્રયંત્રની રચના ગોળાકાર આઠ પાંખડીના કમળ રૂપે કરવામાં આવેલી છે. આઠ પાંખડીમાં આઠ પદ અને મધ્યમાં એક પદ એમ નવ પદની તેમાં સ્થાપના કરવામાં આવે એવી રીતે એ કમળની રચના છે. મધ્યમાં શ્રી અરિહંત પદ, તેના ઉપર શ્રી સિદ્ધપદ, તેમની ડાબી બાજુએ શ્રી આચાર્ય, નીચે શ્રી ઉપાધ્યાય અને જમણી બાજુએ શ્રી મુનીપદની સ્થાપના કરેલી છે. બાકીના ચાર ખુણાની ચાર પાંખડીઓમાં શ્રી સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્ ચારિત્ર, અને નવ પદની સ્થાપના કરવામાં આવેલી છે.

૪. દેવ તત્વમાં શ્રી અરિહંત અને સિદ્ધપદનો ગુરૂતત્વમાં શ્રી આચાર્ય, ઉપાધ્યાય, અને મુનિ (સાધુ) પદનો અને ધર્મતત્વમાં શ્રી દર્શન, જ્ઞાન ચારિત્ર અને નવ પદનો સમાવેશ થાય છે.

૫. જૈનધર્મમાં ધર્મ આરાધનનો મુખ્ય હેતુ આત્માની ઉન્નતિ અને તેના પરિણામે પરમાત્મપદ, મોક્ષ, સીદ્ધ, એવા પર્યાયથી ઓળખાતી સ્થિતિ પ્રાપ્ત કરવાનો છે.

૬. વ્યવહારિક અથવા ધાર્મિક ગમે તે ક્રિયા કરવામાં ક્રિયા કરનારે પોતે શા ઉદ્દેશથી ક્રિયા કરે છે, એ વાત પોતાના મનથી નિશ્ચિંત કરવી જોઇએ, પછી શાસ્ત્રોક્ત રીતિએ તે ક્રિયાનું આરાધન કરવું જોઇએ, અને પોતે જે હેતુ મુકરર કરેલો હોય તે પ્રાપ્ત થતાં સુધી તે ક્રિયા કરતા મચ્યા રહેવું જોઇએ. બીજી રીતિએ બોલીએ તો સાધ્ય, સાધન અને સાધક આ ત્રણ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. સાધક જે પોતાની આત્મિક ઉન્નતિનો ઇચ્છિક, એણે પોતે સાધ્ય શું પ્રાપ્ત કરવાનું છે, તેનો ખરૂ વિચાર કરી તે મુકરર કરવું જોઇએ. તે મુકરર કર્યા બાદ તે કાર્યની પ્રાપ્તિના માટે સાધન કરવું જોઇએ. જો સાધક વીર્યવાન ઉત્સાહી હશે, અને સાધન શુદ્ધ હશે તો પછી સાધ્ય પ્રાપ્ત થયા સિવાય રહેવાનું નથી. આ સાધ્ય કંઇ તાત્કાલિક પ્રાપ્ત થતું નથી, તે પ્રાપ્ત થવામાં કેટલો કાળ લાગે છે. એ વાત ખરી છે, પણ સાધકે પોતાની શુદ્ધ સાધનામાં શ્રદ્ધા રાખવી જોઇએ કે પોતાની શુદ્ધ સાધનાના પરિણામે સાધ્ય પ્રાપ્ત થયા સિવાય રહેવાનું નથી. આવી શુદ્ધ ભાવનામાંથી કદી પણ તેણે પાછા હઠવું નહિ જોઇએ, ઉલટ ભાવનામાં ઉત્તરોત્તર આગળ વધવું જોઇએ.

૭. આપણે વ્યવહારિક–સંસારિક બાબતોનો તપાસ કરીએ છીએ તો આ સિદ્ધાંતની સત્યતા આપણને માલુમ પડે છે. હાલના જમાનામાં વિદેશીઓએ જે નવીન નવીન જાતની શોધો કરેલી છે, એ શોધોમાં શોધકે કેટલો કેટલો પ્રયાસ કરેલો હોય છે તે શોધકોનાં ચરિત્ર આપણે વાંચીએ છીએ તો આપણને માલમ પડે છે કે તેમની તે શોધોમાં વિઘ્નો–અંતરાય આવવામાં કંઇ બાકી રહેલી નથી હોતી, પણ દૃઢ નિશ્ચયવાળા શોધક પોતાની ધારેલી મુરાદમાં પાર પડતા સુધી પોતાનું કાર્ય પડતું મૂકતા નથી પણ તેઓ જુ અથવા જળોની માફક તેને વળગી રહે છે, અને પરિણામે કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરે છે. અને તે શોધનું પરિણામ જોઇ આપણે આશ્ચર્ય પામીએ છીએ.

૮. મોક્ષ પદ પ્રાપ્ત કરવાને માટે અસંખ્ય યોગ સાધન જ્ઞાનીઓએ શાસ્ત્રમાં બતાવેલા છે. તેમાં મુખ્ય યોગ નવપદ આરાધનનો બતાવેલો છે. જ્ઞાનીઓએ બતાવેલા આ મુખ્ય યોગના સંબંધી અશ્રદ્ધા કરવાનું કંઇ પણ કારણ નથી. અશ્રદ્ધા થતી હોય તો અશ્રદ્ધા કરતા પહેલાં વાસ્તવિક ચીજ શું છે, તેનો તપાસ કરવો જોઇએ. શાસ્ત્રકારોએ શા માટે

તેની આટલી બધી પ્રશંસા કરેલી છે, અને અનાદિ કાળથી એ યોગ ચાલતો આવેલો છે, અને તેનું આરાધન લોકો કરે છે, તે એક ગાડરીઓ પ્રવાહ છે કે તેની અંદર કંઇ ગૂઢ રહસ્ય સમાઇ રહેલું છે, તેનો પુરો તપાસ શોધકે અભ્યાસ કર્યા સિવાય અશ્રદ્ધા ઉત્પન્ન કરવી એ આત્મહિતૈષીઓનું કર્તવ્ય નથી.

૯. કેટલાક દર્શન–ધર્મમાં જે અમુક જ્ઞાત કે માણુસોજ પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે, બીજાઓ તે પ્રાપ્ત કરવાના અધીકારી ગણેલા નથી, તેમ જૈન દર્શનમાં નથી. જૈન દર્શનમાં પરમાત્મપદ–મોક્ષ પ્રાપ્ત કરવાના અધિકારી સર્વ જીવો છે, એમ માનેલુ છે. ગમે તે જ્ઞાતીનો કે ગમે તે દર્શનનો માણુસ હોય તેનામાં પ્રથમ મોક્ષ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય અને પછી જૈન શાસ્ત્રકારોએ સિદ્ધાંતો–શાસ્ત્રમાં વર્ણન કરેલાં છે, એવા શુદ્ધ અધ્યવસાય વિચારો કે ભાવના થાય અને શુદ્ધ જ્ઞાન મેળવવાને માટે પ્રયત્ન કરે, અને પોતાનું વર્તન, ચારિત્રને શુદ્ધ નિર્મળ રાખે, અને સમ્યક્ ક્રિયા કરે તો પરિણામે તે ઉચ્ચ સ્થિતિ–અંતીમ મોક્ષ પ્રાપ્ત કરી શકે એમ માનેલું છે.

૧૦. આત્મોન્નતિનો ઇચ્છક ગમે તે હોય તોપણ તેણે તેમાં આગળ વધવાની શરૂવાત કરતા પહેલાં દેવ, ગુરૂ અને ધર્મ; આ ત્રણ તત્વો બરોબર ઓળખવાં જોઇએ. એ ત્રણ તત્વ શુદ્ધ હોય તેમાં કોઈ પણ જાતનું દુષણ ન હોય, તોજ તેમનો કહેલો રસ્તો શુદ્ધ હોઇ શકે, નહિ તો હોઇ શકે નહિ, એમ આપણને સામાન્ય દ્રષ્ટિથી વિચાર કરતાં જણાઇ આવે છે. જૈન શાસ્ત્રકારોએ એનેજ ઘણું મહત્વ આપેલું છે. અને આત્મોન્નતિના સાધક ઉપર પહેલી ફરજ એજ રાખેલી છે કે જો તે પોતાના આત્માની ઉન્નતિ ઇચ્છતો હોય, તો જેઓ એ આત્મોન્નતિનો રસ્તો બતાવેલો છે, તેઓ કેવા હતા. તેઓનું ચારિત્ર કેવું હતું, તેનો પ્રથમ અભ્યાસ કરવો જોઇએ, નિદાન જાણવું જોઇએ. જેઓનું જ્ઞાન અને ચારિત્ર શુદ્ધ નથી, અને જેઓ હાથીના ચાવવાના અને દેખાડવાના દાંત જુદા, એવા પ્રકારની વર્તણૂકવાળા હોય તેઓ જે રસ્તે ઉન્નતિ બતાવે તે સર્વદા નિર્ભય છે, એમ માનતા પહેલાં બહુ વિચાર કરવા જેવું છે.

૧૧. આપણે નવ પદની યોજનાનું અને તેના ગુણોનું યથાર્થ જાણપણું કરીએ, અને પછી તેનું ચિંતવન–મનન કરીએ તો તેમાં શું ચીજ રહેલી છે, અને તેના ચિંતવન અને મનનદ્વારા આપણે પોતાની ઉન્નતિ શી રીતે કરી શકીએ, તેનો કંઇ ભાસ આપણને માલમ પડશે.

૧૨. જો સ્વભાવ સારા અથવા નરસાનું ઘણા ભાગે અનુકરણ કરનાર હોય છે, દુનિયામાં જે મહાન્ વ્યક્તિઓ થઇ ગઇ છે, તેઓ પણ તેના પુર્વે જે કોઇ મહાન્ થઇ ગએલા હશે, તેનું નામ સાંભળીને પોતે જે સ્થિતિમાં મુકાયલો છે, તેના કરતાં ઉચ્ચ સ્થિતિ કોઇ જુદી છે, અને તે પ્રાપ્ત કરવી જોઇએ એવી તેનામાં ભાવના સ્વભાવિક ઉત્પન્ન થવી જોઇએ. જો એવી ભાવના તેનામાં ઉત્પન્ન ન થાય તો તેને કદી પણ પોતાને પ્રાપ્ત સ્થિતિમાં અસંતોષ અને ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા થઈ શકે નહિ, અને તેવી જીજ્ઞાસા ઉત્પન્ન થયા સિવાય તે પ્રાપ્ત કરવા પ્રયત્ન પણ કરે નહિ. નવપદ યંત્રમાં જે જે દેવ, અને ગુરૂતત્વની યોજના છે, તે આપણને પ્રાપ્ત સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન કરવાને સાધનભુત છે.

૧૩. નવપદ યંત્રમાં જે ઉચ્ચ સ્થિતિ-પરમાત્મપદ મોક્ષ પ્રાપ્ત કરવાનું છે એ પદને ઉંચ પ્રદેશમાં સ્થાપન કરેલ છે અને તે સાધ્ય છે. તેના સાધક મુનિ, ઉપાધ્યાય, આચાર્ય અને કંઇક અંશે અરીહંત છે. જૈનશાસ્ત્રકારોએ ઉન્નતિના માર્ગના શુદ્ધ સાધક સર્વ વિરતી પદ ધારણ કરનાર સાધુ-મુનિને ગણેલા છે. શ્રાવક-ગૃહસ્થને દેશ વિરતીના એટલે અંશ માત્રના ત્યાગી માનેલા છે, તેથી તે જો કે સાધકપણાના દરજ્જામાંથી ખાતલ નથી, પણ શુદ્ધ ચારિત્રધારક મુનિ જેટલે અંશે પોતાની ઉન્નતિ જલદી પ્રાપ્ત કરશે તેટલે અંશે ગૃહસ્થધર્મનો આરાધક ન કરી શકે એ સ્વભાવિક છે, અને તેથીજ સાધક પદમાં મુનિની મુખ્યતા છે. શ્રાવક-ગૃહસ્થ ગૌણ હોવાથી એમાં તેની યોજના કરેલી નથી તેથી મોક્ષ પદ પ્રાપ્તિના પોતે અનઅધિકારી છે, એવું માનવાનું ગૃહસ્થને કારણ નથી.

૧૪. નવપદના સાધનદ્વારા આત્માની પ્રગતિ કરવાની ઇચ્છા ધરાવનાર સાધકે તેનું યથાર્થ સ્વરૂપ શાસ્ત્ર અને શુદ્ધ ગુરૂદ્વારા જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ, તેના સ્વરૂપના જાણપણાની સાથે જો તેનું શાસ્ત્રીય રીતે આરાધન કરવામાં આવે તો તેને વિશેષ ફળદાયી થાય એ સ્વભાવિક છે. અત્રે તેનું જે કંઇ વર્ણન કરવામાં આવેલું છે તે યત્કિંચિત માત્ર સુચન રૂપે છે.

૧૫. નવપદ યંત્રની અંદર અરિહંત પદ મુખ્ય પદે સ્થાપન કરેલ છે. અરિહંત પદવીના ધારક પણ મોક્ષપદ પ્રાપ્ત કરવા માટે પ્રયત્નવાન હોય છે, અને ઉચ્ચમાં ઉચ્ચ પદ મોક્ષપદ છે, છતાં અરિહંત પદની મુખ્ય પદમાં સ્થાપના કેમ કરવામાં આવેલી છે, એ પ્રશ્ન સ્વભાવિક ઉદ્‌ભવે છે, તેને માટે શાસ્ત્રકારોએ એવો ખુલાસો કરેલો છે કે, આ જીવનમાં મોક્ષપદ પ્રાપ્ત કરવાનો દરેક જીવે પ્રયત્ન કરવો જોઇએ, કેમકે મોક્ષપદમાં જે આત્મિક આનંદ-સુખ રહેલું છે, તે દેવતાના ભવમાં પ્રાપ્ત થતા સુખ કરતાં અનંતગણું છે. વર્તમાનમાં ધનાઢ્ય પ્રદેશના વસનારાઓમાં જેઓ પુષ્કળ ધનવાન હોય છે, અને પ્રાપ્ત થએલા ધનથી સુખ સાહીબી ભોગવવાની ઇચ્છાવાળા ફ્રાન્સ રાજ્યના પારીસ શહેરમાં જઇને વસે છે, તેવી રીતે જેઓએ આત્મિક ઉન્નતિ સંપૂર્ણ પ્રાપ્ત કરી નથી અને પુણ્ય સંચય વધુ થયો છે, તે પુણ્ય ફળ ભોગવવાને માટે દેવતાની ગતી પ્રાપ્ત થાય છે. મનુષ્યના ભવ કરતાં દેવતાના ભવમાં પૌદ્‌ગલીક સુખ વિશેષ હોય છે તે દેવોમાં પણ ઇંદ્રનું સુખ અધિક માનેલું છે. તેમનું સુખ મર્યાદિત છે, તેની જેટલી સ્થિતિ હોય તે સ્થિતિ પૂર્ણ થાય એટલે તેમને દેવતાંની ગતિમાંથી મનુષ્ય યા બીજી ગતિમાં જવું પડે છે, ને તે વખતે તેમને ઘણું દુઃખ થાય છે, તેથી તે સુખને જ્ઞાનીઓએ સુખ તરીકે માનેલું નથી; કેમકે જે સુખને અંતે પાછું દુઃખ થવાનું છે તે સુખને ખરા સુખ તરીકે કેમ સ્વીકારી શકાય? મોક્ષનું સુખ દેવતા અને ઇંદ્રના સુખ કરતાં અનંતગણું વધારે છે, અને તે સદા શાશ્વતુ છે, તે સુખ એક વખતે પ્રાપ્ત થયા પછી તે નષ્ટ થવાનું નથી. જે પ્રદેશમાં આત્મા સદા આનંદમાંજ રહે છે અને

જેટલા કાળમાં તે જરૂર એ સ્થિતિ પ્રાપ્ત કરશે, આવો ઉપદેશ કરનાર આપણામાં એવી ભાવના ઉત્પન્ન કરવાને પોતાના જ્ઞાનથી શુદ્ધ સ્વરૂપ બતાવનાર અને દરેક ભવ્ય જીવ પોતાની ઉન્નતિનો સાધક પોતેજ છે, એની શુદ્ધ પ્રરૂપણા કરનાર, આત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાનો રસ્તો બતાવનાર, અને આત્મિક ધનનો ખજાનો બતાવનાર શ્રી અરિહંત મહારાજ તેઓએ સ્વઉન્નતિ કરી છે અને સિદ્ધ પરમાત્મામાં જે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વગેરે ગુણો પ્રાપ્ત થએલા છે, તે ગુણો પોતે પ્રગટ કરેલા છે. સિદ્ધ ભગવંતમાં જે અનંત જ્ઞાન-દર્શન ચારિત્રાદિ ગુણો છે તેટલાજ ગુણો અરિહંત ભગવંતમાં છે. ઘાતીકર્મ ખપાવીને પોતે પોતાની આત્મિક ઋદ્ધિ પ્રગટ કરી છે, ફક્ત ભવોપગ્રાહી કર્મની કેટલીક પ્રકૃતિઓ જ બાકી રહેલી છે તે આયુષ્ય કર્મ પૂર્ણ થયે ૧૪ ગુણસ્થાનક પ્રાપ્ત કરીને સિદ્ધ ગતિમાં જ પોતે બીરાજનાર છે. તેમણે શુદ્ધ સાધન કરી સાધ્ય પ્રાપ્ત કરેલું છે, અને સર્વ જગતના જીવો પોતાના જેવી ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરો એવી જેના હૃદયની અંદર ભાવના વરતી રહેલી છે. પોતે આત્મિક ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરી છતાં પરોપકારાર્થે અનેક દેશમાં પ્રયાણ કરીને જગે જગે નિઃસ્વાર્થ એજ ઉપદેશ આપવાનું જેમણે કાર્ય કરેલું છે, સાધક વર્ગમાં જેઓ મુખ્ય છે, સાધક વર્ગમાં એમની બરોબરી કરવાને બીજા જીવો શક્તિવાન નથી; કેમકે સામાન્ય કેવળી કરતાં એમની બાહ્ય ઋદ્ધિ પણ વધારે હોય છે. અરિહંતનું બીજું પર્યાયવાચક નામ તીર્થંકર છે. તીર્થંકર નામ કર્મની પ્રકૃતિનો જેમને ઉદય થએલો છે. તીર્થંકરના કર્મની પ્રકૃતિ એ ઘણા પુણ્ય સંયોગે જ પ્રાપ્ત થાય છે. સામાન્ય કેવળી અને તીર્થંકર કેવળીની આત્મિક ઋદ્ધિમાં કંઇ તફાવત હોતો નથી, પણ સામાન્ય કેવળી કરતાં તીર્થંકરની પુણ્યવાઈ વિશેષ હોય છે, તેથી તેમને નવ પદ યંત્રની અંદર મુખ્ય પદ આપેલું છે. અરિહંતના બાર ગુણ, ચોત્રીશ અતીશય અને વાણીના પાંત્રીસ ગુણનું સ્વરૂપ સમજવા જેવું છે. તેમને મહા ગોપ અને નિર્યામકનું વિશેષણ શાસ્ત્રકારોએ આપેલું છે. જૈન ધર્મમાં વ્યવહારિક દ્રષ્ટિએ તેમનેજ શુદ્ધ દેવ માનેલા છે.

સિદ્ધ મોક્ષપદ અરિહંત પદ ઉપર મોક્ષપદની સ્થાપના કરેલી છે. સિદ્ધ પદના મુખ્ય આઠ ગુણ બતાવેલા છે. સિદ્ધ સ્થાન ચૌદ રાજલોકના ઉપર છે. જેને સિદ્ધ સીલા કહેવામાં આવે છે. ચૌદરાજલોકની અંદર મનુષ્ય ક્ષેત્ર પીસતાળીશ લાખ યોજનનું છે, અને તેટલોજ પ્રદેશ સિદ્ધ ક્ષેત્રનો છે, સિદ્ધ સીલા છત્રના આકારે છે. તેનું વચલું દળ આઠ યોજન જેટલું જાડું છે અને ઉપરનો ભાગ માખીની પાંખ જેટલો પાતળો છે. તેનો રંગ શ્વેત અર્જુન, સોના-સ્ફટીક રત્નના જેવો ઉજ્વળ છે. તે સિદ્ધ સીલા અને અલોકનો પ્રદેશ એ બેની વચમાં એક યોજન જેટલો પ્રદેશ છે. સિદ્ધના જીવો લોકના અંતને સ્પર્શ કરી રહેલા છે. ત્યાંથી સિદ્ધના જીવને ફરી જન્મવાનું કે મરવાનું નથી.

કેટલાક ધર્મવાળાઓનું એવું માનવું છે કે મોક્ષ થએલો આત્મા જીવ, પાછો કારણ પરત્વે અવતાર ધારણ કરે છે અને પાછો મનુષ્ય લોકમાં જન્મ લે છે. જૈન શાસ્ત્રકારો આ માન્યતા સ્વીકારતા નથી. દરેક જીવ જ્યાં સુધી કર્મસહીત છે ત્યાં સુધીજ તેને જન્મવાનું અને મરવાનું છે, જન્મમરણને મહાન્ દુઃખ માનેલું છે, કર્મસહીત જીવ મોક્ષપદનો અધીકારી નથી, અને મોક્ષમાં જઈ શકતો નથી. જીવ અરૂપી છે, કર્મને લીધેજ તેને નવાં નવાં રૂપ ધારણ કરી અવતાર ધારણ કરવા પડે છે, એક વખત કર્મમળથી રહીત થઇ

પોતાની આત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરી લીધી અને પોતે શુદ્ધ ચીદાનંદ સ્વરૂપ થયો, અને તમામ કર્મ ખપાવી મોક્ષ પદ પ્રાપ્ત કર્યું તો પછી તેને જન્મવાનું-મરવાનું છે નહિ. જીવમાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય રહેલું છે. તેના ઉપર કર્મમળ લાગેલું હોવાથી દરેક વ્યક્તિમાં જુદી જુદી અવસ્થાનો ભાસ થાય છે. દરેક જીવે પોતાની જે આત્મિકરિદ્ધિ પ્રગટ કરવાને માટે પ્રયત્ન કરવાનો છે, અને એક વખત જે શુદ્ધ આત્મિક રિદ્ધિ કેવળ જ્ઞાન; દર્શન, અને ચારિત્ર પ્રાપ્ત થયું તો પછી તે શક્તિ પાછી કોઇ કાળે પાછી જવાની નથી. એવા મનુષ્યોનેજ જીવનમુક્તની પદ્દી આપી શકાય, અને તેઓજ મનુષ્યનું આયુષ્ય પૂર્ણ કરીને મોક્ષપદ પ્રાપ્ત કરી શકે, તેથી તેની પણ ગણના દેવ પદમાંજ કરેલી છે. એજ દેવ છે, અને તેજ દરેક જીવનું સાધ્ય છે.

ગુરૂ તત્વમાં મુનિ ઉપાધ્યાય અને આચાર્યનો સમાવેશ કરેલો છે. પંચ મહાવ્રત-અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અને પરિગૃહ ત્યાગ એ મુખ્ય છે. કોઈ પણ જીવની હિંસા કરવી નહિ, કરાવવી નહિ, અને કરે તે સારી જાણી તેની અનુમોદના કરવી નહિ, એ પહેલું વ્રત છે. શાસ્ત્રમાં સત્યનું જે સ્વરૂપ બતાવેલું છે તે રીતે હંમેશ સત્ય બોલવું, જુઠું બોલવું નહિ, બીજા પાસે બોલાવવું નહિ, અને જુઠું બોલે તેને સારો માનવો નહિ. આ તેમનું બીજું વ્રત છે. કોઇની કંઇ પણ ચીજ-વસ્તુ તેની પરવાનગી સિવાય લેવી નહિ. લે તો તે અદત્ત-ચોરી ઠરે, તેથી ચોરી કરવી નહિ; કરાવવી નહિ, અને કરે તેને સારો માનવો નહિ, આ તેમનું ત્રીજું વ્રત છે. અખંડ બ્રહ્મચર્ય પાળવું, મૈથુન સેવવું નહિ, કોઇને સેવવાનો ઉપદેશ આપવો નહિ, અને મૈથુન સેવનારની અનુમોદના કરવી નહિ, આ ચોથું વ્રત છે. કંઇ પણ દ્રવ્ય-પરીગૃહ શાસ્ત્રકારોએ ચારિત્રના નિર્વાહ સારૂજ કપડાં અથવા કાષ્ટપાત્ર, કે ઉપકરણ રાખવાની આજ્ઞા આપેલી છે તે સિવાય રાખવું નહિ, રખાવવું નહિ; અને રાખે તેને સારો કરી જાણવો નહિ, આ તેઓનું મુખ્ય પાંચ મહાવ્રત છે. એવા શુદ્ધ કંચન કામનીના ત્યાગી, શુદ્ધ ધર્મના ઉપદેશ મુનિમહારાજ છે, અને તે સદાવંદનીય છે. મુનિના એ ગુણો ઉપરાંત પણ બીજા ગુણો શાસ્ત્રકારોએ બતાવેલા છે, એવા ગુણોના ધારક-ભાવ મુનિને આત્મિક ઉન્નતિના આરાધક-અધીકારી ગણેલા છે. ગમે તે જીવ, ભાવસાધુના જે ભાવશાસ્ત્રકારોએ બતાવેલા છે તેવા ભાવવાળો થાય નહિ ત્યાં સુધી તે આગળ પ્રયાણ કરવાને માટે શુદ્ધધર્મ ધ્યાન તથા શુકલ ધ્યાન કરવાનો અધીકારી નથી, તેનાથી તેવા પ્રકારનું ધ્યાન થઇ શકે નહિ. ગૃહસ્થીઓને એ પદ પહેલું પગથીયા રૂપ છે. ઉપાધ્યાય અને આચાર્ય મુનિપદથી અધીક અધીક ગુણવાન છે. તેઓને શાસ્ત્ર અભ્યાસ અધીક અધીક હોય છે, એટલુંજ નહિ પણ તેઓનો અનુભવ પણ અધીક અધીક હોય છે. મુનિગણ તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર હોય છે. મુનિઓને શાસ્ત્ર સિદ્ધાંતનું મુળથી તથા અર્થથી તેઓ જ્ઞાન આપે છે. આચાર્ય મહારાજ પાંચ પ્રકારના આચાર, જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર; એ પાંચના શુદ્ધ રીતે પાળનાર અને સાચો શુદ્ધ રસ્તો બતાવનાર હોય છે. આચાર્ય છત્રીશ ગુણના ધારક હોય, જગતના જીવોને સત્ય ઉપદેશ આપવાને સમર્થ હોય, અને ક્ષણ માત્ર પણ ક્રોધને ધારણ કરે નહિ, એટલે સદા શાંત-ક્ષમા ગુણ ધારણ કરે, હમેશ અપ્રમત ધર્મનો ઉપદેશ આપે, કેમકે જીવોને પ્રમાદ છે, એ આત્મોન્નતિને અટકાવનાર, સંસાર ચક્રમાં ગોથું ખવડાવનાર છે. મદ, વિષય, કષાય, ક્રોધ, માન, માયા, લોભ, વિકથા અને નિદ્રાઓમાં કાળ ગુમાવનારને જ્ઞાનીઓએ

પ્રમાદી કહેલા છે. પ્રમાદની વ્યાખ્યા બહુ વિશાળ છે, અને તેનું સ્વરૂપ ખાસ સમજવા જેવું છે. એવા પ્રમાદનું સ્વરૂપ સમજે અને સમજાવે, પોતે પ્રમાદમાં ફસાય નહિ અને જીવોને પ્રમાદમાં ન ફસવાને માટે ઉપદેશ આપે, પોતે અકલુષ અને અમાયી હોય, જગતના જે પદાર્થો છે, તેનું સત્ય સ્વરૂપ શાસ્ત્રકારોએ બતાવેલું છે તેવું પ્રગટ કરે ઇત્યાદિ ઘણા ગુણના ધારણ કરનાર આચાર્ય હોય છે.

ઉપાધ્યાયજી મહારાજ મુનિના જે ગુણો શાસ્ત્રકારોએ બતાવેલા છે તે ઉપરાંત જૈન સિદ્ધાંત બાર અંગનું નિરંતર સઝાય ધ્યાન કરે, મૂળ સૂત્ર તથા તેના અર્થના જાણકાર રસિક હોય, બીજા અધિકારી વર્ગને તે ભણાવે, ભણાવવાની એટલી બધી શક્તિ–પાવર તે પોતાનામાં ઉત્પન્ન કરે કે ગમે તેવો મૂર્ખ શિષ્ય હોય તેને પણ પંડિત કરવાને સમર્થ થાય. શીતલ વચનોએ કરી, શિષ્ય અને પોતાના સમાગમમાં આવનારને શાંતિ ઉપજાવે, શ્રી અરિહંત ભગવંત તથા કેવળી ભગવંતના અભાવે જૈન શાસનમાં આચાર્યને રાજા સરખા, અને ઉપાધ્યાયને રાજકુંવર સરખા ગણેલા છે. એવા ગુણના ધારક આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ, સદા વંદનીય છે. શુદ્ધ ગુરૂ છે, અને તેથીજ તેમની યોજના ગુરૂતત્વમાં શાસ્ત્રકારોએ કરેલી છે.

આત્માની અનંત શક્તિ છે, અને તેમાં અનંત ગુણ રહેલા છે, તેમાં પણ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર ગુણોને મુખ્યતા આપેલી છે, આત્માના એ ગુણો સંપૂર્ણપણે વિકાશ પામે તો બીજા ગુણો તો એવા છે કે સ્વભાવેજ તે ગુણો વિકાશ પામેજ. તેથી એ ગુણોનો વિકાશ કરવાને ખાસ ઉદ્યમવાન થવાને માટે અને હમેશ આપણી દ્રષ્ટિ તે ઉપર રહે તે સારૂ નવપદ યંત્રમાં તેની યોજના થયેલી લાગે છે.

સર્વે જીવો પોતપોતાના કર્માનુસાર સુખ દુઃખ ભોગવે છે, અને આ સંસારચક્રમાં ભમે છે, જન્મ મરણ કરે છે, અને ઉંચ અથવા નીચ ગતિ પ્રાપ્ત કરે છે, આત્માની અનંતિશક્તિ જે કર્મમળથી ઢંકાઇ ગઇ છે, તે કંઇ એકદમ ખુલ્લી થઇ શકતી નથી. તે ક્રમસર થાય છે, આત્મોન્નતિના ઇચ્છકે તે ક્રમ જાણવા સારૂ નવતત્વ, કર્મગ્રંથ અને ગુણસ્થાન ક્રમારોહન ઇત્યાદિ ગ્રંથોનો ખાસ અભ્યાસ કરવો જોઇએ, જ્યારે તેનું યથાર્થ સ્વરૂપ સમજવામાં આવશે ત્યારે આત્મોન્નતિ કેવા ક્રમસર કરવી તેનું સ્વરૂપ સમજાશે, અને પોતે કેવી રીતે પ્રગતિ કરવી તેની લાઇન મુકરર કરવા ધારશે તો તે કરી શકશે.

ચૌદ પ્રકારના ગુણોનાં સ્થાન અને આઠ પ્રકારનાં કર્મ, અને તેના ઉત્તર ભેદ ૧૫૮ નું સ્વરૂપ ખાસ સમજવા જેવું છે. ગુણોના ૧૪ સ્થાનનાં અવિરતી સમ્યક્ત્વ ગુણસ્થાન એ નામનું ચોથું ગુણસ્થાન માનેલું છે, જ્યાં સુધી એ ગુણસ્થાનનો જીવ અધિકારી થએલો ન હોય, તેમનું જ્ઞાન એ સમ્યક્–યથાર્થ–જ્ઞાન ગણાતું નથી, અને આત્મોન્નતિની શરૂઆત એ ગુણસ્થાનકથી થાય છે. આઠ પ્રકારના કર્મમાં મોહનીકર્મ નામનું કર્મ છે, મોહ જીવને મુઝાવે છે, અને તેના ૨૮ ભેદ–કારણ છે. એ મોહનીકર્મ સર્વથા ક્ષય થાય ત્યારેજ જીવ મોક્ષપદનો અધિકારી બને છે. મોહનીકર્મના મુખ્ય બે ભેદ છેઃ–એક ચારિત્રમોહની અને બીજો દર્શનમોહની. જીવોને શુદ્ધ ચારિત્રવાન થવાને ૨૫ પ્રકારના ચારિત્ર મોહનીકર્મ, અને ત્રણ પ્રકારના દર્શન મોહનીકર્મ ક્ષય કરવા જોઇએ, તે દશમા ગુણસ્થાનકે ક્ષય થાય છે, અને ક્ષય કરવાને મજબુત મનોબળની જરૂર છે, તે બધું એકદમ પ્રાપ્ત થઇ શકતું નથી.

ચોથું ગુણસ્થાનક પ્રાપ્ત કરવાને માટે ૨૮ પૈકી સાત ગુણ પ્રાપ્ત કરવાની શાસ્ત્રકારોએ આવશ્યકતા દર્શાવી છે. ક્રોધ, માન, માયા અને લોભ; આ ચારને કષાયનું નામ-આપેલું છે, અને જીવોને પ્રગતિ આત્મોન્નતિ કરતાં અટકાવનાર અને સંસારમાં ભમાવનાર તેજ છે. એ દરેકના ચાર ચાર ભેદ છેઃ-સર્વથા ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ ગૃહસ્થીઓથી થઇ શકે નહિ. તેના અધિકારી મુનિઓને ગણેલા છે, અને તે યોગ્ય છે, એમ શાંત ચિત્તથી વિચાર કરતાં લાગ્યા સિવાય રહેશે નહિ. એ ચાર ચાર ભેદમાં મુખ્ય ભેદને અનંતાનુબંધી નામ આપેલું છે. એ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભનું સ્વરૂપ સમજી તેનો ક્ષય, ઉપસમ અથવા ક્ષયઉપસમ કરવાથી તેમજ દર્શન મોહનીની જે ત્રણ પ્રકૃતિ છે, તેનો પણ ક્ષય, ઉપસમ અથવા ક્ષયઉપસમ કરવાથી ચોથું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. અહીં તેને શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મની પણ શ્રદ્ધા થાય છે. આ ગુણને સમ્યક્‌દર્શન એવું નામ આપેલું છે, અને તેથી નવપદયંત્રમાં ધર્મતત્વમાં તેને અગ્રેસર પદ આપેલું સંભવે છે. આ સમ્યકત્વ ગુણ એ આત્માનો ગુણ છે, અને તે આત્માના શુદ્ધ શુદ્ધતર ચઢતા પ્રણામ, અધ્યવસાય અને વૈરાગ્યભાવથી પ્રાપ્ત થઇ શકે છે. એ સમ્યકત્વના બે ભેદ છેઃ-એક વ્યવહાર સમ્યકત્વ અને બીજું નિશ્ચયસમ્યકત્વ. વ્યવહાર સમ્યકત્વ એ નિશ્ચયસમ્યકત્વ પામવાનું કારણ છે. વ્યવહાર સમ્યકત્વ પ્રાયઃ સમ્યકત્વાન જીવની બાહ્ય કૃતિઓથી માલમ પડવાનો સંભવ છે, અને તેને માટે ૬૭ ગુણ વર્ણવેલા છે. સમ્યકત્વવાન જીવની દરેક શુભ ક્રિયા મોક્ષપદ પ્રાપ્ત કરવાનું નિમિત્ત છે. દાન, શીલ, તપ અને ભાવ વગેરે સમકિત ગુણ સિવાય મોક્ષ પ્રાપ્તિનું કારણ થતું નથી. આ સમ્યકત્વનું શુદ્ધ સ્વરૂપ સમજાવવાને માટે સિદ્ધાંત-જૈનશાસ્ત્રમાં ઘણે ઠેકાણે વર્ણન આપેલું છે. સમ્યકત્વાન જીવ મુખ્યત્વે પાંચ લક્ષણથી ઓળખી શકાય છે.

૧. ઉપશમ—પહેલું લક્ષણ ઉપશમ-ક્ષમા ગુણ છે અને તે ક્રોધના ત્યાગથી ઉત્પન્ન થાય છે. આ ક્ષમા ગુણ એટલે દરજ્જે ઉત્પન્ન થવો જોઇએ કે કોઇ માણસે આપણો અપરાધ-ગુન્હો કર્યો હોય તેનું મનથી પણ માઠું-અહિત ચીંતવવું નહિ, તેના ઉપર મધ્યસ્થભાવ રાખે.

૨. સંવેગ—ઉત્તમ પ્રકારે સંવેગ ભાવનો ધારણ કરનાર એટલે મોક્ષપદ-મોક્ષના સુખની જીજ્ઞાસા કરનાર હોય. મનુષ્ય અને દેવતાના ભવમાં જે સુખ છે, તે સર્વ પૌદ્ગલિક સુખ છે, તે આત્મિક સુખ નથી. પૌદ્ગલિક સુખ પ્રાયઃ દુઃખ ગર્ભિત હોય છે, તેથી સમ્યકત્વવાન જીવ તેને દુઃખરૂપ માને છે. મનુષ્ય અને દેવતાના ભવમાં જેને સુખની ઉપમા આપવામાં આવે છે, તે સુખ પણ સદા શાશ્વતુ હોતું નથી. ક્ષણિક મર્યાદિત હોય છે, તે પૂર્વની પુણ્યતાના ફળરૂપે ભોગવવાનું હોય છે. મોક્ષનું સુખ એ શાશ્વત સુખ છે, એ આત્મિક સુખ એક વખત પ્રાપ્ત થયું તો પછી તેનો નાશ થતો નથી તેથીજ સમ્યકત્વવાન જીવ હમેશ મોક્ષ સુખનો ઇચ્છક હોય છે.

૩. નિર્વેદ-આ ગુણનું સ્વરૂપ શાસ્ત્રકારોએ એવું બતાવેલું છે કે જેમ બંધીખાના-જેલમાં પડેલા જીવો, તેમાંથી છુટવાને માટે હમેશ ઇચ્છાવાન હોય છે. જેલમાં સરકાર તરફથી કેદીઓને સુખ આપવાની ઇચ્છા હોતી નથી, જે સુખ-સ્વતંત્ર જીવો સ્વતંત્રતાથી ભોગવી શકે છે, તેનો જેલમાં અભાવ હોય છે. અહિં તેને જેલ ભોગવવાની મુદત સુધી

પરતંત્રપણે રહેવું પડે છે. સખ્ત મજુરીવાળા કેદીઓને ઇચ્છા સિવાય પોતાથી ન થઇ શકે એવી મજુરી કરવી પડે છે ઇત્યાદિ ઘણી ઘણી વીટંબનાઓ જેલનિવાસી જીવને ભોગવવી પડે છે, તેથી તે જેલમાંથી છુટવાને હમેશ જીજ્ઞાસાવાન હોય છે, તેમ સંસારી જીવોને સંસારમાં રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભાદિ, પરવિભાવ જનિત જન્મ, જરા, મરણ, રોગ, શોક, વિયોગ, બંધનું છેદન, તાડન, તર્જનાદિ, મોહ, વિકળતા, ભવ ભ્રમણે કરીને ગહન એવા સંસાર દુઃખને બંધીખાનારૂપ માની, તેનાથી ત્રાસ પામી અને ધર્મ એજ તારનાર છે, એમ જાણી ધર્મવડે ભવ ભ્રમણથી છુટવાની ઇચ્છા થવી એને નિર્વેદ એવું નામ આપેલું છે.

૪. અનુકંપા—દયા નામે લક્ષણ છે. તે દયાના બે ભેદ છે.–એક દ્રવ્ય દયા અને બીજી ભાવદયા. દ્રવ્ય દયા દીન, હીન, રોગી, શોગી, શોકવાળા–ગ્લાની વિગેરે વિવિધ પ્રકારે દુઃખ ભોગવતા જીવોની દયા કરી તેને પોતાની શક્તિ પ્રમાણે મદદ તથા સહાય આપી તેમને દુઃખમાંથી છોડાવવાની તજવીજ કરવી તે. બીજી ભાવદયા–ધર્મરહિત પ્રાણીઓ ધર્મનું મર્મ નહિ સમજવાથી તથા તે નહિ આદરવાથી બીજી ગતિમાં માઠી ગતિના ભાજન થશે, અને નરક તીર્યંચ ગતિનાં દુઃખ પામશે, માટે તે જો ગુણ મેળવે, ગુણી થાય, ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજી યથાશક્તિ ધર્મ આરાધન કરવાવાળા થાય એવી ભાવના ઉત્પન્ન કરવી, અને તેમ કરવાને પોતે યથાશક્તિ પ્રવર્તિ ઉદ્યમ કરે એને ચોથું અનુકંપા લક્ષણ કહ્યું છે.

૫. આસ્તિકતા—રાગ દ્વેષથી રહિત, અને કેવળજ્ઞાન ભાસ્કર એવા વિતરાગ જીનેશ્વર દેવે કહેલો ધર્મ, જે વ્યવહાર અને નિશ્ચય ધર્મ કહેલો છે, તે સત્ય છે, એવી દ્રઢ ભાવના તેને આસ્તિકતા નામે પાંચમું લક્ષણ કહેલું છે.

આ પાંચ લક્ષણથી સમ્યક્ત્વવાન જીવનું સ્વરૂપ સમજાય છે અને તેથી સમ્યક્ત્વનું લક્ષણ સમજવાને સરળતા થાય છે. જેનામાં સમ્યક્ત્વ ગુણ ઉત્પન્ન થાય તેજ જીવ શાસ્ત્રનું રહસ્ય સમજી શકે, તેના સિવાયના જ્ઞાનને અજ્ઞાન માનવામાં આવે છે, અને સમકિત સહિત જ્ઞાનવાન જીવજ પોતાની ઉન્નતિ કરી શકે છે, એમ શાસ્ત્રકારોનું માનવું છે.

કાળદોષના કારણથી સાધારણ ધર્મશાસ્ત્રનો અભ્યાસી અને સહજ માર્ગાનુસારીના ગુણો ધારણ કરનાર હોય છે, તેઓને પોતાના જે ગુણોનું અજીર્ણ થાય છે, અને સકળ-ગુણ સંપન્ન પોતેજ છે એમ અભીમાન થાય છે પણ શાસ્ત્રકારોએ સમ્યક્ત્વ ગુણ ઉત્પન્ન કરતા પહેલાં પણ કેટલાક સારા ગુણો ઉત્પન્ન કરવા પડે છે. મોક્ષના ઇચ્છક અને ગુણો ઉત્પન્ન કરનાર જીજ્ઞાસુ કયા દરજ્જે છે, એનું આત્મનિરિક્ષણ કરવાની ઇચ્છાવાળાએ યોગની આઠ પ્રકારની દ્રષ્ટિ બતાવેલી છે. એ સંબંધી યોગશાસ્ત્ર, યોગબિંદુ, યોગદ્રષ્ટિસમુચ્ચય વિગેરે ગ્રંથો છે. બાળજીવોના ઉપકારાર્થે ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજે યોગની આઠ દ્રષ્ટિની સઝાયો બનાવેલી છે. તે ખાસ વિચારવા અને મનન કરવા જેવી છે. સમ્યક્ત્વવાન જીવને પાંચમી દ્રષ્ટિ ઉત્પન્ન થવી જોઇએ, એ જીવ કેવો હોવો જોઇએ, તેનું સ્વરૂપ પાંચમી સઝાયમાં બતાવેલું છે તે સમજવાથી પોતાનામાં એ ગુણ ઉત્પન્ન થયો છે કે નહિ તે સમજાશે. એટલુંજ નહિ પણ પોતે એ ગુણનો અધીકારી છે કે કેમ તે પ્રથમની ચાર સઝાયો સામે આ પાંચમીના અર્થનું ચિંતવન કરવાથી પોતે નક્કી કરી શકશે; સર્વજ્ઞ પ્રભુએ જે ધર્મ કહેલો છે તેજ સત્ય છે, તેમાં તેને ભ્રાંતિ હોય નહિ અને જીનોક્ત તત્વોનો સૂક્ષ્મબોધ તે-

નામાં હોય; બાળકો રમતમાં ધુળનાં કિંવા રમકડાનાં ઘરો બનાવે છે, અને તેમાં આનંદ માને છે, તે પછી ભાગી નાખે છે, તેના જેની આ ભવચેષ્ટા તેને લાગે છે. અષ્ટસિદ્ધિ અને નવે નિધિ પોતાના આત્મામાં રહેલી છે, એવી દ્રઢ ભાવના તેનામાં હોય છે. પાંચ ઇંદ્રિયના જે વિકારો છે, તેમાં તેની રમણુતા ન હોય, જગતના પુદ્ગલિક વિકારોમાંથી યથાશક્તિ પોતાનું મન પાછું હઠાવી તેને છોડનારો હોય, સ્થિર ચિત્તવાન હોય, ચપળ તેમજ નિષ્ઠુર ન હોય, સંતોષવાન હોવાની સાથે દોષોનો નાશ કરનાર અને નવિન નવિન ઉત્તમ ગુણો પ્રગટ કરનાર હોય, ઇત્યાદિ ગુણો સમ્યકત્વવાન જીવમાં સ્વભાવે હોય છે. સંસાર ચક્રમાં ભમતાં-જન્મમરણુ કરતાં અનંતકાળ ગયો અને જશે. હજુ કેટલો કાળ ભમવાનું છે, એની જ્ઞાની મહારાજ સિવાય કોઇને ખબર નથી. જૈનશાસ્ત્રકારોએ તે સમજની એક કુંચી બતાવી છે એને તે એ છે કે જો જીવને એક વખત સમ્યકત્વ ગુણ ઉત્પન્ન થયો તો પછી તેને ભાવી અનંતકાળ સુધી ભમવું પડવાનું નથી, પણ થોડા ભવમાં તે જીવ પોતાની યથાર્થ આત્મોન્નતિ કરી મોક્ષસ્થાન મેળવી શકશે. તે જીવ બહુલકર્મિ હોય તોપણ અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળમાં નિશ્ચય મોક્ષ પદ પ્રાપ્ત કરશે. જીવોના ભવોની ગણત્રી સમ્યકત્વગુણુ ઉત્પન્ન થાય ત્યારથીજ ગણાય છે. સમ્યકત્વ ઉત્પન્ન થતા પહેલાં જો પરભવના આયુષ્યનો બંધ પાડયો ન હોય તથા સમ્યકત્વ ગુણુ ઉત્પન્ન થયો હોય પણ પાછો તે ગુણ વમી નાખ્યો ન હોય તે બે સિવાયના સમ્યકત્વવાન જીવ પરભવમાં દેવતાનું આયુષ બાંધે, અને આ દેહ છોડી દેવપણામાં ઉત્પન્ન થાય. તિર્થંકર મહારાજના ભવોની ગણત્રી પણ સમ્યકત્વ ગુણુ ઉત્પન્ન થયો હોય તે ભવથીજ ગણાય છે. એ ઉપરથી સમ્યકત્વ ગુણ કેટલો મહત્વનો છે, તેનું મહત્વ આપણે સમજી શકીએ છીએ, અને તે ગુણ પ્રગટ કરવાની આપણી ફરજનું આપણને ભાન થાય છે.

**સમ્યક્જ્ઞાન**—ત્યાર પછી ધર્મ તત્વમાં જ્ઞાનપદની યોજના છે. જૈનદર્શનમાં સમ્યક્જ્ઞાન, દર્શન, અને ચારિત્ર, એ ત્રણ ગુણોને રત્નની ઉપમા આપી છે. વ્યવહારમાં-દ્રવ્યમાં ઝવેરાતની ઉત્તમ પ્રકારના દ્રવ્યમાં ગણત્રી કરેલી છે, તે ઝવેરાતમાં પણ રત્નની ગણના ઉત્તમમાં આવે છે તેથી આ આત્મિક ગુણને રત્નની ઉપમા સિવાય બીજી કઇ ઉપમા આપી શકાય. એ ઉપરથી શાસ્ત્રકારોએ આત્માના બીજા અનંત ગુણોમાં આ ત્રણ ગુણની અધિકતા બતાવી છે અને શાંત ચિત્ત અને સરળ હૃદયથી વિચાર કરવાથી તેની સત્યતાની પ્રતીતિ થાય છે. સમ્યક્ દર્શન સંબંધમાં યત્કિંચિત ઉપર દિગ્દર્શન કરવામાં આવ્યું છે. હવે આપણે સમ્યક્જ્ઞાન સંબંધી ઉહાપોહ કરીએ. સમ્યક્જ્ઞાનની વ્યાખ્યા શાસ્ત્રકારોએ એવી રીતની કરેલી જણાય છે કે જે જ્ઞાનથી વસ્તુનો યથાર્થ ધર્મ જાણુવામાં આવે તો જગતની અંદર જે જે પદાર્થ છે, તે તે પદાર્થનો યથાર્થ બોધ જેનાથી થાય, એવું જ્ઞાનજ જ્ઞાનની કોટીમાં આવી શકે. જેનાથી વસ્તુનો યથાર્થ ધર્મ ન સમજાય, તેને સમ્યક્જ્ઞાનની ઉપમા શી રીતે આપી શકાય? ધર્મના સ્વરૂપનું ઓળખાણ, આત્માના સ્વરૂપનું ઓળખાણ, જડ અને ચૈતન્યનું ઓળખાણ, સ્વ અને પરનું ઓળખાણુ, ભક્ષ અભક્ષ અને પેય અપેયનો વિચાર, સદ્અસદ્નો ભેદ અને પવિત્ર તથા દુરાચારનો ભેદ અને કર્તવ્ય અકર્તવ્યનું સ્વરૂપ સમજાવનાર જ્ઞાન છે. એ જ્ઞાન એ આત્માની શક્તિ વિભૂતી છે. એ કંઇ નવિન વસ્તુ નથી, પણ તેના ઉપર આવર્ણ લાગેલાં છે. તેને ખપાવીને તે શક્તિને ખીલવવી એજ આપણું કર્તવ્ય છે. ઝવેરાત, પથ્થર અને કોયલાની ખાણુમાં ઉત્પન્ન થાય છે, તે વખતનું તેનું સ્વરૂપ જોયું

હોય તો સાધારણ પથ્થર કરતાં ચઢીયાતું જણાતું નથી. પણ જ્યારે સાધારણ પથ્થર અથવા કોયલાની ખાણમાંથી તેને જુદું પાડવામાં આવે છે, અને તેના ઉપર બાઝેલી છારી કાઢી નાખવા તેને સરાણ ઉપર ચઢાવવામાં આવે છે, અને પછી તેને ઓપવામાં આવે છે, તે વખતે તેનું અસલ નૂર-તેજ માલમ પડી આવે છે. ખાણની અંદરથી બહાર કાઢવામાં આવ્યો તે વખતે તેની જે કીંમત થતી હતી તેના કરતાં તેની હજારગણી કીંમત વધી જાય છે. એ જે પ્રભાનો પ્રકાશ તેની અંદર માલમ પડે છે; તે કંઇ બહારથી તેમાં દાખલ થઇ શકતો નથી પણ તે તો કુદરતી છે. તેજ પ્રમાણે આત્માની અંદર રહેલું જ્ઞાન એ કંઇ બહારથી આવતું નથી, પણ સદ્‌ગુરૂ સમાગમ અને સતશાસ્ત્રાભ્યાસ ઇત્યાદિ નિમિત્તોથી જ્ઞાનના ઉપરનું આવરણ ખસી જવાથીજ એ શક્તિ પ્રગટ થાય છે. જેટલા જેટલા અંશે વિશેષ પ્રગટ થાય તેટલા તેટલા અંશે જ્ઞાનશક્તિ વધે છે, અને તમામ આવરણ ખશી જઇ સંપૂર્ણ શક્તિ પ્રગટ થાય છે ત્યારે જીવને કેવળજ્ઞાન થાય છે. તેનો મહીમા અદ્‌ભુત છે, કેવળજ્ઞાનીનો જે આનંદ છે તે આનંદ કેવળજ્ઞાન સિવાયના જીવો જાણી કે અનુભવી શકે નહિ. તે અવાચ્ય છે. તેનો આનંદ જણાવવાને માટે જ્ઞાનીઓએ બહુ બહુ પ્રકારે યત્ન કરેલા છે, પણ જે વસ્તુ એવી છે કે જેનું વચનથી વર્ણન થઇ શકે નહિ ત્યાં શો ઇલાજ? શાસ્ત્રકારોએ દ્રષ્ટાંતથી સમજાવવા યત્ન કર્યો છે કે જે માણસ મુંગો હોય તેને ઉત્તમ પ્રકારની સ્વાદિષ્ટ રસોઇ જમાડી હોય તેથી તેને ઘણો આનંદ થાય અને તેથી તેના હર્ષનો પાર રહે નહિ. તે ઘણો ખુશી થાય પણ તે પોતાનો આનંદ બીજાને સમજાવી શકે નહિ તેવીજ રીતે કેવળજ્ઞાનના આનંદનું સ્વરૂપ છે. પાણી અને ઘીના સ્વાદનો અનુભવ દરેકને હોય છે, પણ તેનું સ્વરૂપ બીજાને સમજાવવું મુસ્કેલ થઇ પડે છે. ગોળ ખાંડ અને સાકર એ ત્રણમાં ગળપણ છે અને તે જુદા જુદા પ્રકારનું છે. તે આપણે સમજી શકીએ છીએ, છતાં તેનો તફાવત આપણે બીજાને સમજાવવા અશક્ત છીએ. તેવી રીતે કેવળ જ્ઞાનનો આનંદ સમજાવવો જ્ઞાનીઓને અશક્ય લાગે છે. મેટ્રીકના અભ્યાસી કરતાં બી. એ. તથા એમ. એ. થએલાની જ્ઞાનશક્તિ વધારે વધારે ખીલેલી હોય એ નિરવિવાદ વાત છે, અને તેથી પહેલાના કરતાં તેનો આનંદ વધારે હોય એ સ્વાભાવિક છે; છતાં તે આનંદનું સ્વરૂપ તે બીજાને શી રીતે સમજાવી શકે? દુનીયાના પૌદ્‌ગલિક માયાવી સુખ કરતાં કેવળ જ્ઞાનીનું સુખ, આત્મિક આનંદ અનંતગણો છે. તેથી સમ્યગ્‌જ્ઞાન એ પરમતત્વ છે. એ જ્ઞાન કેટલાક પ્રકારનું છે, અને તે દરેકનું સ્વરૂપ શું છે તે સમજવા માટે જૈનોમાં નંદીસૂત્ર નામનો શાસ્ત્રીય ગ્રંથ છે, અને તે ઘણો ગહન છે. તેના ઉપર મહાન્ આચાર્યોએ ટીકાઓ રચેલી છે. તે ખાસ અભ્યાસ કરવા જેવો ગ્રંથ છે પણ તે દરેક જીજ્ઞાસુથી તેમ બની શકે નહિ તેને માટે સંક્ષિપ્ત સ્વરૂપ જુદે જુદે પ્રસંગે શાસ્ત્રકારોએ બતાવેલું છે. વિશેષાવસ્યક નામનો જૈન ફીલસુફીનો મહાન્ ગ્રંથ છે, તેમાં પણ તેનું વર્ણન છે. તેને સમજવાનો ખપ કરનાર અને સમજીને બીજાને સમજાવવાની વૃત્તિ કરનાર મહાન્ વ્યક્તિઓ જુજ માલમ પડે છે. જૈન શાસ્ત્રકારોએ જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ પાડેલા છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન. કેવળજ્ઞાનમાં તે બીજા ચારે જ્ઞાનોનો સદ્‌ભાવ છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ ઇંદ્રિય અને મનજનીત છે, બાકીના ત્રણ જ્ઞાન અતિંદ્રિય છે. મતિજ્ઞાનના જુદા જુદા ભેદ-પર્યાય ૨૮ અને ૩૪૦ છે, તે ખાસ અભ્યાસ કરવા લાયક છે. હાલના જમાનાની શોધ-ખોળ કર-

વામાં પણ તે અચંબામાં નાંખે છે, તે બધો વિષય મતિજ્ઞાનનો છે. વિશેષ પ્રકારના મતિ જ્ઞાનવાનનેજ કેટલાકો તો સાક્ષાત્ ઈશ્વિર તુલ્ય માને છે. શ્રુતજ્ઞાનના ૧૪ અથવા ૨૦ ભેદ છે. તેની શરૂવાત અક્ષરના અનંતમા ભાગથી થાય છે, ત્યાંથી માંડીને વિધિમાં જે જે લખાયલું છે, તે તમામનો તેમાં સમાવેશ થાય છે, અવધિજ્ઞાનના મુખ્ય છ ભેદ છે, બાકી તો તેના પણ ઘણા ભેદને ધારણ કરનાર આશ્રીત પડી શકે છે. મનઃ પર્યવજ્ઞાનના બે ભેદ છે, અને કેવળજ્ઞાનમાં કંઇ ભેદજ નથી તે તો સ્વતઃ કેવળજ્ઞાનજ છે તેથી તે એકજ છે, સમ્યક્ત્વ ગુણ ઉત્પન્ન થયો હોય તેનું જ્ઞાનજ સમ્યક્જ્ઞાનની ગણત્રીમાં આવે છે, નહિ તો મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગ જ્ઞાનની ગણત્રીમાં આવે છે. સમ્યક્જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ સમજવાને માટે યથાશક્તિ ઉદ્યમ કરવો, એ પ્રથમ કર્તવ્ય માનેલું છે કેમકે તમામ વસ્તુ–ક્રિયાને સમજાવનાર જ્ઞાન છે, ને તેથી નવપદ યંત્રમાં તેની યોજનાનું મહત્વ આપણને સમજાય છે.

**સમ્યક્ ચારિત્ર** જ્ઞાનનું ફળ વિરતી–ત્યાગ છે. જીવને વસ્તુ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય, અને તેના ગુણ અવગુણ જાણે. પછી ગુણવાળી વસ્તુનો સ્વીકાર અને અવગુણવાળી–નુકશાનકારક વસ્તુનો ત્યાગ જો તે ન કરે તો તેનું જાણપણું તેને શું ફળ આપે? ક્રોધ, માન, માયા અને લોભ; આ ચાર કષાયના સોળ ભેદ જે થાય છે, તેમાં મુખ્ય ભાગોવાળા ૪ નો ક્ષય, ઉપશમ અથવા ક્ષય ઉપશમ થાય ત્યારે ચોથું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે, એવું આપણે સમ્યક્ દર્શન ગુણના વર્ણન વખતે જોઇ ગયા છીએ. આઠ પ્રકારના કર્મોમાં મોહનીકર્મ નામનું કર્મ છે, તેના બે ભેદમાં ચારિત્રમોહની નામનું કર્મ આવે છે, અને તેના ઉત્તર ભેદ પચીશ છે, તે કર્મ જેટલે અંશે કમી થાય તેટલે અંશે આત્માનો ચારિત્ર ગુણ પ્રગટ થાય છે. ચારિત્ર ધર્મને અટકાવનાર જે કષાય તેના ૧૨ ભેદનો ક્ષય–ઉપસમ અથવા ક્ષય ઉપસમ થાય તોજ આ ગુણ પ્રગટ થાય છે. એના ધારક મુનિ છે, અને તે છઠ્ઠા ગુણસ્થાનકના અધિકારી છે. કોઈ પણ જીવ એ ગુણસ્થાનક પ્રાપ્ત ન કરે તો તે મોક્ષપદનો અધિકારી થઇ શકે નહિ. એ ગુણ સ્થાનકને "સર્વવિરતી" એવું નામ આપેલું છે. સર્વસાવદ્ય યોગનો ત્યાગ કરનાર મુનિને પાંચ મહાવ્રત ધારણ કરવાં જોઇએ, તેનું સ્વરૂપ મુનિપદની સમજુતમાં આપણે ઉપર જોઇ ગયા છીએ. મુનિને તે ઉપરાંત સર્વદા રાત્રિભોજનનો ત્યાગ હોય. આઠ પ્રકારના કર્મનો નાશ કરવાને ચારિત્રજ શક્તિવાન છે. સર્વસાવદ્ય યોગના ત્યાગ કરનાર મુનિનું છઠ્ઠું ગુણસ્થાનક છે તેને દેશવિરતી એવું નામ આપેલું છે, તે પદ ધારણ કરવાની શક્તિ સર્વ જીવને એકદમ પ્રાપ્ત થઇ શકે નહિ, એ સ્વભાવિક છે. યત્કિંચિત–થોડી વિરતી ત્યાગ કરનાર ગૃહસ્થ જીવન ગાળવાની ઇચ્છાવાન કષાયના આઠ ભાગોનો ક્ષય–ઉપસમ કે ક્ષયઉપસમ કરે અને યથાશક્તિ વ્રત ધારણ કરે તે જીવ દેશવિરતી નામનું પાંચમું ગુણસ્થાનક પ્રાપ્ત કરવાનો અધિકારી થાય છે. ગૃહસ્થ–શ્રાવકના બાર વ્રતમાંથી પાલણ કરવાની શક્તિ પ્રમાણે એકથી માંડીને બાર સુધી ગમે તે વ્રત સમ્યક્ સહિત પાળવાનો તેણે નિયમ લેવો જોઇએ, અને તે લે તો પછી તેને દેશવિરતી ચારિત્રવાન એવું નામ શાસ્ત્રકારોએ આપેલું છે. આ પાંચમા ગુણસ્થાનક ધારણ કરનાર કરતાં છઠ્ઠું ગુણસ્થાનક ધારણ કરનાર ચારિત્રવાન મુનિની શુદ્ધતા અનંતગણી વધારે શાસ્ત્રકારોએ માનેલી છે. સમ્યક્ ચારિત્રવાનને સામાન્ય જીવ તો શું પણ રાજાઓ, દેવતાઓ અને ઇંદ્ર નમે છે. ઇંદ્ર પોતાની સભામાં બેસતી વખતે હમેશ વિરતીગુણ ધારણ કરનારને

નમન કરીને બેસે છે. દેવો અને ઇંદ્રમાં અગાધ શક્તિ તથા રિદ્ધિ છે, પણ વિરતીગુણ પ્રાપ્ત કરવાની તેમનામાં શક્તિ નથી. સમ્યક્ ચારિત્રને મોક્ષ પ્રાપ્તિનું અનંત કારણ જ્ઞાનીઓ ગણે છે. ચોથું મનઃપર્યવજ્ઞાન અને પાંચમું કેવળજ્ઞાન ચારિત્રવાનનેજ પ્રાપ્ત થઈ શકે. નિશ્ચય તે ભવમાં મુક્તિ પ્રાપ્ત કરનાર તીર્થંકર મહારાજા પણ યોગ્ય અવસરે ચારિત્રધર્મ અંગીકાર કરે છે. આઠ પ્રકારના કર્મને ખપાવનાર ચારિત્ર છે, તેના વિના આત્મધર્મ વિકાશ પામી શકતો નથી તેથી નવપદ યંત્રમાં ધર્મતત્વમાં તેની ગણના કરેલી લાગે છે.

**તપ**—નવતત્ત્વમાં જીવના લક્ષણની વ્યાખ્યા આપી છે. તેમાં જ્ઞાનદર્શન, ચારિત્ર, તપ અને વીર્યનો ઉપયોગ, એ જીવનું લક્ષણ બતાવ્યું છે. જીવને અનાદિ કાળથી જે કર્મ લાગેલાં હોય તે કર્મને તપાવીને તેને નિરજરાવવા–કાઢી નાંખવાની શક્તિ તપમાં છે. મુક્તિ-પદ મેળવવાની ઇચ્છાવાળાએ આત્માની નિર્મળતા થવા સારૂ જીવને નવાં કર્મ ન લાગે એને માટે જેટલી સાવચેતી રાખવાની છે, તેટલીજ કાળજી જુના પુરાણાં જે કર્મ લાગેલાં હોય તે ખપાવવાની છે. નવાં કર્મ આવતાં અટકાવવાને સંવરભાવ ધારણ કરવાનો છે, જ્યારે જુનાં કર્મ ખપાવવાને તપનો આશ્રય કરવાનો છે. જો તપનો આશ્રય કરવામાં ન આવે તો પછી જુનાં કર્મ ક્યારે ખપી રહે અને જીવ કર્મરહિત ક્યારે થાય તે ચોક્કસ નહિ. કપડાં વિગેરે ચીજોને જો ચીકાશ વળગી હોય તો તેને સાબુ આદિ ક્ષારવાળા પદાર્થથી ધોવાની તજવીજ કરવામાં આવે તો તે ચીકાશ જતી રહે છે, અને કપડાં સાફ થાય છે, તેમજ જીવને જે ચીકણાં કર્મ લાગેલાં હોય છે, તેને કાઢી નિર્મળ કરવાની શક્તિ તપમાં છે. આમ ષૈવિધિ પ્રમુખ જે લબ્ધિઓ છે, તે તપ ગુણના પ્રભાવથીજ પ્રગટ થાય છે. જીવમાં રહેલી અષ્ટ મહાસિદ્ધિ અને નવનિધિ પણ તપના લીધેજ પ્રાપ્ત થાય છે. નિકાચિત કર્મ પણ તપના પ્રભાવથી ક્ષય થઇ જાય છે. તેને ભાવમંગલની ઉપમા આપવામાં આવી છે. તેમાં સરત એટલીજ છે કે, તપ જે કરવાનો છે તે ક્ષમા સહિત કરવાનો છે. તપનું અજીર્ણ ક્રોધ છે. ક્ષમતાપૂર્વક તપ કરનારજ તેનું અપૂર્વ ફળ પ્રાપ્ત કરી શકે છે. એમ શાસ્ત્રકારોએ ફરમાવેલું છે, તેથી તપનું સેવન કરનારે પોતાનામાં તપની સામે ક્રોધનો ઉદ્ભવ ન થાય તેને માટે ખાસ કાળજી રાખવાની છે. તેમજ તપ પદનું સેવન કરનારે કપટ અને દંભનો પણ ત્યાગ કરવાનો છે. તે તપના બાહ્ય અને અભ્યંતર એવા મુખ્ય બે ભેદ છે, અને તે દરેકના ૭ ૭ ભેદ મળી કુલ ૧૨ ભેદ તપના છે. એકલો ઉપવાસ કરવો તેજ તપ છે, એમ જૈન શાસ્ત્રકારોનું માનવું નથી. ઉપવાસની સાથે બીજા પણ ભેદ છે, તે જો સમજવામાં આવે તો સહજ સ્વભાવે દરરોજ ખાવા પીવાની સાથે પણ તપ ગુણનું સેવન થઇ શકે છે. આત્માનો મૂળ સ્વભાવ અણાહારી છે. સિદ્ધ ભગવંત અણાહારી પદના ભોક્તા છે. તેથી તે ગુણ પ્રાપ્ત કરવાનો અભ્યાસ હમેશ કરવો જોઇએ. સવારમાં ઉઠતાંની સાથે જો એવો સંકલ્પ કરવામાં આવે કે મારે આજે સૂર્યોદય થયા પછી ૪૮ મીનીટ, બે ઘડી અથવા પહોર દિવસ અથવા દોઢપહોર દિવસ અથવા બપોર સુધી કંઇ પણ ખાવું પીવું નહિ તથા મોંમાં કંઇ પણ ચીજ ઘાલવી નહિ. તો તે પણ તપની ગણત્રીમાં આવે છે. દિવસમાં એક વખતજ જમવું અથવા બે વખતજ જમવું, જમવાના ટાઇમ સિવાય બીજા વખતે મોંમાં ખાવા લાયક કંઈ પણ વસ્તુ નાખવી યા ખાવી નહિ તે પણ તપજ છે. શક્તિ હોય તો એક ઉપવાસ, બે ઉપવાસ, ત્રણ, ચાર, પાંચ યાવત્ પોતાનું હમેશનું ધર્મ ધ્યાન અને ક્રિયા કરવામાં બાધા પીડી ન પહોંચે અથવા મન ગ્લાન ન થાય એટલે સુધી પોતાની

શક્તિ પ્રમાણે તપ કરે તે તપ છે. હમેશાની ખાવાની ચીજોમાંથી કંઇ ને કંઇ ચીજ દરરોજ ઓછી કરવી તે પણ તપ છે. જમતી વખતે પોતાના હાર કરતાં જુજ હાર કમતી કરવો એટલે જમવામાં ઉણાશ રાખવી એ પણ તપ છે. ૭ પ્રકારના રસમાંથી કોઈ રસનો ત્યાગ કરવો તે પણ તપનો ભેદ છે. આ બધાં બાહ્ય તપ છે, તેનું સ્વરૂપ સમજવામાં આવે અને ધારે તો દરરોજ કંઇ ને કંઈ તપ થઈ શકે. આ રીત આત્મસંયમ કરવાની મહાન કુંચી રૂપ છે. અભ્યંતર તપમાં પોતાના ચારિત્ર અથવા વ્રતને દુષણ લાગે એવું કૃત્ય ભુલથી–અજાણપણાથી થઇ ગયું હોય તો તેનું પ્રાયશ્ચિત શુદ્ધ ગુરૂ પાસે લેવું જોઇએ. ગુરૂ જે પ્રાયશ્ચિત આપે તે પ્રાયશ્ચિત અંગીકાર કરીને ફરી તે પ્રમાણે ભુલ ન કરવાનો ઉદ્યમ રાખવો જોઇએ. આપણાથી અધિક ગુણવાનનો વિનય અને વૈયાવચ્ચ કરવો, સઝાય જ્ઞાનાભ્યાસ કરવાનો ઉદ્યમ કરવો તથા ભણેલું જ્ઞાન ભુલી ન જવાય તેને માટે તેનું રીવીઝન કરવું એ પણ એક પ્રકારનું અભ્યંતર તપ છે. ધ્યાન અને કાયોત્સર્ગ કરવો તે પણ અભ્યંતર તપમાં આવે છે. આ અભ્યંતર તપ પણ આત્મિક શક્તિ પ્રગટ કરવાને કારણરૂપ છે, ને તેથી નવપદયંત્ર ધર્મતત્વમાં તેની યોજના થયેલી જણાય છે.

ઉપર પ્રમાણે નવપદમાં રહેલા દેવ-ગુરૂ અને ધર્મતત્વનું વ્યવહારથી સંક્ષિપ્ત સ્વરૂપ જોયા બાદ તેના નિમિત્તથી આલંબન અને ધ્યાનથી આત્મિક ઉન્નતિ કેવી રીતે કરવી એ જાણવાનો આપણો ખાસ ઉદ્દેશ છે. એ બાબતમાં ન્યાય શિરોમણી ઉપાધ્યાયજી મહારાજ જશવિજયજી મહારાજે શ્રી શ્રીપાળ ચરિત્રના ચોથા ખંડની બારમી ઢાળમાં જે વર્ણન કરેલું છે, તે વાંચી મનન કરવા ખાસ ભલામણ કરવામાં આવે છે. તેમાં તેઓશ્રી નીચે પ્રમાણે જણાવે છેઃ—

આરાધનનું મૂલ જસ, આતમભાવ અછેહ ॥
તિણે નવપદ છે આતમા, નવપદ માંહે તેહ ॥ ૧૨ ॥
ધ્યેય સમાપત્તિ હુવે, ધ્યાતા ધ્યાન પ્રમાણ ॥
તિણે નવ છે આતમા, જાણે કોઇ સુજાણ ॥ ૧૩ ॥
લહી અસંગ ક્રિયાબળે, જશ ધ્યાને સિધ્ધે સિદ્ધિ ॥
તિણે તેવું પદ અનુભવ્યું, ઘટમાંહિ સકળ સમૃદ્ધિ ॥ ૧૪ ॥

નવ પદનું મૂળ આરાધન તો નિશ્ચય આત્મભાવ છે, એટલે નવ પદનું આરાધન કરવું તે આત્મભાવ જાણવો, તે માટે નવ પદ તે આત્માજ છે, અને નવપદ માંહે એજ આત્મા છે.

જે વસ્તુ ધ્યાવા યોગ્ય છે, તેને ધ્યેય કહીયે, તે ધ્યેયની સમાપ્તિની સંપૂર્ણતા સમ્યક પ્રકારે થાય તો ધ્યાતા જે ધ્યાન કરનારો જીવ તેનું ધ્યેય વસ્તુનું જે ધ્યાન તે પ્રમાણ થાય. ધ્યેયની પૂર્તતા વિના ધ્યાનની પૂર્તતા થાય નહિ. ધ્યાતાના ધ્યાનનું જે પ્રમાણ તે ધ્યેય સમાપ્તેજ હોય, માટે એ નવપદ છે એજ આત્મા છે.

એ નવ પદનું ધ્યાન કરવા મુખ્યત્વે એ દરેક તત્વોમાં તે તત્વનું સ્વરૂપ, અને તેના ગુણ બતાવેલા છે. તેવા ગુણ પોતાનામાં છે કે નહિ તેનો મુકાબલો–કંપેરીઝન કરવાનું છે. અરિહંત ભગવંત એ પણ મૂળ તો આપણા જેવા સામાન્ય આત્મા હતા, તેમણે જે અસાધારણ શક્તિ ફેરવી તે વિશેષ પદને લાયકના જે ગુણો આત્મામાં ગુપ્તપણે રહેલા હતા તે ગુણ પ્રગટ કર્યા તો તે તે પદને લાયક થયા. તેમના તેવા ગુણોનું ધ્યાન કરી તેવા જે ગુણ આપણા આત્મામાં રહેલા છે તે જો આપણે પ્રગટ કરીશું તો આપણે પણ તેમના જેવા

થઇ શકીશું. તેમનામાં અને આપણામાં જે ભેદ છે તેનો છેદ કરવો એ આપણું પોતાનું ખાસ કર્તવ્ય છે. તે જો આપણે નહિ કરીએ તો કદી પણ તેમના જેવા થઇ શકવાના નથી. ભેદભાવ દુર કરવાનો ઉદ્યમ કર્યા સિવાય ને અંશે અંશે પણ તેવા ગુણો પ્રાપ્ત કર્યા સિવાય આપણો આત્માજ અરિહંત છે, એમ માનવાની ભુલ ન થાય તેને માટે ખાસ કાળજી રાખવાની છે. એ ભેદપણાનું સ્વરૂપ સમજીને ભેદપણાના કારણનો નાશ કરવાને પ્રયત્ન કરવો એજ આત્મિક શક્તિ પ્રગટ કરવાની કુંચી છે. એજ પ્રમાણે સિદ્ધના જીવોએ પરમાત્મપદ પ્રાપ્ત કરેલું છે, તે જીવો પણ પ્રથમ આપણા જેવાજ સામાન્ય હતા. તેમણે એજ રસ્તે પોતાની આત્મિક ઉન્નતિ કરેલી છે, અને સાદી અનંતભાગે પરમાત્મપદ પ્રાપ્ત કર્યું છે. બધી જગ્યેએ પદનીજ ઉપાસના કરવાવાળા છે, અને એ પદ પ્રાપ્ત થયા સિવાય સંપૂર્ણ આત્મિક ઉન્નતિ પ્રાપ્ત થયાનો દાવો કોઇ પણ કરી શક્યા નથી. તેના સ્વરૂપની રમણતા અને તેમનામાં જે અસાધારણ ગુણો રહેલા છે તેનું ચિંતવન તે આપણામાં રહેલો ભેદભાવ દુર કરવાને માટે યથાશક્તિ પ્રવૃત્તિ-ઉદ્યમ-સમ્યક્ ક્રિયા કરવી એ આપણી ફરજ છે. એ પદના ઉપાસક આચાર્ય મહારાજ ઉપાધ્યાય, અને મુનિમહારાજ પણ સામાન્ય આત્માંમાંથી એ દરજ્જે પ્રાપ્ત થયા છે. એ પણ આત્મા છે, એમના આત્મા આપણા કરતાં પોતાની આત્મિક શક્તિ પ્રગટ કરવાને મોક્ષમાર્ગ સન્મુખ થયા છે, અને તે તે પદને લાયકના ગુણો પ્રાપ્ત કર્યા છે, તોજ એ પદને શોભાવે છે. દ્રવ્યથી અને ભાવથી એ પદને ધારણ કરનાર આત્મા આપણા કરતાં મહાન્ પવિત્ર છે. આપણા કરતાં અનેકગણા શુદ્ધ છે, અને તેવો નિયમ છે, માટે આપણો આત્મા પણ જો તે પદ પ્રાપ્ત કરવાને પ્રયત્નશીલ થાય તો તે પ્રાપ્ત કરી શકે. તેમના આત્મામાં ને આપણા આત્મામાં મૂળ સ્વભાવે કંઇ તફાવત નથી પણ જેટલે અંશે આપણા કરતાં તેમણે પોતાનાં કર્મ ખપાવી ઉપરો દરજ્જો પ્રાપ્ત કર્યો છે તેટલે અંશે તેમના ગુણો વંદનીય છે. તેમનો તે દરજ્જો પ્રાપ્ત કરવાને માટે શાસ્ત્રમાં વર્ણવેલ તે તે પદને લાયકના ગુણો આપણે આપણા આત્મામાંથી પ્રગટ કરવા પ્રયત્ન કરીશું તો બેશક કોઇ કાળે પણ આપણે તે પદને લાયક થઇ શકીશું. એમ જ્ઞાનીઓનું ફરમાન છે. માટે આત્મિક ઉન્નતિ કરવાને માટે એ પદનું સ્વરૂપ સમજી તેમનામાં આપણામાં રહેલો ભેદ સમજવો જોઇએ. ત્યાર પછી તે ભેદ જેટલે અંશે આપણે દુર કરીશું તેટલે અંશે તે પદના નિકટ આપણે જઇ શકીશું.

સમ્યફ્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ આત્માના ગુણો છે. આત્મામાં અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રહેલું છે, તે કંઇ નવું પેદા કરવાનું નથી. તેનું મહત્વ કેટલું છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. એ શક્તિ આત્મામાં દબાઇ ગઇ છે, તે દબાવનાર આપણાં શુભાશુભ કર્મો છે, એ શુભાશુભ કર્મ ભોગવી-ખપાવી-નીરજરાવીને આપણો આત્મા નિર્મળ કરવો, એજ આપણું મુખ્ય નિશાન છે. સાધકની સાધના ત્યારેજ પૂર્ણ થશે, કે જ્યારે આપણો આત્મા નિર્મળ-સદ્‌ચિત્ત અને આનંદમય થશે-નિર્મળ આત્મા અનંત સુખનો ભોગી થાય છે, હળદરની પરીક્ષા કરવાની જેમનામાં પાવર-શક્તિ નથી તે કેસરની કીંમત કેવી રીતે કરી શકશે. અનાજની ગુણોમાં ભરેલું અનાજ કેવું છે, તે તેની અંદર ખરવી મારીને તેની વાનગી કાઢી જોવામાં આવે છે, તે ઉપરથી થઇ શકે છે. તેવીજ રીતે સદ્‌ગુણોથી ઉત્પન્ન થતું સુખ એ વાનગી રૂપ છે ને આત્મિક ઉન્નતિનો સાધક તેનું અવલોકન કરશે તો તેને સહજ યત્કિંચિત સુખના અનુભવ થશે. પાંચ ઇંદ્રિયોના વિષય ભોગથી

જે સુખ થાય છે તે સુખાભાસ છે, એમ માની લીધેલું છે, તેનું સુખ સર્વને એકસરખું લાગતું નથી. વાસ્તવિક તે સુખજ નથી. એ માની લીધેલું સુખ પણ દુઃખગર્ભિત હોય છે. જેમ અભક્ષ ખાનપાન ખાનારા જીવો તે ખાવામાં આનંદ માને છે, પણ તે નહિ ખાનારા જીવોને તેથી કદી પણ આનંદ થાયજ નહિ. તે તો ઉલટા તેને ધિક્કારે છે. વ્યવહારની અંદર અપ્રમાણિકપણાથી જીંદગી ગુજારનાર આનંદ ને પ્રમાણિક જીંદગી ગુજારનાર કદી પસંદ કરે નહિ. દરેકના આનંદનાં કારણો જુદાં જુદાં છે. વિષયી જીવ પરદારાગમન કરવામાં જ્યારે જીંદગીનું સાફલ્ય માને છે, ત્યારે સ્વદારા તે વર્તનને ધિક્કારે છે. ધન સંગ્રહ કરવાનો અતિ લોભ જીવને પ્રાપ્ત કરવાને કેટલું દુઃખ ભોગવે છે, ત્યારે સંતોષી જીવ પોતાને પોતાની શક્તિ પ્રમાણે થોડું પણ મળે છે તો તેથી આનંદ મેળવે છે. આમ પુદ્‌ગલિક વિષયમાં સુખની માન્યતામાં તફાવત છે, પણ આત્મિક ગુણો પ્રગટ કરનારનો આનંદ પ્રાયઃ સરખો હોય છે. વ્યવહારમાં સોનું, રૂપુ, ચાંદી ઇત્યાદિને ધન માનવામાં આવે છે, ત્યારે તત્વજીજ્ઞાસુ ગુણોને ધન માને છે. વ્યવહારમાં માનવામાં આવતું ધન પ્રસંગવશાત્ નાશ થઇ જાય છે, જ્યારે ગુણોરૂપી ધન નાશ થવાનો સંભવ ઓછો છે, અને ગુણોનો નાશ થતો નથી પણ તેની ઉપેક્ષા કરવામાં આવે છે ત્યારે તે ઢંકાઇ જાય છે. ધન-દોલત એ જીવને પરભવમાં સાથે આવતાં નથી. ધનવાનનું ધન, જમીનદારની જમીન અને રાજાઓનાં રાજ્ય અહિંજ રહી જવાનાં છે, સાથે જવાનાં નથી. ત્યારે આત્મિક વિકાસ પામેલી શક્તિ—આત્મિક ગુણો જેટલે દરજ્જે પ્રગટ થયેલા હોય, મરણ અવસરે જેવો આત્મા—જીવ નિર્મળ હોય છે તેવોજ આત્મા આ ભવની મુસાફરી પુરી કરી પરભવમાં જાય છે.

ત્યારે હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે મનુષ્ય જીવનમાં વાસ્તવિક કર્તવ્ય શું ? આ જીવનની અંદર પુદ્‌ગલિક સુખ મેળવવાને અને તે મેળવવાનું નિમિત્તભૂત એવું દ્રવ્ય તે સંચય કરવાનેજ જીંદગી ગુજારવી, અને આપણા આત્મામાં રહેલી ગુપ્ત શક્તિ જે આપણને પરિણામે હિતકારક છે તે પ્રગટ કરવાને કંઇ પણ પ્રયત્ન ન કરવો, એ એક જાતની ભૂલ જેવું નથી ? આ બાબતમાં બીજાઓ આપણને ઉપદેશ આપે છે, તેની અસર આપણને વાસ્તવિક જોઇએ તેવી થતી નથી પણ શાંત ચિત્તથી વિચાર કરવાથી આપણે પોતેજ તેનો જવાબ શોધી કાઢી શકીશું. એ શોધી કાઢવામાં નવપદ યંત્રની રચના આપણને ઘણી મદદગારરૂપ થઇ પડે છે. સિદ્ધાંત શાસ્ત્રમાંથી શોધ કરી તે પ્રગટ કરવામાં જ્ઞાનીઓએ આપણા ઉપર મહદ્ ઉપકાર કરેલો છે. સંસારિક-વ્યવહારિક કાર્યમાં મચી રહેલો જીવ નવપદ યંત્રની દ્રવ્યથી પૂજા કરવાને પ્રથમ ઉત્સુકવાન થાય છે. તે વખતે તેને આ શું છે એમ સહજ વિચાર ઉદ્‌ભવે છે. પ્રથમ જીવ પુદ્‌ગલિક સુખ મેળવવાને માટે તેની પૂજા કરે છે, હમેશ તેની પૂજા અને મનન કરનારની દ્રષ્ટિમાં કાળાંતરે ફેરફાર થાય છે. અને પુદ્‌ગલિક સુખનો ઇચ્છક જીવ આત્મિક ગુણો પ્રાપ્ત કરવાને જીજ્ઞાસુ થાય છે. અને શાસ્ત્રોક્ત રીતે તેના આરાધન અને ધ્યાનથી તેને પોતાના કર્તવ્યનો વિચાર ઉત્પન્ન થાય છે. આત્મિક શક્તિ પ્રગટ કરવાની ઇચ્છાને ફક્ત વર્ષમાં બે વખતજ નવ નવ દિવસ તેનું આરાધન કરીનેજ સંતોષ પામવાનો નથી તેથી આગળ વધવાનું છે. હમેશ નવપદ નિમિત્તે આંબીલ તપશ્ચર્યા ન થઇ શકે એ ખરૂં પણ દ્રવ્યથી પૂજા કરવામાં અને ભાવથી તેની સ્તવના કરવામાં અને ગુણોનું ચિંતવન કરવામાં આવે તો પોતાના આત્મામાં ગુપ્તપણે રહેલા ગુણો

જલદી પ્રગટ થાય અને પોતાની આત્મિક શક્તિ—પાવર વધે એમાં કાંઇ શંકા લેવા જેવું લાગતું નથી.

દુનિયાદારીના સાધારણ અનુભવથી આપણને એટલું તો માલમ પડે છે કે ધનવાન કરતાં ગુણવાનની કિંમત ઓછી થતી નથી. બલકે કેટલેક અંશે વધારે થાય છે. ત્યાગી મહાત્માઓ પાસે કંઇ દ્રવ્ય હોતું નથી ફક્ત મોક્ષ સાધનના સાધકતા કે તે મહાત્માઓ સંસારિક જીવો કરતાં ગુણોમાં આગળ વધેલા છે, તો તેને ગમે તેવા ધનવાન હશે તે પણ માન આપે છે—નમે છે એ શેનો મહિમા છે? ફક્ત આત્મિક વિકાસ વધારે થયેલો, વધુ ગુણો પ્રગટ કરેલા તેનોજ.

કોઇ પણ ધંધો કરવાને સારૂ મુડીની જરૂર પડે છે. કેટલાક ધંધા એવા છે કે મુડી વિના થઇ શકે નહિ. મુડી ભેગી કરી ધંધો શરૂ કરનારની અસાધારણ ફરજ એ છે કે તે મુડીમાં વધારો થાય તેવા પ્રકારે ધંધાની શરૂવાત કરવી અને ધંધો વધારવો. પણ મુડીમાં ખોટ જવાનો પ્રસંગ આવે તેનો ધંધો કરવો નહિ અને ધંધો આગળ કરતાં અટકવું. તેવું ધોરણ નહિ સ્વીકારનાર પોતાનો નાશ કરવા ઉપરાંત તેના સહવાસમાં આવનારને વધુ અથવા ઓછે અંશે નુકશાન કરે છે. હિંદુસ્તાનમાં માનનિય ગણાતી સ્પેસી બેંક યાને બીજી નાની બેંકો ક્રેડીટ, પીપલ્સ વિગેરેના બનેલા દાખલા આપણી નજર આગળ તાજા છે. તેમના મેનેજરોએ બેંકોના વહિવટ મુકરર કરેલા ધોરણ પ્રમાણે નહિ ચલાવતાં નુકશાનકારક ધંધાઓમાં ઝોકાવ્યું તેથી તેમનો પોતાનો નાશ કરી લીધા ઉપરાંત કેટલા લોકોના જીવનનો નાશ કર્યો છે! ધનવાન ગણાતી વ્યક્તિઓને પણ ગરીબાઇમાં નાખી દીધા છે.

સંસારિક—ગૃહસ્થપણાની જીંદગી ગુજારનાર જીવો પોતાના જીવનમાં જો આગળ વધવા માગતા હોય તો તેના માટે શાસ્ત્રકારોએ એક મહાન્ ચાવી બતાવી છે, ને તે એ છે કે તેણે ન્યાયી થવું. સંસાર વ્યવહારના દરેક કાર્યમાં ન્યાય બુદ્ધિથી ચાલવું. ન્યાયથી વૈભવ—ધન મેળવવાનેજ પ્રયત્ન કરવો. ન્યાયી જીવન ગુજારનારની કદી આત્મિક ઉન્નતિ ન થાય, તોપણ અધોગતિ તો નહિજ થાય. નવપદ આરાધન દ્વારા આત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા જીવે આ નિયમ ખાસ ધ્યાનમાંજ રાખવાનો છે. જૈનદર્શન ન્યાયવાન જીવનેજ પ્રાપ્ત થઇ શકે છે. મોક્ષ ઇચ્છાના સાધક જીવની સાધના ત્યારેજ ફળીભૂત થાય છે, અને તેટલાજ માટે શાસ્ત્રકારોએ માર્ગાનુસારીના પહેલાજ ગુણ તરીકે તેને વર્ણવેલો છે. મનુષ્ય ભવરૂપી મુડી પૂર્વપુણ્યથી આપણે પ્રાપ્ત કરી છે, તો આ ભવરૂપી દુકાનનો વ્યવહાર એવા પ્રકારનો ચલાવવો જોઇએ કે મુડીમાં વધારો થાય એટલે મનુષ્ય જીવન ઉત્તરોત્તર ઉચ પદવી પામે. નવપદમાં બતાવેલું મોક્ષપદ પ્રાપ્ત કરે, પણ ઉપરના દ્રષ્ટાંતમાં જણાવ્યા મુજબ મુડી ગુમાવાય એટલે મનુષ જીંદગીમાં ઉતરી તિર્યંચ અથવા નરક ગતિ પ્રાપ્ત ન કરે એવી વર્તણુક તો નજ રાખવી જોઇએ. તે પ્રમાણે ન બને તેને માટે અઢાર પ્રકારના પાપસ્થાનકોનું સેવન ન થાય એવી કાળજી રાખવા શાસ્ત્રકારોએ આજ્ઞા કરેલી છે.

કેટલાકોની એવી માન્યતા છે કે ઉત્ક્રાંતિના નિયમ મુજબ જીવ ઉપલે પગથિયે ચઢે, તે પછી ગમે તેવાં કામ કરે તો પણ પાછો ન પડે. જેમકે એકેંદ્રિમાં બેરેંદ્રિમાં ઉત્તરોત્તર પંચેંદ્રિ સેવી ચઢે, પંચેંદ્રિ પ્રાપ્ત કર્યા પછી ત્યાં ગમે તેવાં હલકાં કર્મ કરે તો પણ તે પંચેંદ્રિયી પતિત થઇ નીચલી યોનીમાં જાય નહિ.

આ સિદ્ધાંત જૈન શાસ્ત્રકારોને માન્ય નથી, જેવી રીતે શુદ્ધ વિચારથી આત્મિક ઉત્ક્રાંતિ થાય છે, તેવીજ રીતે અશુદ્ધ વિચાર–આચરણથી અધોગતિ પણ થાય છે. તેના પ્રત્યક્ષ દાખલા વ્યવહારમાં આપણને માલમ પડે છે. શ્રીમંત ગરીબ થાય છે. મોટા દરજ્જાનો અધિકાર ધરાવનાર અધમ કૃત્યોથી અધિકારથી ભ્રષ્ટ થાય છે. મજબુત શરીરવાળા પહેલવાન પણ નિર્માલ્ય થઇ જાય છે. તો પછી અધમાચરણ જીવ જે સ્હેજે પોતે આવેલો છે, તેથી અધોગતિએ નહિ પહોંચવાનો દાવો કેવી રીતે કરી શકે ને તેમ શી રીતે થઇ શકે? પછી તો મનુષ્યગતિ પ્રાપ્ત કરેલા પ્રાણીને પાપાચરણ કરવાનો એક જાતનો પટો પ્રાપ્ત થયો કહેવાય કેમકે તે ગમે તેવાં પાપ કરશે તોપણ મનુષ્ય ભવથી હલકી સ્થિતિના ભવને તે પ્રાપ્ત થશેજ નહિ. આ માન્યતાના વાસ્તવિકપણા સંબંધી ઘણો વિચાર કરવાનો છે, અને જૈન શાસ્ત્રકારોએ પોતાની જ્ઞાનદ્રષ્ટિ–પાવરથી એ સિદ્ધાંત સ્વીકારવાને ના પાડેલી છે. આ ભૂલ આત્મિક ગુણો વિકાશ કરવાની ઇચ્છાવાળાથી ન થાય એના માટે ખાસ કાળજી રાખવાની છે.

વ્યવહારિક ઉન્નતિ કરવાની જીજ્ઞાસાવાળા આત્મિક ઉન્નતિ કરી શકે કે કેમ? એ એક પ્રશ્ન છે. પણ આત્મિક ઉન્નતિના ઇચ્છક આત્મિક ઉન્નતિ કરવા ઉપરાંત વ્યવહારમાં પણ તેના તે ગુણથી ઘણા પ્રકારની અનુકૂળતા થાય છે, એમ અનુભવથી જણાય છે.

મનુષ્ય સ્વભાવ પ્રાયે ભુલકણો છે. વ્યવહારીઆં પરચુરણ કામો કરવામાં તે કામો મહત્વનાં કરવાને ત ભુલી જાય છે, અથવા મુલતવી રાખે છે, તેથી તે કેટલીક વખત આર્થિક નુકશાન પણ ભોગવે છે. પૌદ્ગલિક સુખની અંદર મઝા માનનારં જીવને પ્રથમ તો આત્મિક વિકાશની વાતજ નિરસ લાગે છે તો પછી તે તરફ પ્રગતિ કરવાની તો વાતજ શી, પણ હમેશ એને એજ વાત તેમના ધ્યાન ઉપર લાવવામાં આવે તો તે તરફ તેમનું લક્ષ ખેંચાયા સિવાય રહેતું નથી, અને કંઇ અંશે તે નિમિત્તથી તેના વિચારમાં પ્રાયે ફેરફાર થયા સિવાય રહેતો નથી. નવપદ દ્વારા જીવો પોતાની ઉન્નતિ કરી શકે તે માટે તેની દ્રવ્ય પૂજામાં પણ યોજના થએલી લાગે છે. દરેક દહેરાસરમાં નિદાન એક પણ ધાતુના સિદ્ધ ચક્રની આવશ્યકતા છે ને તે હોય છે. દ્રવ્યપૂજાના અધિકારી શ્રાવક દ્રવ્યપૂજન કરતી વખતે તેનું પૂજન કરે છે. ત્યાં દહેરાસરની ગોઠવણ નથી હોતી. ત્યાંના શ્રદ્ધાળુ શ્રાવકો સિદ્ધચક્રના છાપેલા ગુટકાઓ રાખે છે, અને વાસક્ષેપ–કેસર ચંદનના સુગંધી પાઉડરથી તેની પૂજા કરે છે. જીવો આ નિમિત્તથી પોતાની આત્મિક શક્તિનો વિકાશ કરી શકશે એમ જ્ઞાનીઓએ જ્ઞાન દ્રષ્ટિથી જોયાથી આ યોજના થઇ હશે એમ માનવામાં કંઇ ભૂલ થતી નથી. આવી સરસ અને ઉત્તમ યોજના કરી જ્ઞાનીઓએ આપણા ઉપર કેટલો બધો ઉપકાર કર્યો છે? ઉપકારી પુરૂષોએ જ્યારે આવા નિમિત્તની યોજના આપણે માટે સિદ્ધાંતમાંથી શોધી કાઢેલી છે, તો તેનો આપણે લાભ લેવાને બેનસીબ શા માટે રહેવું જોઇએ?

નવપદ યંત્ર આરાધનથી ઘણા જીવોએ લાભ મેળવેલો હશે, તેમાં મુખ્યત્વે શ્રીપાળ રાજા અને તેમની પટરાણી મયણાસુંદરીની કથા જૈન દર્શનમાં ઘણી પ્રસિદ્ધ છે. તેમનાં ચરિત્રો સંસ્કૃત–પ્રાકૃત અને ગુજરાતી વિગેરે ભાષામાં ઘણાં રસિક છે, અને જ્યાં જ્યાં જૈનોની વસ્તી છે, ત્યાં ત્યાં મ્હોળા ભાગે વરસમાં નિદાન એક બે વખત વંચાવવાનો રિવાજ છે. સંવત ૧૭૩૮ ના ચોમાસામાં રાંદેરમાં મહાન ગીતાર્થ શ્રી વિનયવિજય ઉપાધ્યાય તથા જશવિજય ઉપાધ્યાય ચોમાસુ રહેલા હતા. તેમણે ગુજરાતી ભાષામાં શ્રીપાળ રાજાનો રાસ બનાવેલો છે, તે એટલો બધો તો રસિક અને સરળ છે કે એક વખત તે

વાંચવાને શરૂ કર્યા પછી તે સંપૂર્ણ કર્યા સિવાય ચેન પડતું નથી. શ્રીપાળ રાજા અને નાયીકા મયણાસુંદરીનું ચારિત્ર એટલું બધું અનુકરણીય છે કે તેના દરેક ગુણનું વિવેચન એક બીજો ગ્રંથ બનાવવા જેવું થાય. પ્રાયે ગૃહસ્થનાં ચરિત્રો-કથાઓ-સાધુ મહાત્માઓ વાંચે નહિ છતાં તેમનું ચરિત્ર એટલું બધું અદ્ભૂત અને આદરણીય છે કે તેમનું ચરિત્ર સિદ્ધાંતમાં ગુંથાયેલું છે. સાહિત્યના શોખીન અને અભ્યાસીઓ જૈન કે જૈનેતર હો તેમને શ્રીપાળના રાસનું વાંચન સંતોષ અને આનંદ આપ્યા સિવાય રહેશે નહિ. એ શ્રીપાળ રાજાનો રાસ વાંચવાની ભલામણ કર્યા સિવાય રહી શકાતું નથી. ચોથો ખંડ જૈન તત્વજ્ઞાનની વાનગી રૂપ છે. તે ખાસ મનન કરવા લાયક છે. શ્રીપાળ રાસના વાંચનારાઓ પૈકી કેટલાક તે ભાગ નિરસ અને સમજણ પડે તેવો નથી એમ ધારીને પુરો વાંચતા નથી. પણ એમ કંટાળી મુકી દેવાથી જ્ઞાનાવર્ણીય કર્મ ખપશે નહિ. વાંચીને વિચાર કરવો અને તેની ચર્ચા કરવી, ન સમજણ પડે તેવા ભાગની નોટ રાખી સદ્ગુરૂની અથવા તેના અભ્યાસની જોગવાઇ મળે ન સમજાયલા ભાગનો ખુલાસો મેળવી લેવો, એથી આત્મિક ઉન્નતિનો રસ્તો શોધવાનું સુગમ થઇ પડશે.

શ્રીપાળ રાજાના રાસ ઉપરથી લેવાનો સાર એવા મતલબનો એક લેખ જૈનધર્મ પ્રકાશ નામના માસિક પત્રમાં ઘણા લાંબા વખત સુધી આવેલો છે તે લેખ ઘણો સરળ અને સમજણ પડે તેવો છે, તે બુકના રૂપમાં બહાર પાડવાની સુચના સાથે જૈન સિદ્ધાંત વિરૂદ્ધ જો કંઇ વિચાર માલમ પડે તો તે જણાવવાની સાથે ક્ષમાની યાચના કરવાની રજા લેઉં છું.

---

# શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ તીર્થ.

( લેખક-શા. બહેચરદાસ દુલવદાસ-વડોદરા. )

( અનુસંધાન અંક નવમાના ૨૬૯ પૃષ્ટથી )

**આ તીર્થનો શ્વેતાંબર તથા દિગંબર બન્ને સંપ્રદાય, જાત્રા પૂજા ને ભક્તિનો લાભ સરખો લે છે.**

બન્નેની પૂજાની વિધિ નીચે મુજબ છે. સવારમાં ૬ વાગેથી ૯ નવ વાગતા સુધી ત્રણ કલાક શ્વેતાંબરને પૂજવાનો ટાઇમ છે. તે ટાઇમમાં શ્વેતાંબરના રીવાજ મુજબ પખાળ પૂજા કરી પ્રભુને ચક્ષુ ચઢાવી આંગી ચઢાવવામાં આવે છે. દરવાજા ઉપર પહેરેગીર ઘડીઆળ દર કલાકે વગાડે છે. અને નવનો ટકોરો વાગ્યો એટલે તરતજ દિગંબર ભાઇઓ નાહી ધોઇ તૈયાર થઇ રહેલા તરતજ હાજર થાય છે અને શ્વેતાંબર ત્યાં પૂજા કરતા હોય તેમને નીકળો નીકળો કરી ધોંધાટ કરી મૂકે છે. પૂજા અધુરી હોય તોપણ નીકળવું પડે છે. દીગંબર ભાઇઓ ચીપીઆ લેઇને ઉભા હોય છે જે તરતજ ચક્ષુ ઉખાડી નાંખે છે. દાગીના ઉતારીને નવેસરથી પખાળ પૂજા કરે છે. હવે જ્યાં બારનો ટકોરો વાગ્યો કે શ્વેતાંબર ભાઇઓ હાજર થાય છે અને દીગંબર ભાઇઓને હાંકી કાઢવામાં આવે છે. તેઓ તરતજ રાખ ઉની ખદખદતી કરી ચક્ષમાં ચાંપી દે છે. પાછા ત્રણનો ટકોરો વાગ્યો કે દીગંબર ભાઇઓ આવી હાજર થાય છે અને ચક્ષુ ઉખાડી નાંખે છે. આવી રીતે ત્રણ ત્રણ

કલાકે પ્રભુની પૂજા પખાળ એમ દિવસમાં ચાર વખત થાય છે. તેમાં બે વખત શ્વેતાંબર ને બે વખત દીગંબર પૂજા કરે છે.

દેહેરાસરના ગોઠી લોકોના કુટુંબનું માણસ ૧૨૫ છે તેઓ જાતના મરાઠા છે. તેઓ પ્રભુ પાસે અગર તેમના ખોળામાં જે ચઢાવામાં આવે તે તેઓ લેઇ લેતા હતા તેને માટે સંવત ૧૯૬૫ની સાલથી દેહેરાસરનું કામકાજ કરવા ચાર માણસ નીમેલાં છે અને પૂજારી એક બ્રાહ્મણ છે. હવે પ્રભુને જે ચઢાવામાં આવે તે સઘળુ ભંડારમાં નાંખવામાં આવે છે અને ગોઠી લોકોને બાર મહીને રૂ. ૨૬૧ ઉચક આપવાનો ઠરાવ કર્યો છે. વળી જાત્રાળુને જે જે પૈસા આપવાના હોય તેની છાપેલી પાવતી આપવામાં આવે છે અને તે પાવતીમાં લખ્યા મુજબ પૈસા મેહેતાને બતાવી પોતાને હાથે નાંખી દે છે. તીજોરીને તાળુ વાસીને સીલ કરેલી હોય છે તેની કુંચી મુખ્ય આગેવાન પાસે રહે છે. જ્યારે તીજોરી ભરાય ત્યારે સઘળા આગેવાનો એકઠા મળી ઉઘાડે છે. આ બંદોબસ્ત ઘણો સારો થએલો છે. હવે આ તીર્થનું વર્ણન ખતમ થાય છે પણ મારો લખવા સંબંધી શો આશય હતો તે વાંચકવર્ગને જણાવું છું.

જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત એવો છે કે રાગદ્વેષના બંધનથી ચાર ગતિમાં–સંસારમાં રખડવું પડે છે. અને રાગદ્વેષ તજવાથી સંસારથી મુક્ત થઈ વિતરાગ સિદ્ધ ભગવાન બને છે. આ બન્ને મતવાળા શ્વેતાંબર અને દિગંબરને માન્ય છે. માટે જે જે ધર્મ કૃત્યો કરવાં તે સમભાવથી કરવાં તથા જેમ રાગદ્વેષ કમી થાય એવું વર્તન રાખવું જોઇએ ને તેવું વર્તન થાય તોજ તે ધર્મકરણી ધર્મમાં ગણાય. સામાયક, પ્રતિક્રમણ, પ્રભુ પૂજા વિગેરે આવશ્યક ક્રિયા કરતી વખત સમભાવ રાખવો જોઇએ તથા જેટલો વખત સમભાવ રહે તેટલોજ વખત લેખામાં છે.

તીર્થે જવાનો મુખ્ય ઉદ્દેશ એવો છે કે સંસારી કાર્યોમાં રાગદ્વેષ થવાનાં નિમિત્તો ઘણાં છે તેથી રાગદ્વેષ થાય છે એ નિર્વિવાદ છે. માટે ઘરની ઉપાધિ છોડી તીર્થે જવાથી સંસાર ઉપાધિ ટળે છે વળી ચિત્તની રમણતા પ્રભુના ગુણરાગની ભક્તિમાં, પ્રભુ ભેટવામાં, પ્રભુ પૂજામાં ને આવશ્યક ક્રિયામાં મન રમે છે. અને તેથી ચિત્ત ઘણા વખત સમભાવમાં રહે ને તેથી ઘણી કર્મની નિર્જરા થાય પણ જ્યારે તીર્થે જવાથી રાગદ્વેષ થાય તો પછી લાભ શું ?

શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીની જાત્રા ને પૂજા કરતાં દ્વેષ ઉત્પન્ન થવાનાં કારણો બને છે અને તે એવા મોટા ઝઘડાઓ કોર્ટોમાં ચઢી હજારો રૂપીઆ શ્રાવકોના ખોટે માર્ગે ખરચાય છે એવો બનાવ થોડા વર્ષ પર બનેલો સર્વને વિદિત હશે.

આવા મોટા ઝઘડાઓ તો મોટા મોટા ભેગા થાય ત્યારે બને છે પણ નાના ઝઘડાઓ તો હંમેશાં બનવાનાં કારણો ઘણાં છે તે હું વાંચકબંધુને જણાવું છું.

શ્રી અંતરિક્ષ પ્રભુની પૂજા દિવસમાં ચાર વખત થાય છે. તેમાં બે વખત શ્વેતામ્બર પૂજા કરે છે અને બે વખત દિગંબર પૂજા કરે છે. જ્યારે દિગંબર પૂજા કરે છે ત્યારે ચીપીઆની અણીઓના ગોદા મારી ચક્ષુ કાઢી નાંખે છે અને જ્યારે શ્વેતાંબર પૂજા કરે ત્યારે રાળ ઉની ખદખદતી કરી ચક્ષુમાં ચાંપી દે, તેથી કરીને દિગંબરને ખેદ થાય એ નિર્વિવાદ છે. તેમજ સુજ્ઞ શ્વેતાંબરને પણ પ્રભુના ચક્ષુમાં દિવસમાં બે વખત ઉની ખદખદતી રાળ ચોંપવાથી શું ખેદ ન થાય? અલબત થાયજ.

જ્યારે દિગંબર ભાઇઓ દિવસમાં બે વખત પૂજા કરવા આવે ત્યારે શ્વેતાંબરને પૂજા કરતાં અટકાવી તરતજ ચીમટાના ગોદા મારી ચક્ષુ ઉખાડી નાંખે છે તેથી શ્વેતાંબર ભાઇ-

ઓને ખેદ થાય છે. આ પ્રમાણે થવાથી બન્ને મતવાળાને ખેદ થાય છે ને કેટલીક વખત લડાઈઓ પણ થાય છે. તે માટે શ્વેતાંબર અને દિગંબર બન્ને સંઘના આગેવાનોને વિનંતી કરૂં છું કે બન્ને પક્ષવાળા એકત્ર મળી સાથે પૂજા કરે ને કોઈ કોઇને ખેદ ન થાય તેમ વર્તવા મારી અલ્પબુદ્ધિ પ્રમાણે યાચના છે તે ધ્યાનમાં લેશો !

શ્વેતાંબર પ્રભુની પૂજા કરતાં ચાર અવસ્થાની ભાવના ભાવે છે. (૧) દાગીના ઉતારતાં પ્રભુએ રાજપાટની રિદ્ધિ ઉપરથી મોહ ઉતારી સર્વે આભૂષણ ઉતારી દિક્ષા અંગીકાર કરી સર્વ વૈભવનો ત્યાગ કર્યો તો તેથી અત્યંતિક અને અનંતકાળની ક્ષાયીક લક્ષ્મી પ્રાપ્ત કરી તેમ હું પણ પુદ્ગલિક રિદ્ધિ જે ક્ષણીક છે તે ઉપરથી મોહ ઉતારીશ ત્યારેજ મારૂં કાર્ય થશે. (૨) પ્રભુની પક્ષાળ કરતી વખત જન્મ સમયે ઇંદ્રોએ મેરૂ શીખર ઉપર પ્રભુને લેઈ જઇ જેવી ભક્તિ કરી તેવી ભાવના ભાવે છે. (૩) ચંદન વિલેપન, પુષ્પ, ધૂપ, દિપ વિગેરે પૂજા કરતાં પ્રભુની રાજ અવસ્થાની ભાવના ભાવે છે. અને (૪) પ્રભુની આંગી આભૂષણની રચના કરી પ્રભુની સમોસરણની ભાવના ભાવેછે. અને આ સ્તવનાદિકથી સિદ્ધ અવસ્થા ભાવેછે.

દીગંબર ભાઇઓ પ્રભુની સિદ્ધ અવસ્થા એકનેજ માને છે. એટલે આ બન્ને પક્ષવાળાનું માનવું અપેક્ષાએ સત્ય છે. એમ જો વિચાર કરે તો મત્ત કદાગ્રહ ન થાય પણ તે પ્રમાણે સઘળા જીવોનું માનવું ન બને માટે દરેક જીવની કર્મની પ્રકૃતિઓ જુદી જુદી છે. માટે બન્ને પક્ષમાંથી એક પક્ષવાળાએ પોતાનો કદાગ્રહ છોડવો એજ સારૂં છે અને કોણ છોડે તે વિષે એક દષ્ટાંત આપું છું.

એક છોકરાને માટે બે બાઇઓને તકરાર થઇ. એક કહે કે આ મારો છોકરો ને બીજી કહે કે એ મારો છોકરો; તેમાટે બન્નેએ માજીસ્ટ્રેટ પાસે ફરીયાદ કરી. માજીસ્ટ્રેટે બન્નેની તકરાર સાંભળી લીધી પણ બંનેમાંથી કોનો છોકરો છે તે સાબીત થઇ શક્યું નહીં તેથી માજીસ્ટ્રેટે સીપાઇને હુકમ કર્યો કે આ છોકરાને કાપીને બે સરખા ભાગ કરી બંનેને વેંચી આપ ? આ ઉપરથી એક બાઇએ તે વાત કબુલ કરી અને બીજી બાઇએ કહ્યું કે મારા છોકરાને કાપશો નહીં. ભલે એને જીવતો સોંપી દ્યો, મારે જોઇતો નથી, તેની પાસે જીવતો રહેશે તેને જોઇને આનંદ પામીશ આથી માજીસ્ટ્રેટની ખાત્રી થઈ કે એ છોકરાની ખરી મા છે તેથી તે છોકરો તેને સોંપી દીધો અને બીજી બાઈ ખોટી ગળે પડી હતી તેને શિક્ષા કરી.

આ ઉપરથી સાર એ લેવાનો છે કે જે પાર્શ્વપ્રભુના ખરા ભક્ત હશે ને પ્રભુની જેને લાગણી હશે તે કદાગ્રહ છોડશે.

હું શ્રી જૈનશ્વેતાંબર કોનફરંસને વિનંતી કરૂં છું કે શ્રીપ્રભુને દિવસમાં બે વખત ઉની ખદખદતી રાળ ચોંપવાથી પ્રભુની ભક્તિ થાય છે કે આશાતના ? જો એક વખત ચડવાથી હમેશાં ચક્ષુ કાયમ રહે તો તે વાત ઠીક છે પણ વારંવાર કરવાથી તે રીવાજ ખેદકારક છે માટે ચક્ષુ ચઢાવાનો રીવાજ તે પ્રમાણે બંધ થાય તો સારૂં. જેમ શ્રીકેશરીઆ પ્રભુને ચક્ષુ ચઢાવવામાં નથી આવતાં અને બીજા દાગીના આંગી ચડે છે તો ત્યાં બંને પક્ષવાળા સુખેથી સાથે મળી સંગાથે હળી મળી જાત્રા કરે છે અને દ્વેષ થવાનું કારણ રહેતું નથી તેમજ આ તીર્થે પણ ચક્ષુ ચઢાવવાનું બંધ કરવાથી કોઇ પણ જાતની તકરાર રહે એમ સંભવતુ નથી, ચક્ષુ ચઢાવાથી મુક્તિ છે અને નહીં ચઢાવાથી મુક્તિ નથી ? તે વિષે નીચેનો શ્લોક લક્ષ્યમાં લેશો !

सेयं वरोवा आसयंरोवा बुद्धोवा अहवअन्नोया ।
समभाव भावि अप्पा लहई मुख्खं न संदेहो ॥

અર્થ—શ્વેતાંમ્બર હોય, દિગંબર હોય, અથવા બુદ્ધ હોય અને કોઈ વેદાન્તી હોય, પણ જ્યારે આત્મા સમભાવથી આત્માને ભાવીત કરે ત્યારે મુક્તિ પ્રાપ્ત કરે તેમાં સંદેહ નથી. આ મહાત્માનું વચન બહુ મનન કરવા જેવું છે. માટે સમભાવ થવાનો રસ્તો આજ છે.

## ગુણશીલ ચૈત્યતીર્થ.

આ તીર્થ બંગાળમાં આવેલું છે. ચોવીસે તીર્થંકર ભગવાનની કલ્યાણક ભૂમિ આ દેશમાં આવેલી છે. દરેક ભગવાનનાં પાંચ કલ્યાણક ગણાય છે. (ચવન, જન્મ, દિક્ષા, કેવળ ને મોક્ષ; એ પાંચ કલ્યાણક ચોવીસે જીનનાં મળી ૧૨૦ કલ્યાણક; તેમાંથી નેમનાથ પ્રભુનાં ત્રણ કલ્યાણક (દિક્ષા, કેવળ ને મોક્ષ) એ ગીરનાર ઉપર ને શ્રી આદિશ્વર ભગવાનનું મોક્ષ કલ્યાણક શ્રી અષ્ટાપદજી ઉપર મળી ચાર કલ્યાણક જતાં બાકીનાં ૧૧૬ કલ્યાણક બંગાળમાં છે ને તે શ્રી સમેતશીખરજીની જાત્રા કરનાર એ કલ્યાણક ભૂમિઓના દર્શનનો લાભ લે છે. આ કલ્યાણક ભૂમિઓમાં ગુણીઆજી (શાસ્ત્રમાં ગુણશીલ ચૈત્ય) છે. આ જગ્યાએ શ્રી વીર પરમાત્માનાં ચૌદ ચોમાસાં થએલાં છે. અને શ્રી ગૌતમસ્વામી આદિ ૧૧ ગણ ધરોને આ જગ્યાએ દિક્ષા આપેલી એમ મારા સાંભળવામાં આવેલું છે. અહીંથી આસરે ૨૫ કોસ ઉપર કુંડળપુરનું તીર્થ છે તેને ગોબર ગામ કહે છે. ત્યાં શ્રી ગૌતમસ્વામી મહારાજની જન્મ ભૂમિ છે ત્યાં પણ મોટી ધર્મશાળા ને મહાવીર સ્વામીનું દહેરાસર છે તેમાં શ્રી ગૌતમ પ્રભુની મૂર્તિ તથા દહેરાની સામે ચોકમાં ગૌતમ સ્વામીનો અગ્નિ હોત્રનો કુંડ છે.

કવીલ જંકશનથી બનારસ જતાં વચમાં નવાદા સ્ટેશન આવે છે; ત્યાંથી ઉતરી ૨॥ માઇલ ગુણીઆજી (ગુણશીલ ચૈત્ય) તીર્થ જવાય છે. આ તીર્થ જંગલમાં છે એટલે ત્યાંથી અર્ધા અર્ધા મૈલને છેટે એ નાનાં ગામડાં છે અને ખુલ્લા મેદાનમાં એક મોટું તળાવ છે. તળાવની મધ્યમાં શ્રી મહાવીર સ્વામી ભગવાનનું દહેરાસર છે તથા તળાવને કીનારે એક મોટી ધર્મશાળા છે, ત્યાંથી પુલ બાંધેલો છે. ધર્મશાળામાંથી પુલ ઉપર થઈને દહેરાસરમાં જવાય છે. ધર્મશાળાની વચમાં ખુલ્લો ચોક છે ને તેમાં કુવો તથા બાગ છે. ઉતરવાની સવડ સારી છે. વાસણ ગોદડાં વિગેરે મળે છે. ત્યાં પૂજારી બ્રાહ્મણ રહે છે તે વહીવટ કરે છે. ધર્મશાળાને ફરતાં તથા તળાવની પાળ ઉપર લીમડા, વડ વિગેરેનાં ઝાડ છે અને ફરતું મેદાન છે તેથી ખુલ્લી હવા આવવાથી તે જગ્યા બહુ રમણીક લાગે છે. આ તળાવની વચમાં શ્રી મહાવીર સ્વામીનું દહેરાસર સાદુ પણ વીમાનના ઘાટનું ચોરસ સુંદર આકૃતિ અને ચારે તરફ ફરવા ઓટલો ને બેઠક છે તથા ફરતુ તળાવનું પાણી છે. દહેરાસરની વચમાં શ્રી મહાવીર સ્વામીનું દહેરાસર છે તેમાં શ્રી મહાવીર સ્વામીની નાની પ્રતિમાજી છે. જોડે નેમનાથ ભગવાનની વેળુની પ્રતિમાજી છે. તે દહેરાસરની ચારે તરફ ફરાય તેમ છે. તેમાં પાછલા ભાગમાં એક બાજુ ૧૧ ગણધરનાં પગલાં છે. દહેરાસરની ચારે ખુણે ચાર ગોળ દેરીઓ છે. તેમાં જમણી બાજુની ખુણાની દેરીમાં શ્રી ગૌતમસ્વામીના મોક્ષ કલ્યાણકનાં પગલાં છે ને ડાબી બાજુના ખુણાની દેરીમાં ૨૪ ભગવાનનાં પગલાં છે. બાકીના બે ખુણાની દેરીઓમાં પણ પગલાં છે. જગ્યા સુંદર ને રમણીક છે.

## તીર્થમાં થતી હિંસા.

આ દહેરાસરને ફરતું તળાવ છે તેમાં આજુબાજુના ગામોનાં છોકરાંઓ આવીને માછલાં પકડે છે. આપણે ભગવાનની પૂજા કરતા હોઈએ તે વખતે દહેરાસરની ચારે બાજુએ છોકરાં પાણીમાં પેસી માછલાં પકડે છે. આ કેટલી ખેદની વાત છે?! આ જોઈ કોની લાગણી ન દુખાય? એ વખતે તે લોકોને ધમકાવીએ તો બહાર નીકળી જાય છે. આપણે ત્યાંથી પાછા ધર્મશાળામાં આવ્યા કે પાછા તળાવમાં પડે છે. આ બનાવ હું ત્યાં આઠ દિવસ રહ્યો ત્યાં સુધી દરરોજ એ પ્રમાણે જોયો છે. આ બાબત ત્યાંના પૂજારીને કહ્યું કે માછલાં ન પકડે તેનો બંદોબસ્ત કેમ કરતા નથી? ત્યારે પૂજારીએ કહ્યું કે એનો બંદોબસ્ત અમારાથી થઇ શકે તેમ નથી. આ દહેરાસરનો વહીવટ કરનાર બીહારના બાબુ સાહેબને કહો તો તે કરી શકશે.

અમો બીહાર ગયા ત્યારે બાબુ સાહેબને ઘેર ગયા અને તેમને કહ્યું કે શુણીઆજીના તીર્થમાં ભગવાનના મ્હોં આગળ દરરોજ હજારો જીવની હિંસા થાય છે. તે અટકાવવા વિષેની વિનંતિ કરી ત્યારે તેઓ સાહેબે કહ્યું કે આ દહેરાસર આપણું છે અને તળાવનો હક ત્યાંના જાગીરદારનો છે. માટે બંદોબસ્ત થતો નથી. એ તળાવ જો આપણે ખરીદી લઇએ તો એ બંદોબસ્ત થઇ શકે.

તે તીર્થનો લાભ શ્વેતાંબર તથા દિગંબર બંને સરખો લે છે એટલે બંનેનું તીર્થ છે. તે તીર્થ ઘણું પવિત્ર છે.

જૈન શ્વેતાંબર તથા દિગંબર બંને કોનફરન્સના આગેવાનો અને સદ્‌ગૃહસ્થોને મારી નમ્ર વિનંતિ છે કે તે તીર્થમાં થતી હિંસા અટકાવવા માટે જાગીરદાર પાસેથી તળાવ ખરીદી લેઇ અગર જાગીરદારનું મન મનાવી પ્રભુ પાસે થતી અસંખ્ય જીવોની હિંસા અટકાવવા પગલું ભરશે. સંઘને આ કામ ભારે નથી તેમ એકજ શ્રીમાન્ ગૃહસ્થ ધારે તો થઇ શકે તેમ છે માટે કોઇ પણ સખી ગૃહસ્થ આ કામ કરશે તો આવો અનંતો લાભ મેળવવાને ભાગ્યશાળી થશે.

તે તળાવ વચમાં આપણા પ્રભુજીનું મંદિર છે તો તળાવ પણ આપણું હોવું જોઇએ એમ અનુમાન થઇ શકે છે. પણ ત્યાં શ્રાવકની વસ્તી નહિ હોવાથી એ માલિક થયા હોય એમ લાગે છે છતાં માલિક થઇને એ તળાવની કંઇ પણ ઉત્પન્ન કે આવક થાય તેમ નથી પણ ફક્ત ઢોરોને પાણી પીવા ને ન્હાવા–ધોવાનો ઉપયોગ થાય તેમ છે. તે ઉપયોગ તેઓ કરે તેમાં આપને કઇ હરકત નથી છતાં ફક્ત માછલાં ના પકડે તે બાબતનો કરાર કરાવી લઇને તે કરારનો અમલ ચાલુ રહે તેને માટે સંઘના આગેવાનો પગલુ ભરશે તો પ્રભુ-ભક્તિનો લાભ, તીર્થની આશાતના ટાળવાનો લાભ અને અનંતા જીવોને અભયદાન, એવો અનંતો લાભ મેળવી મોક્ષના અધિકારી થશે. તથાસ્તુ.

---

ન્યાયથી આજીવિકા ચલાવવી જેમને પ્રિય છે, તેમણે પ્રાણના નાશની વખતે પણ નિંદિત કાર્ય ન કરવું, દુર્જનની આગળ યાચના કરવી નહિ, જેનું ધન ક્ષીણ થયું હોય તેવા મિત્ર પાસે પણ માગવું નહિ. વિપત્તિમાં પણ મોટાઇમાં રહેવું, અને મહાત્માઓના માર્ગને અનુસરવું, એજ પ્રમાણે અતિ કઠણ એવું આ અસિધારાવ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યું! અર્થાત્ કોઇએ બતાવેલું નથી પણ સ્વભાવ સિદ્ધજ છે. (નીતિશતક.)

# ધાર્મિક શિક્ષણની આવશ્યકતા.

( લેખકઃ-દલસુખભાઇ ગિરધરલાલ શાહ-માણેકપુર. )

॥ धर्मेण हि सहायेन, तमस्तरति दुस्तरम् ॥

ધાર્મિક શિક્ષણથીજ આત્મસંયમ, મોટા સદ્ગુણો, અને પ્રૌઢ વિચાર કરવાનો સ્વભાવ આવે છે, એ શિક્ષણ છેક અંતઃકરણમાં જ્યારે પ્રવેશ કરે છે ત્યારે મનુષ્યનું દુઃખી જીવન સુખમય અને શાન્તિદાયક થાય છે. —Gizot—

વ્હાલા બન્ધુઓ ! ધાર્મિક શિક્ષણની દરેક માણસને આવશ્યકતા છે. તે શિક્ષણ સિવાય દરેક મનુષ્ય પશુવત્ જેવો જાણવો, બુદ્ધિના શિક્ષણથી સત્ય અસત્ય વસ્તુનું ભાન થાય છે. સહૃદયતાના શિક્ષણથી સરસું નરસું જાણવાનું મળે છે. જાતિના શિક્ષણથી ખરા ખોટાનો વિચાર થાય છે તેમજ ધાર્મિક શિક્ષણથી કયું પુણ્ય અને કયું પાપ તે સ્વયંમેવ જાણી શકાય છે. નીતિનું આચરણ જ્યાં સુધી ફરજ અથવા કર્તવ્ય સમજીને કરવામાં આવે, ત્યાં સુધી તે નીતિશાસ્ત્રનો વિષય રહે છે. પરન્તુ જ્યારે તે ઇશ્વિરીનું ફરમાન સમજીને એટલે પવિત્ર ગણીને જે કાંઈ કરવામાં આવે ત્યારે તે ધાર્મિક કાર્યના વિષયભુત ગણાય છે. આવા અર્થમાં નીતિ એ ધર્મનો ભાગ થાય છે તેથી તેનું ગૌરવ વધે છે. બુદ્ધિ વિગેરે વિષયોનું શિક્ષણ બહુ કરીને જગતના વિચાર ચલાવે છે ત્યારે ધર્મનું શિક્ષણ અંતવાન, ક્ષણિક અને અસ્થાયી જગતને છોડી દઇને તેના દબાણથી કે તેની પીડાથી મનુષ્યને મુક્ત કરી અત્યંત સુખના ભોક્તા બનાવે છે, તે અનાયાસે ચૈતન્યનો વિચાર કરાવે છે અને સર્વેનું આદિકારણ, મહાતત્વ, અને મોટું ચૈતન્ય જે ઇશ્વર તેની તરફ મનને વાળે છે. તેથી હરકોઇ મનુષ્યના આત્માને ઉન્નતિ અને મુક્તિ કરાવનાર ધર્મજ છે એ સ્પષ્ટ જણાઇ આવે છે. માટેજ શાસ્ત્રકારો તેના આરાધન માટે ફરમાવી ગયા છે કેઃ—

कार्यावेतौ हि धर्मेण धर्मो हि विजयावहः ॥
त्रयाणामपि लोकानामालोकः कारणं भवेत् ॥ १ ॥ महाभारत ॥

ભાવાર્થઃ—અર્થ, કામ પણ ધર્મ વડેજ કરવાં જોઇએ, ધર્મજ વિજય આપનારો છે. ત્રણે લોકમાં ધર્મજ કારણ ( મુખ્ય ) છે.

આ પ્રમાણે ધર્મ સૌથી વધારે અગત્યનો હોવા છતાં તેના પ્રત્યે આપણા બન્ધુઓ ઘણુંજ દુર્લક્ષ આપે છે. તે આપણી અધોગતિની નીશાની છે. સ્કુલોમાં અપાતું શિક્ષણ વ્યવહારિક તથા નીતિ અને બુદ્ધિના વિષયને લગતું હોય છે. પરન્તુ ધર્મની બાબતમાં ઘણું થોડું પણ લક્ષ અપાતું નથી તે કેટલું આપણને ભવિષ્યમાં હાનિકર્ત્તા છે તેનો ખ્યાલ સમજુ માણસે કરવો જોઇએ. આપણી ના. સરકાર ધાર્મિક શિક્ષણના કાર્યમાં વચ્ચે પડતી નથી. તેથી સરકાર હસ્તે ચાલતી સ્કુલોમાં ધર્મશિક્ષણને દાખલ કરવામાં ઘણા ભાગે થોડોજ વિષય આવે છે. ના. સરકારનું એ પગલું ડહાપણભરેલું ને સકારણ છે. રાજા પ્રજાનો અથવા પ્રજાજનનો એકજ ધર્મ હોય તો સ્કુલોમાં તેનું શિક્ષણ આપી શકાય, પરન્તુ પ્રજામાં જ્યારે એ નેક ધર્મને પંથે ચાલતા હોય ત્યારે કયા ધર્મનું કે પંથનું શિક્ષણ સ્કુલોમાં દાખલ થઇ શકે ! આ કારણથી સ્કુલોમાં તો ધર્મનું જ્ઞાન આપણા અનેક ધર્મો-

પંથોને મળી શકે નહિ, ત્યારે બાળકોને તે જ્ઞાન મળી શકે ક્યાંથી ? બીજાં શિક્ષણો જેમ નાનપણમાં બાળકોને આપી શકાય છે, તેવી રીતે આ ધાર્મિક જ્ઞાન પણ બાળપણમાંજ બાળકોને આપી શકાય તો તેથી તેઓના પર સારી અસર થવા સાથે ધર્મપર શ્રદ્ધા દૃઢ થાય. માટે તેના સારૂં પોતાના ઘેર અગર સમસ્ત જ્ઞાતિમંડળ તરફથી સ્થપાએલ સંસ્થામાં તે બાળકોના માતાપિતાઓએ તેઓને તે જ્ઞાન આપવા-અપાવવા બરોબર ધ્યાન આપવું જોઇએ. સ્કુલોમાં જો તે અપાતું હોય તો તેનાં માબાપ તે પર ધ્યાન બહુ ન આપે તો ચાલી શકે, પરંતુ જ્યારે સ્કુલોમાં ધાર્મિક શિક્ષણ નથીજ અપાતું તે જાણવા છતાં પણ પોતાની પ્રજા ઉપર બેદરકાર રહે તે તેઓનીજ મૂર્ખતા છે. ઘણાં માબાપ ધર્મથી અજ્ઞાન હોય છે, તેથી તેઓ સમજણશક્તિની ખામીને લીધે પોતાનાં બાળકો પ્રત્યે બેદરકાર રહે તેમાં કંઇ તેમનો વધારે વાંક ગણાતો નથી, પણ જેઓ પોતે સંપૂર્ણ જ્ઞાન ધરાવવાનો અભિમાન રાખતા હોય છતાં પોતાનાં બાળકોને ધર્મશિક્ષણ આપવાની બિલકુલ કાળજી ન રાખતાં હોય તે છોકરાં પ્રત્યે પોતાની બજાવવાની ફરજનો ભંગ કરે છે.

વાંચકો ! બાળકો અને બાળકીઓ દરેકને ધાર્મિક કેળવણીની ખાસ જરૂર છે. એકલા પુરૂષ વર્ગનેજ ધર્મ શિક્ષણની જરૂર છે તેમ માબાપોએ જાણવાનું નથીજ. સ્ત્રીઓ પણ ધર્મ શિક્ષણથીજ પોતાના કર્તવ્યનું ભાન સમજી નીતિના રસ્તે તથા ઇશ્વરની આજ્ઞા મુજબ ચાલવા પ્રયત્નશીલ બને છે. આપણા પવિત્ર આર્યશાસ્ત્રોના વાંચન મનનથી જણાઇ આવે છે કે, આપણા પૂર્વજો અગાઉના વખતમાં છોકરા, છોકરીઓને ધર્મ શિક્ષણ પોતાના ઘેર આપતા, અને કદાચિત ઘેર આપવાનું ન બને તો ધર્મ ગુરૂઓના આશ્રમમાં અમુક મુદત સુધી ત્યાં રાખી ધર્મ શિક્ષણ લેવાને સારૂ મૂકી આવતા. ત્યાં બ્રહ્મચર્યાદિક ઉત્તમ નીતિ નિયમો પળાવવામાં આવતા હોવાથી ધાર્મિક શિક્ષણ સાથે માનસિક અને શારીરિક શિક્ષણનો પણ સારી રીતે લાભ મેળવતા, અને આરોગ્યતાના રક્ષણથી નિરોગી તથા પુષ્ટ બની તરૂણાવસ્થા પ્રાપ્ત થતાં ઘેર આવી સંસાર વ્યવહારની શરૂઆત કરતા તેથી તેઓની જીંદગી ધર્મમય, સુખમય, અને શાન્તિદાયક પસાર થતી. તે બીના આપણે પણ લક્ષમાં રાખી ભવિષ્યની પ્રજાને શારીરિક સંપત્તિ સાથે ધર્મજ્ઞાન આપવાને ભુલવું જોઇતું નથી. ધર્મ શિક્ષણની બાબતમાં જોતાં બૌદ્ધ-ધર્મ ગુરૂઓ સંસારી બાળક-બાળાઓને કેળવણી પોતાની પાસે રાખી ઘણા વખત સુધી ઉત્તમ પ્રકારની આપે છે. બાળક-બાળાઓ આઠ દશ વરસનાં થયાં એટલે તેમનાં માબાપો બાળકોને તેઓના ફુંગી (સાધુ) પાસે અને બાળાઓને સ્ત્રી ધર્મ ગુરૂઓ પાસે ધર્મ શિક્ષણ લેવાને પાંચ સાત વરસ સુધી સોંપી દે છે. ત્યાં બાળકો પોતાના ગુરૂઓ સાથે ભિક્ષા વૃત્તિ કરી ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરી ઘેર આવે છે, પરન્તુ તે પ્રમાણે આપણા ધર્મ ગુરૂઓ-આચાર્યો કંઈ પણ કરી શકતા નથી તે ભારતવર્ષને ઘણુંજ શોચનીય છે. આજે જેવી રીતે આપણે આપણાં પુત્ર પુત્રી પ્રત્યે પોતાની ફરજ બજાવવા સમર્થ થતા નથી તેવીજ રીતે ધર્મગુરૂઓ પણ પોતાની ધર્મ પ્રમાણે શું ફરજ સંસારીઓ પ્રત્યે બજાવવાની છે તે બજાવવામાં પશ્ચાત રહે છે. માટે હવે તો દરેકને તે બાબતમાં સવેળા ચેતવાની જરૂર છે, નહિતર ભવિષ્યમાં આપણને ધર્મ શિક્ષણ નહિ મળતું હોવાથી શી દશા પ્રાપ્ત થશે તે કહી શકાતું નથી. ધર્મ શિક્ષણ એજ ઉન્નતિનો પાયો છે. આભવ અને પરભવનું શુભ સાધન છે, અને તેજ સુખ શાન્તિમાં દિવસ પસાર કરાવી કર્તવ્ય અકર્તવ્યતાનું ભાન કરાવે છે. છતાં તેના પ્રત્યે આટલા બધા

બેદરકારપણે રહીએ એ કેટલું બધું આપણને તથા આપણી ભવિષ્યની પ્રજાને હાનિ કર્તા છે. તે સ્વયંમેવ વિચારી તે પ્રત્યે પ્રથમ ધ્યાન આપવાની જરૂર છે. ધર્મહીન માણસ નહિ કરવાનાં કાર્યો કરે છે. તેથીજ ધર્મવાનને શ્રેષ્ટ ગણેલ છે. પ્રસિદ્ધ ગ્રંથકાર હેર કહે છે કેઃ—

**" ધર્મહીન માણસ માત્ર અવસ્થાનું પૂતળું છે. જેમ ભિન્ન ભિન્ન અવસ્થાઓ નચાવે છે તેમ તે નાચે છે, પણ ધર્મ સર્વ અવસ્થાને માથે છે એટલે ધર્મી મનુષ્યને સૌ અવસ્થાને માથે મૂકી શકાય છે. "**

માટે ધર્મમય જીવન ગાળવાને સારૂ દરેકને ધર્મ શિક્ષણની ખાસ જરૂર છે. નીતિ અને વ્યવહારમાં જોડાવાને માટે ધર્મ શિક્ષણ એક અમુલ્ય મહામંત્ર છે તેથીજ નીતિ અને વ્યવહારિક કેળવણી એ એક ધર્મ શિક્ષણનું અંગ ગણાય છે. જ્યાં સુધી મનુષ્યે ધર્મ શિક્ષણને પ્રાપ્ત કર્યું નથી ત્યાં સુધી તેનામાં મનુષ્યપણું પ્રાપ્ત થયું તે કહી શકાયજ નહિ, કારણ કે જ્યાં સુધી ધર્મ શિક્ષણના અભાવે પોતાનું કર્તવ્ય તથા ઇશ્વિરની આજ્ઞાઓનું ભાન હોતું નથી ત્યાં સુધી તે આત્મિક અને ધાર્મિક ઉન્નતિમાં પથરો નાંખવાને તત્પર થાય છે, તેથી આલોક અને પરલોકના સુખમાંથી ભ્રષ્ટ થઈ પસ્તાવાને પામે છે. માટે જો આપણે આપણા ધર્મની, આપણી અને ભાવી પ્રજાની ઉન્નતિ કરવી હોય તો દરેક ઘરમાં પોતાનાં બાળકોને ધર્મ શિક્ષણ આપવાની શરૂઆત કરો, ધર્મ શિક્ષણ સિવાય ધર્મની ઉન્નતિ કરવાની આશા રાખો તે આકાશ કુસુમવત્ સમાન છે. માટે બન્ધુઓ! અઘોર નિદ્રામાંથી જાગ્રત થઇ, ઘેર ઘેર દરેક બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાની યોજના સત્વર કરો, એજ શુભાકાંક્ષા.

## स्वार्थ–त्याग.

( લખનારઃ—સંઘવી. વાડીલાલ મુળજીભાઇ લીંબડી. ).

સ્વાર્થ–ત્યાગ એટલે જાતે દુઃખ વેઠીને પારકું ભલું કરવું તે સ્વાર્થ ત્યાગ. બીજાના કલ્યાણ માટે પોતાના તન મન અથવા ધનનો ભોગ આપવો, બીજાને સુખી જોવામાં સુખ માનવું અને કષ્ટ વેઠીને પીડાતા રોગીને આરોગ્ય આપવું, રડતાને આનંદ આપવો, બંધનમાં પડેલાને મુક્ત કરવાં, પોતાના હૃદયમાં પ્રેમ અને અંતરની ભક્તિથી પારકાં આંસુ લહોવાં એ સ્વાર્થત્યાગ. બીજાનું કલ્યાણ કરવા જતાં કદાચ જાતે કષ્ટ વેઠવું પડે, તન–મન કે ધનનો ભોગ આપવો પડે તો કશા પણ સંકોચ વિના હસ્તે મ્હોડે ભોગ આપવામાં પણ આનંદ માનવો એ સ્વાર્થત્યાગ.

અધમ સ્વાર્થવૃત્તિ બતાવો નહિ. તુચ્છ સ્વાર્થનો ત્યાગ કરો. સ્વાર્થત્યાગ એટલે તજવું. વાર, કોને તજવું ? શું તજવું ? શું પોતાને તજી દેવુ ? હા, પોતે પોતાને ભૂલી જવું. "તું અને મારૂં" એવી મમતાને તજી દેવી, જેઓ પોતાને ભુલી શકતા નથી, જેઓ સ્વાર્થનો નાશ કરી શકતા નથી તેઓ કદી પોતાનું પણ કલ્યાણ કરી શકતા નથી. પોતાનું કલ્યાણ ન થાય તેમનાથી પરિવાર કે પરનું કલ્યાણ તે ક્યાંથીજ થાય ? એક નાના સરખા બીજમાં જે પ્રમાણે વડનું વિશાળ વૃક્ષ અંતરભાવે સમાયેલું છે, તે પ્રમાણે આ નાના જણાતા સ્વાર્થ–ત્યાગમાં પણ માનવ જાતિની સઘળી મનોવાંચ્છિત વસ્તુઓ ભરેલી છે.

દુનીઆમાં મુખ્ય ગણાયેલા મહાપુરૂષો, સાધુ પુરૂષો અને સઘળા જન–હિતેષી ઉદાર મહાત્માઓ આવીજ રીતની એક સરખી સ્વાર્થ–ત્યાગની મહા સાધના કરી ગયા છે. અને

તેથીજ જગતમાં મોટા થઈને અમર બની રહ્યા છે. તેઓ કેવા સ્વાર્થ-ત્યાગી હતા ? કહેવાય છે કે દધીચિ નામના ઋષિએ દેવતાના કલ્યાણ માટે પોતાના વાંસાનું હાડ કહાડી આપ્યું હતું. આવી રીતે હિંદમાં પુજાતા દાદાભાઇ, ગોખલે, ગાંધી ઈત્યાદિ અન્ય નરવરોના જીવનમાંથી બીજું શું નીકળે છે ? સ્વાર્થ ત્યાગજ. પ્રત્યેક યુગમાં, પ્રત્યેક કાળે, આવા ઉંચા સ્વાર્થ-ત્યાગને પ્રતાપેજ પુણ્યવતી પૃથ્વી રૂપાંતર પામી છે અને દુઃખ તથા દેશના બંધનમાંથી છુટી શકી છે. પ્રત્યેક પ્રસંગે સ્વાર્થ-ત્યાગના પ્રભાવથીજ માનવ સમાજે ઉન્નતિનું ઉજ્જવળ મુખ જોયું છે. આગળના અનેક મ્હોટા રાજારાણા, કરોડપતિ અને લક્ષાધિપતિઓનાં નામો આજે લોપ થઇને ભુંસાઇ ગયાં છે, અનેક એવા બળવાન અને સમૃદ્ધિવાન પુરૂષોનાં નામ-ઠામ પણ હમેશાં સરી જતાં અને આ સંસારની સપાટી પરથી દિવસે દિવસે ભૂસાઇને લુપ્ત થતાં જોયાં છે. પરંતુ આત્મત્યાગી મહાપુરૂષોનાં અમર નામો આજે અનેક વરસો વીતી ગયા છતાં એવાં ને એવાં આપણા કાનપર પ્રતિદિવસ અથડાયાં કરે છે. આત્મત્યાગ એજ મોટો જય છે ! જય એજ ખરેખરો આત્મત્યાગનો બદલો છે.

જે કામમાં અર્થ લાભ નથી, પ્રશંસા નથી, ગૌરવ નથી, મોટાઇ મળતી નથી, મોટાભાઇ કહેવાતા નથી, ચાંદ કે બિલ્લા મળતા નથી, તેવા ઉદાર સ્વાર્થરહિત કામોમાં આપણા દેશના કેટલા લોકો આગળ પડતા જણાય છે. અફસોસ કે બહુજ થોડા. જેમાં આપણી જૈન કોમમાં આંગળીના ટેરવે ગણાય તેથી પણ સંખ્યા ઓછી છે. મહાન્ અંગ્રેજ પ્રજાની હાલની જાહોજલાલીનું મુળ કારણ તમે શોધી કાઢયું છે ? તે પ્રજામાં લાખોની આવકના ધંધાઓનો લાભ બાજુએ મુકીને પ્રજાહિતનાં રાજદ્વારી, સામાજીક ઇત્યાદિ કાર્યો પાછળ જીવન ગાળી નાખનારા અને અથાગ પરિશ્રમ તથા અનેક કષ્ટ વેઠીને પણ પોતાના અજ્ઞ, અનાથ, દુઃખી-દીન માનવબંધુઓની સેવામાં પોતાનાં તન મન અને ધનને અર્પણ કરી દેનાર સેંકડો અને હજારો નેતાઓ-ઉદારાત્માઓ પ્રગટતા હોય તે પ્રજાની જાહોજલાલી-પ્રગતિ-ઉન્નતિ કેમ ન હોય ? એ પ્રજામાંથીજ અસંખ્ય અનાથ બાળકોના પિતા સ્વરૂપ ડૉ. બર્નાડો તથા જ્યૉર્જ મુલર જેવાં સેંકડો દૃષ્ટાન્તો એ પ્રજામાંથી આપણા જોવામાં આવશે. ભારત જેવા હજારો ગાઉ દુર પડેલા પ્રદેશમાં આવીને દુષ્કાળ, દીનતા અને અજ્ઞાનથી દુઃખી થતાં ભારતના અસંખ્ય બાળકો અને અપંગો માટે અથાગ પરિશ્રમ કરનાર મહા પરોપકારી સત્ય સન્યાસી આદર્શ ઉદારાત્મા વિશ્વોપકારક જનરલ બુથ જેવા અસાધારણ પુરૂષનું દૃષ્ટાન્ત પણ ભારતવાસીઓને માટે શું ઓછા આદર્શ રૂપ છે ? આપણામાં મિથ્યા તડાકા મારૂઓ આમ થવું જોઇએ, આમ કરવું જોઇએ, આમ થઇ શકે, આમ કરી શકાય. આમ કરતા નથી એવું કહેનારા, પોતાના સ્વાર્થને માટે અંગતોડ મહેનત કરનારા અને સમાજના હિતના કોઇ કાર્યમાં જોડાવા માટે વિંનતિ કરતા અમને ફુરસદ નથી, એમાં અમારૂં કામ નહિ, એમાં અમને નવરાશ નથી, આવા કાર્ય માટે તો ફલાણા ભાઇને કહોને, બીજાને બોલાવો, બીજાની સલાહ લ્યો, એમાં અમે શું સમજીએ ? એવું કહેનારા-કહોને આપણામાં કેટલા છે ? તેની ગણતરી કરવાનું કાર્ય એવાજ સભાસદોને સોંપો અને તેમની સ્વાર્થ વૃત્તિ માટે દયા ખાઇ આપણે થોડાંક અશ્રુઓ રેડીએ તોએ બસ છે. પ્રભુ, પ્રભુ અમને સન્મતિ આપો ! એક જો દેશ કોમ-હિત-માટે કોઇ એક નવી સંસ્થા ખોલશે તો બીજો તરતજ બોલી ઉઠશે કેઃ—એ સંસ્થા ખોલનાર માણસ બીજા મતનો અગર તો બીજી પાર્ટીનો હોવાથી એ સંસ્થા ગમે તેવી ઉત્તમ હોય તોપણ અમે તેને મદદ કરીશું

નહિ. આમ કહી મદદ કરવાને બદલે અવશ્ય તેના વિરૂદ્ધનાજ યત્નો કરી તોડી પાડવાને બને તેટલો યત્ન કરશે. ધન્ય તમારો સ્વાર્થત્યાગ ! ધન્ય તમારી સેવા ! ધન્ય તમારા ઉન્નતિના વિચારો અને પ્રયત્નો ! જ્યાં સુધી આપણે સ્વાર્થ-ત્યાગનું વ્રત નહિ લઇએ; જ્યાં સુધી નિષ્કામ વૃત્તિથી ધર્મ સાધનમાં દૃઢ પગલાં નહિ ભરીએ ત્યાં સુધી કદીએ આત્માનો ઉદ્ધાર થવાનો નથી, ત્યાં સુધી કદી પણ દેશની કે કોમની ઉન્નતિ થવાની નથી. સમાજનું કશું કલ્યાણ સાધવાનું નથી અને અહીંનું સાંસારિક સુખ અથવા પારલૌકિક મુક્તિ એમાંનું કંઇ પણ મળવાનું નથી. માત્ર તુચ્છ સ્વાર્થજાળમાં કાગડા-કુતરાની પેઠે પેટને માટે અનેક છળપ્રપંચ કરતા રહીશું ત્યાં સુધી આપણે નર્કના અધમ કીડાજ બની રહીશું.

---

# પતિવ્રતા સીવીલા અને રૉબર્ટ.

## એક પતિભક્તિપરાયણ પાશ્ચાત્ય વીર રમણી.

થોડા સૈકા ઉપર ઇંગ્લાંડમાં **વિલિયમ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના પુત્ર **રૉબર્ટને સીવીલા** નામે ઉત્તમ સદ્‌ગુણાલંકૃત સ્ત્રી હતી. રાજા વિલિયમ ઘણો પ્રેમી અને વીર પુરૂષ હતો. તેને પોતાનું રાજ્ય વધારવાને માટે ઘણાં યુદ્ધો કરી જીત મેળવી હતી તેજ મુજબ તેનો પુત્ર રૉબર્ટ પણ ઘણોજ શૂરવીર અને પ્રજા ભક્ત હતો તે પોતાની સ્ત્રી સીવીલા પ્રત્યે ઘણા પ્રેમની લાગણીને લઇ માયાળુપણે વર્તતો હતો. રૉબર્ટ જેમ જેમ વયમાં વધતો જતો તેમ તેમ પોતાના પિતા સાથે યુદ્ધમાં જઇ દુસ્મનોની સાથે લડાઇમાં ઉતરી અપૂર્વ કળાકૌશલ્યથી તેઓને હરાવી હરખાતો. એક વખત રૉબર્ટને લડાઇમાં કોઈ દુસ્મન તરફથી ઝેરી પાણવાળું શસ્ત્ર જોરથી વાગ્યું, આ ઝેરી શસ્ત્રના ઘાથી નહિ પરંતુ તેનાં ઝેરની અસરથી રૉબર્ટના શરીરમાં થોડા વખતમાં તીવ્ર વિષ ફેલાઇ જઇ થોડા વખતમાં મૃત્યુ પામે તેવું હતું. તેથી વિદ્વાન ડાકટરોની સલાહ લેવામાં આવી ત્યારે તેઓએ પૂરતી તપાસ કરીને જણાવ્યું કે, "જો કોઈ મનુષ્ય આ વિષ મ્હોડાવતી ચૂસી લે તોજ તે બચી શકશે, નહિતર બચવાનો બીજો કોઇ ઉપાય નથી" તે સાંભળી સર્વ કુટુંબ ઉદાસ થઇ ગયું. રૉબર્ટ જેવો શૂરવીર અને પોતાની પ્રિયાપર પ્રેમાળુ હતો તેનાથી પણ વધારે સઘળા રાજ્ય મંડળ સાથે સ્નેહી સ્વભાવનો હતો, તેથી ગમે તે માણસ પોતાના સૈન્ય યા મંડળમાંથી તેના બદલામાં હર્ષથી ભોગ આપી શકે તેમ હતું, પરન્તુ પરોપકારી દયાવાન રૉબર્ટને તેના માટે એક નિર્દોષ જીવનનો ઘાત થાય, તે પસંદ પડયું નહિ, તેથી સ્પષ્ટ તેણે સઘળાઓ પ્રત્યે જણાવી દીધું કે, "શત્રુઓની સાથે યુદ્ધમાં હું લડયો છું, અને મને ઝેરી શસ્ત્ર વાગ્યું છે તો તેનો બદલો મારે પોતેજ ભોગવવો જોઇએ, મારાં સઘળાં માણસો બિનગુન્હેગાર છે. તેઓ મારી સેવા કરીને આજીવિકા ચલાવે છે તો શું તેઓમાંના નિરપરાધી જીવનો મારા માટે ભોગ આપીને જીવવું એ મને વ્યાજબી છે ? તે સાંભળી સઘળા સૈનિકો દિલગીર થઇ રૉબર્ટનું ઝેર ચૂસી જવાને તૈયાર થયા પરંતુ રૉબર્ટને કોઇનું કહેવું માન્ય કર્યું નહિ, ત્યારે છેવટે તેની સ્ત્રી સીવીલા પાસે આવીને ઘણી વિનંતી સાથે કરગરીને કહેવા લાગી કે, હે પ્રાણેશ ! સઘળા માણસો તો સ્વાર્થને લીધે પૈસાને માટે નોકરી કરે છે, પણ હું તો આપના પ્રેમનીજ ભૂખી છું અને આપની અર્ધાંગના છું; જો

આપ હયાત હશો તો રાજ્ય અને રૈયતનું રક્ષણ કરી કલ્યાણ કરશો અને મૃત્યુ પામશો તો સર્વેના અકલ્યાણ સાથે મારૂં પોતાનું પણ સૌભાગ્ય જતું રહેશે અને દુઃખના દિવસ પ્રાપ્ત થશે; માટે મહેરબાની કરીને તમોને લાગેલા ઝેરી શસ્ત્રનું ઝેર મને ચૂસી જવા દો, આપના મૃત્યુ પછી ઝૂરી ઝૂરીને મરવું, તેના કરતાં આપની પહેલાં મરાય અને તમારો આત્મા લોકોના ભલાને માટે બચાવાય તે સર્વેને ઘણુંજ લાભકર્ત્તા છે, માટે આટલી મારી નમ્ર વિનંતી સ્વિકારી આપ પૂજ્યશ્રી પ્રત્યેની મારી ફરજ બજાવવાની તુરત આજ્ઞા આપો. તે સાંભળી રૉબર્ટને પ્રેમથી નેત્રમાં અશ્રુ આવી ગયાં, અને સીવીલાની માગણીનો સ્વિકાર નહિ કરતાં ગદ્‌ગદિત કંઠે જણાવ્યું કેઃ—" હે સ્વામી પ્રત્યે પૂજ્ય પ્રેમવાળી પતિવ્રતા સ્ત્રી! આમાં તારો કાંઇ પણ વાંક નથી, શૂરવીર પુરૂષો યુદ્ધમાં મરણ પ્રાપ્ત કરવાને સરજાયેલા છે. વીરપુરૂષોનાં કામો કોમળ સ્ત્રીઓથી થઇ શકતાં નથી. મારી પ્રિય પ્રેમી મૂર્તિ! તું બીનગુન્હેગાર છે. તેથી મારે બદલે તારો પ્રિય પ્રાણ અર્પવાને મારૂં મન કદાપિએ કબુલ નહિજ થાય. વ્હાલી! તું એક વીર યુવાન સાથે લગ્નની પ્રેમગાંઠથી જોડાઈ છે, તેનું પરિણામ શું આવું આવવું જોઇએ તેને બદલે તારા આત્માનો નાશ કરવો? ભલે મારૂં મૃત્યુ હાલ થઈ જશે તેની પરવા નથી પરંતુ કોઇ પણ ઉપાયે તેમ તો બનશેજ નહિ માટે તું તારા શયનગૃહમાં ચાલી જા, અને મને મારા કાર્યના પરિણામમાં આવેલું મૃત્યુ ખુશીથી ભોગવવા દે." આ સાંભળી સીવીલા પોકેપોક મુકીને રડવા લાગી, પરન્તુ રૉબર્ટે તે માટે લક્ષ આપ્યું નહિ. સ્વામી સેવાવાળી પ્રેમી પ્રિયાનો પોતાના માટે નાશ થાય તે દયાળુ રૉબર્ટને બિલકુલ ગમ્યુંજ નહિ. સીવીલાએ શોકાતુર થઇ અશ્રુ વડે પ્રિય પ્રાણેશની શય્યા ભીંજવી દીધી પણ રૉબર્ટે જરા પણ તે બાબતમાં સંમતિ આપી નહિ. તેમ કરતાં ધીરે ધીરે રાત્રિ પડતાં અંધકારે અને નિદ્રાએ સર્વપર પૂર્ણ અમલ ચલાવ્યો તે વખતે રૉબર્ટ પાસે ફક્ત બે ચાકરોજ ભર-નિદ્રામાં ઘોરતા હતા, બાજુમાં ડાક્ટર ઘણી રાત્રિ જવાને લીધે ઉંઘી ગયો હતો, રૉબર્ટ પણ પોતાના બિછાનામાં અત્યંત ચડેલા વિષથી બેભાન અવસ્થામાં ડોલાં ખાતો હતો. તેવામાં **સીવીલા** ગુપ્ત રીતે પોતાના વ્હાલા સ્વામીની પથારી પાસે ગઇ અને રૉબર્ટને અગર બીજા કોઇને માલુમ પડયા સિવાય સતી સ્ત્રીએ સ્વામીના ઝેરી ઘાને ત્વરાથી ચૂસી લીધો અને પોતાના જીવનનો ભોગ આપી પ્રેમી પતિને બચાવી લઇ બીજા દિવસે સર્વેને રૂદન કરાવતી પવિત્ર પરલોકમાં ચાલી ગઈ. **ધન્ય છે પતિવ્રતા સતિ સ્ત્રી સીવીલાને!**

---

જેને દુઃખો પ્રાપ્ત થતાં મનમાં ઉદ્વેગ ન થાય, સુખો પ્રાપ્ત થતાં પણ તેઓમાં સ્પૃહા ન થાય, અને જેના રાગ, ભય, તથા ક્રોધ જતા રહ્યા હોય એવો બ્રહ્મવેત્તા સ્થિરપ્રજ્ઞ કહેવાય છે. × × × જેમ કાચબો સર્વ અંગોને સંકોચી લે છે, તેમ જ્ઞાની જ્યારે સઘળી ઇન્દ્રિયોને વિષયોમાંથી સંકોચી શકે, ત્યારેજ તેને સ્થિરપ્રજ્ઞ થયેલો સમજવો.

(શ્રીમદ્ ભગવદ્ ગીતા.)

અહિંસા એ ઉત્તમ ધ્યાન છે, અહિંસા એ ઉત્તમ તપ છે, અહિંસા એ ઉત્તમ જ્ઞાન છે, અહિંસા એ ઉત્તમ પદ છે, અહિંસા એ ઉત્તમ દાન છે, અહિંસા એ ઉત્તમ દમ છે, અહિંસા એ ઉત્તમ જપ છે, અને અહિંસા એજ ઉત્તમ શુભ છે. અહિંસા રૂપ ધર્મ કરવો એજ ઉત્તમ ધર્મ છે, તે ધર્મનુંજ મહાત્માઓ સેવન કરે છે, તે વિષ્ણુ લોકમાં જાય છે.

(ઐતિહાસ પુરાણ.)

# काव्यकुंज.

## हवे तो आंख उघाडो ?

(ગઝલ કવ્વાલી.)

ખતા બહુ ઐાદ્રના ખાધા ! હવે તો આંખ ઉઘાડો !
સડો શું ઉંઘમાં અંધા ! હવે તો આંખ ઉઘાડો !
ગુમાવી જીંદગાનીને ખપાવી સિદ્ધિઓ સઘળી !
લજાવી કુખ માતાને, હવે તો આંખ ઉઘાડો !
ભરી છે વાસના ખોટી, કમાણી શી કરી મોટી !
રહી નહી અંગ લંગોટી, હવે તો આંખ ઉઘાડો !
રહી છે ભીખની ઝોળી, સળગતી અંતરે હોળી !
હસો શું ખાખને ચોળી, હવે તો આંખ ઉઘાડો !
કીર્તિને પાણીમાં બોળી, ભરી પાખંડની ઝોળી !
ઘુમે છે નાશની ગોળી, હવે તો આંખ ઉઘાડો !
વઢો શું ભાઈ ભાઇથી, બની બુરા કસાઇથી !
ભર્યા પુરા બુરાઇથી, હવે તો આંખ ઉઘાડો !
પડયાં છે ધર્મમાં કાણાં, ગયાં છે નામ ને નાણાં !
ન જન્મ્યા હાય શું પા'ણા ! હવે તો આંખ ઉઘાડો !
ગુમાવ્યું નામ પુરવજનું, ન ધાર્યું ધ્યાન કારજનું !
વગોણું વેઠતાં જગનું, હવે તો આંખ ઉઘાડો !
અરે ! ઓ ધર્મના ઢોંગી ! અરે ઓ ભોગના રોગી !
અરે દુર્ભાગ્યના ભોગી ! હવે તો આંખ ઉઘાડો !

બનો શું દંભના જોગી ! બનો શું જુઠના જોગી !
બનીને કર્મના યોગી, હવે તો આંખ ઉઘાડો !

વિષયની લાલસા લાગી, વચનની વાસના ત્યાગી;
હૃદયની ભાવના ભાગી, હવે તો આંખ ઉઘાડો !

રૂવો છો ને સદા રોશો ! વિચારો રે ! જરા દોષો !
અમૂલો જન્મ શું ખોશો ! હવે તો આંખ ઉઘાડો !

બહુ એ પાપ વૃત્તિમાં, તણાયા દુષ્પ્રવૃત્તિમાં;
કદી દીઠા નહી કૃતીમાં, હવે તો આંખ ઉઘાડો !

અમિનાં નીર કંઈ સિંચો, હૃદયના હીરમાં હિંચો;
મમતના મોહને મિંચો, હવે તો આંખ ઉઘાડો !

પાપી પેટને માટે, ચઢવા શું કષ્ટને કાંટે,
કદી નહી ફરતા ખાટે, હવે તો આંખ ઉઘાડો !

જીવનની ઉચ્ચ વૃત્તિમાં, જીવનની શુભ પ્રવૃત્તિમાં;
પ્રવાસી થઇ સદ્‌ગતીમાં, હવે તો આંખ ઉઘાડો !
વિષયના નીચ સેતાનો, ઓસે છે અંતરે તાનો,
જુવો જાગો જરા માનો, હવે તો આંખ ઉઘાડો !
ચઢો કર્તવ્ય મેદાને, ઘુમીને ધર્મના તાને,
રમો કંઇ મોક્ષના ગ્નાને, હવે તો આંખ ઉઘાડો !
તરીને તારજો જગને, ભરી નવ રક્તથી રગને,
ટકાવી પુન્યના પગને, હવે તો આંખ ઉઘાડો !
હૃદયનું નીર લ્હોવાને, કર્યા દુષ્કર્મ ધોવાને;
પ્રભુની જ્યોત જોવાને, હવે તો આંખ ઉઘાડો !

---

## ભજનની ધૂન.

આવો વીરા વેગે આવો, પ્રભુ ભજનની ધૂન લગાવો;
હું-તું-જગ-સૌનાં વિસરાવો, પ્રભુ ભજન પ્રેમામૃત પાવો.
આવો આવો સંતન આવો, લઇ કરતાળો ધૂન મચાવો;
મંજીરાને ઢોલક પાવો, પ્રભુ સાથે રમવાનો દાવો.
આવો આવો નંદન આવો, સંદેશા કોઇ પ્રભુને કહાવો;
પ્રભુજી મુખડાં સ્હેજ બતાવો, પ્રેમઝરણીએ ઝબકો લાવો.
આવો જીવન વહેલાં આવો ! આધિ વ્યાધિ બધી સળગાવો;
સ્થૂળ જગતને તો સળગાવો, સૂક્ષ્મ રમતનો નવશો લ્હાવો.
સિતારને શું કામ સજાવો ! તનના તારે ધૂન લગાવો !
પ્રેમ તણો સુરીલો પાવો ! ભક્તિ ફુકે ખુબ ગજાવો !
રાગ દ્વેષને તો સળગાવો ! મ્હારૂં ત્હારૂં ભુલી જાઓ !
નીજાનંદમાં ચકચુર થાઓ ! અલખ અભેદ તણાં ગીત ગાઓ !
આવો-જીવન-સતન આવો, ખાવો પ્રભુ વચનામૃત માવો;
વસુધૈવ કુટુંબ બનાવો, પ્રવાસી મુક્તિ પ્રભુપદ થાઓ.

---

## દિલનાં દર્દ !

**(વીર કુંવરની વાતડી કેને કહીએ-એ રાગ.)**

દિલનાં દર્દની વાતડી કોને કહીએ ?
હાંરે કોને કહીએ રે કોને કહીએ ! !
હાંરે મુગા મુગા કાળજડે બળીએ !
હાંરે જુદા જગના પ્રભાવ ! દિલનાં દર્દ. ૧

હાંરે જાણે બોલુ બોલુ થઇ જાય !
હાંરે પણ બોલ ન એકે બોલાય !
હાંરે બધાં તનડાં બળી ધીકી જાય !
હાંરે કહો કેમ સ્હેવાય ! દિલનાં દર્દ. ૨

હાંરે બધું હૈયું વ'લોવાઇ જાય!
હાંરે ગાન છૂપાં છૂપાંજ ગવાય!
હાંરે કાંઇ ગાંડા ને ઘેલા થવાય!
હાંરે અંગો અંગ તવાય! દિલનાં દર્દ. ૩

હાંરે જાણે વન વગડે જઇ વસીએ!
હાંરે જુદા જગને ફંદે શે'ફસીયે'!
હાંરે હિમાચળ જઇ કાયા કશીએ!
હાંરે તે તો શાંતિ પમાય! દિલનાં દર્દ. ૪

હાંરે પોલા જગની પરવા શીદ કરવી!
હાંરે ખોટી શરમો તે શાને ધરવી!
હાંરે વિશ્વે શાંતિની ઝરણી શી ઝરવી!
હાંરે જગ તો જંજાળ! દિલનાં દર્દ. ૫

હાંરે ખોટા જગમાં શી પ્રેમની વાતો!
હાંરે અહીંઆં તો બળતરા ને લાતો!
હાંરે જ્યાં ત્યાં સ્વાર્થનો વાયરો વાતો!
હાંરે ત્યાં શાં પ્રેમનાં લ્હાણું! દિલનાં દર્દ. ૬

હાંરે મોહ માયાના પાશે રંગાવું!
હાંરે મ્હારા ત્હારાના બંધે બંધાવું!
હાંરે એવા જગને છાંયડે શીદ જાવું!
હાંરે એ તો આળપંપાળ! દિલનાં દર્દ. ૭

હાંરે હવે સદ્દગુરૂ શરણે જઇશું!
હાંરે પ્રભુતાને તલ્લીન થઇશું!
હાંરે સ્થૂળ ત્યાગીને સૂક્ષ્મે વહીશું!
હાંરે એ તો ઓરજ લ્હાણું! દિલનાં દર્દ. ૮

---

## गुरुदेव पासे मोंघी मागणी!

(ગઝલ—બિહાગ.)

દયા કરો, દયાળ! બહુ વાર થઇ ગઇ!
રડી કણુલે બાળ! હવે હાર થઇ ગઇ!
સમજ્યો ખરૂં! નથી અહિ અમારૂં લેશ પણ!
અજ્ઞાન રાત વીતમાં સવાર થઇ ગઇ!
આ મોહની બજારમાં, સુર માનવો ભુલ્યા,
અક્કલ અનેક જ્ઞાનીની, લાચાર થઇ ગઇ.
સમજ્યો છતાં નથી ગ્રહી સહી શકાતું આ!
બુદ્ધિ બિચારી બંધમાં, બિમાર થઇ ગઇ.
સહેવાની નથી શક્તિ, ગ્રહણ કર પ્રેમથી,
પ્રભુજી! બુદ્ધિ આજ તો તૈયાર થઇ ગઇ!

આંખો ઉઘાડી જોઉં, જીગર મંદિરે હવે !
 આ જીંદગી અમૂલ્ય, શું અસાર થઇ ગઈ !
બોજા ઉઠાવી પાપના, બહુ સંકટો સહ્યાં,
 ભવમાં હમારી આફતો અપાર થઈ ગઇ.
ગયું છે સ્વપ્ન ઉડી–દૂર દીનતા ઉજી.
 હવે હૃદયની દોર એકતાર થઇ ગઇ.
જે મેળવે ગુરૂકૃપા–અમૂલ્ય જીવનમણિ !
 એ ધન્ય ભાગ્યની મતિ હુશિયાર થઇ ગઈ.
ન ઇચ્છું અવર–આપ ચરણ યાચના કરૂં,
 હૃદય બિરાજો દેવ ! આ સ્હવાર થઇ ગઇ.

## भुलेला मुसाफरने मार्ग--सूचन.

### ( ગઝલ—કવ્વાલી. )

ભુલેલા ઓ મુસાફર ! આંખ ખોલી જો થવાનું શું ?
 નઝર કંઇ કાર્યની કરજે ! હતું અહીં શોધવાનું શું ?
કદી ત્હેં ગૌર કીધો છે ? અજલ આવ્યે થવાનું શું ?
 જન્મતાં સાથ શું લાવ્યો ! હવે લઇને જવાનું શું ?
ધરીને ગર્ભમાં બેડી–હજારો આફતો વેઠી !
 સફળતા શી કરી તેની ? હતું અહીં સાધવાનું શું ?
ઉદર નવ માસ કીધો વાસ, દીધો ભાર માતાને !
 હતો શો કોલ ત્યાં ત્હારો ! હતું અહીં સારવાનું શું ?
ઝુલ્યો તો પારણામાંને, રમ્યો'તો માતને ખોળે !
 હવે શું ખાખમાં ખોળે ! હતું ત્યાં પામવાનું શું ?
ભણ્યો બહુ પાઠ દુનીયાના, દગાઇની કિતાબોના;
 ખરા કંઇ ઇલ્મનું એકે, ન પાનું વાંચવાનું શું ?
હુસ્યો પાપી હસિનાને, ફર્યો તું શોખને ફંદે;
 દિવાની ગઇ જવાની, ત્હોય બાકી હાંરવાનું શું ?
બધી બાઝાર ગઇ ઉઠી, હવે સોદો થવાનો શો ?
 નથી લેનાર કે દેનાર, ત્હારે વો'રવાનું શું ?
વીતાવી જીંદગી સારી, હવસની બદગુલામીમાં;
 ઘડી આનંદની ના'વી, ન જોયું ઠારવાનું શું ?
ગુમાવી હાથનો હીરો ! હવે પસ્તાય શું પાજી;
 કરે ઇન્સાફ કાજી ત્યાં ! પુરાવા શોધવાનું શું ?
હજી છે હાથમાં બાજી, વિચારી જો જરા કાંઇ;
 કયામતના દિવસ માટે, ભર્યું ત્હેં તારવાનું શું ?

# आत्मकर्तव्य.

( લેખક–મુનિ બાલવિજય–અમદાવાદ. )

જે માણસ વર્તમાનમાં અપ્રતિષ્ટા, અને ભવિષ્યમાં પાપ એ બેથી બચી જવા ઈચ્છતા હોય તેમણે આત્મકર્તવ્યમાં પાછા પડવું નહિ. સંસાર વ્યવહારમાં દ્દઢ સંકલ્પ અને અપ્રેરિત પ્રયત્ન એ બેથીજ માણસો આત્મકર્તવ્યતાને સિદ્ધ કરી શકે છે. આત્મકર્તવ્યમાં મનુષ્ય વ્યવહાર માત્રનો સમાસ થાય છે. ઘરમાંથીજ તેનો આરંભ થાય છે. જેમ બાળકોને પોતાનાં માતાપિતા પ્રતિ આત્મકર્તવ્ય સિદ્ધ કરવાનું છે એજ પ્રમાણે પતિપત્ની, સેવ્યસેવક એવા પરસ્પર આત્મકર્તવ્યના બીજા અનેક સંબંધ છે. ઘરબહાર જોઇએ તો સ્ત્રી પુરૂષો એક એકને મિત્ર તરીકે, પડોસી તરીકે, શેઠગુમાસ્તા તરીકે અને અધિકૃત અધિકાર્યે તરીકે એમ અનેક રીતે આત્મકર્તવ્યના પ્રકારમાં ગુંથાએલાં છે. મહાશયો ! આખા જીવીતની પ્રવૃત્તિજ કર્તવ્યતાથીજ ભરેલી છે. તે પગલે પગલે આત્મકર્તવ્ય સર્વે પ્રવૃત્તિને આડે આવે છે. આપણાથી ઉત્તમ, આપણા સમાન, ને આપણાથી કનિષ્ઠ એમના પ્રતિ આત્મકર્તવ્ય ભિન્ન હોય છે. આત્મકર્તવ્યતા ખરી ન્યાય બુદ્ધિથી પેદા થાય છે. ન્યાય બુદ્ધિ પ્રેમભાવથી ઉદય પામે છે ને પ્રેમભાવ એ આત્મભાવનું ફળ છે, આત્મકર્તવ્ય એ એકાદ ક્ષણે, કે એકાદ સ્થળે અમુક રીતે વર્તવાની ઇચ્છા કે અમુક કરવાનો આવેશ નથી, પણ સર્વત્ર સર્વ અવસ્થામાં એકજ રૂપે સિદ્ધ થએલો નિયમ છે. એનું દર્શન આખા વર્તનમાં તેમ નભવા જેવા કામમાં પણ થાય છે, ને કોઇ વખતે તેના વીચાર વિના કશું કરેલું જણાતું નથી તે માટે કહ્યું છે કેઃ—

निन्दतु नीति निपुणा यदि वा स्तुवन्तु लक्ष्मी समाविशतु गच्छतुवायथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥
संपदि यस्य न तर्षो विपदि विषादोरणे न भीसत्वं ।
तं भुवनत्रय तिलक जनयति जननी सुतं विरलम् ॥

નિતિ નિપુણ એટલે સંસાર વ્યવહાર, રાજ ખટપટ ઇત્યાદિ અનેક કપટાચારમાં પ્રવીણ થએલા લોક, આત્મ કર્તવ્યનો ન્યાય પુરઃસર જે માર્ગ હોય તે માર્ગે ચાલનારા વીર પુરૂષોની સ્તુતિ કરે કે નિંદા કરે તેની તેમને દરકાર નથી. તેમને લક્ષ્મી મળે કે ન મળે અથવા હોય તો જતી રહે તેની પણ તેમને ચિંતા નથી. મરણ પણ આજ અત્યારેજ થાય, કે દશવીશ પચાસ સો લાખ કે યુગ જેટલાં વર્ષે થાય તો પણ તેનું તેમને ભય નથી. કેવળ ન્યાયબુદ્ધિથી પ્રેમભાવે જે આત્મકર્તવ્ય સમજાય તેજ આચરવું, તેજ વિચારવું, તેજ વદવું એ દ્દઢ વ્રતવાળા ધીર સર્વ વિજયી છે. પોતપોતાનું જે કર્તવ્ય હતું તેજ કર્યું એમ જાણવાનો સંતોષ જેણે અનુભવ્યો હોય તેનેજ સમજાય તેવો છે. એ સંતોષ લોકો વાહ વાહ કહે તેથી થઇ શકતો નથી, અનેક સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેથી સધાતો નથી, અતુલ અધિકાર ભોગવાય તેથી અનુભવાતો નથી, પણ એક ક્ષણભર મારે જે કરવું યોગ્ય હતું તેજ કર્યું છે. એવા આત્મના પ્રમાદથી થાય છે. અજાણ્યો અદીઠ પણ એ પ્રમાદ છે. કેમકે અમુક વાત મારે કરવી નહતી, ન્યાય પુરઃસરતાથી તે મારે કરવી નહતી છતાં મારાથી તે થઇ એમ જાણ્યાથી જે તીવ્ર વેદના અંતરમાં વ્યાપે છે તેજ એ કાર્ય યથાર્થ

આત્મકર્તવ્યબુદ્ધિએ થયું હોત તો કેટલો સંતોષ થાત તેની સાક્ષી છે. આત્મકર્તવ્ય સમજનારને મરણથી ભય નહિ, કેમકે આત્મકર્તવ્ય ચુકવારૂપ કનકરહિત મરણ એ ભવ્ય કરતાં પણ અધિક છે. જ્યારે અપ્રમાણિકતાથી ને દ્રોહવૃત્તિથી ધનવાન થાય છે ત્યારે ગરીબ અને દરિદ્ર રહેવુંજ સારૂં છે. ભીખ માગવાથી અધિકાર અને પદવી પ્રાપ્ત થાય છે ત્યારે તે વિના મરી જવું તેજ ઉચિત–આશાઓનાં માનખુશામદ અને દાસત્વથી થાય છે. ત્યારે નિરાશામાં મગ્ન રહેવું એજ સુખેથી ઉદર નિર્વાહ પ્રાપ્ત કરી પોતાના આત્મકર્તવ્ય કર્યાના સંતોષથીજ રહી પરમાત્માનો ઉપકાર માની મરણને માટે તત્પર રહેવું એવું મરણ આવે તો તે ધન્ય ભાગ્ય! આત્મકર્તવ્યથી મહાપુરૂષો પાછા હઠયા નથી. લાભ હાનીનો તેમણે હિસાબ કર્યો નથી, શૂરવીર પરાક્રમી યોદ્ધા રણસંગ્રામમાં પોતાના કર્તવ્યથી કદાપિ પાછા ફર્યા નથી તેમને તેમની સ્ત્રીઓએ ને તેમનાં સંબંધીઓએ સર્વદા તે કર્તવ્ય સંપાદવા માટે ઉત્સાહપૂર્વક પ્રેરેલા છે. આપણે કહી શકીએ કે આત્મકર્તવ્ય એટલે ન્યાયબુદ્ધિથી વિચારતાં જે પોતાનું કર્તવ્ય સમજાતું હોય તે, નહિ કે ટુંકી નજરે આપણાં એકલાનાંજ સુખ સંતોષ સધાય તેવો ટુંકી નજરનો આચાર વિચાર માણસને જાણવા જણાવવાનો એકજ માર્ગ છે. અને તે એકે તે માણસ કેટલા કર્તવ્યમાં પડેલાં છે. કેટલી વાતને પોતાનું કર્તવ્ય માને છે અને તે માન્યા પ્રમાણે ઉત્સાહ અને ઉદ્યોગથી કરવામાં મંડયા રહે છે. આપણું જીવિત એક પ્રકારનું યુદ્ધ છે. આપણો રસ્તો આપણે ઉદ્યોગ અને ઉત્સાહ રૂપી યુદ્ધથી કરી લેવાનો છે, એટલુંજ નહિ પણ આપણે કેટલું ને કેવું જીવ્યા તેની કિંમત પણ એ યુદ્ધની વિકટતા અને દીર્ઘતા ઉપરથીજ થાય છે. સર્વદા ઉચ્ચાભિલાષ, દૃઢ સંકલ્પ અને આત્મ કર્તવ્યના માર્ગથી એક તસુ પણ ન ખસવા જેટલું ધૈર્ય, એજ જીવીતને જયવાન કરનારાં તેમ અમર કરનારાં સાધન છે. વિદ્વાનો કહે છે કે જીવીત એજ વિકૃતિ છે. બાકી મનુષ્યોને પદાર્થોની પ્રકૃતિ તો મરણજ છે. આનુ તાત્પર્ય એ છે કે વસ્તુ માત્રનો સ્વભાવ એવો છે કે કાળને આધીન થઇ તે વસ્તુ હતી નહતી થઈ જાય, પણ એ સ્વભાવને અટકાવી તેમાં વિકાર કરનારા આપણું જીવિત માત્રજ છે. જેટલો વખત કોઈ વસ્તુ રહે તે રહેવાપણું એજ તે સ્વભાવને અટકાવનારૂં છે. પણ સાધારણ રીતે જીવ્યાજ કરવું એ કાંઇ સર્વભક્ષી કાળ સામા થઇ વસ્તુનો સ્વભાવ વિપરીત કર્યા બરાબર નથી. કેમકે જ્યારે જીવીતમાં આત્મકર્તવ્યની વાસના અતિ પ્રબલ હોય અને તદનુસાર દૃઢ સંકલ્પથી તાદૃશ્ય આચાર થયો હોય ત્યારેજ કાળના ઝપાટામાંથી આપણું જીવીત બચ્યું, અને આપણે મરી જઇએ તો પણ આપણું જીવીત ખરૂં જીવીતજ છે એમ થયું. મહાશયો! આપણે ઘણીવાર એમ સમજતા હોઇએ છીએ કે આપણું કર્તવ્ય અમુક છે. આપણા જીવીતનો હેતુ અમુકજ હોવો જોઇએ છે પરંતુ બીજા અનેક સત્સંકલ્પ જે કારણથી પ્રત્યક્ષ થતા અટકે છે તેજ કારણોથી આપણે આપણું કર્તવ્યપણું કરી શકતા નથી. અનિશ્ચય અથવા સંશય દૃઢ ભાવનાનો અભાવ અને કાર્ય આદરવામાં આળસ્ય એ આપણને આત્મ કર્તવ્યતાથી વિમુખ રાખે છે. એક તરફ ધર્મ જ્ઞાનમાંથી આપણા જીવીતના હેતુનો બોધ હોય છે, પણ તેને તપાસતાં બીજા તરફથી આળસ્ય, સુખ વિલાસ, સ્વપરાયણતા ને આવેશ એટલાં વાનાં આપણને અટકાવે છે. માણસો પોતાનું સિદ્ધ કર્તવ્ય જાણતાં છતાં અયોગ્ય આચારમાં ફસે છે, તેમાં દોષ માત્ર તેમની કામના એટલે ઇચ્છાનોજ છે.

આત્મકર્તવ્ય એટલે આપણા પોતાના પ્રતિ કરવાની ફરજ એમ સમજવાનું નથી. એનો

અર્થ આપણે વચમાં બતાવી ગયા છીએ કે આપણા જીવીતથી પરને જે જે કરવાને આપણે ન્યાયબુદ્ધિથી બંધાએલાં હોઇએ તે કરવું, ને તે પણ કશા લાભના હીસાબ વિના કરવું. શાસ્ત્રોમાં જે જે પુણ્ય કહે છે તેજ આત્માકર્તવ્યનું રૂપ છે. પુણ્યનું સ્વરૂપ એક છે એમ નહિ પણ એમ નિશ્ચય લાગવું કે આત્મા સુખમય છે. તેમાં દુઃખનો અવકાશજ નથી તો જ્યાં જ્યાં દુઃખ જણાય છે ત્યાં ત્યાં જેને લીધે દુઃખ જણાય છે તે દુર થવુંજ જોઇએ. મારે તે દુર કરવુંજ જોઇએ. મને જેટલું અને જેવું સુખ જણાય તથા અનુભવાય છે ને તેવું તે તે થવુંજ જોઇએ, એવી વૃત્તિનું નામ દયા અથવા પ્રેમ કહેવાય.

પ્રિય પાઠકગણ! એક તત્ત્વવેત્તાએ લખ્યું છે કે "આ સંસાર નાટક છે, એમાં જે વેશ ધારણ કર્યા છે તે આપણે પોતે પસંદ કર્યા નથી, એટલે તે કેવા છે કે શા માટે એવા છે તેની સાથે આપણે કશી લેવા દેવા નથી. આત્મકર્તવ્ય એટલાજ સાદા કામમાં રહ્યું છે કે આપણને જે વેશ મળ્યો છે તે પૂરેપૂરો ને બરાબર ભજવવો." આમ લખ્યા પછી તો લખે છે કે માણસોએ ખાસ જાણવું જોઇએ કે અમે જ્યાં સુખ માનીએ છીએ ત્યાં સુખ નથી. શરીર બળમાંજ સુખ નથી કેમકે ભીમ કે હનુમાન પણ સુખી નહતા. સમૃદ્ધિમાં પણ સુખ નથી, કેમકે ઇંદ્રાદિ દેવ સંતોષવાના નથી. અધિકારમાં સુખ નથી, કેમકે દુર્યોધન શિશુપાલાદિ પણ ક્લેશમાં નિમગ્ન હતા. તેમ એ સમયમાં પણ સુખ નથી કેમકે રાવણાદિ મહા દુઃખમાં મરી ગયા એ સુખ માણસના પોતાનામાંજ છે. પરાધીનતા માત્રથી છુટા થઇ સ્વતઃજ આત્મ પ્રમાદમાં રહી આત્મકર્તવ્યને સમજવું તથા વિસ્તારવું એજ આનંદનું નિદાન છે.

## परमात्मस्वरुप.

( લેખક—રા. રા. વકીલ નંદલાલ લલ્લુભાઇ-વડોદરા. )
( અનુસંધાન ગતાંક ૨૭૫ પૃષ્ઠથી. )

ગૃહિ ધર્મનું પાલન કરવામાં સર્વથા પ્રકારે એ પાપસ્થાનોનો ત્યાગ થવો અસંભવીત છે, ને ગૃહિધર્મમાં રહીને એ પાપસ્થાનકોનો સર્વથા પ્રકારે ત્યાગ કરવાનો દાવો કરવા જઇએ તો પ્રાયે પ્રતિજ્ઞા ભંગ થવાનો પ્રસંગ આવે અને પ્રતિજ્ઞા ભંગ એ તો મહાન દોષ છે, માટે યથાશક્તિ એ પાપસ્થાનકોનો જેટલા દરજ્જે ત્યાગ થઇ શકે તેમ હોય તેટલા દરજ્જે તે ત્યાગ કરવાનો નિયમ લેવો કે સંકલ્પ કરવો જોઇએ.

ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર કષાયના નામથી ઓળખાય છે. અને તેના દરેકના ચાર ચાર ભેદ છે. અનંતાનુબંધી, અપ્રત્યાખાની, પ્રત્યાખાની અને સંજ્વલતા એ સોળનું સ્વરૂપ સમજી તે જેમ બને તેમ ઓછા કરવા અભ્યાસ કરવો જોઇએ. વ્યવહારમાં ક્રોધી, માની, માયી અને લોભીની કીંમત હલકી અંકાય છે, તો પછી તે આત્માના મૂળસ્વરૂપની પ્રાપ્તિને અટકાવે તેમાં શું નવાય છે, કેમકે આત્મા તો અક્રોધી, અમાની, અમાયી અને અલોભી છે. ક્રોધ, માન, માયા અને લોભમાં પ્રવૃત્તિ કરવી એ આત્માનો મૂળ સ્વભાવ નથી.

રાગ, અને દ્વેષ એ પાપસ્થાન જ્યારે સર્વથા સેવાતાં બંધ થશે ત્યારેજ સત્ય સુખ સંપૂર્ણપણે મળવાનો રસ્તો સરલ થશે. જેટલે અંશે તેમાં ઓછાશ થશે તેટલે અંશે પાપનો બંધ ઓછો પડશે.

કલહ એ બારમું પાપસ્થાન છે. ધણી ધણીયાણી, સાસુ વહુ, નણંદ ભોજાઇ, બાપ દીકરા અથવા ભાઇએ ભાઇઓ, અને તેમની પ્રજાથી બનેલા કુટુંબમાં જેઓને હંમેશ જોડે રહેવાનું છે, તેઓ એક બીજા ઉપરના પ્રેમના અભાવ અને દ્વેષના લીધે દરરોજ કલહ કર્યા કરે, એક બીજાનું બોલવું કોઇને પસંદ પડે નહિ, સારી વાત અથવા સારાં વચનનો પણ ઉલટો અર્થ કરીને અરસપરસ લઢાલઢી કર્યા કરવી એને કલહનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. જેના ઘરમાં દરરોજ દંત કલહ થતો હોય તેને સુખ ક્યાંથી હોય? કલહને દુર્ગતિરૂપ વૃક્ષના મૂળની ઉપમા આપવામાં આવેલી છે. જ્યાં કલહ થતો હોય ત્યાં ધર્મ સંબંધી વિચાર કે આચરણને આવવાનો અવકાશ કે જગ્યા હોયજ નહિ. એ કલહને અટકાવાની કુંચી ઉપાધ્યાયજી મહારાજ શ્રી યશોવિજયજીએ બનાવેલી અઢાર પાપસ્થાનકની સઝાયમાંથી કલહની સઝાયમાં બતાવે છે કેઃ—

જાણી મૌન ધરે ગુણવંત, તે સુખ પામે અતુલ અનંત.

સાહેબ સાંભળો.

કલહ સમાવવાનો આ ઉત્તમ ઉપાય છે, અને તે આદરણીય છે.

અભ્યાખાન નામનું તેરમું પાપસ્થાનક છે. કોઇના સંબંધી આપણે વાત કરતા હોઇએ તે વખતે તે દુષણો તેનામાં નથી તેવા દુષણોનો તેના ઉપર આરોપ મુકવો, તેનું નામ અભ્યાખાન આપવામાં આવેલું છે. ખોટાં દુષણો મુકી કોઇને હલકો પાડવાનો યત્ન કરવો એ એક આપણી નીચતા બતાવે છે, અને તેથીજ તેને પાપસ્થાનકમાં મુકેલું છે.

પૈશુન્ય (ચાડી કરવી) એ ચૌદમું પાપસ્થાનક છે. કોઇની ચાડી કરવી એ પણ ગુણીનું લક્ષણ નથી. ચાડી ચુગલી કરનાર માણસની કશી કિંમત થતી નથી. તેમજ તેનો કોઇ ભરૂસો રાખતું નથી અને તે હલકા સ્વભાવનો ગણાય છે. જેનામાં ચાડીયાપણાનો દુર્ગુણ હોય છે, તેના સારા ગુણો ઢંકાઇ જાય છે. ચાડીખોર માણસને પાસે બેસાડવાની અથવા ઉભો રાખવાની વાત તો બાજુ ઉપર રહી પણ તેનું મ્હોઢું જોવાનું પણ સારા માણસો પસંદ કરતા નથી.

રતિ અરતિ એવા નામના પંદરમા પાપસ્થાનકનું સ્વરૂપ એવું બતાવવામાં આવેલું છે કે કોઇ કારણ આપણને અનુકૂળ અને લાભદાયી હોય તો તેથી મનમાં સંતોષ માનવો, અને પ્રતિકૂળ હોય તો અસંતોષ માનવો. રતિ અરતિ એ કંઇ પ્રત્યક્ષ વસ્તુ નથી પણ મનકલ્પિત છે, એ સત્ય પર્યાય નથી. આ પાપસ્થાનકનું સ્વરૂપ ખાસ વિચારવા જેવું છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ અને પૌદ્દગલિક વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજવામાં આવે તોજ પૌદ્દગલિક વસ્તુથી જે રતિ અને તેના વિયોગથી અરતિ થાય છે, તે અટકે; નહિ તો તે અટકવું મુશ્કેલ છે. જ્યાં જ્યાં રતિ છે, ત્યાં ત્યાં અરતિ જરૂર સાથેજ રહેવાની તેથી તે બન્નેનો એકજ સ્થાનમાં સમાવેશ કરેલો છે.

સોળમું પાપસ્થાન પરપરિવાદ એટલે પારકી નિંદા કરવી તે છે. પારકી નિંદા કરવી એ એક જાતની ટેવ છે, પારકી નિંદા કરવી અને સાંભળવી તે કેટલાક મઝા માને છે, પણ એ નુકશાનકર્તા છે. ધોબી લોક સાબુથી પારકાં કપડાંનો મેલ કાઢે છે, જ્યારે નિંદક માણસ પોતાના મ્હોડાથી પારકા માણસના મળ ધુવે છે. ભંગી પોતાના હાથ થકી પારકા મળ ઉપાડી જાય છે, ત્યારે નિંદક પોતાની જીભથી પારકા મળ કાઢી નાખે છે. માખીનો સ્વભાવ મળમળીત

વસ્તુ હોય તેના ઉપર જઈ બેસવાનો છે, તેમ નિંદક માણસનો સ્વભાવ કોઇના સારા ગુણોને ઓળખવાનો હોતો નથી પણ ભોગ જોગે તેનામાં જે કંઇ સ્વરૂપ પણ દુર્ગુણ હોય તેના ઉપર તુરત તેની દ્રષ્ટિ જાય છે જગતમાં સર્વગુણી વીતરાગ-પરમેશ્વર છે. તેના સિવાયના જે મધ્યસ્થ જીવો છે, તેનામાં તો કંઇ ને કંઇ ગુણની ખામી હોવાનીજ. એ ખામી જોવાનો અને નાની સરખી ખામીને પણ મોટું રૂપ આપી મહાન બનાવવાનો નિંદકનો સ્વભાવ હોય છે, એ નુકશાનકારક છે. તેમાં રાજ્યકર્તાની અને રાજ્યના કારભારીઓ-અમલદારોની નિંદાનો વિશેષ અનર્થ ઉપજાવનારી છે. સુખના ઇચ્છકે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

કપટ સહીત જુઠું બોલવું એ માયા મોક્ષ નામનું સત્તરમું પાપસ્થાન છે. કપટ સહિત જુઠું બોલનાર જગતમાં ઘણો હુશિયાર ગણાય છે અને તેને "પોલીટીકલ મેંન"ની ઉપમા આપવામાં આવે છે. જુઠું બોલવું એ એક પાપ છે, તેમજ કપટ કરવું એ પણ એક પાપ છે, આમાં કપટ સહીત જુઠું બોલવું એને જુદુંજ રૂપ આપવામાં આવ્યું છે, અને તે ઘણું ખરાબ છે. સરળ અને ભોળા માણસો કરતાં હુંશિયારમાં ખપતા માણસોમાં એનો પ્રભાવ ઘણો જોવામાં આવે છે. કપટ ક્રિયા કરી બીજાને ઠગીને પોતાને હુશિયારમાં ખપાવનાર માણસ ઘણો આનંદ માને છે, પણ તે એક જાતનું પાપ કરે છે એમ તેના મનમાં આવતું નથી. તેને માટે ઉપાધ્યાયજી શ્રી વિરવિજયજી નવાણું પ્રકારની પૂજામાં કહે છે કેઃ—

आत्मस्वरुप रमणे रमे, मनमोहन मेरे ।
न करे जुठ डफाण, मनमोहन मेरे ॥

આત્મા સ્વરૂપના ઇચ્છિ જુઠ ડફાણ કરતા નથી, તે તો બહાર અને અંદર એકજ સરખા હોય છે. જેવું બોલે છે તેવુંજ ચાલે છે, અને તેવુંજ પોતાનું વર્તન રાખે છે. મનમાં એક અને બહાર બતાવવું જુદું એ પાપસ્થાકનું સ્વરૂપ છે.

મિથ્યાત્વ નામનું અઢારમું પાપસ્થાનક છે. મિથ્યાત્વ અજ્ઞાન એ પર્યાયવાચક શબ્દ છે. એના પ્રતિસ્પર્ધિ સમ્યક્જ્ઞાન છે. સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિને અટકાવનાર મિથ્યાત્વ અને અજ્ઞાન છે. સમ્યક્જ્ઞાન એ મિથ્યાત્વ અને અજ્ઞાનને અટકાવનાર છે. અજ્ઞાન પાપસ્થાનમાં પ્રથમનાં સત્તર પાપસ્થાનનું મૂળ મિથ્યાત્વ અને અજ્ઞાન છે, તેથી ઉપાધ્યાયજી મહારાજ યશોવિજયજી પાપસ્થાનકની તુલના કરવામાં પૂર્વનાં સત્તર પાપસ્થાનક કરતાં આ પાપસ્થાનકનું વજન વધારે બતાવે છે. આ પાપસ્થાનકનો નાશ થવાની સાથેજ અંશે અંશે પૂર્વના સત્તર યા તેમાંથી કેટલાંક ઓછાં થવાનો સંભવ છે, એમ વિચાર કરતાં આપણને લાગ્યા સિવાય રહેશે નહિ. જૈન શાસ્ત્રકારો આ મિથ્યાત્વનું સ્વરૂપ એવું બતાવે છે કે ધર્મ ને અધર્મ, સત્ય માર્ગને અસત્ય માર્ગ, સુસાધુને અસાધુ, શુદ્ધ દેવને કુદેવ, કુદેવને સુદેવ, કુગુરૂને ગુરૂ અને અધર્મને ધર્મ માનવો એ રીતે ૭ પ્રકાર મિથ્યાત્વના છે. તે સિવાય બીજા પાંચ ભેદ એવી રીતના છે કે હું જે સમજ્યો છું અને હું જે માનું છું એજ સત્ય છે, એને અભિગ્રહિક મિથ્યાત્વ કહે છે. બધાને સરખા માનવા, ગુણી અવગુણી પોતાના મનથી તુલના કરે નહિ તે અનભિગ્રહિક મિથ્યાત્વ છે. વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણે છતાં તેનું સ્વરૂપ બીજાને કહેવાના પ્રસંગે વિપરીત-જુઠું કહે અને તત્વની પરિક્ષા કરે નહિ તેને અભિનિવેશી મિથ્યાત્વ કહે છે પરમાત્મા જેટલો રાગ દ્વેષથી રહિત થઇ કેવલજ્ઞાન ઉત્પન્ન કર્યું છે એવા ભગવંત પ્રણીત શાસ્ત્રમાં તેમના વચનમાં શંકા કરે, અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજવા

પ્રયત્ન કરે નહિ, તેને સંશય મિથ્યાત્વ કહે છે. જે જીવોને ધર્મ અધર્મ શું છે? એનો ઉપયોગ નથી એવા એકેંદ્રિતા વિકલેંદ્રિ જીવોને અનાભોગીક મિથ્યાત્વ હોય છે.

બીજા પણ મિથ્યાત્વના દશ ભેદ છે પણ તેનો પર્યાયથી સમાવેશ ઉપરના પાંચ ભેદમાંજ થાય છે, તેનું સ્વરૂપ શાસ્ત્રથી સમજવાને ભલામણ કરવામાં આવે છે.

લૌકિક દેવ, ગુરૂ અને ધર્મને માનવા–પૂજવા એ પણ મિથ્યાત્વ છે. લોકોત્તર દેવ વીતરાગ પરમાત્મા એમને અને એમની સ્થાપના (પ્રતિમા)ને આ લોકનાં પૌદ્ગલિક સુખ મેળવવાની ઇચ્છાથી માનવા અને પૂજવા એ લોકોત્તર દેવગત મિથ્યાત્વ છે.

લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ પોતે નિર્ગુણી છતાં સાધુનો વેષ રાખે, જીનવાણીને ઉથાપી, પોતાનો મનઃકલ્પિત ઉપદેશ આપે, સૂત્રના સાચા અર્થને ત્રોડે, એવા ઉત્સૂત્ર પરૂપકને ગુરૂ તરીકે જાણી તેમની પૂજાભક્તિ કરવી તે, તથા જે સાધુ ગુણવાન હોય, તપસ્વી હોય, ચારિત્રવાન હોય, આચારવંત હોય, તેમજ યથોક્ત ક્રિયાવંત હોય, તેમની આ લોકના સુખને વાસ્તે તેમજ પરલોકના પૌદ્ગલિક સુખના વાસ્તે સેવાભક્તિ કરે, મનમાં એમ જાણે કે જો તેમની બહુ સારી રીતે સેવા કરીશ તો રિદ્ધિસિદ્ધિ, સ્ત્રી પુત્રાદિ મને પ્રાપ્ત થશે એવાં જે પરિણામ તે લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ.

લોકોત્તર પર્વગત મિથ્યાત્વ, જીનેશ્વર ભગવંતના પાંચ કલ્યાણની તીથીઓને દિને તથા બીજા પર્વને દિને ધન, સ્ત્રી, પુત્રાદિ વાસ્તે જપાદિ ધર્મ કરણી કરવી તે લોકોત્તર પર્વગત મિથ્યાત્વ છે. ઇત્યાદિ મિથ્યાત્વનું સ્વરૂપ શાસ્ત્રમાં ઘણું વિસ્તારથી વર્ણવેલું છે, તે જાણવાને ઉદ્યમ કરવો જોઇએ.

ઉપર જે યત્કિંચિત્ પાપસ્થાનોનું સ્વરૂપ બતાવ્યું છે, તેનું યથાર્થ સ્વરૂપ, સમજી મનન કરી, જેમ બને તેમ એ પાપસ્થાનકો આપણાથી ન સેવાય, એવાં પાપ ન થાય તેવા પ્રકારની પ્રવૃત્તિ રાખવી, અને પૂર્વે જે પાપ કર્મ લાગી ગયાં હોય તેને માટે બાર પ્રકારના તપનો યથાશક્તિ આદર કરી તે (મળ) કર્મને ખપાવવા એજ આત્મસ્વરૂપ પ્રગટ કરવાનો રસ્તો છે, એમ મુનિશ્રી આપણને સૂચવે છે.

જેમ જેમ એ પાપ ઓછું થશે તેમ તેમ આત્મસત્તા પ્રગટ થશે, અને જેમ જેમ આત્મસત્તા પ્રગટ થશે તેમ તેમ આપણે આપણા આચાર વિચારમાં વધારે આગળ વધતા જઇશું, આપણે આપણી પ્રગતિ કરી શકીશું. જ્યાં સુધી પાપાચરણનો આપણે ત્યાગ કરવાને, તેને છોડવાને પ્રયત્ન કરીશું નહિ ત્યાં સુધી પ્રગતિની આશા કરવી એ આકાશ કુસુમવત્ મિથ્યા છે.

આત્મિક પ્રગતિના ઇચ્છકે આ બાબતનો અભ્યાસ કરતા પહેલાં, ગૃહસ્થીના માર્ગાનુસારીના જે રૂપગુણો શાસ્ત્રકારોએ બતાવ્યા છે, તે જાણવા જોઇએ. તેમાં પહેલો ગુણ ન્યાય સંપન્ન વિભવ એ નામનો છે, એટલે પ્રથમ તો માણસે ન્યાયી થવું જોઇએ. જો આપણે ન્યાયથી વર્તવાની, ચાલવાની શરવાત કરીશું તો કેટલાક દુર્ગુણો પાપાચરણો તેથી અટકશે, એટલે આત્મ સ્વરૂપ પ્રગટ કરવાની આપણી ઇચ્છા પૂર્ણ કરવાનો પહેલો ઉપાય ન્યાયથી વર્તવું તે છે, વ્યવહારમાં કે ધર્મમાં, ઘરમાં કે જાહેરમાં, ધંધામાં કે ધંધા સિવાયના પ્રસંગોમાં દરેક જગ્યાએ ન્યાયથી ચાલવાનો અભ્યાસ શરૂ કરવો જોઇએ, એટલે ઘણાં નવીન પાપ લાગતાં અટકશે.

નવીન પાપ ન લાગે, અને લાગેલાં હોય તો તે દૂર કરવાનો ઉધમ સદા ચાલુ રહે એને માટે જૈન શાસ્ત્રકારોએ સાંજ અને સવારના પ્રતિક્રમણની ક્રિયામાં આલોયણના અધિકારમાં અઢાર પાપ સ્થાનકનું ચિંતવન કરીને તેમાંથી જે કંઇ પાપ લાગેલાં હોય તો તેને માટે મિથ્યા દુષ્કૃત દેવાનું બતાવ્યું છે. એનો ઉદ્દેશ એવો છે કે, અજાણતાં પણ જો એ પાપ સેવાઇ ગયાં હોય તો તેને માટે જીવે દીન સ્વભાવથી આત્માની સાક્ષીથી માફી માગવી અને ફરી તે ન કરવાને કાળજી રાખવી. આ ક્રિયા કરતી વખતે શાસ્ત્રકારોના ઉદ્દેશ તરફ લક્ષ રહે અને તદહેતુ અને અમૃત ક્રિયાનું આલંબન થાય તો કેટલો બધો ફાયદો થાય એ ખાસ વિચાર કરવા જેવું છે. અને શુદ્ધ રીતિ અંગીકાર કરી આત્મસ્વરૂપ પ્રગટ કરવાની શક્તિ પ્રાપ્ત થાઓ અને સર્વે તેવા ભાવના ઇચ્છક બનો એવી ઇચ્છા છે.

---

# વચનામૃત.

(સંગ્રાહક—કલ્યાણ—વડોદરા.)

નામાંકિત માણસો અને આપણા બાપો જેણે આપણને ઉત્પન્ન કર્યા છે તેનાં વખાણ કરવાં જોઇએ. એકલેઝીયા સ્ટીક.

જે માણસ પોતાના વડીલોની વંશાવળીનો નકશો કાઢે છે અને જુવાની નવા ઝંખાથી ઢાંકે છે તે માણસ સુખી છે. જીનપોલરીચટર.

વડીલોનાં વચનો માણસના જાતિસ્વભાવ સાથે ચોંટેલાં છે. તે દુનિયાની ઉંચી જાતોમાં મુખ્યત્વે કરી જોવામાં આવે છે એટલુંજ નહિ પણ આફતોના વખતોમાં રાજ્ય સત્તાઓને કાયમ કરે છે, અને નિશ્ચયપૂર્વક તે વચનો ઉત્તમ વખતોમાં અદ્ભૂત રીતે હમેશાં આબેહુબ માલુમ પડી આવે છે. જેમ્સ હેન.

ઉમદા છોકરાઓ ઉમરાવ બાપોથી ઉતરી આવે છે એમ નથી તેમજ ખરાબ છોકરાઓ ખરાબ બાપોથી ઉતરી આવે છે તેમ નથી પણ જે મૃત્યુલોકની વસ્તુ છે તેનાપર કંઇ વિશ્વાસ રખાતો નથી. સોફીકલ્સ.

જુવાનીમાં કુદરતનું બળ ઘણી અધિકતા ઉપર જાય છે, અને માણસ તેના ઘડપણ સુધી તેનો આભારી થઇ રહે છે. તારા ઉપર ઘડપણ આવશે તેને ઓળખ અને એકની એક ચીજ કર્યા કરવાનો વિચાર ન કર કેમકે ઘડપણની બેદરકારી થશે નહિ.—લૉર્ડ બેકન.

એક માણસે એક ઠીંગણા માણસને પૂછ્યું કે, ઠીંગણા સાહેબ તમારૂં માથું ઘણું મોટું છે તેના પ્રમાણમાં તમારા પગ અને અવયવો કેટલેક દરજ્જે નાના છે. તેના જવાબમાં તેણે જણાવ્યું કે, મારા માથામાં જ્ઞાન ઉભરાઇ જાય એવી રીતે ગોઠવેલું છે અને મારા અવયવોને કસરત કરીને ખોરાક ન લઈને ભુખે મારેલા છે. સર વૉલ્ટર.

તંદુરસ્ત શરીર સારૂં છે પણ આત્મા વધુ તંદુરસ્તીમાં હોવો જોઇએ. કાર્લાઇલ.

તંદુરસ્ત શરીર કરતાં પૈસો વધારે નથી, અને અંતઃકરણનાં આનંદ જેવો બીજો આનંદ નથી. ગ્રીમારટીકસ.

પ્રીતિ ઘરની અંદર અને બહાર ઓરતની જીંદગી બનાવે છે. સર ઍસ. ફરગ્યુસન.

વખતના બેવકુફ માણસની પ્રીતિ ન કરો, અગર જો તેના ગુલાબી હોઠો, અને ગાલો

તેના વળતા દાતરડાના ઘેરાવની અંદર આવે (નયન આણુ.) તેના થોડા કલાક અને અઠવાડીઆમાં પ્રીતિ બદલાતી નથી. પણ મોતની અણી સુધી રહે છે. સેક્સપીઅર.

સ્વર્ગમાંથી સોનાની સાંકળ પડેલી તે છે, તેઓની આંકડીઓ સરખી અને ચળકતી છે તે પ્રીતિ કરનારાઓ ઉપર નિદ્રા માફક પડે છે અને નરમ અને અતી મધુર મનને સરખી ગાંઠોમાં જોડે છે. ડબલ્યુ. બી. સ્કોટ.

ઓ ભરવાડ! હું તને વિનતિ કરૂં છું કે પ્રીતિ શું છે તે મને કહેશે? શું તે ઝરો અને કુવો છે! કે જ્યાં આનંદને દીલગીરી રહે છે? શું તે દેવળમાં વગાડવાનો ઘંટ છે. કે જે સ્વર્ગ ને નર્કમાં વગાડાય છે? હું જે પ્રમાણે સાંભળું છું તેજ કહું છું કે તે પ્રીતિ છે. સર ડબલ્યુ રેલે.

લગ્નની પ્રીતિ માણસ જાતને બનાવે છે. મિત્રતાની પ્રીતિને પૂર્ણતાપર લાવે છે પણ લંપટ પ્રીતિ તેને ભ્રષ્ટ કરે છે અને હલકો પાડી નાંખે છે. લૉર્ડ બેકન.

આપણે પ્રીતિ કરીએ છીએ કેમકે આપણી જીંદગી હમેશની નથી આપણી જીંદગીને નુકશાનથી પ્રીતિ ખરીદ કરીએ છીએ. વીરો.

જીંદગી! આનંદી અને વાદળાંવાળી ઋતુમાં આપણે ઘણો વખત સાથે હતાં. જ્યારે મિત્રો વ્હાલા હોય છે ત્યારે જુદા પડવું કઠણ છે. તેથી નીશાશા નાંખવા પડે છે. તું (જીંદગી) ચેતવણી આપ્યા વગર નાશી જાય છે. તું તારી વખત પસંદ કરે છે. રાતની સલામ ન કર, પણ કોઇક વધારે પ્રકાશિત દેશમાં જવા મને સ્હવારની સલામ કર. મીસીસ બેરબોલ્ડ.

ત્હારી જીંદગીને ચાહતો નહિ, તેમજ ધિક્કારતો નહિ. જે જીંદગી ગાળે છે તે સારી ગાળ. લાંબી અગર ટુંકી જીંદગી હોય તો સ્વર્ગમાં જવા પરવાનગી આપ. મીલટન.

જીંદગીની સ્હાંજને ઘણા અવેજો છે. જુવાનીને તેના આનંદો છે, ઘડપણને તેની યાદદાસ્તો છે. જેમ ફુલોના અતિ ઘણા સુંદર પાત્રાંઓ છેલ્લાં ખીલે છે તે પ્રમાણે જીંદગીની સ્હાંજના કલાકો પણ ઘણાજ સુંદર થાય છે. જ્યારે ફુલોને પાત્રાંઓ કરમાઇ જાય છે ત્યારે ફળો ઉગે છે તેમ જ્યારે શરીર ક્ષીણતાને પામે છે ત્યારે મન પરિપક્વ થાય છે.

---

# સુવિચાર નિર્ઝર.

(લેખકઃ—સદ્દગત. ડી. જી. શાહ માણેકપુર)

વધારે ભોજન કરવાથી શરીરમાં રોગ થાય છે, આયુષ્યનો નાશ થાય છે, અને સ્વર્ગની હાનિ થાય છે. વળી તે પાપરૂપ છે અને લોકમાં નિંદિત છે. તે માટે તેનો ત્યાગ કરવો. (મનુસ્મૃતિ.)

પ્રાણી ઉચા આસને બેસવાથી નહિ, પરન્તુ ગુણથીજ ઉત્તમતાને પામે છે. જગતમાં તેજ મનુષ્ય જીવે છે કે, જેનામાં ધર્મ છે. જે મનુષ્ય ગુણ અને ધર્મથી રહિત છે, તેનું જીવન વૃથા છે. (ચાણક્ય નીતિ.)

જેમ કાચબો પોતાના સર્વ અંગોને સમેટી લે છે તેમ મનુષ્ય જ્યારે ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. (ભીષ્મપર્વ.)

પરવશપણું દુઃખરૂપ તથા પોતાને વશ બધું સુખરૂપ છે; એ સંક્ષેપથી સુખ દુઃખનું લક્ષણ જાણવું, મૂર્ખપણું તથા હમેશ દારિદ્ર કષ્ટરૂપ છે, ને પારકે ઘેર રહેવું તથા પારકું અન્ન ખાવું એતો અત્યંત કષ્ટરૂપ છે. (માનવ ધર્મ શાસ્ત્ર.)

પોતાની શક્તિ પ્રગટ ન કરનાર સમર્થ હોવા છતાં પણ લોકના તિરસ્કારને પામે છે, કારણ કે કાષ્ટમાં રહેલ અગ્નિ ઉલ્લંઘન કરાય છે, પરન્તુ પ્રજ્વલિત અગ્નિ ઓળંગી શકાતો નથી. (વિષ્ણુશર્મા.)

જે બાળક તથા વૃદ્ધને જમાડી જમવું તેજ ભોજન, જે પારકાને વિષે સ્નેહ કરાય તેજ સ્નેહ, જેથી પાપ ન થાય તેજ ડહાપણ, અને દંભ વિના જે આચરણ કરાય છે. તેજ ધર્મ કહેવાય છે. × × × મનુષ્ય મુંગો રહેવાથી તથા વનમાં વસવાથી મુનિ થતો નથી; પણ મનને વશ કરવાથી મુનિ થાય છે. કેમકે સ્થિર બુદ્ધિવાળો મુનિ કહેવાય છે. (ભર્તૃહરિ.)

બીજાઓનાં સર્વ પ્રકારનાં કામોને નિરંતર જાણવા છતાં પણ પોતાના મનમાં દ્રઢ નિશ્ચયવાળા સત્પુરૂષો તેમનાં સારા કામોનુંજ સ્મરણ કરે છે. અને તેમનાં ખરાબ કામોને સંભારતા નથી. (સભાપર્વ.)

જેમ પર્વત ઉપર શિલા ચ્હડાવવી હોય તો ઘણીજ મહેનતે ચઢે છે, પરન્તુ તેને નીચે પાડવી હોય તો વાર લાગતી નથી, તે પ્રમાણે મનુષ્યને ગુણવાન થવું અઘરૂં છે, પણ નીચતા કરવામાં વાર લાગે તેમ નથી. (હિતોપદેશ.)

બુદ્ધિમાન પુરૂષે પરસ્ત્રી સાથે એકાંતમાં સુવાનું તથા રહેવાનું રાખવું નહિ, તથા સ્ત્રીઓ સાથે અયોગ્ય ભાષણ કરવું નહિ, અને તેમને પોતાનું પરાક્રમ દેખાડવું નહિ. (મહાનિર્વાણ.)

જે મનુષ્ય અમૃત જેવા મધુર વચનથી ખલ પુરૂષોને સન્માર્ગે લઇ જવા ઇચ્છે છે, તે માણસ કોમળ કમળ તંતુ વડે સર્પ અથવા મદોન્મત્ત હાથીને બાંધવાને, સરસડાના પુષ્પોના છેડાથી હીરાઓને છેદવાને, તથા મધના બિંદુથી ખારા સમુદ્રને મીઠો કરવા ઇચ્છે તેના જેવો ઉદ્યોગ છે. (નીતિશતક.)

વદનમાંથી વચનરૂપી બાણ નીકળે છે. અને તેથી વિંધાએલો મનુષ્ય અહોરાત્ર શોકગ્રસ્ત રહે છે. એ વાગ્બાણ મનુષ્યના મર્મ સિવાય અન્ય અંગમાં પ્રવેશ કરતાં નથી. માટે શાણા અને સમજુ માણસોએ વાગ્બાણ પરપ્રતિ કદીપણ મુકવાં નહિ. (હંસગીતા.)

ગામમાં, ઘરમાં અથવા નિર્જન સ્થળમાં પણ પરાયું ધન પડયું હોય છતાં તેને લેવાને જેઓ રાજી થતા નથી, તેઓ સ્વર્ગમાં જનારા છે. વળી તેજ પ્રમાણે જેઓ એકાન્તમાં પણ કામનાવાળી પરસ્ત્રીને જોઇને તેના પ્રતિ મનવડે પણ ઇચ્છા કરતા નથી, તેઓ સ્વર્ગમાં જનારા છે. (અનુશાસન પર્વ.)

પુણ્ય કર્મ કરવાથી ધણીપણું, દાતાપણું અને ધનવાનપણું મળે છે, તેમજ પાપ કર્મ કરવાથી યાચકપણું, દાસપણું, તથા દરિદ્રતા મળે છે. * * * સ્ત્રીઓનાં નામ પણ મનમાં મોહ ઉત્પન્ન કરીને અવશ્ય વિકાર કરે છે, તો પછી વિલાસની ભ્રકુટીના પલકારા મારનારી સ્ત્રીઓનાં દર્શનથી મનમાં વિકાર થાય, તેમાં આશ્ચર્ય શું? (શુક્રનીતિ.)

દોસ્તને માટે ભલાઇ કરીએ એતો સઉ કોઇ માટે સહેલ વાત છે, પરન્તુ દુશ્મન સાથે

ભુંડાઇને બદલે ભલાઇ કરી તેને ધડો આપવામાં ફાવવું તેમાંજ ખરી સાબાશી અને મરદાનગીરી છે. (સારંગધર પદ્ધતિ.)

ઉદ્યોગ કરવો એ દેવ પૂજવા બરાબર છે, ઉદ્યોગ કરતી વખતે પ્રથમ કદાપિ અળખામણો લાગે પણ તેનું ફળ ભોગવતી વખતે અપૂર્વ આનંદ આવે છે. (આર્યનીતિ.)

પુરૂષ સુખ મેળવવાની આશાથી સ્ત્રીનું સેવન કરે છે. પરંતુ તે સેવન કરનારા પુરૂષના શરીરની કાન્તિનો નાશ કરે છે, બળને હરે છે, અત્યંત ભ્રાંતિ ઉત્પન્ન કરે છે, અને ભોગ પછી પરિણામે નીરસ થઇ પડે છે. માટે વિવેકી પુરૂષોએ બને તેટલું વિષયોથી દૂર રહેવું. (વિજ્ઞાન શતક.)

"કામ, ક્રોધ, દંભ, લોભ, તથા કપટને વશ કરવા, એજ ધર્મ" એ પ્રમાણે જાણીને જેઓ ધર્મ સેવે છે તેઓનેજ ઉત્તમ લોકોએ જ્ઞાની માનેલા છે. (વનપર્વ.)

જીતેન્દ્રિય રહેવું અર્થાત્ ઇન્દ્રિયોને નિયમમાં રાખવી એ મૃત્યુ કરતાં પણ કઠણ છે. * * * સુખને દુઃખ, વૈભવ ને દારિદ્ર, લાભને ગેરલાભ અને જન્મ તથા મરણ એ વારા ફરતી સઘળા મનુષ્યોને આવે છે, માટે ધીર મનુષ્ય તેનાથી હર્ષ પામતો નથી તેમ ખેદ પણ પામતો નથી. (વિદુર નીતિ.)

અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમદમ છે, અહિંસા પરમ દાન છે અને અહિંસા પરમ તપ છે. હિંસા ન કરનારને અક્ષય તપનું ફળ મળે છે. હિંસા ન કરનારો સદા યજ્ઞ કરે છે. અને હિંસા ન કરનારો મનુષ્ય સર્વ પ્રાણીઓને માતા પિતા જેવો છે. (મહાભારત.)

કોઇ પણ પ્રાણીનો વધ કર્યા સિવાય માંસ મળતું નથી; અને પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ મળતું નથી, માટે માંસ ખાવાનો ત્યાગ કરવો જોઇએ. (મનુસ્મૃતિ.)

આ સંસારરૂપી કડવા વૃક્ષમાં બે ફળ અમૃત જેવાં છે, એક તો રસયુક્ત મધુર વચન અને બીજું સજ્જન પુરૂષોની સંગતિ. (ચાણાક્ય નીતિ.)

પરાયાને ઉપદેશ કરવામાં પાંડતાઇ દાખવવી, એતો સર્વે પુરૂષોને સહેલું છે, પરન્તુ સ્વધર્મનું પાલન તો કોઇક મહાત્મા પુરૂષજ કરે છે. (હિતોપદેશ.)

રૂપ, સારા અવયવો, આયુષ્ય, બુદ્ધિ, ધીરજ, બળ અને સ્મરણ શક્તિ એટલાં વાનાં ઇચ્છનાર મહાન્ પુરૂષોએ હિંસાને તજવી યોગ્ય છે. (અનુશાસનપર્વ.)

હે પાર્થ ? સાત ગામ બાળવાથી જેટલું પાપ થાય છે તેટલું પાપ ઘડામાં ગાળ્યા વગરનું પાણી ભરવાથી થાય છે. માછીમાર વર્ષ સુધી જાલ નાંખે ને તેને જેટલું પાપ લાગે તેટલું પાપ એક દિવસ ગાળ્યા વિનાનું પાણી વાપરનારને થાય છે. (વિષ્ણુપુરાણ.)

જે મનુષ્ય માંસ ભક્ષણ કરતો નથી, તથા કોઇને હણતો નથી, અને હણાવતો નથી, તે સર્વ પ્રાણીઓને મિત્ર સમાન છે. (સ્વાયંભુવ મનુ.)

મનુષ્યે કોઇની સાથે કપટ વ્યવહાર કરવો નહિ, કોઇની આજીવિકાનો ભંગ પણ કરવો નહિ. કોઇનું ભુંડું કરવું નહિ, તેમજ કોઇ વખત ભુંડું કરવા માટે મનમાં વિચાર પણ કરવો નહિ. (શુક્રનીતિ.)

દુર્જનની જોડે સ્નેહ કરવો નહિ, તેના પર પ્રીતિ ધરવી નહિ, બળતાં અંગારા દઝાડે છે, અને બૂઝાવેલા કોલસા હાથ કાળા કરે છે. દુષ્ટોનો સ્વભાવજ એવો છે. × × × હિતેચ્છુ મિત્રનું વચન જે સાંભળતો નથી, તેને જલ્દી વિપત્તિ આવી પડશે એમ જાણવું. (વિષ્ણુ શર્મા.)

જે પુરૂષ પ્રાણીની હિંસા કરીને તેના માંસ વડે પિતૃ દેવને તૃપ્ત કરે છે, તે મૂર્ખ માણસ સુગંધવાન ચંદનને બાળીને તેની રાખનું પોતાના શરીરે લેપન કરે છે.

(વૃદ્ધ પારાશર સ્મૃતિ.)

થાંભલાઓને છેદીને અને પશુઓને મારીને, પૃથ્વીપર લોહીના કાદવો કરીને જો સ્વર્ગમાં જવાનું હોય તો પછી નરકમાં કોણુજ જાય ? (શાન્તિપર્વ.)

જે પુરૂષ સર્વ પદાર્થમાં આસક્તિ વગરનો હોય અને તે તે શુભને કે અશુભને પ્રાપ્ત થઈ પ્રશંસા કે દ્વેષ ન કરતો હોય, તે પુરૂષની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે ( સ્થિર છે ) એમ જાણવું.

(શ્રીમદ્ ભગવદ્ ગીતા.)

પોતાના શરીરમાં રહેલા, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર અને મોહ તેને જે જીતે છે. તથા ઇન્દ્રિયોને વશમાં રાખે છે, તો તેથી તને અનર્થ પ્રાપ્ત થતો નથી, અને પાપ વળગતાં નથી. વળી જે એ કામાદિ છ શત્રુઓનો પરાજય કરે છે, તે પુરૂષ સંસારમાં ધન્યવાદને યોગ્ય છે. (વિદુરનીતિ.)

પોતાને પોતાના પ્રાણ જેમ અતિ પ્રિય છે, તેમજ બીજા પ્રાણીઓને પણ તેમના પ્રાણ બહુજ પ્રિય છે. એમ પોતાના દૃષ્ટાંતથી બીજાઓ વિષે પણ બુદ્ધિવાન અને જ્ઞાની પુરૂષોએ વિચારવું. (વનપર્વ.)

કુળને પાવન કરનારા સત્પુત્રે માતા પિતા પ્રત્યે કોમળ વાણી બોલવી, સર્વદા તેઓને પ્રિય લાગે એવું વર્તન રાખવું તથા તેઓની આજ્ઞામાં રહેવું. (મહાનિર્વાણ.)

રહેવા માટે રમ્ય મંદિર શું નથી, ? સાંભળવા યોગ્ય ગાયનો પણ શું નથી ? અથવા પ્રીતિમાં પ્રાણથી પણ પ્રિય, પ્રિયાના સમાગમનું સુખ શું નથી કે ? સર્વ છે; પરન્તુ ઉદ્‌ભ્રાન્ત પતંગના પવનથી ચંચળ દીપકના છાયા જેવું તે સર્વે ચંચળ છે, એમ ધારીનેજ સંતો વનમાં ગયા છે. (વૈરાગ્ય શતક.)

જુ, માંકડ, મચ્છર આદિ જંતુઓ શરીરને ચટકા મારે તો પણ તેનું પુત્રની પેઠે જે રક્ષણ કરે છે, તે પ્રાણીઓ સ્વર્ગમાં જવા યોગ્ય છે. (મહાભારત.)

જેમ માછલી, કાચબી અને પક્ષિણી દર્શન, ધ્યાન અને સ્પર્શથી બચ્ચાઓનું સર્વદા પાલન કરે છે; તેવીજ રીતે સજ્જનો સુસંગતથી અને સદ્‌બોધથી સંગ કરનારનું પાલન કરે છે. (ચાણાક્યનીતિ.)

હાથ, પગ, નેત્ર અને વાણીની ચપળતા કરવી નહિ, કુટિલતા રાખવી નહિ, અને બીજાપર દ્રોહ કરવાની બુદ્ધિ કરવી નહિ. (મનુસ્મૃતિ.)

જે માંસ ખાય છે તે પરભવમાં અલ્પ આયુષ્યવાળા થાય છે, તથા દરિદ્ર થાય છે, પારકી ગુલામગિરીથી આજીવિકા ચલાવે છે, અને નીચ કુળમાં જન્મ ગ્રહણ કરે છે. (મહાભારત.)

અભ્યાસથી વિદ્યા ટકી રહે છે, શીળથી કુળની આબરૂ ટકી રહે છે, ગુણથી શ્રેષ્ઠતા જણાય છે, અને નેત્રથી કોપની પરીક્ષા થાય છે. વળી ઘરમાં આસક્તિવાળા મનુષ્યને વિદ્યા પ્રાપ્ત થતી નથી, માંસાહારીને દયા હોતી નથી; પૈસાના લોભમાં સત્યતા રહેતી નથી; અને વ્યભિચારીને પવિત્રતા હોતી નથી. (ચાણાક્ય નીતિ.)

હે અર્જુન ? એ પ્રેરણા કરનાર કામ છે, તે કામ ક્રોધ રૂપે પણ પરિણામ પામે છે, રજોગુણથી ઉત્પન્ન થાય છે, પ્રવૃત્તિ કરાવનાર છે, જેનું ખાજ પૂરૂંજ ન થાય તેવો છે, અને અત્યંત પાપી (ઉગ્ર) છે, એને આ દેહેંદ્રિયાદિકના સંઘાતમાં રહેલો પ્રબલ વૈરી જાણ.

(શ્રીમદ્‌ભગવદ્ ગીતા.)

જેમ પોતાને પોતાનો પ્રાણ વહાલો છે, તેમ બીજા પ્રાણીઓને પણ પોતપોતાનો જીવ વહાલો છે, એમ પોતાની પેઠે બીજાનું પણ સમજીને સાધુપુરુષો પ્રાણીઓપર દયા કરે છે. **( શાન્તિપર્વ. )**

દિવસનો સ્વામી સૂર્ય અસ્ત પામે ત્યાર પછી પાણી પીવું એ રૂધિર તુલ્ય છે, અને અન્ન ખાવું એ માંસ તુલ્ય છે. **( પદ્મપુરાણ. )**

મહાત્માઓનું ચિત્ત સંપત્તિ સમયે કમળ જેવું કોમળ થાય છે. અને આપત્તિમા પર્વતની શિલાના સમુદાય જેવું અત્યંત કઠિન થાય છે. અર્થાત્ મહાત્માઓનું ચિત્ત સંપત્તિમાં ગર્વરહિત રહે છે અને વિપત્તિમાં ધીરજવાળું રહે છે. **( ભર્તૃહરિ. )**

હે યુધિષ્ઠિર ? જીવોને પ્રાણઘાતે કરીને મારનાર, સમંતિ, આપનાર, ખાનાર, વેચનાર, વેચાતું લેનાર, આ પાંચે જણાઓ પાપથી લેપાય છે અને પશુના શરીરમાં જેટલાં રૂવાટાં છે, તેટલા હજાર વર્ષ સુધી નરકમાં રહે છે. **( અનુશાસનપર્વ. )**

પરતંત્રતાના જેવું એકે દુઃખ નથી, અને સ્વતંત્રતાના જેવું એકે સુખ નથી. ××× રસ્તે ચાલતાં ચાલતાં ખાવું નહિ, બોલતાં બોલતાં હસવું નહિ, ખોવાયલી વસ્તુનો શોક કરવો નહિ, અને પોતે કરેલું કામ કહી બતાવવું નહિ. **( શુક્રનીતિ. )**

ભોગમાં રોગનો ભય, કુલિનતામાં લાંચ્છનનો ભય, ધન હોય તો રાજાનો ભય, મૌનમાં દૈન્યનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં ઘડપણનો ભય, શાસ્ત્ર ભણવામાં વાદનો ભય, ગુણમાં ખલ-નઠારા માણસનો ભય, અને શરીરમાં કાળનો ભય છે, ત્યારે જગત્‌માં સઘળી વસ્તુઓ માટે માણસોને ભય રાખવો પડે છે; પણ માત્ર વૈરાગ્ય છે તેજ નિર્ભય છે. **( વૈરાગ્ય શતક. )**

જેઓ માંસનું ભક્ષણ કરતા નથી, ને માંસ માટે પશુઓનો ઘાત કરતા નથી તેઓ સર્વ પ્રાણીઓના મિત્ર ગણાય છે. **( મનુસ્મૃતિ. )**

આંખોથી જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગળીને પાણી પીવું, સત્યથી પવિત્ર વચન બોલવું અને વર્તન પવિત્રતાથી આચરવું, ××× અહિંસા છે લક્ષણ તે જેનું એવો ધર્મ સમજવો. અને પ્રાણીનો વધ કરવો તે અધર્મ સમજવો. તે માટે ધર્માર્થી પુરુષોએ સર્વ પ્રાણીયોપર દયા કરવી એ શુભ કર્તવ્ય છે. **( મહાભારત. )**

સત્ય, દાન, ઉદ્યોગ, દ્વેષ ન કરવો, ક્ષમા અને ધીરજ એ છ ગુણનો પુરૂષે કદી પણ ત્યાગ ન કરવો. **( વિદુરનીતિ. )**

દુર્જન મીઠું બોલે તો પણ તેના પર વિશ્વાસ રાખવો નહિ, તેની જીભમાં માત્ર મધ છે પરન્તુ હૃદયમાં હલાહલ ઝેર છે. **( હિતોપદેશ. )**

શ્રદ્ધાવાળો, જિતેન્દ્રિય અને ચિત્તવૃત્તિને બ્રહ્માકાર કરવામાંજ તત્પર રહેતો પુરૂષ જ્ઞાનને પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનને પ્રાપ્ત થઇ તરતજ મોક્ષને પ્રાપ્ત થાય છે. **( શ્રીમદ્દભગવદ્‌ગીતા. )**

સત્પાત્રને દાન આપવું એ હાથનું ઘરેણું છે, ગુરૂને નમસ્કાર કરવા એ મસ્તકનું ઘરેણું છે, સત્ય બોલવું એ મુખનું ઘરેણું છે, જય મેળવે તેવું અતિ ઉત્તમ વીર્ય એ ભુજાનો અલંકાર છે, સ્વચ્છ વર્તણુક એ હૃદયનું ઘરેણું છે, અને ઇશ્વરનું જ્ઞાન થવું એ શાસ્ત્રનું ઘરેણું છેઃ-સ્વભાવથીજ મહાત્માઓનાં ઉપર કહેલાં ઘરેણાં છે. **( નીતિ શતક. )**

ધનથી ધર્મની રક્ષા થાય છે, અને યોગથી જ્ઞાનની રક્ષા થાય છે. ખરી શોભા દાન

કરવાથી છે, પણ ઘરેણાંથી નહિ. અને યથાર્થ મુક્તિ જ્ઞાનથી છે, પણ વસ્ત્રાભૂષણથી નહિ. **( ચાણાક્ય નીતિ. )**

સંતોષ, ક્ષમા, મનોનિગ્રહ, અસ્તેય, શુદ્ધતા, ઇન્દ્રિયનિગ્રહ, શાસ્ત્રજ્ઞાન, ઇશ્વરજ્ઞાન, સત્ય, અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણ છે. x x x જે માણસ પ્રાણીઓનો વધ, બંધ, ઇત્યાદિ કરી પીડા કરતો નથી, તે સર્વેનું હિત ઇચ્છનાર છે, અને તેને અત્યંત સુખ પ્રાપ્ત થાય છે. **( મનુસ્મૃતિ. )**

જે પારકા માંસે કરીને પોતાના માંસને વધારવાને ઇચ્છે છે તેનાથી વધારે બીજો કોઇ અધમ નથી, અને તે અતિ ક્રૂર છે. x x x જે સર્વ પ્રાણીઓ ઉપર દયાવાળો છે, અને માંસ ભક્ષણ કરતો નથી, તે મનુષ્ય લાંબા આયુષ્યવાળો, નિરોગી અને સર્વ પ્રાણીઓથી ડરે નહિ તેવો અને સુખી થાય છે. **( મહાભારત-અનુશાસન પર્વ. )**

જે મનુષ્યની વાણી અને મનના વ્યાપારો સર્વદા સારી રીતે સુરક્ષિત હોય અને સન્માર્ગે પ્રવૃત્તિ પામેલ હોય તે માણસને સર્વ પ્રાપ્ત થયેલુંજ સમજવું. **( હંસગીતા. )**

મુખમાં કોળીઓ આપીએ તો આ જગતમાં કોણ વશ ન થાય ? મૃદંગ-પખાજ પણ તેના મુખપર લોટનો લેપ કરવાથી મધુર શબ્દ કરે છે. **( ભર્તૃહરિ. )**

મનુષ્યે હમેશાં મિત્રોની સાથે અને શત્રુઓની સાથે મધુર વાણીથી બોલવું; પરન્તુ અપ્રિય વાણીથી બોલવું નહિ; કારણ કે મધુર વાણી બોલનારા મયૂરો જેમ લોકપ્રિય છે, તેમ મધુર વાણી બોલનારો મનુષ્ય પણ લોકપ્રિય થઇ પડે છે. **( શુક્રનીતિ. )**

નિરંતર દુઃખ હોતું નથી, તેમ નિરંતર સુખ પણ મળતું નથી; કેમકે શરીર એ સુખ અને દુઃખ એ બન્નેને રહેવાનું સ્થાનક છે. **( શાન્તિપર્વ. )**

સ્ત્રી અને પુરૂષે મરતાં સુધી એક બીજાનો વ્યભિચાર કરવો નહિ, તેઓનો સંક્ષેપમાં એ ધર્મ જાણવો. **( મનુસ્મૃતિ. )**

જે ધર્મથી રહિત છે. મૂર્ખ છે, ક્રોધી તથા સાહસિક છે, એવા અધર્મી સાથે મિત્રતા કરવી નહિ, જે મનુષ્ય અધર્મે કરીને દ્રવ્યોપાર્જન કરવા રૂચિ ન રાખતાં સુનીતિથી દૃઢ નિશ્ચયે અર્થ સાધવા આકાંક્ષા રાખે છે, તે સદાચારી છે. **( વિદુરનીતિ. )**

વિદ્યા વિનય દે છે, વિનયથી યોગ્યતાને પામે છે, યોગ્યતાથી ધન મળે છે, ધનથી ધર્મ પ્રાપ્ત થાય છે, અને ધર્મથી સુખ મળે છે. **( વિષ્ણુશર્મા. )**

માતા તથા પિતાને સાક્ષાત્ દેવતા માનીને સદાય સર્વ પ્રકારના પ્રયત્નોથી બાળકોએ તેમની સેવા કરવી. **( મહાનિર્વાણ. )**

મનુષ્યનું મન જે ઇન્દ્રિયોના વિષયને ભોગવવાને દોડે છે, તે ઇન્દ્રિય જાગ્રત થાય છે. અને પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. **( વનપર્વ. )**

જો ક્ષમા હોય તો મધુર વચનનું શું પ્રયોજન છે ? મનુષ્યને જો ક્રોધ હોય તો શત્રુનું શું પ્રયોજન છે ? જો સ્વજ્ઞાતિ હોય તો અગ્નિનું શું પ્રયોજન છે ? જો સદ્‌ગુણી મિત્ર હોય તો ઉત્તમ ઔષધોનું શું પ્રયોજન છે ? જો પાસે દુષ્ટ પુરૂષો હોય તો સર્પનું શું પ્રયોજન છે ? જો શુદ્ધ વિદ્યા હોય તો દ્રવ્યનું શું પ્રયોજન છે ? જો લાજ હોય તો ઘરેણાંનું શું કામ છે ? અને જો સારી કવિતા કરવાની શક્તિ હોય તો રાજ્યનું શું કામ છે. **( નીતિશતક. )**

# जैन श्वेताम्बर कॉन्फरन्सनुं नवमुं सम्मेलन.

આપણી માનવંતી કૉન્ફરન્સનું નવમું અધિવેશન મારવાડ બીકાનેર પાસે આવેલા સુજાનગઢ શહેરમાં માહ સુદિ ૧૧, ૧૨, ૧૩–બુધ, ગુરૂ, શુક્ર તા. ૨૭, ૨૮, ૨૯ જાન્યુઆરી સને ૧૯૧૫ ના રોજે રાધણપુરવાળા શેઠ મોતીલાલ મુલજીના પ્રમુખપણા નીચે થવા પામ્યું છે.

કોમની ઉન્નતિઅર્થે ઉપયોગી કામ બજાવનારી આપણી કૉન્ફરન્સને જન્મ આપનાર નર મી. ગુલાબચંદજી ઢઢ્ઢા છે એટલુંજ નહિ પણ તેની ફતેહ માટે અહોનીશ ચિંતવન અને પ્રયાસ કરનાર પણ તેઓ એકજ છે એમ આ અધિવેશનની ફતેહમંદીથી પુરવાર થયું છે, કેમકે મરૂધર પ્રદેશમાં જન્મ પામી તેજ પ્રદેશમાં પુનઃ જીવન સંચય કરવાનું કાર્ય બીકાનેર સ્ટેટમાં એકાઉન્ટન્ટ જનરલના મોટા હોદ્દા ઉપર નિમાયેલ મી. ઢઢ્ઢાએજ સુજાનગઢના ધનાઢ્ય ગ્રહસ્થ શેઠ **પનેલાલજી** સંધી સાથે મસલત કરી ઘણીજ ફતેહમંદી સાથે પાર પાડ્યું છે એ આપણે દરેકે સંતોષપૂર્વક જાણ્યું છે. માત્ર પંદર દિવસમાં મી. ઢઢ્ઢાએ અને સુજાનગઢના જૈન બંધુઓએ અને આપણી કૉન્ફરન્સ ઑફીસે જે કાર્ય બજાવ્યું છે તે માટે તેમજ પુનઃ જીવનના સુપ્રસંગને હર્ષપૂર્વક વધાવી લેવા શેઠ મોતીલાલ મુલજીએ જે હીમ્મત દાખવી છે અને તત્પ્રકારે કાર્ય કરી બતાવ્યું છે તે માટે તે સર્વે ધન્યવાદને પાત્ર બન્યા છે એમ હમો બેધડક કહી શકીએ છીએ. કૉન્ફરન્સના પ્રેસીડન્ટનું તથા રીસેપ્સન કમીટીના પ્રમુખનું ભાષણ ઉપયોગી અને મુદ્દાપૂર્વકનું હતું તેજ પ્રમાણે ઠરાવો પણ તેવાજ કરવામાં આવ્યા છે એમ જૈન અને જૈનેતર પત્રકારોએ પણ કબુલ્યું છે. હમો 'હવે શું કરવું' તે વિષે હવે પછી જણાવવાનું મુલતવી રાખી, તતસમયે પસાર થયેલા ઠરાવોની નોંધ નીચે આપવાનું યોગ્ય ધાર્યું છે; અને તે માટે વાંચકોને વિનંતી છે કે તે ઠરાવો પૈકી અને બંધારણના સવાલ પૈકી તમો પોતે યથાશક્તિ શું ભોગ આપી શકો તેમ છો તે અને તમારા વિચારો આપણી કૉન્ફરન્સ ઑફીસ જોગ લખીને તેમજ જાહેર પત્રો મારફતે ચર્ચીને તમારી ફરજ અવસ્ય બજાવશો કેમકે ઠરાવોને ગતિ આપવી તે વ્યક્તિઓનું કામ છે.

## પસાર થયેલ ઠરાવો.

પ્રમુખ તરફથી (૧) રાજનિષ્ઠા, (૨) સહાનુભુતિ, (૩) બીકાનેર નરેશને ધન્યવાદ, (૪) આબુજીતીર્થ માટે ન્યાય આપનાર–નામદાર વૉઇસરાય અને સરકાર તથા એજંટ ટુ ધી ગવર્નર જનરલ રાજપૂતાના એઓનો આભાર, (૫) જાહેર તહેવારોમાં જૈનપર્વોને સ્થાન આપવાની માગણીનો એમ પાંચ ઠરાવો રજુ થયા હતા અને તે પસાર થવા બાદ નીચેના ઉપયોગી ઠરાવો જુદા જુદા વક્તાઓના વિવેચન સાથે પસાર થવા પામ્યા છે.

### ઠરાવ ૬ ઠ્ઠો—ધાર્મિક કેળવણી-( Religious Education.)

દરેક જૈને જૈનધર્મનાં મૂળતત્ત્વો અવસ્ય જાણવાં જોઇએ, પરંતુ પોતે જૈન હોવા છતાં પણ આપણા કેટલાક ધર્મબંધુઓ પોતાના ઉચ્ચ ધર્મનાં મૂળતત્ત્વોથી પણ અજ્ઞાત છે તે સ્થિતિ દૂર કરવા માટે તથા જૈન બાળક અને બાળકીઓમાં ધાર્મિક જ્ઞાનનો પ્રસાર કરવા માટે નીચેનાં પગલાં લેવા કોનન્ફરન્સ ભાર દઇને આગ્રહ કરે છે:—

(૧) જે જે સ્થળે ધાર્મિકશાળા ન હોય તે તે સ્થળે ધર્મનાં તત્ત્વ તથા રહસ્યનું જ્ઞાન ફેલાવવા સ્થાનિક સંઘે ધાર્મિકશાળા ખોલવી.
(૨) જે સ્થળે ધાર્મિકશાળા હોય તે તે સ્થળના સંઘોએ તે શાળાને સારી વ્યવસ્થામાં મૂકવા પ્રયત્ન કરવો.
(૩) દરેક ધાર્મિકશાળામાં એકજ જાતનો અભ્યાસક્રમ ચાલે તેવી વ્યવસ્થા કરવા જૈન એજ્યુકેશન બોર્ડે ગોઠવણ કરવી.
(૪) જે જે ધાર્મિકશાળામાં ફંડની સગવડ હોય તેના વ્યવસ્થાપકોએ સંસ્કૃત અને માગધી ભાષાનું શિક્ષણ શિખવવા તેમાં વ્યવસ્થા કરવી.
(૫) દરેક ધાર્મિકશાળા સાથે બની શકે તો દરેક સ્થળના સંઘે પુસ્તકાલય રાખવા ગોઠવણ કરવી.
(૬) આવી શાળા માટે શિક્ષકો તૈયાર કરવા અર્થે જૈન યુવકોને ઉંચું સંસ્કૃત તેમજ ધાર્મિક જ્ઞાન આપવા પ્રબંધ કરસો.

### ઠરાવ ૭ મો.—સામાન્ય કેળવણી-(General Education).

આપણી સમગ્ર જૈન કોમમાં કોઇપણ જૈન કેળવણીથી રહિત ન રહે તેવા હેતુથી આ કોન્ફરન્સ નીચે પ્રમાણે ભલામણ કરે છેઃ—

(૧) દરેક જૈન માબાપે પોતાના પુત્ર તથા પુત્રીને વ્યાવહારિક કેળવણી આપવી.
(૨) દરેક સ્થળના આગેવાનોએ સ્થાનિક વિદ્યાર્થીઓને પુસ્તક ફી વગેરે કેળવણીનાં સર્વ સાધનો પૂરાં પાડવાં.
(૩) જૈન કોમના શ્રીમંતો તથા નેતાઓએ વિદ્યાનાં સાધનવાળાં હિંદના મુખ્ય મુખ્ય શહેરોમાં જૈન વિદ્યાર્થીઓને માટે બોર્ડીંગો ઉઘાડવી અને તેમાં ફ્રી બોર્ડરો રાખવાની ગોઠવણ કરવી.
(૪) ઉંચી કેળવણી લેતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી ઉત્તેજન આપવાનું અને ખાસ કરીને જેઓ ગ્રેજ્યુએટ થયા હોય અને મદદને અભાવે વિશેષ અભ્યાસ કરતા અટકી પડતા હોય તેવાઓને માટે મોટી સ્કોલરશીપ આપવાનું કાર્ય જૈન શ્રીમંતો તથા જૈનોની જાહેર સંસ્થાઓએ ઉપાડી લેવું.

### ઠરાવ ૮ મો.—વેપારી કેળવણી-(Commercial Education.)

હિંદુસ્તાનની અર્ધી દોલત જૈનોના હાથમાંથી પસાર થાય છે એમ કહેવામાં આવે છે તેમજ જૈન કોમ વેપારમાં પ્રથમ પંક્તિ ધરાવે છે તે છતાં પણ વેપારી કેળવણીના અભાવે જૈન કોમ વેપાર ધંધામાં દિવસે દિવસે બીજી કોમોની સરખામણીમાં પછાત પડતી જાય છે, તેથી કોમ પોતાની અસલ પંક્તિ પ્રાપ્ત કરી ટકાવી રાખે તેને માટે આ કોન્ફરન્સ નીચે પ્રમાણે ભલામણ કરે છે.

(૧) જૈન કોમનાં હાથમાં હાલ જે ધંધાઓ છે તે કાયમ રહે તેને માટે તે તે ધંધાના આગેવાનોએ પ્રયત્ન કરવો.
(૨) કેળવણી લીધેલા જૈનોને જૈન વેપારીઓએ પોતાના ધંધામાં કુશળ બનાવી સામેલ કરવા પ્રયત્ન કરવો.

(૩) દરેક જૈન વેપારીએ ખાસ કરીને પોતાના ધંધાને લગતી કેળવણી ખીજી કેળવણી સાથે પોતાના સંતતિ કુટુંબીઓને આપવાની કાળજી રાખવી.
(૪) પોતાના વેપારની વૃદ્ધિ અર્થે પશ્ચિમના ધંધાદારીઓ પોતાનો વેપાર જે રીતે કરે છે અને ખીલવે છે તે જાણી તેનું અનુકરણ હિંદના વેપારના સંજોગોને ધ્યાનમાં રાખી કરવું.
(૫) જૈન વિદ્યાર્થીઓ ઉચ્ચ વેપારી કેળવણી લે તે તરફ તેમનું લક્ષ ખેંચવું અને વેપારી કોલેજમાં તેઓ અભ્યાસ કરે તેને માટે ખાસ સ્કોલરશિપો સ્થાપવી.
(૬) ઉચ્ચ કેળવણી લેવી અતિ મોંઘી હોવાથી જૈનોનો સામાન્ય વર્ગ સામાન્ય કેળવણી લઇ પોતાની આજીવિકા આબરૂસર ચલાવી શકે તેને માટે ખાસ દેશી નામું ઠામું શિખવવા સ્થળે સ્થળે તે શિખવાના વર્ગો જૈન શ્રીમંતોએ તથા જૈનોની જાહેર સંસ્થાઓએ ઉઘાડવા.
(૭) કોમ અને સંભાજની ઉન્નતિ ત્યારેજ થઈ શકે છે કે જ્યારે એ સમાજની એક મહા વિદ્યાલય (college) હોય કે જેથી સમાજના બાળકો ઉચ્ચ શિક્ષણ બહુ સારી રીતે મેળવી શકે; એટલા માટે આ કૉન્ફરન્સ કુલ સમાજની એવી એક કોલેજ સ્થાપવાની ભલામણ કરે છે.

ઠરાવ ૯ મો—સ્ત્રી કેળવણી-( Female Education. )

જૈન કોમમાં સ્ત્રી કેળવણીનો સર્વત્ર ફેલાવો કરવા માટે આ કૉન્ફરન્સ નીચેની જરૂરીઆતો સ્વીકારે છેઃ—

(૧) દરેક માબાપે પોતાની પુત્રીને લેખન, વાંચન તથા સામાન્ય ગણિતનું જ્ઞાન આપવું.
(૨) જે માબાપોથી બની શકે તેઓએ પોતાની પુત્રીને માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ આપવું અને પોતાની પુત્રી તેવું શિક્ષણ લઈ શકે તે માટે તેના લગ્ન તેની નાની ઉમ્મરમાં નહિ કરવાં.
(૩) જૈનની વસ્તીવાળાં જે જે સ્થળે બાળાઓને અભ્યાસ કરવા માટે સાધન હોય તે તે સ્થળે સ્થાનિક આગેવાનોએ કન્યાશાળાઓ ખોલવી.
(૪) ભરત ગુંથણ તથા સામાન્ય જ્ઞાન મોટી ઉંમરની સ્ત્રીઓ નવરાશને વખતે લઇ શકે તેને માટે બપોરના વખતમાં ચાલતા ખાસ વર્ગો સ્થળે સ્થળે ઉઘાડવાની વ્યવસ્થા કરવી.
(૫) આવા ખાસ વર્ગોમાં આરોગ્ય વિદ્યાનાં મૂળતત્ત્વો, માંદાની માવજત તથા અકસ્માત વખતે લેવાના તાત્કાળિક ઉપાયોનું જ્ઞાન આપવા સંબંધે વિશેષ લક્ષ આપવું.
(૬) કન્યા તથા સ્ત્રી માટેની શાળા તથા વર્ગો માટે સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાની ખાસ જરૂર હોવાથી જૈન સ્ત્રીઓએ અને ખાસ કરી વિધવાઓએ મોટા પ્રમાણમાં ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થઇ અભ્યાસ કરવો અને આવી અભ્યાસ કરતી સ્ત્રીઓને જે જે પ્રકારની સગવડો જોઇએ તે કરી આપવી.

ઠરાવ ૧૦ મો—સુકૃત ભંડાર ફંડ-( Sukrit Bhundar Fund. )

સુકૃત ભંડાર ફંડ કે જેમાં ભરેલા પૈસાનો ઉપયોગ કેળવણી તથા કૉન્ફરન્સના નિભાવ માટે થાય છે અને જે ફંડની ઉપર કૉન્ફરન્સની હયાતી તથા કૉન્ફરન્સે ઉપાડેલા દરેક કાર્યનો આધાર રહેલો છે તેવા ફંડમાં દરેક સ્ત્રી પુરુષે પ્રતિવર્ષે ઓછામાં ઓછા ચાર આના ભરવા એવો કોન્ફરન્સ દૃઢતાથી આગ્રહ કરે છે.

(૧) આ ફંડમાં અત્યાર સુધીમાં જે જે ગૃહસ્થોએ પૈસા ભર્યા છે, તેઓનો ઉપકાર આ કૉન્ફરન્સ માને છે.

(૨) જે જે સ્થળના સંઘોએ સંઘદ્વારા આ ફંડ એકઠું કરી કૉન્ફરન્સ ઑફીસ તરફ મોકલાવી આપેલ છે તે તે સંઘોનો ઉપકાર માનવાની આ તક લે છે.

(૩) દરેક સ્થળના સંઘને કૉન્ફરન્સ ઓફીસ ઉપર સંવત ૧૯૭૧ ની સાલનું સુકૃત ભંડાર ફંડ એકઠું કરી જેમ બને તેમ જલદીથી મોકલી આપવા આ કૉન્ફરન્સ વિનતિ કરે છે.

## ઠરાવ ૧૧ મો—જૈન સાહિત્ય પ્રચાર.

જૈન સાહિત્ય વિશેષ પ્રગટ ન થવાથી જૈનધર્મ સંબંધે જુદી જુદી ભ્રમણાઓ ફેલાયેલી છે, તે દૂર કરવા જૈન સાહિત્યનો પ્રચાર સર્વત્ર કરવાની આવશ્યકતા આ કૉન્ફરન્સ સ્વીકારે છે અને તેને માટે નીચેના પ્રયત્નો કરવાની ભલામણ કરે છે.

(૧) હિંદુસ્તાનની જુદી જુદી યુનિવર્સીટી (વિશ્વવિદ્યાલય) ના અભ્યાસક્રમમાં જે જે જૈન પુસ્તકો દાખલ કરવામાં આવ્યાં હોય તે તે પુસ્તકો ટીકા તથા વિવેચનસહિત છપાવવાં.

(૨) જે વિદ્યાર્થીઓ જૈન સાહિત્ય સ્વીકારી પોતાનો અભ્યાસ ચાલુ રાખે તેને સ્કોલરશિપો, ઈનામો વિગેરે આપવાં.

(૩) હિંદની જુદી જુદી યુનિવર્સીટી ( વિશ્વવિદ્યાલય ) માં માગધી ભાષાને એક દ્વિતીય ભાષા તરીકે દાખલ કરાવવી.

(૪) માગધી ભાષાનો અભ્યાસ સુલભ થાય તે માટે માગધી કોષ તૈયાર કરાવવો.

(૫) વિધવિધ ભાષામાં જૈન સાહિત્યનાં પુસ્તકો ભાષાંતર કરાવી છપાવવાં.

(૬) પ્રાચીન જૈન ભંડારોના વ્યવસ્થાપકોએ તેવા ભંડારોમાં રહેલાં પુસ્તકોની સવિસ્તર ટીપ કરાવી પ્રસિદ્ધ કરવી, જે પુસ્તકો નષ્ટ થતાં હોય અથવા જે અલભ્ય અને ઉપયોગી હોય તેવાં પુસ્તકો ફરીથી લખાવવાં યા છપાવવાં અને તે તે ભંડારોનાં પુસ્તકોનો લાભ જનસમુદાય લઇ શકે તેવી યોગ્ય ગોઠવણ કરવી.

## ઠરાવ ૧૨ મો—હાનિકારક રીવાજો દૂર કરવા બાબત.

આ કૉન્ફરન્સ ઇચ્છે છે કે આપણી જૈન કોમમાં જે જે હાનિકારક રીવાજો છે તે દૂર કરવાને યોગ્ય પ્રયત્ન જ્ઞાતિના અગ્રેસરો અવશ્ય કરશે. એ સંબંધમાં નીચેના વિષયો પર ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે:—

(૧) બાળલગ્ન અટકાવવાની ખાસ જરૂર છે, કારણ કે તેના ઉપર શરીર સંરક્ષણ અને ભવિષ્યની પ્રગતિનો બહુ આધાર છે.

(૨) વૃદ્ધ વિવાહથી સ્ત્રી જાતિને બહુ અન્યાય થાય છે, તેથી તે અટકાવવાની ખાસ જરૂર છે.

(૩) એક સ્ત્રીની હૈયાતિમાં બીજી સ્ત્રી કરવાનો રીવાજ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં બંધ થવા માટે યત્ન કરવાની જરૂર છે.

(૪) લગ્ન પ્રસંગે મોટી રકમોનો ખર્ચ કરવામાં આવે છે તે અપ્રસંશનીય છે.

(૫) લગ્ન પ્રસંગમાં ફટાણા ગાવાનો રીવાજ કોઇ કોઇ જગ્યાએ છે તે બંધ થવાની જરૂર છે.

(૬) લગ્ન પ્રસંગે આતસબાજી ફોડવાનો રીવાજ જ્યાં હોય ત્યાં તે બંધ કરવાની જરૂર છે કેમકે તે ધર્મ વિરૂદ્ધ છે.

(૭) લગ્ન પ્રસંગે ગણિકાના નાચ કોઈ જગ્યાએ થતા હોય તો તેથી આ કૉન્ફરન્સ વિરૂદ્ધ છે.
(૮) મરણ પછવાડે કારજ કરવાનો રીવાજ નિંદનીય છે.
(૯) અન્ય દેવ દેવીની પૂજા–માનતા કરવાના વહેમી રીવાજો બંધ થવાની જરૂર છે.

## ઠરાવ ૧૩ મો.—જૈન કોમની સંખ્યામાં વધારો કરવા બાબત.

(Means to increase and enlarge Jaina Community.)

જૈન કોમની સંખ્યામાં વધારો કરવા તેમજ જૈન વસ્તીનું મરણ પ્રમાણ બીજી કોમની સરખામણીમાં વિશેષ હોવાથી તે ઓછું કરવા આ કોન્ફરન્સ નીચેના ઉપાયો સૂચવે છે:—

(૧) જેઓએ પોતાના અસલ જૈન ધર્મ તજી બીજો ધર્મ અંગીકાર કર્યો હોય, તેઓને જૈન ધર્મમાં પાછા દાખલ કરવા પ્રયત્ન કરવો.
(૨) ઉચ્ચ વર્ણોના આર્યો કે જેઓને જૈન ધર્મ ઉપર રૂચિ હોય તેઓને જૈન ધર્મમાં આપણા પૂજ્ય મુનિમહારાજોની સંમતિ લઈ દાખલ કરવા માટે પ્રયત્ન કરવો.
(૩) આરોગ્યતાનના નિયમોનું જ્ઞાન જૈનસમાજમાં બહોળા પ્રમાણમાં ફેલાવવું.
(૪) ગીચ વસ્તીવાળા મોટાં શહેરોમાં ગરીબ તેમજ મધ્યમ વર્ગના જૈનો માટે સસ્તા ભાડાની ચાલીઓ બાંધવા માટે જૈન શ્રીમંતોનું લક્ષ ખેંચવું.
(૫) જૈનોમાં મરણ પ્રમાણ વિશેષ છે તેનાં કારણો શોધવા તથા તે અટકાવવા માટે ઉપાયો સૂચવવા નીચેના ગૃહસ્થોની (મેંબર વધારવાની સત્તા સાથે) એક કમીટી આ કોન્ફરન્સ નીમે છે. ઉક્ત કમીટીએ પોતાનો રીપોર્ટ ૭ માસમાં તૈયાર કરી જાહેર પત્રોમાં છપાવવા કોન્ફરન્સના જનરલ સેક્રેટરીને મોકલી આપવો અને જનરલ સેક્રેટરીએ સૂચના સાથે તે રીપોર્ટ કોન્ફરન્સના આવતા અધિવેશનમાં યોગ્ય ઠરાવ માટે રજુ કરવો.

(૧) ડાકટર નાનચંદ કસ્તુરચંદ મોદી L. M. & S.
(૨) ડૉકતર પુનશી હીરજી મૈશરી L. M. & S.
(૩) ઝવેરી મોહનલાલ મગનભાઈ.
(૪) શાહ નરોત્તમ ભવાનદાસ.

## ઠરાવ ૧૪ મો.— કૉન્ફરન્સના બંધારણ બાબત.

કોન્ફરન્સના બંધારણમાં સુધારો વધારો કરવા માટે એક કમીટી (મેંબરો વધારવાની સત્તા સાથે) આ કોન્ફરન્સ નીમે છે અને ઠરાવે છે કે તે કમીટીએ પોતાનો રિપોર્ટ જનરલ સેક્રેટરીપર ૭ માસની અંદર મોકલાવી આપવો. જનરલ સેક્રેટરીએ તે રિપોર્ટ જાહેર પત્રમાં પ્રસિદ્ધ કરવો, અને તે પર જે સૂચના આવે તે સૂચનાઓ સાથે આવતી કોન્ફરન્સમાં રજુ કરવો.

## ઠરાવ ૧૫ મો.—જીર્ણમંદિરોદ્ધાર બાબત.

જૈન પ્રાચીન તીર્થ અને બીજા દેરાસરો જે જુદા જુદા સ્થળે આવેલાં છે, તેની પવિત્રતા સંભાળવા માટે તથા જીર્ણતા દૂર કરવાને માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. મારવાડમાં

અને પ્રાચીન સ્થળોમાં આવેલા દેરાસરોનો જીર્ણોદ્ધાર કરાવવાની ખાસ જરૂર જણાય છે અને જ્યાં પ્રતિમાજીની પૂજા ન થતી હોય ત્યાં પૂજા થવા માટે યોગ્ય વ્યવસ્થા કરવાની તાકીદે જરૂરીઆત છે.

### ઠરાવ ૧૬ મો—અન્ય ઠરાવોને પુષ્ટિ.

આ કોન્ફરન્સ નિરાશ્રિતને આશ્રય, જીવદયા, સંપવૃદ્ધિ વગેરે પૂર્વની કોન્ફરન્સોમાં થયેલા ઉપયોગી ઠરાવોપર જૈન સમાજનું લક્ષ ખેંચે છે, અને તદનુસાર વર્તવા ભલામણ કરે છે.

ત્યારબાદ પ્રમુખ, રીસેપ્સન કમીટીના ચેરમેન અને વોલંટીયર, ડેલીગેટ વિગેરેનો ઉપકાર માનવાના ઠરાવો પસાર થયા હતા તથા જનરલ અને પ્રાંતીક સેક્રેટરીના કામ માટે ધન્યવાદ આપી તેમને કાયમ રાખવાનો ઠરાવ કર્યો હતો.

ત્યારબાદ હવે પછીની દશમી કૉન્ફરન્સ મુંબાઇમાં, અગીઆરમી ઓસીઆમાં, તથા બારમી અમૃતસરમાં મેળવવાનો નિર્ણય કરી કોન્ફરન્સ બહુ આનંદપૂર્વક પોતાનું કાર્ય ખલાસ કરીને બરખાસ્ત કરવામાં આવી હતી.

---

## समाचार.

સાગરગચ્છશિરોમણી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરજીના શિષ્ય મુનશ્રી દેવેન્દ્રસાગરજી તથા મુનિશ્રી ભક્તિસાગરજીએ અમદાવાદમાં કાલુપુર દરવાજા બહાર માહા સુદી ૧૪ ને દીવસે કાલુપુર ધીના મહાજનના શેઠ મગનલાલ જેઠાભાઈની દુકાને ધીના વેપારીઓને ધીનો તાવડો બંધ કરવા બાબત ઉપદેશ કરેલો અને તેનાથી સદરહુ મહાજને નીચે મુજબ ઠરાવ કર્યો છેઃ—

### ઉપદેશથી થએલો ઠરાવ.

**यावचंद्रदिवाकरौ** અમો નીચે સહી કરનાર દરેક માસની સુદી પાંચમ, બે આઠમ, બે ચૌદશ, બે અગીઆરસ ને અમાવાસ્યા મલી એકંદરે (૮) આઠ દિવસ ધીનો તાવડો કરીશું નહિ. તેમ એક ડબો પણ તાવડામાં ઉન્હો કરીશું નહિ.

### સહીઓ.

શા. મગનલાલ જેઠાભાઇ
દા. શા. આત્મારામ મગનલાલ
શા. જેઠાભાઇ હુકમચંદ સહી દા. શંકરલાલ જેઠા
શા. સોમાભાઈ અંબાલાલ સહી દા. પોતે
શા. મગનલાલ ફુલચંદ દા. બુલાખીદાસ મુલચંદ
શા. ચમનલાલ નરોતમદાસ સહી દા. પોતે
શા. મોહનલાલ શીવલાલ સહી દા. પોતે
મોદી. શીવલાલ મણીલાલ સહી દા. પોતે
શા. રણછોડ કાળીદાસ સહી દા. પોતે.
શા. છગનલાલ હીરાચંદ સહી દા. પોતે
શા. અમથાલાલ ગુલાબચંદ સહી દા. પોતે

સદરહુ ઠરાવ માધવપુરામાં ધીના મહાજન તરફથી ઉક્ત મુનિશ્રીઓના ઉપદેશથી અમાવાસ્યા સિવાય ઉક્ત તિથિઓએ ભઠ્ઠી નહિ સળગાવવી તેમજ તાવડામાં તથા સોઢાના ચુલા ઉપર આ બાબતનો ઠરાવ કરવામાં આવ્યો છે.

## માધવપુરાના ઘીના મહાજનની સહીઓ.

શા. દલસુખ મુલચંદ સહી દા. પોતે
શા. માણેકલાલ મુલચંદ સહી દા. પોતે
શા. ફુલચંદ ખાલાભાઈ સહી દા. પોતે
શા. ખેડીદાસ બલાખીદાસ સહી દા. પોતે
પા. રામચંદ શીવલાલ સહી દા. પોતે

અમો આશા રાખીએ છીએ કે, આ ઠરાવ દરેક ઘીના માહાજન તરફથી દરેક સ્થળે અમલમાં મુકાશે.

---

***વનિતાવિશ્રામ:**—મહા વદ પાંચમ તા. ૪-૨-૧૫ ના રોજ સુરતમાં ગોપીપુરામાં આવેલી શ્રાવકની નવી ધર્મશાળામાં ઝવેરી નગીનચંદ કપુરચંદને ત્યાં શાન્તિસ્નાત્ર પૂજા હતી. તે વખતે શ્રી વલ્લભવિજયજી મહારાજે સમુદાયસમક્ષ ભાષણ આપ્યું હતું. વિષય જીવદયાથી શરૂ કર્યો હતો ને જીવદયાનું દ્રવ્યથી અને ભાવથી વિસ્તાર પૂર્વક સ્વરૂપ સમજાવ્યું હતું. ત્યારબાદ સાત ક્ષેત્રમાં સાધ્ય ક્ષેત્ર કોણ અને સાધક ક્ષેત્ર કોણ તે સમજાવ્યું હતું. સાધક ક્ષેત્ર ચાર (સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા) અને સાધ્ય ક્ષેત્ર બાકીના ત્રણ (જૈનપ્રતિમા, જૈન મંદિર ને જ્ઞાનક્ષેત્ર) તેનું વિવેચન કર્યું હતું. આપણા જૈન સમાજમાં સાધ્ય ક્ષેત્રની પ્રભાવના ઉત્તરોતર વૃદ્ધિ થતી નજરે આવે છે પણ સાધક ક્ષેત્ર જે સાધુ સાધ્વી શ્રાવકને શ્રાવિકારૂપ ચાર ક્ષેત્ર જે દિન પ્રતિદિન જીર્ણ થતાં નજરે પડે છે. તેમાં પણ ઉપરોક્ત સાત ક્ષેત્ર પૈકી શ્રાવક શ્રાવિકારૂપ બે ક્ષેત્ર કે જે પાંચ ક્ષેત્રના પોષક છે તે તરફ મહારાજશ્રીએ સમાજનું ધ્યાન ખેંચ્યું હતું. જો કે જૈનોમાં પૈસાની રેલમ છેલ થઇ રહી છે ને જૈનો દરેક વ્યકિત કરતાં પૈસા ખર્ચવામાં ઘણો આગળ ભાગ લે છે તેમાં શક નથી એમ કેટલાક લોકોનું કહેવું અને માનવું છે પણ હાલ આપણામાં સીજાતા અન્નથી દુઃખી થતા વર્ગો ગરીબ સ્ત્રીઓ તથા અનાથ વર્ગો છે તે તરફ નજર ફેલાવી વિચાર કરવામાં આવે તો આપણે જોઇશું તો તેઓ તરફ જૈનોએ બહુ ઓછું કર્યું છે. આજકાલ ઘણી કોમમાં અનાથાશ્રમો ખોલાયાં છે ને તેમાં ઘણી ગરીબ સ્ત્રીઓ કે જે નિરૂધમે વખત ગાળતાં હતાં તેઓ કર્તવ્ય પરાયણ બની પોતાની ફરજ

---

* ઉપરનું લખાણ **સુરત વનિતા વિશ્રામ**નાં કાર્ય વાહક **બાઇ વ્હાલી વીરચંદ** તરફથી અમોને પ્રગટ કરવા માટે મલ્યું છે. આ માટે બાઇ વ્હાલીનો પ્રયાસ ઘણો સ્તુત્ય છે. અબળાઓ એ દેશની દોલત છે. સીજાતી બ્હેનોને સહાય કરવી, દુઃખી વિધવાઓને સદ્‌જ્ઞાન આપી સન્માર્ગે વાળવી. આનાથી બીજું કયું મહત્વનું પુણ્યદાન હોઇ શકે? બાઇ વ્હાલી તેમના પ્રયાસમાં સુદ્રઢ રહો અને તેમને દરેક રીતે આ ખાતાની અભિવૃદ્ધિ અર્થે સહાય મળો અને દરેક બંધુઓ તથા બ્હેનો આ ખાતાને શક્તિઅનુસાર મદદ કરો એવું અમો અંતઃકરણથી જોવા ઉત્સુક છીએ. બાઈ રૂક્ષ્મણી રા. રા. ઝવેરી નગીનચંદ ઝવેરચંદની વિધવાએ રૂ. ૧૫૦૧ રા. રા. ઝવેરી તલકચંદ માસ્તરના પુત્ર સોભાગ્યભાઇનાં વિધવા બાઇ પરસન બ્હેને રૂ. ૧૫૦૧ ની તથા રા. રા. ઝવેરી ઉત્તમચંદ મુલચંદનાં વિધવા બાઇ સરસ્વતિએ રૂ. ૧૫૦૧ ની ખાતાની શરૂઆત કરવા જે ઉદાર મદદ આપી છે તેમજ જે જે સદ્‌ગૃહસ્થો તથા બ્હેનોએ પોતાની શક્તિ અનુસાર મદદ કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમો આશા રાખીએ છીએ આ ખાતુ વૃદ્ધિગંત થાઓ અને તેને દરેક પ્રકારે જોઇતી મદદ મળો એવું ઇચ્છીએ છીએ.

બજાવવા તૈયાર થઇ રહી છે ને જૈન સમાજમાં જે અનાથ સ્ત્રી વર્ગ છે તેમના માટે કાંઇપણ સાધન ન હોવાથી વગર ઉદ્યમે નહિ કામનો વખત દુઃખમય ગાળે છે તે તરફ કાંઇ સંઘનું લક્ષ જોઇએ તેવું નથી. આ દીલગીર થવા જેવું છે. આવા ઉજમણા સ્નાત્ર મહોત્સવો જે થાય છે તે જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાપ્તિના સાધનો છે તેથી જીવ ઉત્તમ કરણીએ પોતાના સાધ્યને મેળવી શકે છે તો આ પ્રસંગે જ્ઞાન દર્શનને ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના માટે અનાથ અબળાઓના સાધન સારૂ કંઇ ગોઠવણ થવી જોઇએ એવા પ્રકારનો ઘણો ઉપદેશ કર્યો હતો. જેના પરિણામે ત્યાંજ સભા વચ્ચે તેઓશ્રીના ઉપદેશની અસર થતાં રૂ. ૧૫૦૧ ની રકમ ઝવેરી નગીનચંદ કપૂરચંદનાં વિધવા બાઇ રૂક્ષ્મણીએ અનાથ અબળાઓની મદદને માટે આપવા જણાવ્યું હતું ને બીજા ઝવેરી તલકચંદ માસ્તરના પુત્ર સોભાગ્યભાઇનાં વિધવા બાઇ પરસન બ્હેને રૂ. ૧૫૦૧ ની રકમ જાહેર કરી હતી ત્રીજાં બ્હેન સરસ્વતી બાઇ તે ઝવેરી ઉત્તમચંદ મુળચંદનાં વિધવાએ રૂ. ૧૫૦૧ ની રકમ જાહેર કરી હતી. ત્યારબાદ શા. પાનાચંદનાં ધણીઆણી સૌ. બાઇ હીરાકોર બ્હેને રૂ. ૨૫ ની રકમ જાહેર કરી હતી. એકંદરે મળી રૂ. ૪૫૨૮ ની રકમ અનાથ અબળાઓની મદદ માટે સભામાં જાહેર થઈ હતી તે હજુ પણ સુરતમાં આ ખાતાને માટે વાત ચર્ચાઇ રહી છે.

**વનિતા વિશ્રામને મહામાસમાં થએલી મદદઃ**—૨૮ શેઠ નથુભાઇ કીરપારામ મુંબઇ વાલા તરફથી એક બાઇને માસ ચારના ખરચ સારૂ, ૫ બાઇ રૂક્ષ્મણી હીરાચંદ મોતીચંદની વિધવા, ૫ બાઇ વહાલી વીરચંદ, ૫ શા. મેલાપચંદ આણંદચંદ, ૧ વજેચંદ તારાચંદ, ૨ શા. ઇચ્છાચંદ દ્વારકાદાસ, ૧ શા. અમરચંદ ખુમચંદ, ૨ શા. મુલચંદ જગજીવનચંદ, ૨ શા. મોતીચંદ કલ્યાણચંદ, ૨ શા. મગનભાઇ મલુકચંદ, ૧ શા, મગનભાઇ વનેચંદ, ૧ બાઇ હીરાકોર બેન ઘેલાભાઇ ચોકસીની છોકરી, ૧ શા પાનાચંદ વીરચંદ; અને ૨ શા. સુરચંદની નાનાભાઇ એ રીતે કુલ રૂપીઆ ૫૮ આવ્યા છે.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી જૈન સંસ્કૃત પાઠશાલાનો વાર્ષિક મહોત્સવ.

ઉક્ત મેલાવડાનું પ્રમુખસ્થાન ઝવેરી મોહનલાલ ભાઈ મગનભાઇને આપવામાં આવ્યું હતું. ત્યારબાદ માસ્તર હિંમતલાલ મગનલાલ કે-જે-આ પાઠશાલાના સેક્રેટરી તેમજ શાળાના માસ્તર છે તેમણે વાર્ષિક રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. પછી પ્રમુખ સાહેબના સ્વહસ્તે ઉક્ત પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ આપવામાં આવ્યાં હતાં. ત્યારબાદ અત્રે પધારેલા કેટલાક ગૃહસ્થોએ પાઠશાળાના કાર્ય તરફ નજર કરતાં પૈસા સંબંધીની ઉદારતા બતાવી હતી.

પશ્ચાત્ માસ્તર બાલાભાઇ કકલભાઇએ-સંસ્કૃત ભાષાને આદર્શ રૂપગણી તે વિષયને ઉચ્ચકોટીએ લાવવા પાઠશાળાના માસ્તર સાહેબને તેમજ વિદ્યાર્થીઓને ભલામણ કરી હતી. પછી ઉક્ત સભાના પંડિત વિશ્વનાથે વિદ્યાની ઉત્તમ ઉપયોગિતા બતાવી હતી. ત્યારબાદ મી. મુલચંદભાઇ આશારામ વેરાટીએ તેમજ અન્ય ગૃહસ્થોએ નીતિ, સદ્વર્તન, ખંત, ઉત્સાહ અને ઉદ્યમ ઉપર વિવેચન કર્યું હતું છેવટે પ્રમુખ સાહેબે પ્રસંગતે માંગલિક ગણી વિદ્યાના અમૂલ્ય લાભો દર્શાવ્યા હતા ત્યાર બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

# आनंदमय जीवन.

જીવનો મૂળ સ્વભાવ આનંદમય છે. કર્મમળથી રહિત-મુક્ત-જીવમોક્ષમાં ગયા બાદ સંપૂર્ણ આનંદ ભોગવે છે, પોતાના સ્વરૂપમાં રમણતા અને પરમાત્ર દશાનો ... એને આનંદનું કારણ માન્યું છે, અને તે સ્વભાવિક આનંદ છે.

અનાદિકાળથી ભવભ્રમણ કરનારો આપણો જીવ જ્યાં સુધી મનુષ્ય પંચેંદ્રિપણું પામ્યો નહોતો ત્યાં સુધી તેને સ્વાભાવિક આનંદ ઉપજવાનું નિમિત્ત કારણ પ્રાયે મળ્યું નહોતું. સ્વાભાવિક આનંદ મેળવવાને માટે મનુષ્ય જાતને જ્ઞાનીયોએ પ્રાયે વિશેષ લાયક માન્યો છે.

આનંદના બે ભેદ આપણે કલ્પી શકીએ. એક સ્વભાવિક આનંદ અને બીજો પૌદ્‌ગલિક કૃત્રિમ-એ બેનું યત્કિંચિત્ સ્વરૂપ આપણે જો સમજવા પ્રયાસ કરીએ તો આપણે આપણા જીવનને આનંદમય કેવી રીતે બનાવીએ તેનો રસ્તો ઘણા ભાગે આપણે શોધી શકીએ. દુનિયાના વૈભવો-શરીર સૌંદર્ય, ગુણી ભાર્યા, આજ્ઞાંકિત પરિવાર-પુત્રાદિ-ધનસંપત્ત-રાજ્ય-દરબાર અને સમાજમાં માન પ્રતિષ્ઠા ઇત્યાદિ આનંદનાં કારણો છે, એનાથી જે આનંદ મળે છે, એ સ્થાયી નથી. એ પૌદ્‌ગલિક છે. પૌદ્‌ગલિકનું સ્વરૂપ જ્ઞાની મહારાજાએ પૂર્ણ ગલન સ્વભાવવાળું બતાવ્યું છે, તેથી તેના સ્વભાવ પ્રમાણે વૈભવથી મળતો આનંદ પ્રાપ્ત થાય તેમાં ફેરફાર થાય અને નાશ પામે એમાં કંઇ ચમત્કાર નથી. આ આનંદ સંયોગીક છે, જ્યાં પરાઇ વસ્તુના સહવાસથી, તેની પ્રાપ્તિથી આનંદ થાય ત્યાં તેના વિયોગ અને નાશથી દુઃખ થાય એ સ્વભાવિક છે, એવો વસ્તુનો સ્વભાવ છે; એને કુદરતનો કાયદો કહો કે નેચર કહો પણ વાત તો એકની એકજ છે.

આ આનંદ ઉપરાંત બીજા પણ કેટલાક કૃત્રિમ આનંદ મેળવવાનાં સ્થાન જુદી જુદી વ્યક્તિઓએ પોતાની ઇચ્છા પ્રમાણે માની લીધેલાં છે.

જુદા જુદા પ્રકારના વ્યસનના સેવનથી, નાટકાદિના જોવાથી, ગીત નૃત્યથી, કાંચની-ચોના નૃત્યથી, નિર્દોષ અને સદોષ રમત ગમતો અને હાલના જમાનાની સુધરેલી રીતની પાર્ટિઓ અને પ્રીતિ ભોજનાદિથી પડતી રમુજને આનંદ માની લેવામાં આવે છે. એના પણ બે વર્ગ પાડી શકાય તેવા છે, એક શિક્ષીત કેળવાયલા વર્ગ અને બીજા અશિક્ષીત વર્ગ માની લીધેલા આનંદના પ્રકારો છે.

અશિક્ષિતવર્ગ પ્રાયે ઘણા ભાગે દારૂ વિગેરે કેફી ચીજોનું સેવન કરી તોફાન કરવામાં જીંદગીનું સાર્થક માની આનંદ ભોગવે છે. ભીલ, ધાનકા, કોળી, પરજ, ઢેડ, ભંગી, ચમાર, ગોલા, ધોબી, વિગેરે જેઓ પોતાને અભક્ષ ખાવા પીવાની છુટ માને છે. તેનો વર્ગ લગ્નાદિ પ્રસંગોએ અને હોળી વગેરે તહેવારના વખતે એવી રીતે આનંદ મેળવતા જણાય છે, અને તેને માટે દ્રવ્યાદિનો ભોગ આપવાને તેઓ પાછી પાની કરતા જણાતા નથી.

શિક્ષીતવર્ગ સુધરેલી રીતે એવા પદાર્થોથી કૃત્રિમ આનંદ ભોગવે છે, અશિક્ષીતવર્ગ કરતાં આ વર્ગનો આવા પ્રકારનો આનંદ વધુ ખર્ચાળ છે. અશિક્ષીત અને શિક્ષીતના વચ્ચે તફાવત છે. અશિક્ષીતવર્ગ જે આનંદ ભોગવે છે તે જાહેરમાં ભોગવે છે, અને પ્રસંગે બીજાઓને અપાય કરતા માલૂમ પડે છે; જ્યારે શિક્ષીતવર્ગ મર્યાદિત છતાં તેમનાથી બીજાઓને અપાયનું કારણ પ્રાયે હોવાનો સંભવ ઓછો હોય છે.

આ કૃત્રિમ અને પૌદ્ગલિક આનંદથી જીવન રસમય–આનંદમય બનતું નથી. જેટલો વખત રમત ગંમતમાં ભાગ લે છે, જેટલા વખત સુધી માદક પદાર્થની અસર રહે છે તેટલો વખત દેવતા અને રાજાના સુખના પોતે અધિકારી બનેલા છે, એમ માની આનંદ ભોગવે છે, ...તે વખત પુરો થાય છે, ત્યાર પછી અથવા તેના પ્રકારના આનંદના પરિણામે જો કોઈ વ્યાધિ લાગુ પડે છે, તો તેજ આનંદ તેમને દુઃખનું કારણ થાય છે, અને તેથી જીવન આનંદમય બનવાને બદલે ક્લેશમય બને છે અને જીંદગી પૂર્ણ થાય છે. તેઓ પોતાનો, પોતાના સહવાસમાં આવનારનો અને સમાજનો ઘાત કરે છે.

શું આવા પ્રકારે જીંદગી ગુજારવી એ વાસ્તવિક છે કે જીવનને આનંદ અને રસમય બનાવવું એ વાસ્તવિક છે, એનો આપણે ખાસ વિચાર કરવાનો છે.

જીવન આનંદમય બનાવવું એટલે કુદરતી સ્વભાવિક આનંદ પ્રાપ્ત થાય એવા પ્રકારનું જીવન ગુજારવું તે છે. એવું શાથી બને તેનો વિચાર આપણે ખાસ કરવા જેવો છે. આ જીવનો મૂળ સ્વભાવ આનંદમય છે, એના મૂળ સ્વભાવથી જેટલે અંશે વિપરીત વર્તન આપણે ચલાવીએ તેટલે અંશે તે આનંદમાં ખામી અથવા ઓછાશ આવે છે.

આ આનંદ કાયીક, વાચિક અને માનસિક, ત્રણ રીતે હોઇ શકે.

કાયિક–શારિરીક આનંદ તંદુરસ્ત અને નિરોગી શરીર હોવામાં છે. લૌકીકમાં કહેવત પણ છે કે, "પહેલું સુખ તે જાતે નર્યા." દુનિયાના તમામ વૈભવોના આનંદનું બીજ શરીરની તંદુરસ્તી ઉપર છે. જો શરીર તંદુરસ્ત હશે તો તમામ વસ્તુમાંથી આનંદ મેળવવા ધારશો તો મેળવી શકશો, એટલુંજ નહિ પણ પરમાર્થિક ઉદ્યોગ પણ તેનાથીજ થઇ શકશે, જો શરીરમાં કંઈ પણ વ્યાધિ હશે તો પછી બીજા આનંદનાં ગમે તેવાં કારણો હશે તો પણ તે લેહજત આપનારાં થઇ શકશે નહિ. ત્યારે એથી એ સિદ્ધ થાય છે કે શરીર તંદુરસ્ત રહેવાના માટે ખાસ ધ્યાન આપવું જોઇએ. શરીર તંદુરસ્ત રહેવાને હમેશ ધ્યાન આપવું, એટલે તેમાં ને તેમાં લક્ષ રાખ્યા કરવું અને તેનો જાપ કર્યા કરવો એવો અર્થ કરવાનો નથી પણ આપણે પોતાની રહેણીકરણી, આહાર વિહારની યોજના એવી રીતે કરવી કે તેથી નવીન વ્યાધિ ઉત્પન્ન થવાનું કારણ મળે નહિ. અશુભ કર્મના ઉદયથી અથવા આકસ્મીક કારણોથી કંઇ વ્યાધિઓ ઉત્પન્ન થાય ત્યાં આપણો ઇલાજ નથી પણ કેટલાક વ્યાધિઓ એવા પ્રકારના છે કે આહાર વિહારમાં જો સારાસાર વિચાર કરી દેશ, કાળ, ધર્મ અને પોતાના શરીરને પોષણ આપનાર કયા કયા પદાર્થો છે તે નક્કી કરી પોતાની શક્તિ પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવે તો ઘણા ભાગે કેટલાક વ્યાધિઓ અટકી પડે છે. સારી રીતે વિચાર કરવાનો આ વિષય છે. શરીર એ દૈવી બક્ષિશ છે, તે બક્ષિશનો ગમે તેવી રીતે ઉપયોગ કરવાનો આપણને અધિકાર નથી. આ જીંદગીમાં ઘણા મહત્વનાં કામો કરવાનાં છે. ઘણી ફરજો બજાવવાની છે, અને આપણી ભાવિજીંદગી–આવતો ભવ સુધારવાનું તેનામાંજ રહેલું છે. એવી કીંમતવાળી ચીજને સાચવવાના અને જાળવવાના અને તેનાથી આનંદ મેળવવાના જે નિયમો જ્ઞાની મહારાજાઓએ તથા એ વિષયના ખાસ અભ્યાસીઓએ બતાવેલા છે, તે તમામનો અભ્યાસ તો બાજુ ઉપર રહ્યો પણ તેમાંથી સામાન્ય નિયમો જાણવાનો અને તે પ્રમાણે વર્તવાનો આપણે ઉદ્યમ ન કરીએ એ કેટલી મોટી ભૂલ કહેવાય ? !

કરી અભક્ષ પદાર્થનો ત્યાગ કરવામાં આવે, અને સાત્વિક શુદ્ધ પદાર્થનું પરિમીત સેવન કરવામાં આવે, યોગ્ય કસરત–મહેનત કરવામાં આવે, અને પંચેંદ્રિના વિષય સેવનમાં નિયમીત રહેવામાં આવે તો કેટલાક વ્યાધિઓ શરીર ઉપર જે હુમલા કરે છે, અને શારીરિક આનંદનો નાશ કરે છે, તે થતા અટકી પડે. આ બાબતની ખાત્રી કરવી હોય તો એનો અભ્યાસ સતત ચાલુ રાખવાથી તેની ખાત્રી થયા સિવાય રહેશેજ નહિ.

વર્તમાનમાં આપણી જૈન પ્રજાની તંદુરસ્તી સંબંધી જો વિચાર કરીશું તો તેઓ એ બાબતમાં બહુ પછાત છે. તેઓનામાં કૃત્રિમ આનંદનું જોર ઘણું વધી પડેલું છે. તેના કારણમાં બે ખામીઓ માલુમ પડે છે, એક તો શરીર રક્ષણના નિયમોનું અજ્ઞાનપણું અને જાણીને પણ તેનું પ્રતિપાલણ કરવાની નબળાઇ.

ધાર્મિક સેવનમાં આગળ વધવાની કાળજી ધરાવનાર મહાશયોએ પ્રથમ આ બાબતમાં ખાસ લક્ષ આપવા જેવું છે. કેમકે વ્યવહારિક અને ધાર્મિક ઉન્નતિનો પહેલો પાયો શારીરિક તંદુરસ્તી ઉપર છે. શરીર એ બન્ને બાબતોમાં સાહ્યકારી છે, તેથી તેની ઉપેક્ષા કરવાની જરૂર નથી, તેમજ અજ્ઞાનતાના યોગે ક્ષુલકક્ષુલક વ્યાધિઓ થતા અટકાવવાને માટે તેનાં કારણો જાણી તે કારણોનો નાશ કરવો એ પહેલી ફરજ છે. આ ફરજનો ભંગ કરવાથી બીજા કોઇને નુકશાન ન થતાં આપણને પોતાનેજ થવાનું છે. શરીર તંદુરસ્તીથી જે આનંદ રેલવવાનો છે, તેનો નાશ ન થાય અને તે આનંદમાં ખલેલ ન પહોંચે તેને માટે જો આપણે યોગ્ય કાળજી ન રાખીએ તો પછી તેનું પ્રાયશ્ચિત આપણે ભોગવવું પડશે. શારીરિક આનંદનો ઘાત થવાની સાથે કડવી દવાનું સેવન કરવું પડશે. કેટલીક પરહેજી પાળવી પડશે. તેની સાથે દ્રવ્ય સંબંધી નુકશાન થશે તે તો જુદું. આ બાબતમાં વણીક બુદ્ધિનો ઉપયોગ કરવાની જરૂર છે, અને ખોટનો ધંધો ન થાય તે માટે ખાસ કાળજી રાખવાની છે.

**શારીરિક આનંદ** મેળવવાને પોતાની જ્ઞાનદ્રષ્ટિથી મુખ્યત્વે નીચેના નિયમો પ્રમાણે વર્તવાનું આપણને જ્ઞાની મહારાજાએ સૂચવ્યું છે. જે માર્ગાનુસારીના નામથી ઓળખાય છે.

૧. ભુખ લાગ્યા સિવાય ખોરાક લેવો નહિ.

૨. જમતી વખતે થોડું ઓછું ખાવું. એટલે ૨ થી ૮ કોળીયા સુધી ખોરાક ઓછો ખાવો. આ એક જાતનો તપ છે, તેને ઉણોદરી તપ કહેવામાં આવે છે.

૩. કોઇ જાતનું વ્યસન કરવું નહિ.

૪. અભક્ષ વસ્તુઓ ખાવી અને પીવી નહિ.

૫. અનંતકાયનું સેવન કરવું નહિ.

૬. વિદળનો ઉપયોગ કરવો નહિ.

૭. રાત્રી ભોજન કરવું નહિ.

૮. અજાણ્યાં ફળ ખાવાં નહિ. અજાણ્યાં ફળ એટલે જેના ગુણની ખબર લેનાર કે આપનાર બન્નેમાંથી કોઇને ન હોય તેવાં ફળ.

૯. પરિમિત મૈથુન સેવન.

૧૦. નિયમીત નિદ્રા લેવી.

આ નિયમો જો સખ્ત રીતે પાળવામાં આવે તો શારીરિક આનંદ મેળવવામાં જે આપણને કેટલોક વ્યાઘાત નડે છે, તે પ્રાયે નડશે નહિ.

**વાચિક આનંદ**—આ જાતનો આનંદ મેળવવામાં ઘણા ભાગે એવી પ્રવૃત્તિ જોવામાં આવે છે કે બીજાની નિંદા કરવી, તેનામાં અછતા દુષણોનું આરોપણ કરવું, બીજાની ચાડી કરવી, મશ્કરી, ઠઠ્ઠા, મજાક કરવી, અસત્ય બોલવું, જુઠી સાક્ષી કરવી ઈત્યાદિ, આ પ્રવૃત્તિ એ અશુદ્ધ છે, અને તેમાંથી મળતો આનંદ ક્ષણીક છતાં પરિણામે દુઃખજનક છે. આ પ્રકારનો આનંદ મેળવનારની ગણના સમાજમાં પ્રશંસાપાત્ર થતી નથી. માઠા કર્મબંધનાં એ કારણ છે, અને તેના વિપાક અશાતા વેદનીના રૂપમાં આપણને ભોગવવા પડે છે, અને તેથી જીવન કલેશમય બને છે. જો આપણે આપણા જીવનને આનંદમય બનાવવું હોય તો આ અને આવા પ્રકારની પ્રવૃત્તિ અટકાવવી જોઇએ.

આને બદલે સત્ય, હિતકારક અને પ્રીતિમય અલ્પ વચનં બોલવાની અને બીજાઓના ગુણનું અવલોકન કરી સારા ગુણોની અનુમોદના કરવાની મહાપુરૂષોના અને ભગવંતના ગુણો જાણી તેમના ગુણાનુવાદ કરવાની અને સાંભળવાની પ્રવૃત્તિ રાખવાથી જીવન આનંદમય બનાવી શકાશે. એનાથી મળતો આનંદ પરંપરાએ આત્મિકવિકાશનું કારણ બનશે. આ આનંદથી અશુભ કર્મનો પ્રાયે ક્ષય થશે, અને તેથી અશાતા વેદની કર્મનો પણ ક્ષય થશે. એ કંઈ જેવો તેવો લાભ નથી.

**માનસિક આનંદ**—માનસિક આનંદ નિર્દોષ અને સારા વિચારો કરવાથી મેળવી શકાશે. બંધ અને મોક્ષનું કારણ મન છે. તેજ રીતે માનસિક આનંદ અને કલેશનું કારણ પણ મન છે. હંમેશ પાપરહિત નિર્દોષ વિચારો કરવાથી અને તદનુસાર આપણું વર્તન રાખવાથી જીવન આનંદમય બનાવી શકાશે. જગતમાં પાપનાં કારણો કયાં કયાં છે, તેનું અવલોકન કરવાથી આપણને તે માલમ પડશે. વ્યવહારમાં માનસિક આનંદનો નાશ કરવાનું કારણ ઘણા ભાગે આપણી પોતાની અન્યાયી વૃત્તિ છે. અન્યાયથી ચાલવાની ટેવ પડવાથી આપણી પ્રવૃત્તિ પણ અશુદ્ધજ રહેવાની, અને પ્રવૃત્તિ અશુદ્ધ હોય ત્યાં તેના પરિણામમાં આનંદ મળવાનો સંભવ આકાશ પુષ્પવત્ સમાન છે. અન્યાયની પ્રવૃત્તિથી માની લેવાતો આનંદ એ ઝાંઝવાના પાણીના જેવો છે, એ વાસ્તવિક આનંદ નથી, પણ આનંદાભાસ છે.

માનસિક આનંદ મેળવવાને માટે બીજી પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. વ્યવહારની અંદર માની લીધેલા લાભના વખતે આનંદઘેલા થઈ જવું, અને અનિષ્ટ પ્રાપ્તિ અથવા ઇષ્ટ વિયોગના પ્રસંગે નિરાશ અથવા દીલગીર થવું એ બન્ને સ્વભાવિક આનંદનો નાશ કરવાવાળું છે. એ રતી અને અરતી બન્ને પાપજ છે. એ બન્નેનો સહવાસ છોડવાથી કુદરતી આનંદ શું છે એનો અનુભવ થશે.

ઉપર આપણે કાયિક, વાચિક અને માનસિક આનંદ વિષે યત્કિંચિત્ વિચાર કર્યો તે સિવાય પણ આનંદમય જીવન બનાવવાનાં કેટલાંક કારણો છે. તેમાં પહેલી જગ્યા કુટુંબીક આનંદ લે છે. જે કુટુંબમાં હમેશ આનંદ રહે એ કુટુંબના જેવું ભાગ્યશાળી કયું ? કુટુંબની અંદર આનંદ મેળવવાને માટે કુટુંબકલેશના કારણોનું અવલોકન કરી કલેશને અટકાવવો એટલે સ્વભાવિક આનંદ આવીને ઉભો રહેશે. જે કુટુંબમાં હમેશ દંતકલેશ થયા કરે એ કુટુંબ ભલે મોટું શ્રીમંત અને ધનવાન હોય, બહાર લોકીકમાં તે આબરૂદાર ગણાતું હોય તોપણ જેમ રોગીષ્ટ માણસ જેટલો વખત સારાં કપડાં પહેરીને બહાર નીકળે અને લોકો તેને સુખવાળો

જુવે પણ તેના સુખની વાસ્તવિક ખબર તેને પોતાનેજ હોય છે. તે મુજબ કુટુંબક્લેશવાળા ઘરના સંબંધમાં પણ બને છે.

ક્લેશ એ સંસાર ભવ ભ્રમણતાનું મૂળ છે. ક્લેશરહિત મનનેજ ભવપાર ઉતરવાનું કારણ ઉપાધ્યાયજી મહારાજ શ્રી યશોવિજયજી મહારાજ માને છે.

કુટુંબક્લેશના જેવાજ બીજા ન્યાતીક્લેશ, સમાજીક્લેશ પણ કુદરતી આનંદનો નાશ કરવાવાળા છે.

જેઓ સ્વાભાવિક-કુદરતી આનંદ મેળવવાની ઇચ્છાવાળા છે, જેઓ પોતાનું જીવન આનંદમય બનાવવા ધારતા હોય તેમણે ક્લેશના કારણોમાં પડવું નહિ, પડેલા હોય તો હિંમત ધરી તેમાંથી નિકળી જવું. ગમે તેવા વિપરીત સંજોગો પ્રાપ્ત થાય તોપણ પોતાનું સાધ્ય ચુકવું નહિ એજ ઉત્તમ છે.

સુખ અને દુઃખનું મૂળ કારણ શુભાશુભ કર્મ છે. શુભકર્મના ઉદયના ફળરૂપ-શારીરિક તંદુરસ્તી, ધન, પ્રાપ્તિ, કુટુંબ પરિવાર ઇત્યાદિ છે. તેવીજ રીતે અશુભકર્મના ફળના પરિણામરૂપ રોગનો સંયોગ, ધનહાનિ, અને પરિવારનો વિજોગ ઇત્યાદિ છે. એ અશુભકર્મનો કર્તા આપણો પોતાનો જીવજ છે અને પુર્વકાળમાં કરેલા કર્મના ફળરૂપ છે. તે ફળને અટકાવવાની આપણામાં સત્તા નથી તો પછી તેના માટે આનંદ અને ક્લેશ નહિ માનતાં સ્વભાવિક પોતાના સ્વરૂપમાં રહેવાની ટેવ પાડવી એના જેવું બીજું ઉત્તમ એક પણ નથી.

આપણું ભાવી જીવન આનંદમય બનાવવાનો મોટો ભાગ આપણી વર્તમાન કૃતિ ઉપર આધાર રાખે છે. ઉપાધ્યાયજી મહારાજે કહ્યું છે કેઃ "બંધ સમયે ચિત ચેતીયે, શો ઉદયે સંતાપ," જે વખતે કર્મનો બંધ પડે તે વખતે ચેતવાનું છે. એક વખત અશુભકર્મનો બંધ પડે તો પછી તેના પરિણામરૂપ ફળવિપાક ભોગવવાના પ્રસંગે સંતાપ કરેલો શું કામ લાગે માટે વર્તમાનમાં અશુભકર્મનો બંધ ન પડે તેના માટે અશુભકર્મ બંધનાં કારણોનો આપણે અભ્યાસ કરવો જોઇએ અને તેવા કારણોના કર્તા આપણે ન થઇએ એ માટે કાળજી રાખવી જોઇએ.

જીવન આનંદમય બનાવવાનો સર્વોત્તમ ઉપાય પોતાના ઇષ્ટદેવની, પરમાત્માની અને ગુરૂની શુદ્ધ ભાવનાથી ભક્તિ કરવી, અને સદ્ અનુષ્ઠાનનું સેવન કરવું તે છે. સંપૂર્ણ વિર્યોલ્લાસથી, આદરસહિત, આ વિષયમાં શુદ્ધ પ્રવૃત્તિ કરવી તે છે. એની ખરી લેહજત જે મહાનુભાવો એનું સેવન કરે છે, તેમને છે એ અનુભવવાળો આનંદ અનુભવ કર્યા સિવાય મેળવી શકાશે નહિ કે તેની પ્રતીતિ થઇ શકશે નહિ.

---

# आरोग्य.

(લેખકઃ—સદ્ગત્ ડી. જી. શાહ, માણેકપુર.)

ક્ષણિક સુખને સારૂ પોતાની આરોગ્યતાનો નાશ ન કરો. શરીરરૂપી ઘરનો બ્રહ્મચર્યરૂપી પાયો મજબુત હશે તોજ સારી રીતે તે ઘણા વખત સુધી નિરોગીપણે ટકી શકશે.

શારીરિક, આત્મિક અને માનસિક બળો મૈથુન સેવનથી નષ્ટ થાય છે માટે તેમાં તો કરકસર રાખવી એજ હિતકારક છે.

કિંમતના પ્રમાણમાં દવા ગુણ કરે એ ખોટો વ્હેમ છે અને એવા ખોટા વ્હેમથીજ દવા ગુણવાળી છતાં બરાબર અસર કરતી નથી.

આરોગ્યતા નિરૂદ્યમીપણે બેસી રહેવાથી પ્રાપ્ત થતી નથી. જેટલું મહેનતથી પ્રાપ્ત થાય છે તેનાથી વધારે બેસી રહેવાથી ગુમાવવું પડે છે.

જેવા વિચારોનું સેવન કરશો તેવું પ્રાપ્ત થશે. આરોગ્યતાના વિચાર કરશો તો આરોગ્યજ મળશે, અને રોગના વિચારો કરશો તો રોગના ભોગ થશો.

નિયમસર ફરવા જવું, નિયમસર કસરત કરવી, અને નિયમસર દરેક કાર્ય કરવું, તેથી શરીર મજબુત તથા નિરોગી થશે.

વિષય રસથી ભરપુર પુસ્તકો વાંચવાં, નાટકો જોવાં, સ્ત્રીઓના અલંકારોની વાતો કરવી, અને સ્ત્રીઓનાં અંગોપાંગ નિરખવાથી મનોવૃત્તિઓ કાબુમાં નહિ રહેતાં અવળા રસ્તે મન ચાલ્યું જાય છે.

ન્હાતી વખતે પ્રથમ માથુ પલાળવું, તન્દુરસ્તીવાળાને ટાઢા પાણીએ ન્હાવાથીજ શરીરને બળ તથા ફાયદો થાય છે.

ગરમ પાણી સાથે ઠંડુ પાણી મેળવીને સ્નાન કરવાથી શરીરમાં કળતર ઉત્પન્ન થાય છે.

દરેક રોગી ઔષધ વાપરતો હોય અગર ન વાપરતો હોય પણ પથ્ય પાળવાની મુખ્ય જરૂર છે, ખાવા પીવામાં બેપરવાઇ રાખવી એજ તન્દુરસ્તી બગાડવાનું મુખ્ય કારણ છે.

તમાકુ-બીડી કાળજે દાહ પાડી દેહને બાળી નાંખે છે, તેમજ મુખમાં ચાંદી પાડી ઉધરસ તથા ગરમીનાં દરદો પેદા કરે છે.

દારૂપાનનું નીચ વ્યસન તન, મન અને ધનને બહુજ નુકસાનકર્તા છે. તેનાથી અનેક પ્રકારની વ્યાધિ ઉત્પન્ન થાય છે.

ચાહ બળ હરે છે, અને કૉફી નિદ્રાને રોકે છે.

અફીણથી ઝાડો બંધ થાય છે તથા એદીપણું આવે છે.

ભાંગ અને ગાંજાના સેવનથી મગજ બગડે છે, તથા જાથુ અભ્યાસથી દિવાના થઇ જવાનો સંભવ રહે છે.

કોકેનનો લાંબા વખત સુધી ઉપયોગ કરવાથી શારીરિક અને માનસિક શક્તિઓ મંદ પડી જવા સાથે બળનો નાશ થાય છે.

આરોગ્યતા રૂપી ફળ મેળવવા માટે મનોવિકારોને વશ કરવા જોઇએ.

ઘણાં મરચાં, તેલ, ખટાઇ, ઘણો ગરમ તથા ઠંડો ખોરાક અને મીઠાઇ વિગેરે ભારે ખોરાક ખાવાથી ધાતુક્ષીણતા વિગેરે લાગુ પડે છે.

શરીર બળની વૃદ્ધિ માટે નિત્ય કસરત કરવી જરૂરની છે અને મનોબળની વૃદ્ધિને માટે યોગાભ્યાસ જરૂરનો છે.

આરોગ્યતા પ્રાપ્ત કરનાર ઇચ્છનારે પ્રતિજ્ઞા કરવી જોઇએ કે—"હું નિત્ય નિયમિત અને વખતસર હિતકર ભોજન કરીશ."

બીજી પ્રતિજ્ઞામાં હું કોઇ પણ વ્યસન કરીશ નહિ, પોતે સ્વચ્છ રહીશ. મારા ઉપયોગમાં આવતાં વસ્ત્ર, ઘર, પાણી, ખોરાકના પદાર્થો વિગેરે સર્વ સ્વચ્છ રાખી વિષયમાં નિયમિત રહીશ.

આરોગ્યતાથીજ ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ શરીરને રોગી

રાખવાથી કંઇ બની શકતું નથી. માટે દરેક મનુષ્યે શરીરને આરોગ્યતામાં રાખવા પ્રયત્ન કરવો જરૂરનો છે.

અસ્વચ્છતાવાળાં ગંદાં ને મેલાં કપડાં પહેરવાથી ખસ, દાદર, ગુમડાં, ખરજવાં અને લોહીવિકારનાં દરદો ઉત્પન્ન થાય છે.

રોગ થયા પછી રોગની દવા કરવી તેના કરતાં પ્રથમ રોગજ પેદા ન થાય તેવી તજવીજ રાખવી એ ઘણું ઉત્તમ છે.

પાણી શુદ્ધ કપડાથી ગાળીનેજ પીવાના ઉપયોગમાં લેવું કારણ કે વગર ગાળેલા પાણીને પીવાથી કેટલીએક વખત ઘણા માણસોને વાળા નિકળેલા જોવામાં આવે છે.

ભુખ કરતાં વધારે ખાવું નહિ પરંતુ થોડું ઘણું ભુખ્યા રહેવું એ વધારે સારૂં છે. ભુખ કરતાં વધારે આહાર લેવાથી અજીર્ણ થાય છે. કહેવત છે કે "જે થોડું રહ્યું ભુખ્યું, તેને કાંઇ નવ દુઃખ્યું."

હસ્તક્રિયાથી હજારો માણસ પોતાની અમૂલ્ય શક્તિ ગુમાવી ખીન તાકાદપણે અનેક રોગના ભોગ થઇ કરેલા કર્મથી પસ્તાય છે.

જેને જુવાની છતાં વૃદ્ધ બનવું હોય, નિરોગી છતાં રોગી થવું હોય, તથા તન્દુરસ્તી, સૌંદર્યતા, લાવણ્ય અને સૌજન્યતા હાથે કરીને પોતાનામાંથી વિદાય કરી રોગી, કરૂપી, આળસુ અને કાયર બનવું હોય તેજ હસ્તમૈથુનથી મિત્રાચારી રાખે છે.

સોપારી ખાવામાં સો પારી (૧૦૦) છરી જેટલા અવગુણ છે, વળી લોહીને ઉકાળી પાણી કરે છે તથા ક્ષયના ભોગી બનાવે છે.

સ્ત્રીઓને જેમ પતિવ્રત પાળવાની જરૂર છે તેમ શું પુરૂષોને એક પત્નિવ્રત પાળવાની જરૂર નથી?

આળસ અને મોજ શોખ એ જીંદગીનાં દુશ્મન છે. આળસ એ રોગોને જન્મ આપે છે, ઉદ્યોગીનું મન સદાય પ્રફુલ્લિત રહે છે.

ખોરાકમાં અને હરવા ફરવામાં તથા બીજી દરેક બાબતોમાં મિતાહારી થવું, શુદ્ધ હવામાં રહેવું, અને શરીરને સ્વચ્છ રાખવું.

સુઇ રહેતી વખતે માથાપર ઓઢીને સુઇ રહેવું નહિ કારણ કે તેથી અંદરથી નિકળતો ઝેરી શ્વાસ રૂંધાઇ તાજી હવા પ્રવેશ કરતી નથી.

અન્ન પાણી સિવાય થોડું ઘણું જીવી શકાય પણ હવા સિવાય તો બિલકુલ જીવી શકાય નહિ, માટે તાજી અને શુદ્ધ હવા હમેશાં લેવી.

સ્નાન કરવાથી શરીર સ્વચ્છ અને હલકું થઇ થાક ઉતરી જાય છે. માટે જોરનું કામ કરનારા માણસોએ હમેશાં ન્હાવાની ટેવ રાખવી.

કોઇ પણ અન્ન અગર ફળ ઉતરેલું અને સડી ગયેલું ખાવાથી તંદુરસ્તીને નુકશાન કર્તા છે.

ઉજાગરો કરવાથી વ્યાધિ થાય છે. માટે નિદ્રાને રોકવી નહિ. ઓછામાં ઓછું દરેક મનુષ્યને છ કલાક તો ઉંઘવુંજ જોઇએ.

રાતે વ્હેલા સુવું ને સવારમાં વ્હેલાજ ઉઠવું. કહ્યું છે કેઃ—"રાતે વે'લા જે સુએ, વે'લા ઉઠે વીર; બળ, બુદ્ધિ, બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

શુદ્ધ પાણી, શુદ્ધ અન્ન, અને શુદ્ધ હવા એ આરોગ્યતાની માતા છે.

બુદ્ધિથી વીર્યનો ઉપયોગ કરવામાં આવે તો પુરૂષત્વ તથા આયુષ્ય વધે છે. અતિ મૈથુન એ સ્ત્રી કરતાં પુરૂષને વધારે નુકશાન કર્તા છે.

ખોરાક લીધા પછી શરીરને થોડો ઘણો પણ આરામ આપવો જોઇએ માટે જમ્યા પછી અરધો કલાક ડાબા પાસે સુઈ રહેવાની અગર સો ડગલાં ચાલવાની ટેવ રાખવી.

ખાનપાનની બેદરકારી અને સ્વાદેન્દ્રિયની લાલસાથી અનેક દરદો ઉત્પન્ન થાય છે, જે ખોરાક લો તે સાદોજ લેજો, કુદરતને હમેશાં સાદાઇજ પ્રસન્ન છે, અને તે સાદા ઉપાયો ઘણા સહેલા હોય છે.

વ્હેમી માણસોની તંદુરસ્તી જલદી બગડે છે. માટે વ્હેમ તરફ લક્ષ રાખવું નહિ, ખોરાક લેતી વખતે મન શાન્ત રાખવાની જરૂર છે.

પ્રેમી પુસ્તકોનું વાંચન, શૃંગારિક વાતો અને નઠારા માણસના સહવાસથી મન નીચ માર્ગે દોરાય છે. અને તેથી કામવૃત્તિને ઉશ્કેરવાને લીધે નબળાઇપણું પ્રાપ્ત થાય છે.

કુદરતે રાત્રિ વિશ્રાંતિ-નિદ્રાને માટેજ કલ્પી છે તેથી તેનો ભંગ ન કરવો.

પોતાની શક્તિ મુજબ મહેનતનાં કાર્યો કરવાથીજ હાથ પગ મજબુત થાય છે, તેવા સારો ખોરાક ખાવાથી થતા નથી.

આજીવિકાના કામ પૂરતો મહેનત પડે એવો ધંધો નહિ કરવાથી પ્રમાદ, આળસ, ગુન્હા, ચિંતા અને રોગો વધે છે.

ધનવાન પુરૂષોને ઝાડાની કબજીઆત વિશેષ લાગુ પડે છે, તેનું કારણ નિરૂદ્યમી બેસી રહેવું એજ જણાય છે.

બાળલગ્નથી વીર્યહીન થવા સાથે તન્દુરસ્તી ઉપર ખરાબ અસર થાય છે.

લોઢાનો કાટ લોઢાનેજ ખાઇ માટી કરી નાંખે છે તે મુજબ કામ વગરનું મન પોતાનેજ ખાય છે.

પેટની ઘંટી દાંત છે, તો ખોરાકને તે ઘંટીએ ઝીણો દળીનેજ અંદર ઉતારો.

અનાજ ચાવવાની કરકસરને લીધે અજીર્ણાદિક રોગો લાગુ પડે છે તથા મળ સાફ ઉતરતો નથી.

ઉદ્યમ નહિ કરવાથી શાન્તિ મળતી નથી અને મન ઉદાસ રહે છે. માટે ગજામાફક યોગ્ય ધંધો કરવો

હસ્ત ક્રિયાથી મુત્રાશય કમજોર થઇ જાય છે. પેશાબ વારંવાર થાય છે. તથા પ્રમેહ, મળબંધ, કમરનો દુઃખાવો, મંદાગ્નિ, નિર્બલતા વગેરે અસાધ્ય રોગો લાગુ પડે છે.

જેમની તન્દુરસ્તિનું સંયોગના નિયમોના અજ્ઞાનને લીધે સત્યાનાશ વળી જાય છે. તોયે તેઓ પોતાની મનોવૃત્તિને વશ રાખી શકતા નથી. તેઓને મૂર્ખ અને પશુવૃત્તિના મનુષ્યો સમજવા.

અતિ મૈથુન જેવું નુકશાનકારક બીજું કંઇજ નથી. માટે તે કામમાં યોગ્ય વિવેક રાખવો જરૂરનો છે. અપૂર્ણ.

---

## સ્વીકાર.

સદ્‌વચનાઃ—યોજક-લાલન-પ્રકાશક મેશર્સ મેઘજી હીરજી એન્ડ કું. તરફથી મુંબાઈ.

ગુરૂદેવ ગુણ મણિમાળાઃ—પ્રસિદ્ધ કર્તા ઝવેરી ભોગીલાલ ઘેળાભાઇ તરફથી અમદાવાદ.

(જૈન) વનિતાવિશ્રામનો રીપોર્ટ. બાઇ બ્હાલી વીરચંદ તરફથી. સુરત.

# बोर्डींग प्रकरण.

### આ માસમાં બક્ષીશ ખાતે આવેલી રકમ.

૫-૦-૦ બોર્ડીંગના વિદ્યાર્થી જૈન પટેલ ચતુરભાઇ સોમાભાઇ આફ્રિકા-(નૈરોબી.)

૩૦૦-૦-૦ શ્રી મુબઇના મોતીના કાંટાના ટ્રસ્ટીઓ તરફથી શેઠ હીરાચંદભાઇ નેમચંદ. મુબઇ. બા. દરમાસે રૂ. ૧૫૦) મુજબ કાયમ આપવા કહેલા તે મુજબ સં. ૧૯૭૦ ના જેઠ સુદી ૧ થી અસાડ વદી ૦)) સુધી માસ ૨) ના હ. ઝવેરી ભોગીલાલ સારાભાઇએ આપ્યા.

[illegible]-૦-૦ શા. શકરચંદ ડાહ્યાભાઇ. અમદાવાદ ધુસાપારેખની પોળ. હ. મણીલાલ ઉજમશી.

[illegible]-૦-૦ શાહ ખાતે હા. ઇશ્વરલાલ હરજીવનદાસ અમદાવાદ.

૫-૦-૦ ફકીરચંદ રાયચંદ. સાણોદા.
૨-૦-૦ ફુલચંદ રાયચંદ. ,,
૨-૦-૦ જીવણલાલ રણછોડદાસ. ,,
૨-૦-૦ કાળીદાસ ગુલાબચંદ. ,,
૧-૦-૦ દલીચંદ પુંજાભાઇ. ,,
૧-૦-૦ પદમસી ફતેચંદ. ,,
૧-૦-૦ અંબાલાલ જેશીંગભાઇ. ,,
(ઉપરના સાત) હા. બોર્ડીંગના વિદ્યાર્થી મૂળચંદ નાનચંદ.

૩૨૪-૦-૦

### માસિક મદદ ખાતે આવેલી રકમ.

૧૨-૦-૦ રા. રા. નગીનદાસ હ્રીમંગ સીપોર બા. સને ૧૯૧૪ ના આપવાના કહ્યા હતા તે હા. મણીલાલ નગીનદાસ.

૮-૦-૦ શા. છોટાલાલ ઝવેરચંદના ટ્રસ્ટી વકીલ મોહનલાલ ગોકળદાસ. અમદાવાદ લુણસાવાડે સને ૧૯૧૪ ની સાનના માસ સપ્ટેમ્બર, ઑક્ટોબર, નવેમ્બર તથા ડીસેમ્બર મા. ૪) ના રૂ. ૨) લેખે હા. વકીલ. મોહનલાલ ગોકળદાસ

૪-૦-૦ વકીલ મોહનલાલ ગોકળદાસ અમદાવાદ પાંજરાપોળ. સને ૧૯૧૪ ના માસ સપ્ટેમ્બર-ઑક્ટોબર-નવેમ્બર તથા ડીસેમ્બરના હા. પોતે.

૩-૦-૦ વકીલ મોહનલાલ ગોકળદાસ પાંજરાપોળ. સન ૧૯૧૫ ના માસ જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચના હ. પોતે.

૨૭-૫-૦

### ખરચ ખાતે આવેલી રકમ.

[illegible] એક હિતેચ્છુ તરફથી. હા. દોશી. મણીલાલ માધવજી. વડાલી. હાલ અમદાવાદ.

૪-૧૨-૦ એક હિતેચ્છુ તરફથી હા. દોશી મણીલાલ માધવજી. વડાલી. બા. ગુજરાતી પત્રના સને ૧૯૧૪ ના લવાજમના આપ્યા.

૩-૦-૦ બાપુલાલ અમરચંદ નીકોરા. મનીઑર્ડરથી હા. પોતે.

૧૨-૧૦-૦ બોર્ડીંગના વીદ્યાર્થી તરફથી હ. ચંદુલાલ મથુરદાસ. અમદાવાદ જૈન બોર્ડીંગ. બા. વીદ્યાર્થીઓએ ફીસ્ટ કરી તેના આપ્યા.

૭-૪-૦ શા. સૌભાગ્યચંદ ગીરધર. ગોધાવી હાલ અમદાવાદ જૈન બોર્ડીંગ. હા. પોતે બા. પુત્ર જન્મની ખુશાલીમા વીદ્યાર્થીઓને જમણ નિમિત્તે.

૪૭-૧૧-૦

### ધાર્મિક જ્ઞાનોત્તેજક ખાતે આવેલી રકમ.

૨-૦-૦ શા. બાપુલાલ અમરચંદ નીકોરા. મનીઑર્ડરથી હા. પોતે.

કુલ રૂ. ૪૦૦-૧૧-૦

# Rates for Advertisement.

## જાહેરખબર આપનારાઓને અમૂલ્ય તક.

જૈનકોમમાં અજવાળો ફેલાવો ને પ્રખ્યાતિ પામેલું આ બુદ્ધિપ્રભા માસિક છે. જે પોતાનું છ વર્ષ પુરાં કરી સાતમા વર્ષમાં અધિવેશન કરવા ભાગ્યશાળી થયું છે. તેમાં જાહેરખબર આપનારના ભાવો નીચે મુજબ ઘણા ઓછા રાખવામાં આવ્યા છે.

| | એક પેઈજ. | અરધું પેઈજ. | પા પેઈજ. | ચાર લાઈ[illegible] |
|---|---|---|---|---|
| એક વર્ષ માટે ... | ૩૦ | ૨૦ | ૧૨ | ૬ |
| છ માસ માટે ... | ૨૦ | ૧૨ | ૬ | ૪ |
| ત્રણ માસ માટે ... | ૧૨ | ૬ | ૪ | ૩ |
| એક અંક માટે ... | ૫ | ૩ | ૨ | ૧ |

જાહેર ખબરો હિંદી, ગુજરાતી યા ઇંગ્રેજી ભાષામાં લેવામાં આવશે. જાહેર ખબરના નાણાં આગાઉથી મળ્યા સિવાય જાહેર ખબર દાખલ કરવામાં આવશે નહિ. આ માસિક મારફત હેન્ડબીલ વહેંચાવવાના ભાવો પત્રવ્યવહારથી અગર રૂબરૂ મળવાથી નક્કી કરી શકાશે તે માટે. સઘળો પત્રવ્યવહાર તથા મનીઓર્ડર વિગેરે નીચેના શીરનામે મોકલવા.

નાગોરી શરાહ
અમદાવાદ. } વ્યવસ્થાપક-બુદ્ધિપ્રભા.

---

## અધ્યાત્મશાન્તિ આવૃત્તિ બીજી.

પાકી બાઇન્ડીંગ પૃષ્ઠ ૧૩૨. કી. રૂ. ૦-૩-૦

ખરેખર શાન્તિને આપનારો આ લઘુ ગ્રન્થ અહોનીશ અભ્યાસપાઠની માફક મનન કરવા યોગ્ય છે. શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ તે સં. ૧૯૫૯ માં રચેલો છે તેની આ બીજી આવૃત્તિ સુધારા સાથે પ્રગટ થઇ છે. ગ્રન્થ અપૂર્વ છે.


---

### ગ્રાહકોને સુચના.

બુદ્ધિપ્રભાના ગ્રાહકોને વિનંતિ કરવાનું કે જે સદ્ગૃહસ્થોએ પુસ્તક છઠ્ઠાનું લવાજમ આપ્યું નથી તેમના ઉપર નવા વર્ષનો એટલે પુસ્તક સાતમાનો પ્રથમ અંક વિ. પિ. થી મોકલવામાં આવશે તે સ્વીકારી આભારી કરશો.